શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્યે આપેલાં

# ભાષણો.

શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય—સુરત.

સુરત આર્ય સમાજમાં

ओ३म्.

શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્યે આપેલાં

# ભાષણો.

श्लोक.

सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम् ॥
प्रियं च नानृतं ब्रूया देषधर्मः सनातनः ॥ १ ॥
भद्रंभद्र मिति ब्रूयाद् भद्रमित्येव वा वदेत् ॥
शुष्क वैरं विवादं च नकुर्यात्केन चित्सहः ॥ २ ॥
आर्षं धर्मोपदेशं च वेद शास्त्राऽविरोधिना ॥
यस्तर्केणानुसंधत्ते सधर्मो वेद नेतरः ॥ ३ ॥

सत्यार्थ प्रकाश.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્ય—સુરત

પ્રથમાવૃત્તિ    પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૭૮    સને ૧૯૨૨

મૂલ્ય. ૨-૦-૦



**આ ભાષણોનું આખું પુસ્તક અથવા એમાનું કોઈ પણ ભાષણ છાપવા છપાવા, ભાષાન્તર કરવા, વહેંચવા કે વેચવાની સર્વને છુટ છે. હમારો કાંઈ પણ હક્ક રાખ્યો નથી.**

છપાવી પ્રસિદ્ધ કરનારઃ—

**શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય.**

મહીધરપુરા ધીઆ શેરીનો ટેકરો–**સુરત.**

**સુરત**—ચૌટાના પુલ ઉપર આવેલા ધી "**સુરત સીટી**" પ્રીન્ટીંગ પ્રેસમાં,

**ઠાકોરદાસ માનસિંહે** છાપ્યું.



# અનુક્રમણિકા.

# શોક સમાચાર.

આ પુસ્તકમાં લખેલાં ૫૪ વ્યાખ્યાનો કે જે સનાતન ધર્માવલંબીને પણ વાંચવા લાયક હોઇ, જેની અંદર સત્યનું મંડન કરી કોઇનું ખંડન કર્યું નથી, તે પુસ્તકરૂપે ફોટા સાથે તૈયાર થયા બાદ, ફક્ત તેનું બાઈન્ડીંગ કરવાનું કામ બાકી રહ્યું હતું દરમ્યાનમાં નિસ્પૃહી, નિડર, સત્યપ્રિય, સ્વાત્માવલંબી, દૃઢનિશ્ચયી, નિર્લોભી, ઉદાર, ટેકી, સયુક્તિક તર્કવાદી, દઢાગ્રહી, ઋણુ અદા કરનાર, યોગ્ય સલાહકાર, કડવું પણ સત્ય નિષ્પક્ષપાત રીતે મોંઢામોંઢ કહેનાર, સત્યધર્મનું મંડન કરી માન, બડાઇ અને ઇર્ષાનું ખંડન કરનાર, વિદ્વાન, પંડિત, રસાયનશાસ્ત્રી, બાહોશ વક્તા, અનેક નોધારાંને વટવૃક્ષરૂપ શીતળ છાંયા પ્રસારનાર, આ પુસ્તકના કર્તા મારા પૂર્ણ સ્નેહી પણ કડક મીજાજી, વૈશ્યકુળભૂષણ, આયુર્વેદોદ્ધારક શા. તિલકચંદ તારાચંદ વૈદ્યે, વિક્રમ સંવત ૧૯૭૮ના આષાડ સુદ ૧૩ વાર શુક્રે અંગ્રેજી તા. ૭મી જુલાઇ સને ૧૯૨૨ને રોજ રાતના મુંબાઇ ટાઇમ કલાક ૮ વાગતે પોતાની ૬૫ વર્ષની વયે હૃદયરોગની અલ્પ બિમારીના નિમિત્તરૂપ ભોગ થઇ, ઋણાનુબંધ પૂરો થતાં આપણુ સર્વનો ત્યાગ કરી પરલોકવાસ કીધો છે.

તે પરમકૃપાળુ, અખંડાનંદ, સર્વજ્ઞ, સચ્ચિદાનંદ, સર્વાન્તરયામી અને સર્વશકિતમાન્ પરમાત્મા, એ સદ્‌ગત ગુર્જર સિંહના "સબ વિદ્યા કચડઘાણુ" અમર આત્માને શાંતિ બક્ષી, તેમનાં અધુરાં રહેલાં અનેક સત્કાર્યો પૂર્ણ કરવા માટે, બીજા સશક્તરૂપે પાછા આ સૃષ્ટિમાં મોકલી, તે સર્વ કામો પરિપૂર્ણ કરાવી તેમને મોક્ષપદે પહોંચાડે એજ.

તેમના પૂર્વ સંસ્કારી–પૂર્ણસ્નેહી

ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદીની
અનેકાનેક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સહિત નમ્ર
પ્રાર્થના ! તથાસ્તુ ! ! !

સુરત નાગરફળીયું
તા. ૯મી જુલાઇ ૧૯૨૨
રવેઉ

॥ ओ३म् ॥



स्वामी दयानंद सरस्वती

आर्या

वेद धर्म संस्थापक उत्थापक अन्य धर्म पाखंडी ॥
सकलोत्तम गुण भूषित स्वामी श्रीमद्दयानंद दंडी ॥

A 2818 Lakshmi Art, Bombay.



શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્ય

જન્મ સંવત ૧૯૧૩.          મરણ ૧૯૭૮ના અશાડ સુદ ૧૩ ને વાર શુક્ર
તા. ૭-૭-૨૨.

A 2818 Lakshmi Art, Bombay.

# આત્મશ્લાઘા

અથવા

# આપ વખાણ

ચાલુ જમાનામાં જેટલાં પુસ્તકો પ્રકટ થાય છે, તે દરેક પુસ્તકની આદિમાં ભૂમિકા, ઉપોદ્ઘાત, પ્રસ્તાવના, સૂચના, વાંચકને બે બોલ, પ્રવેશિકા, કે પ્રયોજન લખવામાં આવે છે. આ પુસ્તકમાં માત્ર ભાષણોનો સંગ્રહ હોવાથી ઉપરનાં કોઈપણ વિશેષણ અથવા નામ આપી શકાય એમ નથી; તેમ વર્તમાન કાળના ચાલતા પ્રવાહ પ્રમાણે કંઈ પણ લખ્યા વિના રહી શકાય એમ નથી, એટલા માટે બીજો કોઇ શબ્દ નહિ લખતાં આત્મશ્લાઘાના મથાળા હેઠળ બે બોલ લખવા ધારૂં છું. કારણ કે મારૂં કામ બીજાને પસંદ પડે કે નાપસંદ પડે અને તેથી તેનાં વખાણ કોઇ કરે અથવા ન કરે તેની વાટ જોવા કરતાં મારાં વખાણ મારી જાતે કરવાં એજ વધારે મને તો પ્રિય લાગે છે. કારણ કે મનુષ્ય માત્રનો સ્વભાવ છે કે, કોઇપણ કામ પોતાને પસંદ પડયા વિના કોઈપણ માણસ કરતો નથી. તેમ પોતે પોતાનું કામ પૂરૂં કર્યા પછી, મારૂં કામ ખામી ભરેલું છે એમ કોઇ માનતું નથી. જેમ એક બાદશાહે પોતાના કાળા હબશી ગુલામને એવું ફરમાન કર્યું કે સારામાં સારો, રૂપાળામાં રૂપાળો, દેખાવડામાં દેખાવડો એક છોકરો શોધી લાવ. તે હબશીએ આખા શહેરનાં ગરીબ અને તવંગર, અમીર અને ઉમરાવ, ઉંચ અને નીચ, બળવાન અને નિર્બળ તથા ધનવાન અને નિર્ધનનાં હજારો છોકરાં જોયાં, પરંતુ જેવી રીતનાં ગુણ-કર્મ-સ્વભાવ કે અંગોપાંગ કે આકારવાળો છોકરો લાવવાનું બાદશાહનું ફરમાન હતું તેવો એક પણ છોકરો તેની નજરમાં આવ્યોજ નહિ, પરંતુ સકળ ગુણસંપન્ન, રૂપાળો અને દેખાવડો તેને પોતાનોજ પુત્ર લાગ્યો, એટલે પોતાના પુત્રને બાદશાહ આગળ રજુ કરી, તેનાં વખાણ સંપૂર્ણ રીતે કર્યાં. તેમ મારા વ્યાખ્યાનોમાં ગમે તેટલી ખામી હોય, મારી ભાષામાં ગમે તેટલા દોષ હોય, મારા માનેલા સિદ્ધાંતમાં ગમે તેટલી ભૂલ હોય, મારી વિષય સંકલનામાં ગમે તેટલું વિષયાંતર થએલું હોય, તોપણ મારાં ભાષણો જેટલાં મને સંપૂર્ણ નિર્દોષ લાગે એટલાં બીજાને લાગે નહિ એ સ્વાભાવિકજ છે. અને તેથીજ આ પ્રસ્તાવનાનું નામ આત્મશ્લાઘા રાખવામાં આવ્યું છે.

સાયન્સનો એવો સિદ્ધાંત છે કે, એક રબરની દડીને જેટલા જોરથી ફેંકવામાં આવે એટલા જોરથી સાંમી ભીંતે અથડાઇને પાછી આવે. પણ દડી

જેવડા ગોળ પત્થરને કે લોખંડના ગોળાને ગોફણમાં કે ગલોલમાં ચઢાવી ફેંકવામાં આવે તો તે જયાં જાય ત્યાંથી અથડાઇને પાછો આવે નહિ, પણ ત્યાં ખાડો પાડીને આખર સુધીની યાદગીરી કાયમ રાખે. બીજાને ભલે મારાં વ્યાખ્યાનો રબરની દડી જેવાં લાગે પરંતુ મારા વિચાર પ્રમાણે એ વ્યાખ્યાનો ગલોલથી ફેંકેલા લોખંડના ગોળા બરાબર અસર ઉત્પન્ન કરશેજ !

જગતની ઉત્પત્તિથી માંડીને આજ સુધીમાં અનેક વિદ્વાનોએ અનેક ભાષામાં પોતપોતાના સિદ્ધાંતને પ્રતિપાદન કરીને ધર્મશાસ્ત્રના નામથી પુસ્તકો લખ્યાં છે, અથવા ગ્રંથો બનાવ્યા છે. પણ તેઓ ઇશ્વર, પ્રકૃતિ અને આત્મા શિવાય બીજાનું પ્રતિપાદન કરી શકયા નથી. તે આત્મા ત્રણ ગુણ સહીત પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી વાણીવાળો છે, તે આત્મા જાગૃત, સ્વપ્ન; સુષુપ્તિ અને તૂર્યાવસ્થાવાળો છે, તે આત્મા સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ શરિરવાળો હોઇને મહાકારણરૂપે રહેલો છે, તે આત્મા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવી પાંચ તન્માત્રા સાથે નવતત્ત્વના લિંગરૂપ સૂક્ષ્મ શરીરમાં રહીને જન્મ, જરા, અને મરણના સુખ દુઃખ ભોગવતો ચોર્યાસી લાખ જીવયોનિમાં પોતાના કર્મ પ્રવાહથી વહ્યા કરે છે, તેનું તારણ કરવા માટે આખા જગત્માં મહાત્માઓએ, વિદ્વાનોએ નહિ ગણી શકાય એટલા ધર્મગ્રંથો લખેલા છે. અને તે ધર્મગ્રંથોને સ્થાલી પુલાક ન્યાયવત્ તપાસતાં જણાઇ આવે છે કે, દરેક મહાત્માએ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ એ પાંચ વસ્તુમાં ધર્મનો સમાવેશ કર્યો છે. મતલબ કે હિંસા કરનાર, જુઠું બોલનાર, ચોરી કરનાર, અને વ્યભિચાર કરનાર, પરિગ્રહ એટલે લોભથી વસ્તુઓનો સંગ્રહ કરનારાઓ આસુરી પ્રકૃતિના, અધર્મી અને પાપી હોવાથી તેને નર્કના અધિકારી માનેલા છે. અને હિંસા નહિ કરનાર, જુઠું નહિ બોલનાર, ચોરી નહિ કરનાર, વ્યભિચાર નહિ કરનાર, તથા લોભથી વસ્તુમાં નિર્મોહી રહેનાર દૈવી પ્રકૃતિના, ધર્મી અને સ્વર્ગના અધિકારી માનેલા છે. એવી રીતે આખી દુનીઆના ધર્મગુરૂઓએ જગતને સ્વર્ગે અથવા મોક્ષે જવા માટેનો સરળ, સીધો, અને નિર્ભય માર્ગ બતાવવાથી જગત્ તેની પાછળ પડેલું દેખાય છે, પણ તેને અનુગામી થએલું દેખાતું નથી. જેમ એક મનુષ્યની આંખમાં વિકાર હોવાથી તે એક વસ્તુને બે વસ્તુ દેખે છે, અને પોતાના હાથે બેઉ વસ્તુને પકડવા પ્રયત્ન કરે છે જેથી એકે વસ્તુ હાથમાં આવતી નથી, તેમ જગતની દૃષ્ટિમાં વિકાર હોવાથી તેની આંખે ધર્મગુરૂઓએ બતાવેલા સીધા માર્ગના બે ફાંટા દેખાય છે, એટલે સત્ય માર્ગથી ચૂકી જઇ અસત્ય માર્ગે હરખાતા હરખાતા દોડતા ચાલ્યા જાય છે. તેને ઉલટે માર્ગે જતા જોઇને ધર્મગુરૂઓ તેને પાછા વાળવાને સતત પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ પ્રવાહમાં

પડેલા ઉન્માર્ગ ગામીઓ કોઇની વાત સાંભળતા નથી એટલે જેમ મહાત્માઓ મહર્ષિઓ ધર્મગુરૂઓ અને તત્ત્વજ્ઞાનીઓએ અનુભવેલાં, જોએલાં, વિચારેલાં અને અનુમાનથી સિદ્ધ કરેલાં સુખનાં સાધનો તેઓના રચેલા, ગ્રંથોમાંજ રહી ગયાં છે, તેમ મારાં વ્યાખ્યાનમાં લખાયલા અને ગોઠવાયલા વિચારો આ પુસ્તકમાંજ રહી જાય તો તેથી મારે આશ્ચર્ય પામવાનું કારણ નથી, પરંતુ એક પ્રશ્ન ખડો થાય છે કે, જ્યારે જગત્માં લખવાનું, વાંચવાનું, સમજવાનું, અને સમજાવવાનું બાકી રહ્યું નથી અને ગમે તેમ કહેલું હોય પણ તે વાત સાંભળવાને અથવા સમજવાને જગત્ને રૂચિ નથી અને તે ઉપરાંત તે બાબત ધર્મશાસ્ત્રમાં એવી રીતે લખેલી છે કે જેમાં સુધારાને સ્થાન નથી તો પછી આ વ્યાખ્યાનના પુસ્તકથી વધારે શું લાભ થવાનો છે? તેના જવાબમાં મારે કહેવું જોઇએ કે સાયન્સના સિદ્ધાંત પ્રમાણે શબ્દનો લય થતો નથી એટલે વૈખરી વાણીએ ઉચ્ચાર થએલા શબ્દોનો આકાશમાં લય થતો દેખાય છે, પણ તે શબ્દો નાશ પામતા નથી, જેમ એક પાણીથી ભરેલા સરોવરમાં એક પત્થર નાંખીએ તો પાણીમાં ક્ષોભ ઉત્પન્ન થઇને, ઉપરથી કુંડાળાં દેખાઈને પાછું પાણી સ્થિરરૂપને પકડે છે, તેમાં ઉપરથી જોનારને નાંખેલો પત્થર દૃષ્ટિએ પડશે નહિ, એ ખરૂં છે પણ પાણીમાં પડેલો પત્થર નાશ પામતો નથી; તેમ વૈખરી વાણીમાં બોલાયલા શબ્દો મહાપ્રાણના સરોવરમાં ધ્રુજરી ઉત્પન્ન કરીને સમાઇ જાય છે. પરંતુ તેનો નાશ થતો નથી. એટલે જેમ જેમ કાળનું પરિવર્તન થતું જાય, જેમ જેમ મનુષ્યની ભાષા બદલાતી જાય, જેમ જેમ મનુષ્યોના વિચાર અને ચારિત્ર બદલાતાં જાય; તેમ તેમ મનુષ્યોને સત્યને માર્ગે ચઢાવવા માટે જૂના ગ્રંથો કરતાં તેના સારરૂપ વિચારોને ગ્રહણ કરી વ્યાખ્યાનના રૂપમાં ગોઠવી જગત્ની વૈખરી વાણીદ્વારાએ મહાપ્રાણમાં ધ્રુજરી ઉત્પન્ન કરાવી શબ્દ સમૂહમાં વધારો કરવોજ જોઇએ, એવું મારૂં માનવું હોવાથી આ મારાં વ્યખ્યાનોને નિરર્થક કે અરણ્યરૂદનવત્ હું માનતો નથી.

મારા વ્યાખ્યાનોમાં કોઇપણ શાસ્ત્રનાં પ્રમાણ આપીને વિષયનું પ્રતિપાદન કરવામાં આવ્યું નથી, પણ માત્ર તર્કવાદ અને યુક્તિથી વિષયનું સ્વરૂપ રચવામાં આવ્યું છે, કારણ કે જો શબ્દવાદમાં ઉતરૂં તો શબ્દના અનેક અર્થ હોવાથી શબ્દની મારામારી થાય. જો શાસ્ત્રનાં પ્રમાણ આપું તો તે પ્રમાણથી ઉલટા પ્રમાણવાળાં શાસ્ત્રોનો અપવાદ આવે; જેમ બ્રાહ્મણ શબ્દ લઇને બ્રાહ્મણ વર્ણનું સ્થાપન કરી તેની પુષ્ટી માટે વેદાદિ શાસ્ત્રોનાં પ્રમાણ આપવામાં આવ્યાં હોય તો વેદાદિ શાસ્ત્રોને નહિ માનનારાઓ તેને પ્રમાણ માને નહિ, એટલે વેદાદિ શાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણની વ્યવસ્થા ગોઠવવા

માટે દરેક દેશમાં ઉત્પન્ન થતા જ્ઞાનવાન, બળવાન, શ્રીમાન અને બુદ્ધિમાન એવા ચાર વર્ણ પાડવામાં આવ્યા કે જેથી વર્ણાશ્રમનો વિષય દરેક મનુષ્યને ઉપયોગી થાય અને તેથીજ મારાં તમામ વ્યાખ્યાનો, યુક્તિવાદ અને તર્કવાદ ઉપર બોલાયલાં છે અથવા કહેવાયલાં છે, અથવા લખાયલાં છે. જેમ ઇતિહાસના લખનારાઓના હાથમાં એક તામ્રપત્ર અથવા એક શિલાલેખ અથવા થોડાક જુના સિક્કાઓ આવે કે કોઇ શહેરનાં જુનાં ખંડેરો જોવામાં આવે તે ઉપરથી તર્ક કરી તે તર્ક ઉપર યુક્તિ ચલાવી, તે યુક્તિ પ્રમાણે પ્રત્યક્ષમાં ઇતિહાસ બનેલો હોય તેવા રૂપમાં તેઓ તરફથી આખો ઇતિહાસ તૈયાર કરવામાં આવે છે, તેમ વેદધર્મને શિલાલેખ જેવો, ઉપનિષદોને તામ્રપત્ર જેવા, દર્શન-શાસ્ત્રોને જૂના સિક્કાઓ જેવા અને ચાલતા પૌરાણિક ધર્મ ઉપરથી વિકારને પામીને જન સમાજની કૃતિમાં આવીને ધર્મના ઉપર બળવાન થઇને જે રૂઢિરૂપે મોટાં મોટાં ખંડેરો જોવામાં આવે છે તેની બનાવટ, તેની ગોઠવણ તેની આકૃતિ અને તેના રૂઢ થઇ ગએલા રિવાજ ઉપર કલ્પના કરીને મેં મારાં વ્યાખ્યાનોની ગોઠવણ કરી છે. અને તે કલ્પનાનું ખંડન કરે એવો કોઇ વાદી મળશે કે ઉત્પન્ન થશે નહિ અને કદાચ ઉત્પન્ન થાય તો મારા વિરૂદ્ધ, મારા જેવી સચોટ કલ્પના કરી શકશે નહિ, એવી મારી દૃઢ માન્યતા છે.

આ વ્યાખ્યાનો આર્યસમાજમાં અપાયલાં છે અથવા આર્ય સમાજીએ આપેલાં છે તેથી વાંચવા લાયક નથી એવી કલ્પના ઘણાના મનમાં આવશે, કારણ કે તેઓ એમ માને છે કે આર્યસમાજ ધર્મની નિંદા સિવાય બીજું કંઇ કરતીજ નથી. પરંતુ એમ માનનારા લોકોએ સ્વામી દયાનંદના આશયનું અને આર્યસમાજના રહસ્યનું ઊંડા ઉતરીને અવલોકન કર્યું નથી. તેમ જે આર્યસમાજના ઉપદેશકો બીજાના દેવ, ગુરૂ, ધર્મની નિંદા પોતાનામાં ઇર્ષા, દ્વેષ અને વૈર ઉત્પન્ન કરીને લોકોમાં વાહ વાહ કહેવડાવવા માટે કરે છે તેઓએ સ્વામીશ્રીના સિદ્ધાંતનો પોતાનામાં સ્પર્શ પણ થવા દીધો નથી એમ હું માનું છું. કારણ કે સ્વામીશ્રીએ સત્યાર્થપ્રકાશમાં ચોખ્ખે ચોખ્ખી આજ્ઞા કરી છે કે;

**शुष्कं वैरं विवादंच, न कुर्यात् केनचित्सह**

આ ઉપદેશ પ્રમાણે ઉપદેશકોએ ચાલવું જોઇએ. અને તે પ્રમાણે નહિ સમજવાથી, નહિ વર્તવાથી, નહિ ચાલવાથી, આર્યસમાજનો શુદ્ધ સનાતન વૈદિક સિદ્ધાંત હોવા છતાં લોકોને તેના ઉપર અભાવ ઉત્પન્ન થયો છે. અત્રે કોઇ આર્યસમાજી પંડિત ઉપદેશક અથવા ઇતર ધર્માવલંબી પ્રશ્ન કરે કે જો સ્વામીજીનો આવોજ આશય હતો તો સત્યાર્થ પ્રકાશમાં ખંડનમંડનનો વિષય દાખલ કરવાનું કારણ શું ? અથવા સ્વામીજીએ પોતાની વિદ્યમાન અવસ્થામાં ખંડનમંડન શિવાય

બીજાં કોઈ વ્યાખ્યાન આપ્યાંજ નથી તેનું કારણ શું ? આ પ્રશ્ન કરનારને જણાવવાનું કે એક વિદ્વાન માણસ પોતે વિદ્વાન થયા પછી, એક મૂર્ખ માણસની ચાલ ચલગતનું ખંડન કરી તેને સુધારવાનો પ્રયત્ન કરી શકે છે. તેથી કંઇ તે વિદ્વાન માણસના મૂર્ખ ચેલાઓને બીજા મૂર્ખાઓનું ખંડન કરવાનો અધિકાર મળતો નથી. સ્વામીજીનો આશય એવો હતો કે જેમ એક વિદ્યાર્થી એકડે એક ભણ્યા પછી આંક ભણે અને આંક ભણ્યા પછી હિસાબ ભણે અને તેવો હિસાબ ભણેલો માણસ બીજાઓની ભૂલ કાઢે તો તે વાસ્તવિક ગણાય, તેમ સત્યાર્થ પ્રકાશના પ્રથમ સમુલ્લાસથી માંડીને દશમ સમુલ્લાસ સુધીનું જ્ઞાન મેળવવારૂપ એકડે એકથી હિસાબી ખ.તા સુધી અને બારાખડીથી નામુ લખવા રૂપી દશ સમુલ્લાસ વાંચીને તેનો ઉપયોગ કરીને તેને કૃતિમાં મૂકયા પછી બાકીના સમુલ્લાસમાં લખ્યા પ્રમાણે ખંડન મંડન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે આશયને કૃતિમાં નહિ મૂકતાં દશ સમુલ્લાસ સુધી સત્યાર્થપ્રકાશને નહિ વાંચતાં કે દશ સમુલ્લાસમાં કહેલા વેદધર્મનું સ્વરૂપ નહિ જાણતાં અથવા જાણવાની દરકાર કર્યો વિના એકાદશ સમુલ્લાસનું ખડ્ગ લઇને જેઓ રણભૂમિમાં યુદ્ધ કરવા ઉતરી પડયા તેઓના પ્રતાપથી સત્યવાત પૂર્ણ રૂપમાં પ્રકાશી શકી નહિ, સ્વામીજી તો સમર્થ યોગી, સમર્થ બાળબ્રહ્મચારી, અને સમર્થ વિદ્વાન હોવાથી તે જગતમાં ચાલતા ધર્મને નામે પાખંડને ઉઘાડા પાડે તોજ જગતનો ઉદ્ધાર થાય, લોકોનું અજ્ઞાન દૂર થાય, ધર્મ ગુરૂઓનાં પાખંડ ઓછાં થાય, અત્યાચાર અને અનાચારથી ભોળા અને ભાવિક ભકતોનો લૂંટાતાં બચાવ થાય અને દેશમાં કહો કે આખી દુનીઆમાં સત્ય સનાતન વેદધર્મનું સ્થાપન થાય એવા હેતુથી તેઓ ખંડન કરતા હતા, એટલે ધર્મનું ખરૂં સ્વરૂપ જાણી આપણે સત્યધર્મથી કેટલા વેગળા ગયા છીએ તે ધર્મ બદલાઇને તેણે રૂઢિનું રૂપ શી રીતે પકડયું છે, અને તે રૂઢિમાં દાખલ થએલા સંભવિત કે અસંભવિત રિવાજોનું બળ કેવી રીતે વધ્યું છે તેનું શુદ્ધ સ્વરૂપે દર્શન કરાવવા માટે આ મારાં વ્યાખ્યાનો છે. એટલે આ વ્યાખ્યાનો ધ્યાનપૂર્વક વાંચ્યા શિવાય માત્ર આર્યસમાજનાં ભાષણો જાણીને તેનો ત્યાગ કરશે અથવા તેનો તિરસ્કાર કરશે અથવા તેની નિંદા કરશે તેઓ પાછળથી જરૂર પસ્તાશે એવું હું અભિમાનપૂર્વક કહી શકું છું, અને એવાં નિર્દોષ વ્યાખ્યાન આપીને દેશની અથવા ધર્મની જે મોટી સેવા મેં પોતે બજાવી છે તેને માટે હું પોતે મારા અંતઃકરણમાં મને પોતાને ધન્ય માનું છું.

મનુષ્ય ગમે તેવો હોય પણ તેને માથે દેવઋણ, પિતૃઋણ, અને ઋષિઋણ અદા કરવાનું હોય છે. તે પ્રમાણે પ્રથમ આયુર્વેદ નિબંધમાળા

ભાગ ૧લો અઢાર ફારમનો, અને આયુર્વેદ નિબંધમાળા ભાગ ૨જો સિત્તેર ફારમનો છપાવી જેમાં સુવાવડીની સારવાર, બાળકની સારવાર, શીતળા અને પિયૂષપાણિ, ષડઋતુ દર્પણ તથા ત્રિદોષસિદ્ધાંતના વિષયો કે જેનાં મૂળતત્ત્વો ચરક અને સુશ્રુતમાં છે, તે મૂળતત્ત્વોને ખીલવીને પ્રજાને અથવા વૈદ્યરાજોને ઉપયોગી થાય તેવી શૈલીમાં છેલ્લાં બે હજાર વર્ષોમાં કોઇ પણ વિદ્વાન તરફથી લખવામાં આવ્યાં નથી. તેમ હાલના વૈદ્યોમાં એવી માન્યતા પેસી ગઇ હતી કે આપણે જે જાણતા હોઇએ તેને ગુપ્ત રાખવું. જેથી આજ દિન સુધીમાં આયુર્વેદના લાખો ચમત્કારિક ઉપાયો વૈદ્યો પોતાની સાથે લઇ ગયા. પરંતુ નિબંધમાળાના બીજા ભાગમાં મારા ચુમ્માળીસ વર્ષના અનુભવસિદ્ધ ઉપાયો લખી, બીજા વૈદ્યરાજો પાસેથી અનુભવસિદ્ધ ઇલાજો મેળવી, બીજા ભાગમાં દાખલ કરી તે બેઉ પુસ્તકો અમારા દેશના તમામ વૈદ્યરાજોને પહોંચ્યા ત્યાંસુધી કંઇપણ કિંમત લીધા સિવાય ભેટ આપીને મેં મારૂં દેવઋણ અદા કર્યું છે. ત્યાર પછી હું વૈશ્યકુળમાં ઉત્પન્ન થએલો હોવાથી વૈશ્ય લોકોમાં હિસાબ ગણવાનાં મૂળતત્ત્વો, જે આંકને નામે ઓળખાય છે તે આંકનો નાશ થતાં થતાં છેલ્લે વીસ આંક બાકી રહી ગયા અને તેમાંથી પણ સ્કુલોમાં ભણતા વિદ્યાર્થીઓને માત્ર દશ આંક ભણાવવાનું ઠરાવેલું જોઇને મારા મનમાં તે મરી જતી વિદ્યાને સજીવન કરવાનો વિચાર થવાથી તે આંકની ચોપડી ફરીથી લખીને તેમાં એકસો પાંત્રીસ આંક ગોઠવીને એક ચોપડી પ્રકટ કરી. હું જાણું છું કે હાલના જમાનામાં એ પુસ્તક સ્કુલમાં ચલાવવાનું નથી અને વિદ્યાર્થીઓ ભણવાના પણ નથી, પરંતુ દેશનું પરિવર્તન જોતાં ભવિષ્યનાં પચ્ચાસ વર્ષ પછી નાદબ્રહ્મ અને અક્ષર બ્રહ્મની ઉપાસનારૂપ એકસો પાંત્રીસ આંક વિદ્યાર્થીઓને ભણાવવાની ફરજ પડશે. તેથી તે એકસો પાંત્રીસ આંકની ચોપડી જ્યારે જોઇએ ત્યારે મળી આવે એવા હેતુથી ગુજરાતની તમામ લાયબ્રેરીઓને ભેટ આપી દઇને હું માનું છું કે મેં મારૂં પિતૃઋણ અદા કર્યું છે. તે પછી આ પુસ્તકમાં લખાયલાં ચોપ્પન વ્યાખ્યાનો કે જેમાં સત્યનું મંડન કરેલું છે, પણ અસત્યનું ખંડન કર્યું નથી, ધર્મનું મંડન કરેલું છે પણ અધર્મનું ખંડન કર્યું નથી. પરંતુ શુદ્ધ–સનાતન વૈદિક ધર્મથી આપણે કેટલા વેગળા ગયા છીએ, અને ધર્મરૂપ માતાના પ્રેમને ભૂલીને, રૂઢિરૂપ અપરમાતાના કેવા ગુલામ બન્યા છીએ તે બતાવીને સદહું પુસ્તક આર્યસમાજોને ભેટ આપી હું આજે ઋષિઋણથી મુક્ત થાઉં છું.

કોઈ પણ જાતનું પુસ્તક કોઈ પણ તરફથી પ્રકટ કરવામાં આવે કે રચવામાં આવે તેના ત્રણ વર્ગ પાડી શકાય છે જે પુસ્તકમાં સર્વ વિદ્યાનાં મૂળતત્ત્વો હોય, દુનીઆમાં ગમે તેવી વિદ્યાનો નવો શોધ થાય તોપણ તેનું

મૂળ તે પુસ્તકમાં હોયજ તેવાં પુસ્તકને સર્વજ્ઞ ઇશ્વર નિર્મિત માનવામાં આવે છે. ટુંકામાં કહીએ તો આખી દુનીઆના ગ્રંથકારોએ જેનો આશ્રય લીધો હોય પરંતુ તે પુસ્તકે કોઇનો પણ આશ્રય ન લીધો હોય એવા પુસ્તકને ઇશ્વરી પુસ્તક માનવાં પડે છે. અને તેવાં પુસ્તકમાં આર્ય સમાજે તથા સનાતન વેદને માનનારી પ્રજાએ અપૌરૂષેય એવા વેદનેજ માનેલે છે. એટલે વેદ શિવાય કોઈ પણ પુસ્તક પ્રાચીન કે ઇશ્વરકૃત કહી શકાતું નથી.

બીજા વર્ગમાં ઋષિકૃત પુસ્તકોનો સમાવેશ થાય છે, એટલે જે પુસ્તકમાં કોઇના પણ સ્વાર્થ વિના કોઇ પણ જાતના પક્ષપાત વિના માત્ર મનુષ્યને, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું જ્ઞાન મળે અને તે જ્ઞાન કોઇ પણ દેશના, કોઇ પણ વર્ણના, કોઇ પણ ધર્મના કોઇ પણ મનુષ્યને પ્રતિકુળ પડે નહિ એવું જ્ઞાન જે પુસ્તકોમાં લખેલું હોય તે પુસ્તકને ઋષિકૃત માનવામાં આવે છે. પરંતુ જે પુસ્તકમાં એકનું સ્થાપન અને બીજાનું ઉત્થાપન હોય, બીજાના સુખને ભોગે એકને સુખ મળવાનું સાધન હોય અથવા કહો કે જે પુસ્તકોમાં પરસ્પર વિરોધી વાતો લખાઇને માન, બડાઇ અને ઇર્ષાનું સ્થાપન હોઇને મારામારી, કાપાકાપી, લૂંટફાટ, છળ, કપટ, પ્રપંચ, કામ, ક્રોધ, લોભ, મોહ, લજ્જા, ભય, શોક અને માયાની જાળ બીછાવેલી હોય તે પુસ્તકો મનુષ્યકૃત કહેવાય છે. જેથી મારા વ્યાખ્યાનોના પુસ્તકને હું ઋષિકોટિમાં ગણાવું તો તેમાં કંઇ ખોટું કહેવાય નહિ.

વર્તમાનકાળમાં કોઈપણ મત-પંથ-સંપ્રદાય તરફથી જનસમૂહને ઉપદેશ આપવા માટે પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું હોય છે અથવા ઉપયોગી કે નિરુપયોગી કથા વાર્તા કે નોવેલ કે રાગ, રાગણી, ગીત કે રાસડાનાં જે જે પુસ્તકો પ્રકટ થાય છે, તે દરેક પુસ્તક ઉપર પહેલેજ પાને લખેલું જોવામાં આવે છે કે આ પુસ્તકના સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે, આ પુસ્તકનો કોપિરાઇટ બીજાને નથી. આ પુસ્તક ૧૮૬૭ના ૨૫મા એકટ પ્રમાણે રજીસ્ટર કરાવેલું છે. તે વાંચીને મને આશ્ચર્ય થાય છે કે જે પુસ્તક વાર્તાનાં કે નોવેલનાં હોય, ગરબા, ગરબી કે ભજનનાં હોય, હુન્નર, વિદ્યા કે કળાનાં હોય, મતલબ કે જે પુસ્તકમાં એકજ મનુષ્યનો લાભ સમાયલો હોય, અથવા એકજ મનુષ્યનો સ્વાર્થ સમાયલો હોય તે પુસ્તકના હકો ભલે સ્વાધીનમાં રાખે, પરંતુ જે પુસ્તકો ધર્મ સંબંધી હોય, પુસ્તક લખનારનો હેતુ પોતાના ધર્મને આખી દુનીઆમાં ફેલાવવાનો હોય, તેવા વિસ્તીર્ણ હેતુવાળા પુસ્તકનો સર્વ હક સ્વાધીન રાખીને તેનો ફેલાવો થતો અટકાવવો એ શું વ્યાજબી ગણાય ! ? તેમાં વળી આર્યસમાજ કે જે વેદને ભણવા ભણાવવાનો મનુષ્ય માત્રનો હક સાબિત કરે છે, વેદધર્મ આખી દુનીઆમાં ફેલાવવાનો દાવો કરે છે, તે સમાજ પોતાના પુસ્તકનો કોપિરાઇટ રાખીને

પોતાનું અંતિમ લક્ષબિંદુ શી રીતે સિદ્ધ કરશે તે સમજી શકાતું નથી !!! દુનીઆમાં ચાલતા તમામ મત–પંથ–સંપ્રદાયો પૈકી આર્યસમાજ **वसुधैव कुटुंबकम॥** એવો દાવો કરે છે, એટલે આખી દુનીઆ મારૂં કુટુંબ છે એમ માન્યા પછી પોતા તરફથી પ્રકટ થએલા પુસ્તકને રજીસ્ટર કરાવી તેનો ફેલાવો થતો કે પ્રચાર થતો અટકાવીને પોતાના કુટુંબીઓમાંજ વૈમનસ્ય ઉત્પન્ન કરે છે એ શું વ્યાજબી ગણાય ? આ પ્રશ્નનો આર્યસમાજના નેતા અને આગેવાન ગણાતા વિદ્વાન્ મનુષ્યો એવો જવાબ આપે છે કે જો રજીસ્ટર કરવામાં ન આવ્યું હોય તો તે પુસ્તકોનું અસ્તિત્વ અખંડિતપણે જળવાઇ શકે નહિ. પરંતુ એવું કહેનારા ભૂલે છે કે, મુંબાઇ શહેરના સદ્દગત શેઠ પ્રયાગજી ઠાકરસી મૂળજી જેણે અથાગ પરિશ્રમ કરીને અનેક શાસ્ત્રનું દોહન કરીને પ્રમાણ સહસ્રી નામનું પુસ્તક લખી "આ ગ્રંથ કંઇ પણ ફેરફાર કર્યા વગર છાપવાની તથા તેનું ભાષાન્તર કરવાની સર્વને છૂટ છે." એવી છૂટ આપીને તે પુસ્તકની કિંમત રૂા. ૨–૮–૦ રાખી વાંચનના શોખીન અને અધિકારીને ભેટ આપવા ઠરાવ્યું છે અને તે પ્રમાણે તેની પાંચમી આવૃત્તિ સને ૧૯૦૯માં બહાર પાડવામાં આવી હતી છતાં તે પુસ્તકને છપાવવાની કોઇની હિંમત ચાલતી નથી. જો ગ્રંથકર્તા નિઃસ્વાર્થપણે પોતાનું પુસ્તક છપાવે અને નફાની આશા રાખ્યા સિવાય તે પુસ્તકની કિંમત ઠરાવે તો કોઇ પણ વેપારી તે પુસ્તકને છપાવવાની હિંમત કરી શકે નહિ. તે પ્રમાણે નહિ કરતાં જેઓ પોતાનો સ્વાર્થ સાધવા માટે નફો ચઢાવીને પુસ્તકનું કોપિરાઇટ રાખે છે તેઓ પોતાને તથા જનસમાજને કેટલું નુકસાન કરે છે તે નીચેના એકજ દાખલાથી સમજાશે.

જ્યારે બ્રાહ્મણોએ વેદનો અધિકાર પોતાને માટે રાખ્યો અને ત્રણ વર્ણને વેદશાખા રહિત બનાવી, જેથી વેદનું અખુટ જ્ઞાન સંકુચિત દશામાં આવી ગયું. અને ત્રણ વર્ણના લોકો પુરાણ ધર્મ તરફ વળી જઇને વેદનાં નામ સુદ્ધાં પણ ભૂલી ગયા. અને વેદને નામે વેદથી અજ્ઞાન લોકોમાં સ્વાર્થી અને પાખંડી મત–પંથ–સંપ્રદાયોનો એટલો પ્રચાર થઇ ગયો કે કેટલાક બ્રાહ્મણોને પોતાનો સ્વાર્થ સાધવા માટે અથવા પોતાનો નિર્વાહ ચલાવવા માટે પોતાનો સ્માર્ત ધર્મ મૂકીને પોતાને તે તે સંપ્રદાયની કંઠી બંધાવવી પડી અને બ્રાહ્મણેતર જાતિના અથવા બ્રાહ્મણ સમાજથી બહિષ્કૃત થએલા ધર્મગુરુઓને પોતાના ગુરુ માનવાની ફરજ પડી. જો બ્રાહ્મણોએ વેદનો કોપિરાઇટ પોતાની પાસે ન રાખ્યો હોત અને વેદધર્મ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મ ચાલુ રાખ્યો હોત તો આજે આપણો દેશ અને આપણો ધર્મ પરદેશીઓથી પદદલિત થઇ રહ્યો છે તેવી દશાને પામ્યો હોત નહિ. બ્રાહ્મણોને ગુરૂપણું મૂકીને ગોરપણું લેવાનો વખત આવવાનું કારણ

એજ સર્વ હક સ્વાધીનનું ફળ મારી નજરે દેખાય છે. અને એટલાજ માટે મારાં તમામ પુસ્તકોનો મેં કોપિરાઇટ રાખ્યો નથી. અને આશા રાખું છું કે ધર્મને ફેલાવવાની આશા રાખનારી ધર્મસંસ્થાઓએ પોતાના ધર્મનો ફેલાવો કરવાની આશા રાખનારાઓએ પોતાના ધર્મગ્રંથોનો અથવા પોતાના કર્મગ્રંથોનો, અથવા પોતાના મર્મગ્રંથોનો ફેલાવો કરવા માટે દુનીઆને પોતાનું કુટુંબ જાણી સર્વને પોતાનો હક આપી દેવો અથવા દુનીઆ મારૂં કુટુંબ છે, એવું પીછું પોતાના માથામાં ઘાલીને ફરવા કરતાં "પૈસો મારો પરમેશ્વર અને બૈરી મારી ગુરુ, છૈયાં છોકરાં શાલિગ્રામ ત્યાં સેવા કોની કરૂં ?" એ કહેવત પ્રમાણે પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરી, દુનીઆ મારૂં કુટુંબ છે એવું પીછું કાઢીને ફેંકી દેવું, એવી મારી સર્વને આગ્રહપૂર્વક ભલામણ છે. કારણ કે જયાંસુધી મનમાં ભય છે ત્યાંસુધી ત્યાં ધર્મજ નથી એમ મારૂં માનવું છે અને તેજ સત્ય છે.

હું ભણેલો નથી પણ વિદ્વાન્ છું કારણ કે વિદ્યા અને અવિદ્યાને ઓળખી શકું છું. હું પ્રખ્યાત નથી પણ પંડિત છું કારણ કે કોઈપણ વાતનો પરિચ્છેદ કરી શકું છું. હું સંસ્કૃત ભણેલો નથી પરંતુ શાસ્ત્રી છું કારણ કે શાસ્ત્રનું રહસ્ય સમજાવી શકું છું. મારી ભાષા ઉત્તમ પ્રકારની નથી, છતાં હું વક્તા છું કારણ કે કોઇપણ વિષય ઉપર વ્યાખ્યાન આપી શકું છું. હું લેખક નથી પણ સાક્ષર છું કારણ કે મારા અક્ષરના અર્થમાં ફેરફાર થઇ શકતો નથી. હું ધનવાન નથી પણ ઉદાર છું કારણ કે જિંદગીની જરૂરીઆત કરતાં વધારે પૈસા એકઠા થવા દેતો નથી. એટલે આજીવિકાને માટે જે ધંધો ચલાવું છું તે ધંધામાંથી જેટલા પૈસા ફાજલ પડે તેનો સંગ્રહ નહિ કરતાં પુસ્તકો છપાવી ભેટ આપી દઉં છું. ઉપરના લખાણ ઉપરથી કોઇને એમ લાગે કે હવે તો આત્મશ્લાઘા અથવા આપ વડાઇની હદ થઇ ગઇ. કેમકે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ એક ઠેકાણે લખ્યું છે કે, "આપ વડાઇ આપ મુખ, ગંડક લોકો ગાય." એટલે ભાંડુ લોકો હોય તેજ આપવડાઇ કરે છે. પણ હવે હું પૂછું છું કે આ જગતમાં આપવડાઇ કોણ કરતું નથી ? સત્ય ધર્મનો ફાંકો રાખનાર, જગતને મિથ્યા માનનાર, હું અહં 'બ્રહ્માસ્મિ છું એમ કહી પોતે બ્રહ્મ બની જાય છે ! ! એ શું આપવડાઇ નથી ? જેનામાં બ્રાહ્મણપણાનો છાંટો નથી અને જેઓ શેઠીઆઓના રસોડામાં મ્હા બનાવવાનું કામ કરે છતાં કહે કે હું બ્રાહ્મણ છું. એ શું આપવડાઇ નથી ? પારકી આશાપર જીવનારા, પારકા ભયથી થરથરનારા, કુતરા અને બિલાડા જેવા પ્રાણીથી બીનારા પોતાનાં નામ પહાડસિંહ, પર્વતસિંહ, ભીમસિંહ અર્જુનસિંહ રાખીને કહે કે અમે ક્ષત્રિય છીએ, એ શું આપવડાઇ નથી ? વેપારીઓ પોતાના માલનાં વખાણ કરે, સરાફો પોતાની આંટને વખાણે, ન્યાતના શેઠીઆઓ સત્તાનું ઉંધું,

ખરાનું ખોટું કરી એક કુટુંબને દુઃખના દરીઆમાં ડુબાવી પોતે સત્યવાદી અને ન્યાયીપણાનો ડોળ બતાવે એ શું આપવડાઇ નથી? પોતાનામાં કે પોતાની વસ્તુમાં કોઈપણ પ્રકારનો ગુણ નહોવા છતાં વર્તમાનપત્રોમાં, મૂર્ખાઓને મુગ્ધ કરનારી, લોભીઆઓને લલચાવનારી, અનુત્સાહીઓને આશા આપનારી મોટીમોટી જાહેરખબરો આપીને પોતાની તથા પોતાની વસ્તુની બડાઇ મારે છે તે શું આપવડાઇ નથી? અર્થાત્ એકંદરે જોતાં આખી દુનીઆ આજકાલ આત્મશ્લાઘા એટલે આપવડાઇની પાછળજ લાગેલી છે, તો પછી મારા જેવો એક માણસ આપવડાઈ કરે તેમાં આશ્ચર્ય શું?! કારણ કે બીજાઓની આપવડાઇ તે લોકોને ઠગવા માટે છે, ત્યારે મારી આત્મશ્લાઘા લોકોના કલ્યાણ માટે છે, કારણ કે આજદિન સુધીમાં મોટા મોટા પંડિતો, મોટા મોટા શાસ્ત્રીઓ, મોટા મોટા વક્તાઓ, અને મોટા મોટા ધનવાન શેઠીઆઓ જે કામ કરી શકયા નથી તે કામ મારા જેવા વગર ભણેલા એક પણ ભાષાનું સંપૂર્ણ જ્ઞાન વિનાના, એક પણ શાસ્ત્રનું સંપૂર્ણ અધ્યયન કર્યા વિનાના, પૈસાની મારામારીમાં દારિદ્ર અવસ્થા ભોગવતા છતાં, કોઇની પણ સહાય માગ્યા વિના, કોઇનો પણ આશ્રય લીધા વિના, કોઈની પણ મદદ વિના જે કામ કર્યું છે, કરૂં છું અને મારે હાથે થશે એ કંઇ ઓછી વાત નથી. તો પછી આ મિથ્યાભિમાનના જમાનામાં હું અભિમાની બની જાઉં, આ માન. બડાઇ અને ઇર્ષાના જમાનામાં મારામાં માન કે બડાઇ ઉત્પન્ન થાય, આ પ્રવૃત્તિના જમાનામાં હું નિવૃત્તિને નહિ પામું, આ એકલપેટા જમાનામાં મારામાં ઉદારતા નહિ આવે, આ સ્વાર્થી જમાનામાં મારામાં નિસ્વાર્થીપણું નહિ આવે, તે છતાં હું આત્મશ્લાઘા કે આપ વખાણનો દોષ મારામાં હોરી લઉં તેથી કંઇ દોષને પાત્ર કે ગંડકની ઉપમાને લાયક થઇ શકું નહિ.

આ વ્યાખ્યાનમાળાનું સંપૂર્ણ અવલોકન કરતાં આપને સમજાશે કે સમસ્ત ધર્મશાસ્ત્રોના સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં જેનાથી પાંચ યમનું જેમ જેમ પાલન થતું જાય તેમ તેમ તે મનુષ્ય મનુષ્યત્વને પામતો જાય. હું પોતે પણ સંપૂર્ણ મનુષ્ય ગણાવાને લાયક છું એમ મારૂં મન કહેતું નથી. પરંતુ માત્ર મનુષ્ય થવાને પ્રયત્ન કરૂં છું એટલું મારૂં મન કબુલ કરે છે. ઇશ્વરની કૃપાથી અને પૂર્વજન્મના સંસ્કારથી ધધો વૈદકનો હાથ લાગ્યો છે અને તે ધધો એવા રૂપમાં ગોઠવી શકાયો છે કે જેમાં પાંચે યમનું સંપૂર્ણ પાલન થઇ શકે. તો જો કે સ્થૂળરૂપે પાંચે યમમાં પૂર્ણતા મેળવી શકાઇ છે, પણ સૂક્ષ્મરૂપમાં એટલે લિંગ શરીરથી પાંચે યમ પાળી શકાતા નથી, અને તે યમની પૂર્ણતા થયા વિના હું જરાયુજ ખાણનો મનુષ્યાકૃતિનો એક પ્રાણી છું, પરંતુ મનુષ્યના ગુણ-કર્મ-સ્વભાવ પ્રમાણેનો મનુષ્ય કહેવડાવવાને અધિકારી થયો નથી, અને તેથી હું મારાં વખાણ મારે મોઢે કરૂં તેમાં દોષને પાત્ર ગણાઇ શકું તેમ નથી.

આ મારૂં પુસ્તક દુનીઆને ભેટ આપવાનું હોવાથી બીજા પુસ્તકોની પેઠે અર્પણપત્રિકા લખવામાં આવી નથી. તેમ મેં મારા સ્વાત્મબળથી ઉપાર્જન કરેલા દ્રવ્યનો વ્યય કર્યો છે, જેથી કોઈ ધનવાનનો ઉપકાર માનવામાં આવ્યો નથી પરંતુ જેના તેજથી હું પ્રકાશમાન થએલો છું, જેની વિદ્યાના પ્રકાશથી હું વિદ્વાન બનેલો છું, જેના નિષ્પાપ અંતઃકરણના વિચારથી મારૂં અંતઃકરણ નિષ્પાપ થએલું છે, અને જેણે મારૂં જેટલું છે તેટલું મારા દેશનું છે અને મારા દેશનું જે છે તે તમામ મારૂં છે. મારૂં જીવન તમામ મારા દેશને માટે છે અને આખા દેશની વિભુતિ મારે માટે છે. એવું તત્ત્વ મારામાં ઉમેરાયું તે સ્વામી દયાનંદ સરસ્વતિ કે જેઓને વર્તમાનકાળના આર્યો ઋષિ કે મહર્ષિના પદે સ્થાપે છે તેના સ્વરૂપનું ચિત્ર આ પુસ્તકને પ્રથમ પૃષ્ઠે મૂકીને પુસ્તકને શોભાવ્યું છે. એટલું કર્યા પછી હું જેમ જેમ બોલતો ગયો તેમ તેમ અક્ષરે અક્ષર લખીને આ વ્યાખ્યાનમાળા તૈયાર કરી આપી, કારણ કે મને મારી વાણીઆની લિપિથી લખવાનો અભ્યાસ પડેલો હોવાથી મારી કલમથી લખાયલા વિષયો હાલની પ્રજાને વાંચતાં કંટાળો કે અણગમો ઉત્પન્ન થાય તેથી રા. રા. જટાશંકર ઉર્ફે જયન્તિલાલ કેશવલાલ કે જેઓ સરકારી સ્કુલના માસ્તર છે તેઓએ મારા વ્યાખ્યાનને આકાશમાં વિલીન નહિ થવા દેતાં તેને પકડી રાખી સ્થૂળરૂપમાં ગોઠવવાને અથાગ પ્રયત્ન કર્યો જેથી આજે આ વ્યાખ્યાનનું પુસ્તક હું વિદ્વાનોના ચરણમાં સમર્પવા શક્તિમાન થયો છું તેથી તે મહાશયનો ઉપકાર તો માનતો નથી પણ તેને ધન્યવાદ આપું છું.

આ પુસ્તક છપાતાં તેના પ્રૂફ વગેરે તપાસવાનું કામ અમારા પૂર્ણ સ્નેહી રા. રા. ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી તથા માસ્તર જટાશંકર કેશવલાલે પોતાનો અમૂલ્ય વખત રોકીને તપાસીને તે કામ પાર ઉતારી આપ્યું તેને માટે તેઓને ધન્યવાદ આપું છું.

વર્તમાન કાળમાં આખું જગત્ જરાક ભૂલમાં ગોથાં ખાઇ રહ્યું છે અને દરેકના મુખથી એવું સાંભળવામાં આવે છે કે, "જરાક ભૂલ થઈ ગઈ! જો એટલી ભૂલ ન થઇ હોત તો હું આટલું કામ કરી શકતે" પરંતુ દુનીઆ તે જરાક ભૂલ તરફ ધ્યાન નહિ આપતાં તે ભૂલને આંખ આડા કાન કરી નિભાવી લે છે તેવી રીતે આ પુસ્તકમાં બોલનારની. લખનારની ટાઇપ ગોઠવનારની, કે પ્રૂફ સુધારનારની જરાક ભૂલ થઇ ગઇ હોય અને તે ભૂલ જેની દૃષ્ટિએ દેખાય તેને જેઓ સુધારીને વાંચશે તેઓને ધન્યવાદ આપું છું. એટલું લખ્યા પછી હું આ મારી આત્મશ્લાઘા અથવા આપ વડાઇને લંબાવી વાચક વર્ગને કંટાળો આપવા ઇચ્છતો નથી. જેથી વિરામ પામી તે પરમકૃપાળુ, અખંડાનંદ, સર્વજ્ઞ,

સચ્ચિદાનંદ, સર્વાન્તર્યામી, અને સર્વશકિતમાન પરમાત્મા પાસે એટલી યાચના કરૂં છું કે મારામાં મનુષ્યત્વને ઠેકાણે જ્યાં જ્યાં જેટલી જેટલી પશુવૃત્તિ રહેલી હોય તેને તથા મનુષ્યમાત્રમાં જ્યાં જ્યાં પશુવૃત્તિ રહેલી હોય તેને તારા સર્વ-શકિતમાન ગુણે કરી વિરામ પમાડી જગતનાં તમામ મનુષ્યો પોતાના ગુણ-કર્મ સ્વભાવથી મનુષ્યપણાને પામે અથવા મનુષ્યત્વ ધારણ કરી એક સંપથી, એક દિલથી, જેમ હાથ, પગને, આંખ, શરીરને અથવા તમામ શરીરના જુદા જુદા આકારવાળી, જુદા જુદા ગુણ-કર્મ સ્વભાવવાળી, જુદા જુદા ધર્મવાળી, જુદાં જુદાં કામ કરનારી ઈન્દ્રિયો જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે એક બીજાને સહાય કરવા દોડી જાય છે અને એક બીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી જણાઇને કોઇપણ જાતના સ્વાર્થ વિના એક બીજાનું રક્ષણ કરે છે તેવી રીતે મનુષ્યમાત્રમાં તેવો ગુણ-કર્મ-સ્વભાવ પ્રકટ થાય, એટલી પ્રાર્થના કરી હું વિરામ પામું છું. તથાસ્તુ.

લી૦ પંડિતો, શાસ્ત્રીઓ સદ્ધર્મપ્રચારક ધર્મગુરુઓ, ઉપદેશકો,
સાક્ષરો, વક્તાઓ અને લેખકોનો દાસાનુ દાસ.

**શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્ય—સુરત.**



# હું પોતે

## અને મારૂં

# આર્યસમાજી જીવન.

---

હું મારા આર્યબંધુઓને વિદિત કરવા માગું છું કે, હાલમાં આખી દુનીઆમાં દરેક ગુજરી ગએલાં અને વિચરતા પુરુષોનાં જીવનચરિત્રો લખાય છે અને તેમાં ખાસ કરીને જીવકોટિ કરતાં આત્મકોટિના અને આત્મકોટિ કરતાં મહાત્માકોટિના મનુષ્યોનાં જીવન વધારે હોંસથી, વધારે લાગણીથી અને વધારે શ્રદ્ધાથી વંચાય છે. જીવકોટિનાં મનુષ્યોનાં ચરિત્રો આપણે વાચીએ છીએ તો તેમાં એકજ બાજુની વાત ચર્ચેલી દેખાય છે. હું હિંમતથી કહી શકું છું કે જીવકોટિના મનુષ્યોનાં જીવનચરિત્રમાં નીતિ, વ્યવહાર અને ધર્મની વાતો લખવામાં આવેલી હોય છે. પરંતુ તેમાં અનીતિ, અવ્યવહાર અને અધર્મ હતોજ નહિ એમ કોઇથી કહી શકાશે નહિ જો તેમાં ઉપર કહેલી ત્રણ વસ્તુ નહિજ હોય તો તે જીવકોટિમાં ગણાય નહિ પણ આત્મકોટિમાં કે મહાત્માકોટિમાં ગણાય.

મારા મિત્રો તરફથી મારી છબી અને મારૂં જીવનવૃત્તાંત પ્રકટ કરવાની ઘણા લાંબા વખતથી માગણી થતી આવી છે અને તે દરમ્યાનમાં મેં આયુર્વેદ નિબંધમાળાનાં બે પુસ્તકો તથા એકસો પાંત્રીસ આંકની ચોપડીનું એક પુસ્તક પ્રકટ કર્યું તે વખતે મારા ઉપર ભારે દબાણ કરવામાં આવ્યું હતું. તે વખતે મારા મનમાં એ વાત ઉતરી શકી નહિ. પરંતુ જ્યારે સુરત આર્યસમાજમાં આપેલાં વ્યાખ્યાનો લખાવીને પ્રકટ કરવાનો વખત આવ્યો ત્યારે ખાસ ભલામણ કરવાથી મને મારૂં સંપૂર્ણ જીવનચરિત્ર કે જેમાં સમયે સમયે હાનિલાભ, સુખદુઃખ તથા સારામાઠા પ્રસંગો ગુજરેલા, જેમાં શત્રુના મિત્રો, અને મિત્રના શત્રુ થનારા મનુષ્યો સાથે પ્રસંગો પડેલા, તે આખું જીવનચરિત્ર લખવાને માટે કે લખાવવાને માટે મારી હિંમત ચાલતી નથી, કારણ કે હું જીવકોટિનો માણસ

હોવાથી મારા અંતઃકરણમાં જે પાપવાસનાઓ હોય અને તે પ્રમાણે વર્તાયું હોય તો તે હું પ્રજા સમક્ષ રજુ કરી શકુંજ નહિ. કારણ કે એટલે સુધી મારૂં અંતઃકરણ મજબુત નથી કે મારાં ગુપ્તમાં ગુપ્ત કૃત્યો હું પ્રજા સમક્ષ મુકી શકું. પરંતુ એક મનુષ્ય ગ્રામીણ લોકોના સમૂહમાં જન્મીને, તે લોકોના સહવાસમાં મોટો થઇને, થોડો ઘણો વિદ્યાભ્યાસ કરીને, પોતાની ઉન્નતિ કરતાં કરતાં કેટલું જ્ઞાન મેળવી શકે છે, અથવા પોતાનો કેટલો અભ્યાસ વધારી શકે છે તેના દૃષ્ટાંતરૂપે મારૂં આર્યસમાજી જીવન લખવાને હું તૈયાર થયો છું. તેથી મારા મિત્રોને સંતોષ થશે એટલુંજ નહિ પણ મારા અંતઃકરણનાં ગુપ્ત રહસ્યો પ્રકટ નહિ કરવાના અપરાધની મને ક્ષમા આપશે.

વિક્રમ સંવત ૧૯૧૩ના માગશર વદ ૧૦ ને દિવસે ગાયકવાડી તાલુકે કામરેજનું ગામ મોજે હળધરૂમાં પિતાનું નામ તારાચંદ પાનાચંદ અને માતાનું નામ મંચ્છાને ઘેર તેના ત્રીજા પુત્ર તરીકે મારો જન્મ થયો. હળધરૂ ગામ શો સવાસો ઘરની વસ્તીવાળું હોવાથી અને સુરત શહેરથી આઠ ગાઉ આઘું હોવાથી કેવળ ગામડું ગણાય. અને એવડા નાના ગામમાં અમારા કુટુંબનો નિર્વાહ ચલાવવા માટે માત્ર અમારી એકજ વાણીઆની દુકાન હતી, અમો ચાર ભાઇ અને એક માતાને મૂકીને મારા પિતા સંવત ૧૯૧૮ના ચૈત્ર સુદ પાંચમે ગુજરી ગયા. જે વખતે મારી ઉમ્મર પાંચ વર્ષની હતી. ગામડાનો વાસ અને ગરીબ સ્થિતિ હોવાથી અમારા ઘરમાં જિંદગીની જરૂરીઆત ઘણીજ થોડી હતી, અને તે સમયમાં અન્નની કિંમત ઘણી ઓછી હોવાથી બાર મહીને સો સવાસો રૂપીઆમાં અમારા આખા કુટુંબનું સુખચેનમાં ગુજરાન ચાલતું હતું. સંવત ૧૯૨૦ની સાલમાં મજકુર ગામમાં એક મહેતાજીની નિશાળે મને ભણવા મૂકયો. તે નિશાળમાં વીસ આંક, નામાચિઠ્ઠી, કાગળપત્ર અને દેશીહિસાબ કે જેની ગામડામાં અને શહેરમાં એકસરખી જરૂર પડે છે તેવા હિસાબો શીખીને ત્યાંનું શિક્ષણ પૂરૂં કરીને સુરતમાં સરકારી સ્કુલમાં અભ્યાસ કરવા માટે સંવત ૧૯૨૪ની સાલમાં આવ્યો. તે સંવત ૧૯૨૮ની સાલ સુધીમાં ગુજરાતી છ ચોપડીનો સંપૂર્ણ અભ્યાસ કરીને પરીક્ષામાં પાસ થયા વિના મારે સુરતની પાસેના પુણા ગામમાં જવું પડયું. એટલે અહીંથી સ્કુલનો સંબંધ છુટીને વેપારી વ્યવસાયમાં જોડાવું પડયું. સંવત ૧૯૨૮ની સાલમાં સુરતની પાસેના પુણા ગામમાં મારા સગા કાકા પિતામ્બરદાસ પાનાચંદનો પુત્ર નામે ઘેલાભાઇ પોતાની ત્રીસ વર્ષની ઉમ્મરમાં મા, બાપ, બાપની મા, બે બેનો અને પોતાની વિધવા અને તેને બે નાનાં છોકરાં મૂકીને મરણ પામ્યો. એ કાકાને ત્યાં મોદીની દુકાન, વ્યાજવટ્ટુ, અને કપાસનો મોટો વેપાર ચાલતો હતો. તેના પુત્રના મરણ પછી તેની જગાએ મારી ગોઠવણ

થઇ એટલે હું પુણા ગામે રહેવા લાગ્યો. અને કાકાએ દુકાનદારી કેમ કરવી, માલ કેમ ખરીદવો, કેવી રીતે વેચવો, લોકોને નાણાં ધીરવાં અને પાછાં વસુલ કરવાને ઉઘરાણી કેવી રીતે કરવી, તેની રીતભાત અને દફતરી શિક્ષણ મને આપવા માંડયું. તે શિક્ષણ બે વર્ષ બરાબર ચાલ્યું અને સંવત ૧૯૩૦ની સાલમાં મારા કાકા પિતામ્બરદાસનો દેહાંત થયો. એટલે પાંચ સ્ત્રીઓ અને બે છોકરાંની સારવાર તથા વેપારનો તમામ બોજો મારે માથે પડયો. પરંતુ તે કામ કરવા છતાં અવકાશ મળતો ગયો તેમ તેમ એકંદરે મને વાંચનનો, વિદ્યાનો, અધિક શોખ હોવાથી, મેં હલકી જાતનાં કેટલાંક પુસ્તકો વાંચવા માંડયાં અને પુણા ગામના થાણામાં નવાબ સાહેબના તરફથી મકરાણી સિપાઇઓ રહેતા હતા તેના દફેદાર વડોદરા રાજ્યના સાવલી તાલુકાના કાજી અબ્દુલલતીફ કે જેને ઉર્દુ, ફારસી અને અરબ્બી ભાષાનું ઘણું ઉત્તમ પ્રકારનું જ્ઞાન હતું તેની પાસે ઉર્દુ ભાષા અને ઉર્દુ ભાષામાં જરૂર પડે એટલી ફારસી ભાષાનો અભ્યાસ કર્યો. ફારસી અને ઉર્દુ ભાષાનો અભ્યાસ કરતાં પહેલાં કોઇપણ જાતનું ધાર્મિક શિક્ષણ મળેલું નહિ, તેમ ગુજરાતી છ ચોપડી સિવાય બીજી ભાષાઓનું કેવું ગાંભીર્ય છે તેનું જ્ઞાન નહિ હોવાથી ગુજરાતી ભાષા કરતાં ઉર્દુ ભાષા ઘણીજ ઉત્તમ છે અને ફારસી ભાષા તે કરતાં પણ ઉત્તમ છે એમ હું જાણતો હતો, અને ધાર્મિક સંસ્કાર ઉચ્ચ પ્રકારના પડેલા નહિ હોવાથી તે બાબતમાં એટલુંજ જ્ઞાન ધરાવતો હતો કે હું શ્રાવક કુળમાં જન્મેલો જૈન ધર્મને માનનારો માણસ છું. એટલે દહેરામાં જઇને પગે લાગવું અને ગુરુદ્વારમાં જઇને ગોરજીને વાંદીને તેનું વ્યાખ્યાન સાંભળવું તથા અપવાસ, પોસા, પ્રતિક્રમણ અને સમાયક કરવું એટલામાંજ ધર્મતત્ત્વનો સમાવેશ થાય છે એમ માનતો હતો. પણ પુણા ગામમાં ત્રણસે ઘરની વસ્તી હોવા છતાં, છાપેલી ગુજરાતી ચોપડી વાંચી શકે અથવા સરકારી કાગળપત્ર વાંચી શકે એવો એક હુંજ હતો. ઉર્દુ ભાષાનો અભ્યાસ કર્યો પછી ઉર્દુ ભાષામાં લખાયલી વાર્તાઓ વાંચવાનો શોખ વધતો ગયો એટલે જુદી જુદી જાતનાં પુસ્તકો ખરીદીને તેને વાંચવા માંડયાં તે પુસ્તકોમાં "રદ્દે હિંદુ" નામની એક કિતાબ વાંચવામાં આવી કે જેમાં વેદ. અને વેદના કર્તા બ્રહ્મા, વિશ્નુ, અને શંકર તથા રામ કૃષ્ણ આદિ હિંદુ ધર્મના તમામ દેવતાઓ અને તમામ પુરાણોનું ખંડન કરવામાં આવેલું હતું. તે પુસ્તક વાંચ્યા પછી હિંદુધર્મ ઉપરથી તમામ શ્રદ્ધા ઉઠી ગઇ અને મુસલમાની ધર્મ તથા કુરાને શરીફ એજ ખરૂં ધર્મપુસ્તક છે એવો દ્રઢ નિશ્ચય થયો. પરંતુ એકજ વિચાર મનમાં આવતો હતો કે હું અહિંસારૂપ જીવદયા પ્રાધાન્ય જૈન ધર્મને માનવાવાળો હોવાથી મુસલમાન ધર્મ કે જેમાં હિંસા પ્રાધાન્યપણું ભોગવે છે, તેનો સ્વીકાર શી રીતે કરૂં ? દરમ્યાનમાં

મુસલમાન ધર્મ અંગીકાર કરવાને માટે પરોક્ષ રીતે મારા ઉર્દુ ફારસીના શિક્ષક તરફથી સૂચના કરવામાં આવી પરંતુ હિંદુ ધર્મના ખંડનનું પુસ્તક વાંચવાથી હિંદુ ધર્મ તરફની શ્રદ્ધા ઉઠેલી હતી છતાં જૈન ધર્મ વિરૂદ્ધ કંઇ વાંચવામાં કે જાણવામાં નહિ આવેલું હોવાથી તેના ઉપર શ્રદ્ધા કાયમ રહી. જેથી જવાબ દેવામાં આવ્યો કે જ્યાં સુધી અરબી ભાષાનો અભ્યાસ કરીને કુરાને શરીફના અર્થને સમજું નહિ ત્યાં સુધી મારાથી મારો ધર્મ છોડીને વગર સમજે મુસલમાની ધર્મનો અંગીકાર થઈ શકે નહિ માટે મને અરબ્બી ભાષાનો અભ્યાસ કરાવો. તે ઉપરથી અરબી ભાષાનું વ્યાકરણ ભણવાનું શરૂ કર્યું. પરંતુ થોડો અભ્યાસ ચાલ્યા પછી શિક્ષકના મનમાં કોણ જાણે શું વિચાર આવ્યો કે તેણે અરબ્બી ભાષા શિખવવાનું બંધ કર્યું. જો કે તે થાણાનો દફેદાર હતો ઉત્તમ ખાનદાન એટલે કાજીના કુટુંબનો હતો: મારો શિક્ષક હતો છતાં તે મારો મિત્ર હતો. તે મિત્રના મનમાં અરબ્બી ભાષા શિખવવાનું નહિ આવવાથી મેં મારો તમામ વિદ્યાભ્યાસ બંધ કરી દીધો ફારસી ભાષાપાં આમદનામા–કરીમા–ખાલકબારી અને અલ્લાખુદા એટલા પ્રકરણ શીખીને ગુલીસ્તાન, તથા બોસ્તાનનો અભ્યાસ કર્યો અને તે પછી અભ્યાસક્રમ બંધ થયો.

મારા જન્મ પછી જ્યારથી સમજશક્તિ આવી ત્યારથી વૈદકવિદ્યા તરફ મને સ્વાભાવિક પ્રેરણા થતી હતી. અને જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તે વૃત્તિ વધારે ને વધારે ખીલતી ગઇ. તેની સાથે ઉર્દુ ભાષાનો અભ્યાસ થવાથી યુનાની, હકીમાત એટલે તિબ્બી પુસ્તકો વાંચવા માંડયાં. જે વાંચતાં એમ સમજાયું કે મુગલાઇ દવાઓ ઘણી ઉપયોગી અને અસરકારક છે. તથા તે પુસ્તકોમાં જે રીતે રોગોનું વર્ણન કરવામા આવ્યું છે તેવી રીતે બીજી કોઇ ભાષામાં વર્ણન કરવામાં આવ્યુંજ નથી. એવો નિશ્ચય થવાથી ઉર્દુ ભાષામાં લખેલી જેટલી મળી શકે એટલી કિતાબો લાવતો ગયો અને તેને વાંચતો ગયો એટલુંજ નહિ પણ તેમાં લખેલા ઉપચારો લોકોને બતાવતો ગયો. અહિંથી મારા વ્યવસાયમાં વેપાર ઉપરાંત વૈદક વિદ્યાની એક શાખા ખુલ્લી થઇ.

એટલે સંવત ૧૯૩૨ની સાલમાં મોજે ખરસાડ તા. જલાલપુરના રહેવાસી પંડિત કૃષ્ણારામ ઈચ્છારામ શ્રીમદ્ સ્વામી દયાનંદ સરસ્વતિના સહવાસમાં રહીને તેના સિદ્ધાંતનો અભ્યાસ કરીને પુણા ગામે આવ્યા અને તેણે બેઠાં બેઠાં કથાના રૂપમાં વૈદિક ધર્મ અને પુરાણો વગેરે વિષયોપર વ્યાખ્યાન આપવા માંડયાં તે વખતે ગામના લોકો તરફથી મને કહેવામાં આવ્યું કે એક પંડિત પધારેલા છે અને તે વેદ મંત્રના અર્થ કરીને સમજાવે છે. પરંતુ મારા વિચારમાં તે વાત

ઉતરી નહિ અને મેં જવાબ દીધો કે વેદમંત્રના અર્થ કોઈથી થઇ શકેજ નહિ. એટલે હું કાંઇ તેની મુલાકાતે ગયો નહિ. અને તેવણ ગમે ત્યાં ચાલ્યા ગયા. ત્યાર પછી બીજે વર્ષે તેઓ ગામમાં આવ્યા અને કેટલાક સંભાવિત ગૃહસ્થોની ભલામણથી ગુજરાતી ભાષામાં એકાદશ ભાગવત વાંચવા માંડયું. તે વાંચતાં વાંચતાં જ્યારે છેલ્લા આઠેક દિવસ બાકી રહ્યા ત્યારે ગામમાંના મારા મિત્રોએ મને કહ્યું કે તું આવીને જો તો ખરો કે એ બ્રાહ્મણ જે કહે છે અથવા જે સમજાવે છે તે ખરૂં છે કે ખોટું. એવી રીતના મિત્રોના આગ્રહથી હું તે ભાગવતની કથામાં ગયો. કથાનો ક્રમ એવો હતો કે, રાત્રિના આઠ વાગેથી વાંચવાનું શરૂ થાય એક અધ્યાયની એકજ લીટી વંચાય તે લીટીમાં કોઇ સંસ્કૃત શબ્દ આવેલો હોય તે શબ્દને લઇને તેના ઉપર બે કલાક સુધી વ્યાખ્યાન ચાલે અને તે પછી આખો અધ્યાય ગડગડાટ વાંચી જાય. મતલબ કે એકાદશ ભાગવતનો એક અધ્યાય વાંચવો એ તો માત્ર નિમિત્ત હતું પરંતુ બે કલાક સુધી ખરેખરૂં વ્યાખ્યાન ચાલતું હતું. એ પ્રમાણે ચાર દિવસ વ્યાખ્યાન સાંભળવાથી મારા મનમાં એવું આવ્યું કે આ માણસ નાસ્તિક અથવા ક્રિસ્ચિયન નથી. આ માણસ ક્રિસ્ચિયન છે એવો વહેમ પડવાનું એવું કારણ હતું કે એવણના માથાપર બાબરી હતી, મૂછો કાતર્યા વિનાની લાંબી મોટી હતી. વ્યાખ્યાનમાં પુરાણના દેવો અને મૂર્તિપૂજાનું ખંડન થતું હતું. એટલે ક્રિસ્ચિયન ન હોય તો આવી રીતે દેવ, ગુરુ અને ધર્મ-શાસ્ત્રનું ખંડન કરેજ નહિ એવો મારો નિશ્ચય હતો. પરંતુ ચાર દિવસનાં વ્યાખ્યાન સાંભળવાથી આ માણસ ક્રિસ્ચિયન નથી પણ કોઇ વિદ્વાન્ બ્રાહ્મણ છે. એવું લાગ્યું પરંતુ હું જૈન હોવાથી તેનું જૈન ધર્મનું ખંડન સાંખી શકયો નહિ તેમ તેની સામા બોલી પણ શકયો નહિ, પરંતુ મારા સ્વભાવ પ્રમાણે મેં તેની કથા સાંભળ્યા કરી. એ અરસામાં એકાદશ ભાગવતનું વાંચન પૂરૂં થયું. અને તે પછી ચાર દિવસને માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે વિષય પર ચાર દિવસ બોલવાનું રાખ્યું તે સાંભળતાં મને ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાયું. પરંતુ ચોથે દિવસે મોક્ષના વિષયમાં આત્મા અને આત્માનું સ્વરૂપ, પ્રકૃતિ અને પ્રકૃતિનું સ્વરૂપ, કર્મ અને કર્મનું સ્વરૂપ જણાવીને આત્મા પુરૂષાર્થ કરીને કર્મથી છુટીને નિરાબાધ થઇને બંધનમુકત થાય છે. અથવા તેનો મોક્ષ થાય છે. એ વિષયનું પ્રતિપાદન કરતાં મારા મનમાં શંકા ઉત્પન્ન થઇ કે અમે જૈન લોકો ઇશ્વરને કર્તા માનતા નથી અને આ વેદના જાણનારા લોકો ઇશ્વરને કર્તા માને છે એટલે કર્તા કે અકર્તાની બાબતમાં વાદવિવાદ શરૂ થયો, અને તે વાદવિવાદથી બેમાંથી એકેનું મન સમાધાન થયું નહિ. પંડિતજીએ અકર્તા કબૂલ કર્યો નહિ, તેમ મેં પોતે કર્તા કબૂલ કર્યો નહિ. અને વાત ત્યાંથી પડતી રહી. કથા વાંચવા બદલ ગામ લોકોએ પંડિતનો સત્કાર કરી એક ગાડી જુવાર કરી આપી અને પંડિતને

વિદાય કર્યો. પરંતુ પંડિત સાથે મને કંઇક પ્રેમ ઉત્પન્ન થયો તે પછી છ એક માસ વિત્યા બાદ શ્રીમાન્ સ્વામી દયાનંદ સરસ્વતિએ ગોરક્ષાનો સવાલ હાથમાં લઇ ગોકરૂણાનિધિ નામનું પુસ્તક બનાવી ધર્મશાસ્ત્રની રીતિથી નહિ પણ અર્થશાસ્ત્રની રીતિથી એક ગાયના મરવાથી તેની પાંચ પેઢીના હિસાબે કેટલા રૂપીઆનું નુકસાન થાય છે અને કેટલા મનુષ્યના એક દિવસનો ખોરાક નાશ પામે છે. તેના આંકડા પ્રકટ કરી હિંદુસ્તાનમાં વસ્તા મનુષ્યમાત્રે ગોરક્ષા કરવી જોઇએ અનેજયાં સુધી ગોરક્ષા થશે નહિ ત્યાં સુધી દેશનું દારિદ્ર મટવાનું નથી એવો સિદ્ધાંત સ્થાપીને ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિઆને આપવા માટે એક અરજી તૈયાર કરી તેના ઉપર ત્રણ કરોડ માણુસની સહી લેવા ઠરાવી તે કામ ગુજરાતમાં પંડિત કૃષ્ણારામ ઇચ્છારામને સોંપવામાં આવ્યું એટલે પંડિતજી તે કામ લઇને અમારે ગામે આવ્યા અને ગામમાં એવા વિષયને સમજનાર હું એકલોજ હતો તેથી મારી સાથે સલાહ કરીને ગામ લોકોને સમજાવીને ગોરક્ષાની અરજી ઉપર સહીઓ લેવાનું કામ શરૂ કર્યું તે અરસામાં વધારે પરિચય, વધારે વાતચિત્તનો પ્રસંગ મળવાથી કર્તા અને અકર્તાની તકરાર માટે મને એવું સમજાવવામાં આવ્યું કે જેમ જાદુ વિદ્યા, ભુત પ્રેત, અને કીમીઓ કદાચ દુનીઆમાં સાચો હોય તો તે સાચા માનવાથી નુકસાન છે અને ઇશ્વર કર્તા, સ્વર્ગ અને નર્ક, દુનીઆમાં ન હોય તો પણ તે સત્ય માનવામાં લાભ છે. ઇશ્વર કર્તા કે અકર્તાની તકરારમાં ઉતરીને શુષ્કવાદ કરવામાં કંઇ લાભ નથી કારણકે કર્તા અકર્તાના વિષયને બાજુ પર રાખી જો સાથે મળીને કામ કરવામાં આવે તો ઘણું કામ કરવાનું છે. એવી રીતે સમાધાની ભરેલી વાતચિત કરીને દેશની અને ધર્મની, મનુષ્યની અને વર્ણની, ભૂતકાળની સ્થિતિ કેવી હતી અને વર્તમાનમાં કેવી સ્થિતિ થઇ છે અને તેવી સ્થિતિ ચાલુ રહેશે તો ભવિષ્યમાં આપણો દેશ અને આપણી આર્યજાતિ નાશ પામશે. માટે દેશ પરત્વે બની શકે એટલું કામ કરવાને તૈયાર થવું જોઇએ. એવું સમજાવ્યું પણ એક મનુષ્ય કંઇ પણ કામ કરી શકે નહિ એટલા માટે આપણે આપણા મદદગારરૂપ સમુદાય તૈયાર કરવો જોઇએ કે જેમાં જુદી જુદી પ્રકૃતિના, જુદી જુદી સ્થિતિના, ઘણા મનુષ્યો એકત્રિત થાય. એ વિચાર મારા ધ્યાનમાં ઠીક લાગ્યો અને તેની સાથેજ મારા મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે જ્યાં સુધી આપણે એનાં પુસ્તકો વાંચીએ નહિ ત્યાં સુધી એની ભીતર શું વાત છે તે સમજી શકાય નહિ. એટલા માટે ગામના કણબી અને ગરાસીઆ લોકોમાંથી મારા મિત્રવર્ગનો સમૂહ એકઠો કરી સંવત ૧૯૩૪ની સાલમાં સુરતની પાસેના પુણા ગામમાં મુંબઇ શહેરમાં માત્ર આર્યસમાજ હતી અને બીજી પુણા ગામમાં આર્યસમાજ સ્થાપી. થોડાક રૂપીઆનું ઉઘરાણું કરી સ્વામી. દયાનંદ

સ્વામી દયાનંદ સરસ્વતીએ પ્રકટ કરેલા સત્યાર્થપ્રકાશ વગેરે તમામ પુસ્તકો મંગાવ્યાં તે તમામ પુસ્તકો હિંદી ભાષામાં હતાં પરંતુ હું સ્કુલમાં બાળબોધ વાંચતાં સારૂં શીખેલો અને પુણા ગામમાં ઉર્દૂ-ફારસીનો અભ્યાસ કરેલો હોવાથી મને તે પુસ્તકો વાંચતાં અને સમજતાં અડચણ પડી નહિ. મેં તે પુસ્તકો વાંચીને તેમાંથી ઇશ્વર અકર્તા છે એવો વાદ મારા મિત્રોને સમજાવ્યો. જ્યારે ફરી ચોમાસામાં પંડિતજી પુણા ગામે પધાર્યા ત્યારે તેજ વાદ શરૂ થયો અને તેનું સમાધાન એવી રીતે થયું કે હવેથી આપણે આ વાતની તકરારમાં ઉતરવું નહિ કારણ કે જેઓ ઇશ્વરને કર્તા નથી માનતા તેઓ આત્માના કર્મને કર્તા માને છે અને બીજો પક્ષ ઇશ્વરને કર્તા માને છે. ઇશ્વરને કર્તા માનનારા લોકો ઇશ્વરને સર્વવ્યાપક અને અંતર્યામી માનતા છતાં કુકર્મ કરતાં ડરતા નથી. અને જૈન લોકો કર્મની ફીલોસોફીથી પાપપુણ્ય, સ્વર્ગનર્ક ભોગવવાં પડે છે અને દરેક અનુચિત કાર્યમાં કર્મનો બંધ પડે છે. એવું જાણતા છતાં પણ કુકર્મ કરતાં ડરતા નથી. એટલા માટે મનુષ્ય જો સુકર્મ કરે તો તેને જ્ઞાનની પ્રાપ્તિ થાય અને તે જ્ઞાન પરિપૂર્ણ થયા પછી તેને સમજાય કે ઇશ્વર કર્તા છે કે અકર્તા છે. પરંતુ જ્ઞાન મેળવ્યા સિવાય લુખો તર્કવાદ કરીને સમય ગુમાવવો એ મનુષ્યનું કર્તવ્ય નથી. અને ઇશ્વર અકર્તા હોય તોપણ કર્તા માનીને તેનો ભય રાખીને કુકર્મ કરતા અટકી શકાય તેવી રીતે તેની સ્તુતિ-પ્રાર્થના કે ઉપાસના કરવાથી પાપ લાગતું નથી. માટે હાલ તો સત્કર્મ કરતા જાવ અને છેવટે જ્ઞાન પ્રાપ્ત થશે એટલે જોઇ લેવાશે. એવા નિશ્ચય પર આવીને ઇશ્વરને વેદમાં કહેલાં સર્વ વિશેષણયુક્ત માનીને હું પાકો આર્યસમાજી થયો.

સંવત ૧૯૩૪ના સાલમાં મોજે પુણા ગામમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી. અને દર રવિવારે ઇશ્વર પ્રાર્થના કર્યા પછી સત્યાર્થ પ્રકાશ ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા વિગેરેમાંથી થોડું વાંચવામાં આવતું હતું અને તે પછી પંડીત કૃષ્ણારામજી જ્યારે જ્યારે પુણા ગામે પધારતા. ત્યારે ત્યારે તેઓના વ્યાખ્યાન થતા હતા. જો કે ગામ નાનું હતું સમાજસ્થો થોડા હતા તોપણ જે હતા તે સદ્‌ગૃહસ્થો હતા એટલે દર વર્ષે વાર્ષિક ઉત્સવ કરીને મુંબઇથી વિદ્વાન્ અને ધનવાન આર્યસમાજીઓને આમંત્રણ કરીને બોલાવતા હતા અને તેઓની વાણીનો લાભ લેતા હતા પરંતુ તે વખતની આર્યસમાજનો વિષય, મૂર્તિખંડન તથા વેદવિરૂદ્ધ શાસ્ત્રનું ખંડન કરવું એજ હોવાથી લોકોને તે અપ્રિય થઇ પડયું જેથી સમાજના આગેવાનોને ઘણી મુશ્કેલીમાંથી પસાર થવું પડતું હતું. ત્યાર પછી સંવત ૧૯૪૩ના આશો માસમાં મોજે પુણા ગામથી ઘરબાર ઉપાડીને સુરતના મહિધરપુરાની ગીઆશેરીના ટેકરા ઉપર રહેવાને માટે આવ્યો અને મૂળ

ધંધો ચાલુ રાખી વૈદક ધંધાની શરૂઆત કરી. તે સમયમાં સુરતમાં જૂની આર્યસમાજ હતી પણ તે સમાજના આગેવાનોએ સમાજનું નામ એવું વાયડુ કરી મૂક્યું હતું કે સમાજનું નામ સાંભળતાજ લોકો ગાળો દે! જેથી કેટલાક મિત્રોની સહાયતાથી સંવત ૧૯૪૫ના સાલમાં સુરતમાં આર્યધર્મ પુસ્તક પ્રસારક મંડળીની સ્થાપના કરી અને તે મંડળી દ્વારાએ ગૌરક્ષા સંબંધી નાના નાના પુસ્તકો પ્રકટ કરવાનું કામ શરૂ કર્યું. જ્યારે હું પુણા ગામે હતો ત્યારે લેખક તરીકે પંડીત કૃષ્ણારામ ઇચ્છારામ અને વ્યવસ્થાપક તરીકે મારૂં નામ આપીને હમે આર્યસુબોધ રત્નાકર નામનું માસીક પત્ર પ્રકટ કર્યું અને તેમાં એવા લેખો લખવા માંડ્યા કે જેને વાંચીને આર્યસમાજના કટ્ટા વિરોધી પણ તેના વખાણ કરતા હતા પરંતુ તે માસિક એક વર્ષ ચલાવીને બીજે વર્ષે મુંબઇ સમાજ તરફથી પ્રકટ થએલા આર્યપ્રકાશ માસિક સાથે જોડી દેવામાં આવ્યું હતું એટલે સુરતમાં રહેવા આવ્યા પછી આર્યધર્મ પુસ્તક પ્રસારક મંડળી તરફથી ગૌરક્ષા પ્રચારક નામનું માસીક કહાડવામાં આવ્યુંઅને તેમાં લેખો લખવાનું અને કવિતા બનાવવાનું કામ મારા માથાપર આવ્યાથી તે ઘણી બાહોશીથી ચલાવવામાં આવ્યું તે માસીક ચાર વર્ષ સુધી ચલાવીને આખરે લવાજમ નહિ વસુલ થવાથી આઠસો રૂ. ખોટ ખમી બંધ કરવું પડયું. તે વખતે આર્યસમાજના કાર્ય તરફ લોકોને કેટલી અપ્રીતિ હતી તેનો એકજ દાખલો અત્રે રજુ કરૂં છું. સંવત્ ૧૯૪૫ના સાલમાં આર્યધર્મ પુસ્તક પ્રસારક મંડળીનો વાર્ષિક ઉત્સવ કરવાનું ઠર્યું. તે વખતે સુરતમાં ચાલતી ખાનગી સ્કુલોના તમામ વિદ્યાર્થીઓને કવિતા ગાતા ગાતા ઉત્સવના મકાન આગળ બોલાવ્યા અને તેઓને પુસ્તકો તથા પતાસા વહેંચી આપ્યા, એટલે આખા શહેરમાં હમારી મંડળીનું નામ પ્રખ્યાતી પામ્યું તેની સાથે હમે બસેં આમંત્રણના કાર્ડો છપાવી સુરતના સંભાવિત ગૃહસ્થોના નામપર મોકલાવ્યા અને ભાડાની ગાડી કરીને ગામમાં સારે સારે ઘેર જાતે જઇને આમંત્રણ કરી આવ્યા પરંતુ વ્યાખ્યાનનો સમય થયો ત્યારે આટલો બધો કોલાહલ આટલો બધો પરિશ્રમ અને પૈસાનો ખર્ચ કરવા છતાં વ્યાખ્યાનના વખતે માત્ર ગણ્યા ગાંઠ્યા ત્રણ માણસ સભામાં આવ્યા એવી અવસ્થામાં પણ હિંમત નહિં હારતાં ઉદ્યોગ જારી રાખીને હમે હમારૂં કામ આગળ ચલાવતા ગયા આ ઠેકાણે એટલું જણાવવાની જરૂર છે કે મંડળીનઃ કામમાં કે સમાજના કામમાં જેટલા પૈસા ખરચાય તે મારેજ ખરચવાના હતા મંડળીના સભાસદો કે સમાજના સભાસદો એકપાઇ પણ આપવાને રાજી ન હતા પણ શારિરીક અને માનસિક પરીશ્રમ ઉઠાવવાને તેઓ સદા તત્પર રહેતા હતા એટલે ધીમેધીમે મંડળીનું નામ બદલીને હમે સુરતમાં આર્યસમાજની સ્થાપના સંવત્ ૧૯૪૮માં કરી અને અમારી

ંડળીના ઉત્સાહી અને પરોપકારી એક સભાસદ રા. રા. ગણુપતરામ વિષ્ણુરામ
ત્રેવેદીએ અરસપરસના લાભના ફંડની ઑફીસ સુરત કણુપીઠ બજારમાં કહાડી
તી તે ઓફીસમાં આર્યસમાજ ગોઠવવામાં આવી અને તે વખતના આર્યધર્મ
સ્તક પ્રસારક મંડળીના તમામ સભાસદોએ પોતપોતાને ઘેરથી થોડાં થોડાં
સ્તકો સમાજને ભેટ આપીને આર્યસમાજમાં આર્ય પુસ્તકાલય ખુલ્લું મુક્યું
ને તેપુસ્તકાલયમાં થોડાક માસીક સાપ્તાહિક અને દૈનિક પત્રો મગાવીને સુરતની
જાને મફ્ત વાંચન પૂરૂ પાડવામાં આવ્યું. એટલે દરરોજ આર્ય પુસ્તકાલયમાં
ંચનારાઓની વૃદ્ધિ થવા માંડી જેથી દર રવિવારે વ્યાખ્યાન આપવાનું મ્હેં શરૂ કર્યું
ખતો વખત બહારના ઉપદેશકો આવતા તેઓ વ્યાખ્યાન આપતા અને કોઇ નહિ હોય
હું પોતે વ્યાખ્યાન આપીને સમાજનું કામ ચલાવતો હતો. કારભાર એવો ચાલતો
તો કે રા. રા. ગણુપતરામ પોતાની મંડળીની ઑફીસનું ભાડું આપતા હતા
ટલે આર્યસમાજને ભાડું આપવું પડતું નહિં. રા. રા. ગણુપતરામ
ષ્ણુરામ આર્યસમાજની અને આર્યપુસ્તકાલયની વ્યવસ્થા રાખતા હતા એટલે
ાર્યસમાજને નોકર કે લાયબ્રેરીયન રાખવાની જરૂર પડતી નહિ. એવી રીતે
રભાર ચાલવાથી આર્યસમાજે અને આર્યપુસ્તકાલયે ધીમે ધીમે સુરત શહેરમાં
રી પ્રતિષ્ઠા મેળવી અને આર્યસમાજનો કોઇ નવો સભાસદ થવા આવે તેને
ભાસદ કરવામાં આવતો નહિ, તેને ત્રણ પ્રશ્ન પુછવામાં આવતા હતા કે સુરતની
ાર્યસમાજ હાલમાં ત્રણ કામ કરે છે એટલે ભાષણ આપવા ભાષણ સાંભળવા
ને પ્રજાને મફ્ત વાંચન પૂરૂં પાડવું. જો તમારે વ્યાખ્યાન આપવાની ઇચ્છા
ય તો વ્યાખ્યાન આપવાને માટે જગ્યા ખુલ્લી છે, જો દર રવિવારે વ્યાખ્યાન
ભળવાની ઇચ્છા હોય તો આર્યસમાજમાં બેસવાની અને સાંભળવાની સર્વને
ટ છે અને જો આર્યપુસ્તકાલયના પુસ્તક વાંચવાનો શોખ હોય તો સમાજમાં
સીને કોઇ પણ પુસ્તક વગર લવાજમે વાંચવાનું મળે છે, જ્યારે ત્રણે વાતમાં
ાર્યસમાજના મેમ્બરોનો અને મેમ્બર નહિ હોય તેનો સરખો હક્ક છે તોપછી
ારે મેમ્બર થવાથી વધારે લાભ શું મેળવવો છે ? આ પ્રશ્નનો જે શખ્સ
વો જવાબ આપે કે આર્યસમાજ દેશોપકારનું કામ કરી રહી છે અને દેશ
વાને માટે પોતાનું તન મન અને ધન અર્પણ કરી રહી છે તેને મદદ કરવા
ટે હું સભાસદ થવા રાજી છું. એવો જવાબ દેનારાનેજ આર્યસમાજના
મ્બર કરવામાં આવતા હતા જેથી સુરત આર્યસમાજના માત્ર બાવીસ મેમ્બરો
ા પણ તે બાવીસે મેમ્બરો તન-મન-ધનથી તથા એકસંપથી કોઇપણ રીતના
ન-બડાઇ કે ઇર્ષાવિના કામ કરનારા હોવાથી હમારી સમાજને ધનની કે
ાસદની જરૂર રહિ ન હતી. કારણ કે સમાજનો અંગત ખર્ચ રા. રા.

ગણુપતીરામજી ઉપાડી લેતા હતા અને બાકીનો વ્યવહારૂ ખર્ચ હું પોતે ઉપાડી લેતો હતો એટલે બીજા સભાસદોને કાંઇ લવાજમ તરીકે આપવું પડતું નહિ. જો કે એઓમાંના ઘણા ઉત્સાહી સભાસદો વખતો વખત પૈસા ખરચતા હતા પણ તેમાં સમાજને કે કોઇને ઉપકાર કરીએ છીએ એમ તેઓ માનતા ન હતા માત્ર સહુ સહુની ફરજ સમજીને પોતાનો ખર્ચ પોતે કરતા હતા જેથી સમાજને આવકજાવકનો હિસાબ કે દફતર રાખવાની જરૂર પડતી નહિ. દરમ્યાનમાં નવસારી પ્રાંતના જડજસાહેબ રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવનો દેહાંત થવાથી તેની વિધવા પાસેથી રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવના તમામ પુસ્તકો રૂપીઆ પાંચસો માટે ખરીદી આણ્યા એટલે રા. હરિલાલભાઇ જેવા એક સાક્ષરની આખી લાયબ્રેરી મળી જવાથી સુરત આર્યપુસ્તકાલયમાં અપૂર્વ જાતના પુસ્તકોનો એક મોટો જથો તૈયાર થયો. તે તમામ પુસ્તકોને ગોઠવવા માટે મોટા મોટા ચાર કબાટો હમારી સમાજના મેમ્બર મી૦ પ્રાણુજીવનદાસ દયારામ ગજ્જરે સમાજને નામે બનાવી આપ્યા પણ પાછળથી તેના રૂપિઆ સમાજ આપી શકી નહિ કે રા. રા. ગણુપતરામભાઇ પણ આપી શક્યા નહિ જેથી તે કબાટ અને સમાજને લગતા તમામ ફરનીચરના રૂપિઆ રા. રા. પ્રાણુજીવનદાસે માંડી વાળ્યા એટલે સમાજની પાસે પુસ્તકો, કબાટો, ખુરસીઓ, બેંચો વિગેરે જોઇતા સાહિત્યનો મોટો જથ્થો તૈયાર થયો અને એવો ક્રમ રાખવામાં આવ્યો કે દર રવિવારે સમાજમાં મારે વ્યાખ્યાન આપવું અને બહારના ઉપદેશક આવે ત્યારે આખા શહેરમાં હેંડબીલ વહેંચાવીને કોઇ નાટક શાળામાં વ્યાખ્યાન અપાવવું અને વ્યાખ્યાનોનો ક્રમ એવો રાખવામાં આવતો હતો કે સત્યનું મંડન કરવું જેથી સમાજ તરફ સુરતના લોકોનું સારૂ ધ્યાન આકર્ષાયું એટલે જ્યારે જ્યારે માત્ર સમાજના મંત્રીની સહિથી એક જાહેર ખબર ( હેંડબીલ ) નીકળે કે આખી નાટકશાળા શ્રોતાઓથી ચીકાર ભરાઇ જાય એવી રીતે સમાજનો વ્યવહાર ચાલતો હતો. પરંતુ જગતરૂપ અગમ્ય નાટકના ચાલતા પ્રવેશ પછી બીજો પ્રવેશ કેવો આવશે તેની ખબર કોઇને નહિ પડતી હોવાથી મનુષ્યો એમજ ધારે છે કે આપણા સુખમાં દુઃખ આવવાનું નથી એટલે આગળ પાછળનો વિચાર કર્યો સિવાય પોતાનું કામ આગળ ચલાવ્યા જાય છે તેવીજ રીતે સમાજનું કામ ધમધોકાર ચાલી રહ્યું હતું દરમ્યાન સંવત્ ૧૯૫૩ના આશો માસથી સુરત શહેરમાં "બ્યુબોનિક પ્લેગ"ની પધરામણી થઇ અને જેને માટે સરકારને "એપીડેમીક એકટ" સુધારવો પડયો અને સંવત્ ૧૯૫૪ના કાર્તક માસમાં આખા સુરત શહેરને સુરતની આસપાસ માંડવાઓ બાંધીને ત્યાં રહેવા જવું પડયું એવી રીતે આર્યસમાજની સંસ્થા પણ વિઘ્નમાં આવી પડી. કારણકે સુરત શહેરમાં

સંવત્ ૧૯૫૪-૫૬-૫૮ અને ૬૦ ના સાલમાં એટલે ચાર વખત પ્લેગે આવીને સેંકડો બલ્કે હઝારો માણુસોના પ્રાણુ લીધા તેમાં હમારી સમાજના ચુસ્તમાં ચુસ્ત ઉત્સાહીમાં ઉત્સાહી ઉદારમાં ઉદાર ઘણા સભાસદો મોતને શરણુ થયા અને જેઓ જીવતા રહ્યા તેઓના માબાપ ભાઇ ભત્રીજા વહુ દીકરી કે દીકરા વહુ મરણુ પામ્યા જેથી આર્ય સમાજનું કામ અટકી પડયું રા. રા. ગણુપતી રામ વિષ્ણુરામ ત્રિવેદીનું મરણુ પ્લેગને લીધે થવાથી સમાજનું ભાડું અને એક નોકરનો પગાર સમાજને માથે ચઢવા લાગ્યો. એટલે સંવત્ ૧૯૬૦ના સાલ સુધીમાં નોકરનો પગાર અને મકાનનું ભાડુ મળીને સમાજને માથે ત્રણુસો ચારસો રૂપીઆનું દેવું થઇ ગયું પણુ મકાનનું ભાડુ ઉતારી નાંખીયે તો ચઢેલું ભાડુ ચુકવી આપ્યા સિવાય સમાજનો સામાન ઘરધણી ઉઠાવવા દે નહિ તેમ નોકરનો પગાર ચઢી ગયેલો હોવાથી નોકર પણુ સામાન ઉઠાવી જવાદે નહિ એટલે સમાજના સભાસદો પ્લેગમાં મરણુ પામેલા અને દુઃખી થયેલા હોવાથી તેઓ સમાજને કાંઇ મદદ કરી શકે નહિ અને પૈસા વિના સમાજ છૂટે નહિ એવી અવસ્થામાં સમાજ આવી પડી. તે દરમ્યાનમાં સંવત્ ૧૯૬૦ના કાર્તક માસમાં મારા વહિવટ નીચે ચાલતી આર્યન કંપનીની એજંસીની ધી ગાયકવાડ પેપર મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ અટકી પડવાથી મારી પોતાની નાણુા સંબંધી સ્થિતી ઘણીજ ખરાબ થઇ ગઇ બલ્કે હુ દેવાદાર થઇ ગયો અને મારી પાસે એક પાઈ પણુ રહિ નહિ એવી અવસ્થામાં મારી બનાવેલી ત્વકદોષ નિરૂપણુની ચોપડી :જેની સવા રૂપિઓ કીંમત હતી તે ચોપડીની પાંચસો નકલ સુરત આર્ય-સમાજને ભેટ આપી અને એવી આશા રાખવામાં આવી કે જો ગુજરાતની બીજી સમાજો અથવા મુંબઇ સમાજના સભાસદો એક એક નકલ ખરીદે તો સમાજનું દેવું પતી જાય. એવો હેતુ રાખીને મુંબઇ સમાજ તરફથી પ્રકટ થતા આર્યસમાજના વાજીંત્ર રૂપ આર્ય પ્રકાશમાં ત્વક્ દોષ નિરૂપણુનું એકેક પુસ્તક ખરીદ કરીને સુરત સમાજનું દેવું પતાવવા માટે વિનંતી કરવામાં આવી તોપણુ એક કહેવત છે કે "દહાડો હોય વાંકો ત્યારે બાયડી કહે કાકો" તે પ્રમાણેની અમારી હાલત થઇ કારણુકે આર્ય પ્રકાશમાં પુસ્તક વેચવાની જાહેર ખબર મોક-લાવી તો ત્યાંથી જવાબ મળ્યો કે આર્યસમાજના કોઇ પણુ મેમ્બરની જાહેર ખબર આગળથી પૈસા લીધા સિવાય હમે છાપતા નથી ! તે ઉપરથી રૂપીઆ સાડા આઠ હમે આગળથી મોકલાવ્યા અને જાહેર ખબર છપાવી અને તે સાથે ઘણીજ નમ્રતા પૂર્વક કાકલુદી ભરેલો એક પત્ર છાપવા મોકલ્યો જો કે તે પત્ર તો છપાયો પણુ તેની નીચે આર્ય પ્રકાશના એડીટર સાહેબે એવો સહેરો કર્યો કે આવી સ્થિતીમાં સમાજ ચલાવવા કરતાં તેને બંધ કરવી એ વધારે સારૂં છે. એવી

ઉદારતાના લખાણથી તમામ આર્યસમાજોએ મળીને મારૂં માત્ર એકજ પુસ્તક ખરીદ્યું. ખાનગી તપાસ કરતાં એવું માલમ પડયું કે જો સુરતની સમાજ આર્ય પુસ્તકાલયને તમામ ફરનીચર સાથે મુંબઇ સમાજને આપે તો મુંબઇ સમાજ સુરત સમાજનું દેવું પતાવી આપે આવી ખાનગી ખબર મળવાથી હમે વિચાર કર્યો કે બે હજાર રૂપીઆ કરતાં પણ વધારે કીંમતનો માલ આપીને મુંબઇ સમાજના ઉપકાર હેઠળ આવવું તો તેના કરતાં સુરતમાંજ સમાજનું માત્ર ફરનીચર વેચીએ તો લગભગ પાંચસો રૂપીઆ ઉપજે પણ તેથી સમાજની આબરૂ જાય એવો વિચાર કરીને સુરત સમાજના સભાસદ રા. રા. દામોદરદાસ ચુનીલાલ દલાલે સમાજના નોકરનો ચઢેલો પગાર પોતાના પદરથી ચુકવી આપ્યો અને મારી નાણા સંબંધી ઘણીજ ખરાબ સ્થિતી હતી કે જયારે એક રૂપીઓ સો રૂપીઆની કીંમતનો ગણાતો હતો તેવી અવસ્થામાં સમાજના મકાન ભાડાના ચઢેલા રૂપીઆનું મકાનના માલીકને ખાતુ પાડી આપી દર મહિને છ છ રૂપીઆ આપવા ઠરાવી આર્ય-સમાજનો તથા આર્ય પુસ્તકાલયનો તમામ સામાન મારા ઘરમાં લાવીને ગોઠવ્યો એટલે એમ કહી શકાય કે સુરતની સમાજ મરી ગઇ છે અને તેના હાડકાં મ્હેં સંચકી રાખ્યા છે. એવી અવસ્થા હતી તોપણ હમે પોતે અને મી. દામોદરદાસે એવો નિયમ બાંધ્યો કે દર રવિવારે સાંજના છ વાગે દામોદરદાસે મારે ઘેર આવવું અને આર્યાભિવિનયમાંથી બે મંત્રની પ્રાર્થના કરી પોતપોતાને કામે લાગવું એવી રીતનો ક્રમ ચાલતો હતો તે દરમ્યાનમાં જ્યાં જ્યાં મારે ભાડાના ઘર બદલવા પડયાં ત્યાં ત્યાં આર્યસમાજના તથા આર્ય પુસ્તકાલયના હાડકાને સાથે લઇને ફરવું પડયું તે પછી સુરતમાં મુંબઇ પ્રદેશની આર્ય પ્રતિનિધી સભાએ આર્યધર્મ પરિષદ્ બોલવવાનું ઠરાવ્યું અને તેજ અરસામાં ઇન્ડિયન નેશનલ કોંગ્રેસનું અધિવેશન પણ સુરતમાં ભરવાનું ઠર્યું તે નિમિત્તે એક પંથ અને દો કાજ ધારીને આર્યસમાજનાં મુખ્ય મુખ્ય નેતાઓ કોંગ્રેસમાં અને કોન્ફરન્સમાં ભાગ લેવાને પધાર્યા તેઓ પૈકી કાંગડી, હરદ્વાર ગુરૂકુળના અધિષ્ઠાતા મહાત્મા મુનશિરામજી પધારેલા તેમનો મુકામ કોન્ફરન્સના મંડપમાં નહિં રાખતાં તેઓશ્રીને પોતાના આપ્ત વર્ગ સાથે મારા ઘરમાં ઉતારો આપ્યો.

સુરત શહેરમાં આર્યસમાજ હતી નહિ પરંતુ આર્યસમાજીઓ તથા આર્યસમાજને ચાહવાવાળાઓ ઘણા હતા તે પૈકી આર્યધર્મ પરિષદ્નો તમામ કાર્યનો બોજો સુરતના રામપુરાના મંડળે ઉઠાવી લીધો અને એવી વ્યવસ્થાથી કોન્ફરન્સનું કામ બજાવ્યું કે જેથી મહાત્મા મુનશિરામજી આશ્ચર્ય ચકિત થઇ ગયા અને તેણે કોન્ફરન્સના ઉતારામાં યજ્ઞ પ્રસંગે એક વ્યાખ્યાન આપી આર્યસમાજની ફરીથી સ્થાપના કરવાનું અને સમાજ મંદિર માટે એક ફંડ ચાલુ કરવાનું પોતે

ઠરાવી પ્રથમ પોતા તરફથી દસ રૂપિઆની રકમ સમાજના મકાનફંડમાં ભરીને ટીપ ચાલુ કરી, જો કે તેજ વખતે ઘણા રૂપિઆ મળી શકતે, પરંતુ પ્રતિનીધિ સભાના વેદ પ્રચારક ફંડની અપીલ વખતે રૂપીઆ ઓછા આવશે, એવા ભયથી ફંડને અટકાવી દેવામાં આવ્યું. પણ નવેસરથી આર્યસમાજની સ્થાપના થઇ અને દર રવિવારે મારા મકાનમાં સમાજનું અધિવેશન થવા માંડયું તે પછી જેમ જેમ વખત બદલાતો ગયો તેમ તેમ નાણા સંબંધી સ્થિતી સુધરવાથી અંતે એવા વિચારપર આવ્યા કે જો મકાનફંડ સારી રીતે ભરાય તો સમાજને માટે એક મકાન ખરીદ કરવું. મકાનની તપાસ કરતાં કરતાં સુરત લીમડા-ચોકમાં ત્રણ ગાળાનું મોટું મકાન રૂપીઆ પીસતાળીસસો સારૂ ખરીદ કર્યું જો કે સમાજ પાસે મકાનફંડના ઘણા થોડા રૂપીઆ હતા તોપણ ઘટતા રૂપીઆ રા. રા. દામોદરદાસ ચુનીલાલ દલાલે સમાજને ધીર્યા એટલે સમાજ પોતાના મકાનવાળી થઇ. તે મકાનમાં મારે ઘેર સંચકી રાખેલો સમાજનો તથા આર્ય પુસ્તકાલયનો સામાન હતો તે નવા મકાનમાં લઇ જવામાં આવ્યો એટલે સમા-જના ભારથી હું પોતે મુક્ત થયો.

એવી રીતે નવા મકાનમાં નવા રૂપમાં સમાજ ગોઠવાઇ. એટલે ધીમે ધીમે અધિકારીઓ બદલાવા માંડયા અને સમાજના મેમ્બર થવાને માટે જે બારણું બંધ કરી મૂકયું હતું તે ખુલ્લું મુકવામાં આવ્યું. તે દરમ્યાનમાં સુરતના સોની-ફળીયામાં આવેલા ફીરંગીના દેવળનું ભવ્ય મકાન વેચાવાનું છે પણ તેને હિંદુ, પારસી કે મુસલમાન કોઇ રાખી શકે એમ નથી, કારણ કે ફીરંગીનું દેવળ આપણાથી કેમ રખાય ! જેથી જે મકાન પચાસહજાર રૂપીઆ ખરચતાં નહિં મળે તે સમાજને માટે સમાજના સભાસદોની પરવાનગી લીધા સિવાય માત્ર મારા કહેવા ઉપરથી રા. દામોદરદાસે પોતાના નામથી છ હજાર રૂપીઆમાં એ મકાન વેચાણ કરાવી લીધું. આ તરફ લીમડાચોકવાળું મકાન પણ તેમાં ભૂત પથરા મારે છે એવા વહેમથી તેને ખરીદનાર કોઇ નહિ હોવાથી આર્યસમાજને સસ્તામાં મળેલું, પણ આર્યસમાજના કબજામાં આવ્યા પછી મકાનમાં રહેતા ભૂત, પિશાચ કે વ્યંતર સર્વ પલાયન કરી જવાથી તે મકાનના આર્યસમાજને સાતહજાર રૂપીઆ મળ્યા, જેથી દામોદરદાસને તેના છ હજાર રૂપીઆ ચુકવી આપી સદરહુ ફીરંગીના દેવળવાળું મકાન સમાજને નામે ટ્રસ્ટ ડીડ કરીને તે ટ્રસ્ટીઓના નામથી ખરીદી લીધું અને સમાજના મકાનફંડ માટે નવેસરથી ઉદ્યોગ આરંભાયો. તેમાં સુરત જીલ્લાએ તથા મુંબઇ શહેરે સારો ભાગ આપવાથી તે મકા-નને સુધારવાનું કામ શરૂ કર્યું. જેને ગાબડગુબડ અને રંગચુનો કરતાં સમાજને

બીજા સાતહજાર રૂપીઆ ખર્ચ થયો. પરંતુ આજે તે મકાનની કીંમત એક લાખ કરતાં ઓછી આંકી શકાય નહિ. તેમ તે મકાન સુરતનો કિલ્લો, સિવીલ હોસ્પિટાલ અંગ્રેજી હાઇસ્કુલ, પારેખ હુન્નરશાળાની જોડાજોડ આવવાથી સુરતમાં જોવા લાયક મકાનની હરોલમાં આર્યસમાજ મંદીર પણ ગણાવા લાગ્યું.

ગ્રહસ્થો ! એટલે સુધી આર્યસમાજને ખેંચી આણી કહો કે ઉન્નતિપર આણી કહો, જો કે એક માણુસથી કશુંજ કામ બની શકતું નથી, કામ તો તેના મિત્રમંડળ તરફથી થાય છે પરંતુ કામનું ફળ આગેવાનના નામપર લખાય છે તેવી રીતે હું કહી શકું છું કે સુરતમાં આર્યસમાજના નામથી આમંત્રણ કરતાં પાંચ માણુસ પણ ભેગા થતા નહોતા તેને ઠેકાણે માત્ર આર્યસમાજના મંત્રીના નામથી ખબર પ્રકટ થતાં આર્યસમાજના મકાનમાં નહિ માઇ શકે એટલા શ્રોતાઓ ભેગા થતા હતા. ત્યાં સુધીનું મારૂં આર્યસમાજી જીવન લખાવી શકું છું. તે પછી સમાજમાં માન–બડાઇ અને ઈર્ષાની પધરામણી થઇ જેને પરીણામે ખુલ્લે ખુલ્લું બોલવામાં આવતું હતું કે જ્યાંસુધી તિલકચંદ સમાજમાં દાખલ છે ત્યાંસુધી સમાજની ઉન્નતિ થવાની નથી. અને તે માન–બડાઈ અને ઇર્ષાવાળા વાતાવરણમાં સમાજ ચલાવવા માટે મારે આ પુસ્તકરૂપે છપાયલા ત્રેપન વ્યાખ્યાનો આપવાની ફરજ પડી. તે વ્યાખ્યાનો દર રવિવારે નિયમીત સમયે, નિયમીત રીતે આપવામાં આવતાં હતાં પરંતુ સમાજના એકસોપચ્ચીસ મેમ્બર હોવા છતાં કોઇપણ રવિવારે પાંચ કરતાં વધારે સભાસદ હાજરી આપી શકતા નહોતા. તોપણ મેં તો મારા વ્યાખ્યાનો ચાલુ રાખ્યાં જેના પરીણામરૂપે આ વ્યાખ્યાનમાળાનું પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું. સુરત સમાજમાં વૈમનસ્ય કેમ પેઠું ! કોણે પેસાડયું ! શી રીતે પેઠું ! તે વાત લખવાથી સમાજની નિંધા થાય અને હાલમાં છે તે કરતાં વધારે વૈર અને દ્વેષ ઉત્પન્ન થાય એટલા માટે સમાજના હિતને ખાતર, સમાજના કલ્યાણને ખાતર મેં મારા પ્રમુખ તરીકેનું બલ્કે આર્યસમાજના સભાસદ તરીકેના મેમ્બરપણાનું પણ રાજીનામું આપી હાલમાં સમાજથી અલગ થઇ બેઠો છું. હાલમાં સમાજમાં કયું કામ ચાલે છે તેની મને ખબર નથી. પરંતુ મારે મારૂં ઋષિઋણ અદા કરવાનું હોવાથી સમાજમાં આપેલા ત્રેપન વ્યાખ્યાન છપાવી મારા વ્યાખ્યાનમાં હાજરી નહિ આપેલાં ગ્રહસ્થોને મનન કરવા માટે આ પુસ્તક પ્રકટ કરી મારૂં ઋષિઋણ અદા કરી આર્યસમાજ સાથેનો સદાને માટેનો સંબંધ છોડી હું મારી શરીરની સ્થિતીને આધીન થઇ સમાજથી અલગ થયો છું. એટલે સુધીનું મારૂં આર્યસમાજી જીવનચરિત્ર ગણો કે મારી આત્મશ્લાઘા ગણો, જે

ગણે। તે આપની વિચારશક્તિ, સમજશક્તિ, અવલોકનશક્તિ અથવા અનુભવશક્તિ ઉપર આધાર રાખે છે, એટલું લખીને મારૂં આર્યસમાજી જીવનચરિત્ર પૂર્ણ કરૂં છું.

લી. આર્યસમાજનો માજી મંત્રી, માજી પ્રમુખ,

માજી સભાસદ અથવા કહો કે

સમાજનો સેવક

શા. તિલકચંદ તારાચંદ વૈદ–સુરત.



સુરત આર્ય સમાજમાં

# શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્યે આપેલાં ભાષણો.

## ભાષણ ૧લું.

## આર્યસમાજનું અંતિમ લક્ષબિંદુ શું?

રવિવાર તા૦ ૧૯-૫-૧૯.

ओ३म् शन्नो मित्र शं वरुण : शन्नोभवत्वर्यमा ।
शन्न इन्द्रो बृहस्पति : शन्नो विष्णु रु रूक्रम :॥
नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ।
त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि ।
सत्यं वदिष्यामि तन्मा भवतु । तद्वक्तारमवतु ॥ अवतुमाम् अवतु वक्तार ॥

ओ३म् अग्नेनय सुपथा राये अस्मान्विश्वानि देव वयुनानिविद्वान् ॥
युयोध्यस्मज्जुहुराण मेनो भूयिष्ठांतेनमः उक्तिं विधेम ॥१॥
ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयद् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
यानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

[illegible] પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

આજકાલ આખી દુનીઆમાં જે પ્રમાણે ધર્મ સંબંધી વાદવિવાદ ચાલી રહ્યો છે, તેજ પ્રમાણે પ્રાચીન કાળથી પણ એવોજ વાદવિવાદ ચાલતો આવ્યો છે. ધર્મ એક એવી વસ્તુ છે કે, જેને માટે બળાત્કાર કે લાગવગ ચાલતો નથી, પણ સામ્ય ભાવથી શાન્ત રીતે ઉપદેશ કરવામાં આવે તોજ તે ધર્મ ઘણા કાળ સુધી ટકી રહે છે. પ્રાચીન ઈતિહાસ તપાસતાં દુનીઆમાં ઘણાખરા વિગ્રહો રાજાએ માનેલા ધર્મ પ્રજાને મનાવવા એટલુંજ નહિ પણ બીજા લોકોને મનાવવા માટે થએલા જણાય છે, પરંતુ જો કે બળાત્કારથી સ્વીકારેલા

ધર્મને વિધર્મી પ્રજા માનતી થાય છે, તોપણ તેનો મૂળ ધર્મ તેઓ છોડી શક્તી નથી. દુનીઆમાં ધર્મના બે વિભાગ પડેલા જોવામાં આવે છે, એટલે એક આસુરી ધર્મ કે જેમાં પંચ મકાર અથવા એક મકારનું પણ સેવન પ્રાધાન્યપણે હોય છે, અને બીજા દૈવી ધર્મમાં પાંચ યમનું પરિપાલન પ્રાધાન્યપણું ભોગવતું હોય છે. દૈવી અને આસુરી ધર્મના પ્રતિપાદકોએ, પોતાના ધર્મને બળાત્કારે બીજા પાસે મનાવવાને પ્રયત્ન કર્યો, જેમાંથી વિગ્રહો ઉત્પન્ન થયા. તેમાં કોઈ વખત દૈવી, અને કોઇ વખત આસુરી ધર્મને માનનારાઓનો વિજય થતો રહ્યો; છતાં બળાત્કારથી સ્વીકારેલા ધર્મમાં પોતાંના જુનાં ધર્મનો ભેળ થએલો કોઈ મટાડી શકયું નહિ, એટલે જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે તે ધર્મના ઉત્તરોત્તર થતા અધિકારીઓ અથવા ધર્મગુરૂઓએ પોતાની મિશ્રિત માન્યતા પ્રમાણે મૂળ ધર્મમાંથી નવી શાખાઓ ઉત્પન્ન કરી, તે શાખાના પોતે માલિક બની બેઠા. જેનો લાંબો ઇતિહાસ અત્રે આપી શકાય એટલો સમય નહિ હોવાથી ટૂંકમાં એટલુંજ કહેવું બસ થશે કે આખી દુનીઆના મતપંથ સંપ્રદાયો જેમ પોતાની માન્યતાને સંપૂર્ણ સત્ય ઠરાવી પોતાનું કામ ચલાવ્યા જાય છે, છતાં તેમાંથી નવા નવા પંથો ખડા થતા જાય છે, તેમ આર્ય સમાજ પણ એક નવો દયાનંદી સંપ્રદાય છે, એમ સનાતન ધર્મનું અભિમાન રાખનારાઓ માને તો તેમાં તેઓ કાંઇ ખોટું કરતા હોય, એમ આપણે કહી શકીએ નહિ, અને તેટલાજ માટે **આર્યસમાજનું અંતિમ લક્ષબિંદુ શું ?** એ વિષય આજે રાખવામાં આવ્યો છે.

મિત્રો ! હિંદી પ્રજા પરાપૂર્વથી વેદધર્મને માનતી આવી છે, હિંદુસ્તાનમાં સનાતન ધર્મની જેટલી શાખાઓ છે, અને તેઓ દૈવી અને આસુરી બેઉ ધર્મમાં મિશ્ર થઇ ગએલી છે; છતાં પણ જ્યારે પૂછવામાં આવે, અથવા જ્યારે જરૂર જણાય ત્યારે તે સર્વ શાખાઓ પોતાને **વેદ ધર્મી** કહેવડાવવા અથવા અમારો ધર્મ વેદાનુકૂળ છે, એમ મનાવવા પ્રયત્ન કરે છે. પરંતુ વધારે વિચાર કરતાં અને સંસ્કૃત ભાષાની શૈલી (રચના) તપાસતાં પૂજ્યપાદ સ્વામી દયાનંદ સરસ્વતિજીને એવું સમજાયું કે વેદધર્મને નામે હાલમાં ચાલતા સનાતન ધર્મની પદ્ધતિ વેદાનુકૂળ નથી, જેથી શુદ્ધ સનાતન વેદધર્મનું સ્થાપન કરવા માટે સ્વામીશ્રીએ ઉપદેશ આપવાનું કામ શરૂ કર્યું અને તેને પરિણામે આર્યસમાજની સ્થાપના થઇ. સ્વામીજીનો ઉપદેશ સાંભળતાં અને સમજતાં તથા વિચાર કરતાં એવું સમજાય છે કે, વેદ ધર્મના દરેક શબ્દો પોતાના ગુણકર્મને જણાવનારા હોવાજ જોઇએ, આવો વૈદિક ધર્મનો ખાસ સિદ્ધાન્ત છે. છતાં તેને અનુસરનારા તે સિદ્ધાંતથી દિન પર દિન અલગ થતા જાય છે એટલે જે શબ્દમાં અથવા જે પ્રાણીમાં અથવા જે

મનુષ્યમાં કે કાર્યમાં જે શબ્દનું આરોપણ કરવામાં આવ્યું હોય તે ગુણ તેનામાં જણાતે. નથી. તેથી આર્યસમાજનું સ્થાપન કરી તે દ્વારાએ શુદ્ધ સનાતન વેદધર્મનો પ્રચાર કરવાનું કામ આરંભાયું. આપણને સહજ વિચાર કરતાં સમજાશે કે વર્તમાન-કાળમાં જેઓને જે જાતની ઉપાધિઓ મળેલી છે, તે જાતનો તેમાં ગુણ આવેલો જણાય છે. જેમ એક મનુષ્ય પ્રોફેસર કહેવાય પરંતુ તેનો નિરક્ષર પુત્ર પણ પ્રૉફેસર કહેવાય તો તે વાત સત્ય મનાય નહિ. તેવી રીતે દુનીઆમાં તમામ નામો પોતાના ગુણને વિસારીને માત્ર નામના અભિમાનમાં ડુબી જવાથી મનુષ્ય માત્ર અધોગતિને પામતા જાય છે. સંસ્કૃત ભાષાનો એવો નિયમ છે કે, દેવ શબ્દ, પ્રકાશને આપનારો છે, બ્રાહ્મણ શબ્દ વિદ્વાન્‌નો ગુણ ધરાવે છે, ક્ષત્રિય શબ્દમાં રક્ષણ કરવાનો, વૈશ્યમાં પોષણ કરવાનો, શુદ્રમાં સેવા કરવાનો, સૂર્યમાં ઉષ્મા નખોવવાનો, ચંદ્રમાં શીતળતા ઉત્પન્ન કરવાનો, સરિતામાં વહન કરવાનો, વિષમાં પ્રવેશ કરવાનો, કૃષ્ણમાં આકર્ષણ કરવાનો, સાધુમાં શાન્ત રહેવાનો ગુણ હોવોજ જોઈએ. અને જે શબ્દ જે વ્યક્તિએ અથવા જે પદાર્થે ધારણ કરેલો હોય, પણ તેમાં તે ગુણ જણાતો ન હોય તો તે ગુણવાચક નામનું તેમાં મિથ્યા આરોપણ થએલું છે, એમ માનવાને કોઈ વાતની અડચણ નથી.

વેદકાળથી દૈવી અને આસુરી બે પ્રકુતિ પોતપોતાના ગુણકર્મ સ્વભાવ પ્રમાણે વર્તન ચલાવતી આવી છે, પણ જ્યારે દૈવી કે આસુરી પ્રકૃતિની વ્યક્તિ અથવા સમૂહ પોતપોતાના ગુણ કર્મ સ્વભાવ પ્રમાણે નહિ વર્તતાં માત્ર નામનું અભિમાન રાખી વ્યવહાર ચલાવવા માંડે છે, ત્યારે તે સમૂહની અવનતિ થતી જોવામાં આવે છે; તેજ નિયમ પ્રમાણે આર્યાવર્તનાં રહેવાસીઓએ પોતાનો ગુણ કર્મ સ્વભાવ બદલવા માંડયો અને પછી નામ પ્રમાણે અભિમાન રાખતા થયા તેથી તેઓની દિનપર દિન અવનતિ થતી ગઈ. એટલા માટે આર્યસમાજ એકજ ઉદ્દેશને સ્થાપન કરવાને પ્રવૃત્ત થએલી છે, કે દરેક વ્યક્તિમાં અથવા દરેક પદાર્થમાં જેવા જેવા ગુણ હોય તેવા તેવા નામથીજ તેને ઓળખવા. મતલબ કે આર્ય નામ ધારણ કર્યા પછી તેનામાં જ્યાં સુધી આર્યત્વ ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી આર્યસમાજે પોતામાં આર્યત્વ ઉત્પન્ન કરવાને પ્રયત્નવાન થવું અને પોતાના વિચારનો પ્રચાર મનુષ્ય માત્રમાં ફેલાવી તેઓના વિચારને પોતાના વિચાર પ્રમાણે પોતાની ભુલ શોધતા શિખવવું, જેથી મનુષ્યમાત્ર મનુષ્ય શબ્દમાં રહેલા ગુણકર્મ સ્વભાવ પ્રમાણે ખરો મનુષ્ય બને જેથી તે જગતને ઉપકારી થઇ જગત્‌ના દુઃખના આવર્ણને દૂર કરી પોતે સુખી થઈ જગતને સુખી કરી શકે. એટલુંજ આર્ય સમાજનું અંતિમ લક્ષબિંદુ છે. અને એ લક્ષબિંદુને પહોંચવા માટે આર્યસમાજ સદોદિત પ્રયત્ન કરી રહી છે.

ગૃહસ્થો ! આજનો વિષય પૂરો કરતાં મારે જણાવવું જોઈએ કે આર્ય સમાજે પૂજ્યપાદ સ્વામી દયાનંદ સરસ્વતિજીના અંતિમ લક્ષબિંદુ ને ધ્યાનમાં રાખી આગળ કહેલા લક્ષબિંદુને સફળતા આપવા પ્રયત્નવાન થવું. એટલુંજ કહીને હું મારો વિષય પૂર્ણ કરૂં છું. અને આવતે રવિવારે આર્યસમાજ વર્તમાનમાં શું શું કાર્ય કરે છે એ વિષય ઉપર વ્યાખ્યાન આપીશ માટે આપ ગૃહસ્થોએ પધારવાની તસદી લેવી. ઇતિસમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



ભાષણ ૨ જું

# આર્યસમાજ વર્તમાનમાં શું કાર્ય કરે છે?

રવિવાર તા૦ ૨૫-૫-૧૯

ओ३म् विश्वानिदेव सवितर्दुरितानिपरासुव ॥
यद् भद्रन्तन्न आसुव ॥ १ ॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तै श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽमंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે આર્યસમાજનું અંતિમ લક્ષબિન્દુ શું છે, એ વિષયમાં આપણે એવું પ્રતિપાદન કર્યું છે કે, જે વસ્તુમાં જેવા ગુણકર્મ સ્વભાવ હોય, તેનેજ તે નામથી ઓળખવી. જેવી રીતે હાલમાં વૈદુ નહિ કરનારા વૈદ્ય, ગંધીઆણા વિનાના ગાંધી, સરકારની નોકરી કરનારા જોષી, વકીલાત કરનારા પંડિત નામધારી ગણાય છે, પણ એ નામ તેના ગુણ કર્મ સ્વભાવને અનુસરતા નથી. તેવીજ રીતે બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોમાં પણ. તે તે વર્ણનાં ગુણકર્મસ્વભાવ નહોય તો તેઓ તે તે વર્ણમાં ગણાય તે વાજબી નથી. માટે આર્યસમાજનું, અંતિમ લક્ષબિંદુ ગુણકર્મ સ્વભાવ પ્રમાણે વર્ણ વ્યવસ્થા સ્થપાય તોજ દેશનું શ્રેય થાય. એટલું પ્રતિપાદન કર્યા પછી આજે આપણે આર્યસમાજ શું કરે છે. એ વિષય પર વિવેચન કરવાનું છે. ગૃહસ્થો! ચૂસ્તમાં ચૂસ્ત સનાતની પણ એટલું તો કબુલ કરે છે કે, ભાગવત અને મહાભારતના કાળ સુધી ચાર વર્ણને ચાર આશ્રમની વ્યવસ્થા હતી. વર્તમાન કાળમાં એક વર્ણમાં સેંકડો ન્યાતો, તડો, પક્ષો વાડાઓ, વાંટાઓ જોવામાં આવે છે, તેવું તે કાળમાં હતું નહિ. એટલા ઉપરથી અટકીને બેસી નહિ રહેતાં આર્યસમાજે કંઇક આગળ પગલું ભરવાનું શરૂ કર્યું છે.

આપણો દેશ જેમ જેમ વર્ણ અને આશ્રમથી છૂટો પડતો ગયો; તેમ તેમ દેશમાંથી વિદ્યા ઘટતી ગઇ, અને જેમ જેમ વિદ્યા ઘટતી ગઇ તેમ તેમ દેશમાં અશાન્તિ વધતી ગઈ. હાલમાં એટલે સુધી જોવામાં આવે છે કે, એક

વર્ણમાંથી ઉત્પન્ન થએલી. જુદી જુદી ન્યાતોને એક બીજાનું પાણી ખપતું નથી. તો પછી એક બીજાઓ સગા સંબંધથી જોડાય, એ વાતતો આકાશ પુષ્પવત છે. અને જો એ પ્રમાણેજ ચાલ્યા કરશે, તો દેશના નેતાઓ, સમાજના આગેવાનો અને આપણી પરિસ્થિતિનો ઉદ્ધાર કરનારાઓ જે પ્રયત્ન કરી રહ્યા છે, તે સફળ થશે કે કેમ ? એ એક વિકટ સવાલ છે. કુદરતનો જાણીતો નિયમ છે કે, જે વસ્તુ જે ઠેકાણે ખોવાઈ હોય ત્યાં શોધવાથીજ મળે છે. તે પ્રમાણે જ્યાં સુધી આપણે આપણી પ્રજામાં વિદ્યાનું સ્થાપન નહિ કરી શકીએ ત્યાં સુધી આપણે ધારેલે ઠેકાણે જઇ શકીએ નહિ. જો કે હાલમાં બ્રિટિશ રાજની શાન્તિ અને શીતળ છાયામાં આપણાં બાળકોને કેળવીને વિદ્વાન બનાવવાનું કામ સરકારે પોતાને માથે ઉપાડી લીધું છે, જેથી આપણે નિશ્ચિંત બની બેઠા છીએ; પરંતુ સરકાર જે રીતની કેળવણી આપે છે, તેથી આર્યાવર્તને ધર્મ, અર્થ કામ, અને મોક્ષ મળી શકે એમ નથી. એટલા માટે દેશમાં બ્રહ્મચર્યાશ્રમ સ્થાપવાની ખાસ જરૂર છે, જ્યાં સુધી આશ્રમ સ્થપાય નહિ ત્યાં સુધી વર્ણ વ્યવસ્થા થાય નહિ એ સિદ્ધ વાત હોવાથી આર્યસમાજે પોતાના પ્રયત્નથી બ્રહ્મચર્યાશ્રમની ગૌણપક્ષમાં વિદ્યા શાળાઓ, હાઇસ્કુલો, પુત્રી પાઠશાળાઓ, કન્યા મહાવિદ્યાલયો, વગેરે સંસ્થાઓ ચાલુ કરી, અને છેલ્લે દયાનંદ એંગ્લો વૈદિક કોલેજ જેવી કોલેજ પણ ચાલુ કરી છે. એટલે સુધી આવ્યા પછી બ્રહ્મચર્યાશ્રમની સંપૂર્ણ વ્યવસ્થા કરવા માટે હરદ્વારમાં કાંગડી ગુરૂકુળની પ્રથમ સ્થાપના કરીને મહાત્મા મુનશી રામજીએ બતાવી આપ્યું કે, આખા જગતની કેળવણી આપવાવાળી સંસ્થાઓ કરતાં ગુરૂ-કુળની કેળવણી ઉત્તમોત્તમ છે. આખા દેશની કેળવણી લેતા બાળકો કરતાં ગુરૂ કુળનો વિદ્યાર્થી તે ખરો બ્રહ્મચારી છે. એ પ્રમાણે ગુરૂકુળની વ્યવસ્થા સ્થાપીને બ્રહ્મચર્યાશ્રમની સ્થાપના કરવામાં આવી તે પછી આપણા દેશમાં ઘણાં ગુરૂકુળો સ્થપાયા છે જેમા સેંકડો બ્રહ્મચારીઓ વિદ્યા અભ્યાસ કરી રહ્યા છે. એ ગુરૂકુળો તથા સ્કુલોથી માંડીને કોલેજ સુધીના વિદ્યાખાતાનો વહીવટ આર્યસમાજો ચલાવે છે. એટલું કરીને નહિ અટકતા દેશમાં ઘણા કાળથી ચાલતી આવેલી રૂઢી પ્રમાણે જ્યારે જ્યારે દુષ્કાળ કે બીજી આપત્તિનો સમય આવે ત્યારે ત્યારે ભૂખે મરતાં માબાપો ટુકડા રોટલા માટે પોતાના વહાલા બાળકોને ખ્રીસ્તીઓ અથવા મુસલમા-નોને વેચતા હતા, અમારા દેશના ધનવાનો બ્રાહ્મણોને, ભિખારીઓને સાધુઓને તથા કુતરા જેવા પશુઓને સુકાળ કે દુકાળના વખતોમાં તેનું રક્ષણ કરી પોષણ કરતાં હતા, પરંતુ ભૂખે મરતાં મનુષ્યને બચાવવા માટે જરાપણ ધ્યાન ઉપર લેતા નહિ. એવી રીતે દર વર્ષે ગરીબ થઇ ગએલા અન્ન વિના ભૂખે ટળવળતા, ભીખ નહિ માગતા, પણ ભૂખે મરી જતા, અને પોતાના બાળકોને વેચતા લાખો

માણસોને ખ્રીસ્તી તથા મુસલમાન થતા અટકાવવાને આર્યસમાજે અનાથાલયો સ્થાપ્યાં છે. એટલુંજ નહિ પણ દેશમાં ધરતીકંપથી, આગથી, રેલથી, કે દુકાળથી જે જે પ્રદેશના લોકો દુઃખી થતા સંભળાય તે તે પ્રદેશમાં આર્યસમાજના સ્વયંસેવકોની ટુકડી જઇને બનતે પ્રયત્ને દુઃખીઓને દિલાસો આપે છે, માંદાઓને દવા આપે છે, ભૂખ્યાને અન્ન આપે છે, ટાઢથી ધૂજતાઓને વસ્ત્ર આપે છે, એમ કરીને ઘણાં મનુષ્યોને હિંદુપણામાંથી છૂટી મુસલમાન કે ખ્રીસ્તી થતા બચાવે છે. એક વખત એવો હતો કે, મુસલમાનો તથા ખ્રીસ્તીઓ ઉઘાડે છોગે રસ્તા વચ્ચે ઉભા રહીને હિંદુ ધર્મના મુળ પુસ્તક વેદના કર્તા બ્રહ્માને વ્યભિચારી ઠેરવી વેદધર્મ ઉપર આઘાત કરતા હતા, આપણા ઋષિમુનિઓની રચેલી અલંકારીક કથાઓને ઉલટા રૂપમાં બતાવી હિંદુ ધર્મ ઉપરથી મનુષ્યોની શ્રદ્ધા ઘટાડી પોતાના ધમમાં વટલાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. અને તેઓના ઉપદેશથી દરવર્ષે લાખો મનુષ્યો મુસલમાન તથા ક્રિશ્ચીઅન ધર્મ અંગીકાર કરતા હતા. છતાં પણ જ્યારે જ્યારે ક્રિશ્ચીઅનો કે મસલમાનો હિંદુઓના દેવ ગુરૂ ધર્મની નિંદા કરતા હતા. ત્યારે ચૂસ્તમાં ચૂસ્ત સનાતનીઓ પણ તેનો પ્રતિકાર કરવાને અશકત હતા મને કહેવાદો કે જે વખતમાં ઇતર ધર્મના આક્ષેપથી વેદ ધર્મ અથવા સનાતન ધર્મ અસહાયી થઇ થરથર કંપતો હતો અને તેની સહાય કરનાર કોઇ જણાતો નહતો તેવા સમયમાં પૂજ્યપાદ સ્વામી દયાનંદ તથા આર્યસમાજે હિંદુ ધર્મનું રક્ષણ કરી મુસલમાન તથા ક્રિશ્ચીઅનોના હુમલાને પાછા હઠાવી, હજારો મુસલમાન તથા ક્રિશ્ચીઅનોને સત્ય ધર્મનો ઉપદેશ આપી તેને હિંદુધર્મમાં પાવન કર્યા અને આજે પણ આર્યસમાજ અંતર્ગત શુદ્ધિસમાજ એજ કામ કરી રહી છે. એટલે આર્યસમાજ દેશના બાળકોને માટે બ્રહ્મચર્યાશ્રમ સ્થાપી ગુરુકૂળ ચલાવે છે, બાળકોને કેળવણી આપવા માટે, કોલેજ સ્કુલો, પાઠશાળાઓ, ચલાવે છે. પોતાના દેશના ભૂખે મરતાં દેશી બંધુઓનું રક્ષણ કરી તેને પરધર્મમાં વટળતા બચાવે છે અને ઘણા જુના વખતથી ધર્મના ઝનુનમાં આવી જુલમ કરનારાઓના જુલમ નહિ સહન થવાથી વટલીને મુસલમાન કે ક્રિશ્ચીઅન થએલા આર્યબંધુઓને પાવન કરી પાછા હિન્દુ બનાવે છે. ધર્મ સંબંધી ઉપદેશકોએ દેશમાં જે અવ્યવસ્થા ફેલાવી હતી અને મૂર્ખમાં મૂર્ખ એક મહંત્ત કે ગાદી પતિ ગુરુને મોજમઝામાં અંતરાય નાંખનાર કોઈ નહિ હોવાથી તેઓ દુરાચારી, વ્યસની, અને લુંટારા બની બેઠા હતા, તેઓને જાગૃત થઈ, વિદ્યા ભણવા ભણાવવા તથા પોતાના દૂરાચારોને ગુપ્ત રાખવાની ફરજ પડી એ પણ આર્યસમાજનુંજ ફળ છે. તેમ દેશમાં પોતપોતાને નામે આર્યસમાજથી જુદી સંસ્થાઓ જે વિદ્યા તરફ, વ્યવહાર તરફ, જ્ઞાતિ તરફ, મનુષ્યત્વ તરફ

તેના દુઃખનું નિવારણ કરવા તરફ અને દેશમાં સંપ તથા સમૃદ્ધિ, સુશીલતા, તથા સુખ મેળવવા માટે જે પ્રયત્ન ચાલી રહેલો છે તે પણ આર્યસમાજનેજ આભારી છે.

ગૃહસ્થો! ટૂંકમાં એટલુંજ કહેવાનું કે અમારે ભણીને શું કરવું છે એવું કહેનારા ભણવા લાગ્યા છે, અમારી કન્યાનો વિવાહ બાળપણમાં થવોજ જોઈએ કારણકે;—

दश वर्षा भवेत् कन्या अतः उर्ध्वं रजस्वला।

એ સૂત્ર પ્રમાણે અમારે વર્તવુંજ જોઈએ એવું માનનારા ચૂસ્ત સનાતનીઓ પણ પોતાની કન્યાને બાર વર્ષથી માંડીને બાવીસ વર્ષ પર્યંત કુંવારી રાખી યોગ્ય વરને પરણાવે છે, તથા સ્ત્રી તથા શૂદ્રોને વિદ્યા નહી ભણાવવી અથવા તેઓને વિદ્યા ભણવાનો અધિકાર નથી એવું માનનારા પોતે પોતાની પુત્રીઓ તથા સ્ત્રીઓ અને શૂદ્રોને પણ ભણાવતા થયા છે. તે પણ આર્યસમાજનોજ પ્રતાપ છે. એ પ્રમાણે આર્યસમાજ પોતાથી બનતું. કાર્ય કરી રહી છે અને પોતાનામાં પોતાના આર્ય નામને ગુણકર્મ સ્વભાવ પ્રમાણે છાજે તેવો સુધારો કરવાને પ્રયત્ન વાન થઈ રહી છે. કાળનું ચક્ર ફરતું જાય છે, જેમ અમાંસની અંધારી રાત્રિ પછીજ બીજના ચંદ્રનો ઉદય થાય છે અને તે ધીમી ગતિએ આખી પૃથ્વીના અંધકારનું ભક્ષણ કરી જાય છે. તેવીજ રીતે મહાભારતના યુદ્ધ પછી પાંચ હજાર વર્ષની ઘોર અંધારી રાત્રિમાં અફળાતા, અથડાતા અકળાતા આર્યોને આર્યસમાજ બીજના ચંદ્રરૂપ ઉપયોગી થઇ જેમ જેમ સમય વ્યતીત થતો જશે તેમ તેમ પૂર્ણિમાના ચંદ્રની પેઠે સમસ્ત જગત્‌ના અંધકારનું ભક્ષણ કરી જશે. એટલુંજ કહીને આજનું વ્યાખ્યાન પૂરૂં કરતાં પહેલાં હું જણાવું છું કે, જગતનું કોઇપણ કાર્ય ઈશ્વરી સત્તા વિના થઇ શકતું નથી. પરંતુ ઇશ્વરની હસ્તિ માટે ઘણાને સંશય હોવાથી અથવા ઇશ્વરને ઠેકાણે બીજાને ઇશ્વરપદનું આરોપણ કરવાથી જે હાનિ થઈ છે, તે હાનિને દૂર કરવા માટે અને ઇશ્વરના અસ્તિત્વને સમજી તેની શકિતને જાણવા માટે આવતે રવિવારે **ઇશ્વરનું અસ્તિત્વ અને તેની શક્તિ** એ વિષય ઉપર વ્યાખાન આપવામાં આવશે.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म शान्ति : शान्ति : शान्ति :

ભાષણ ૩ જું

# ઈશ્વરનું અસ્તિત્વ અને તેની શક્તિ?

સુરત રવિવાર તા૦ ૧-૬-૧૯

ओ३म् ऋजुनीतिनो वरुणो मित्रो नयतु विद्वान् ॥ अर्यमादेवैः सजोषा ॥१॥
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

આખી દુનિયામાં વસતા મનુષ્યમાત્રના ઈશ્વરસંબંધી વિષયમાં સાત ભાગ પાડી શકાય છે. હિન્દુ, પારસી, મુસલમાન, ખ્રીસ્તી, જૈન, બૌદ્ધ અને નાસ્તિક એ સાત વિભાગની અંતર્ગત નહિ ગણી શકાય એટલા મત, પંથ, સંપ્રદાયો ચાલી રહ્યા છે; પરંતુ વેદ ધર્મને માનનારી આર્ય સમાજના ઉત્પાદક શ્રીમત્ સ્વામી દયાનંદ સરસ્વતીજીએ ઇશ્વરના સ્વરૂપને અનુભવ્યું, જાણ્યું, જોયું, તેવું સ્વરૂપ ઉપરોક્ત સાતે ભાગના આચાર્યો સિદ્ધ કરી શકયા નથી; એટલા માટે આજનો વિષય **ઈશ્વરનું અસ્તિત્વ અને તેની શક્તિ** રાખવામાં આવ્યો છે.

આપને સ્વાભાવિક શંકા થાય કે આર્યસમાજ ઈશ્વરના ગુણકર્મ સ્વભાવને જાણી તેના શુદ્ધ સ્વરૂપને ઓળખી ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારે છે; છતાં તેજ આર્ય સમાજમાં ઇશ્વરનું અસ્તિત્વ મનાવવાને પ્રયત્ન કરવો તે અસંગત્ અને નિર્થક છે; પરંતુ મારે જણાવવું જોઇએ કે ઘણા કાળના પડેલા સંસ્કારને લીધે જુદા જુદા મત–પંથ–સંપ્રદાયમાં બંધાંઇને કુંઠિત થએલા હૃદયને માત્ર આર્ય-સમાજમાં દાંખલ થઇ જવાથીજ ઇશ્વરના ખરા સ્વરૂપનું ભાન થઇ જતું નથી. તેથી ઇશ્વરના સ્વરૂપના વર્ણનની એક વાર નહિ પણ એક હજાર વાર પુનરાવૃત્તિ કરી હોય તોપણ ઇશ્વરના સ્વરૂપને જાણી પોતે જેવું માનતા હોય તેવું બીજાને સમજાવવાને શક્તિવાન થઇ શકતા નથી. એટલા માટે આ વિષય પર વિવેચન કરવું યોગ્ય ધાર્યું છે.

આપણા દેશમાં હિન્દી પ્રજા તમામ ઇશ્વરને માનનારી છે, માત્ર તેમાં છૂટાં છવાયાં મનુષ્યો અથવા કોઇ કોઇ સંપ્રદાયો નાસ્તિક એટલે ચાર્વાકના સિદ્ધાંતને માનનારા જોવામાં આવે છે. જેઓ જીવને, ઇશ્વરને, પાપને, પુણ્યને, સ્વર્ગને અને નર્કને માનતા નથી. તેઓજ ખરા નાસ્તિક ગણાય છે. અને તે સિવાયના છ વિભાગમાં વહેંચાયલા મનુષ્યો અથવા તેના આચાર્યો એક અથવા બીજી રીતે, એક અથવા બીજા રૂપે. ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારનારા છે. પરંતુ ઇશ્વર એક એવો પદાર્થ છે; કે તેનું ખરૂં સ્વરૂપ મહાન્ યોગીરાજો સિવાય કોઇથી કલ્પી શકાતું કે જોઇ શકાતું નથી.

મનુષ્યમાત્રમાં એક એવો નિયમ છે કે તેના ઉપર કાંઇ સત્તા ધારી તત્વ હોવું જોઇએ એમ તે માને છે. અને જેમ જેમ તે સત્તાનું પોતાના અંતઃકરણમાં દ્રઢીકરણ થતું જાય તેમ તેમ તેના ઉપર શ્રદ્ધા વધતી જાય છે. જ્યાંસુધી પોતાને પોતાની શ્રદ્ધાવાળી વસ્તુ કરતાં એથી અધિક ઉપાદેય અથવા ધ્યેય વસ્તુ બીજી છે. એમ સમજવામાં નહિ આવે ત્યાં સુધી પોતાની માનેલી વસ્તુ ઉપર બેઠેલી શ્રદ્ધામાં જરાપણ ફેરફાર કરી શકાતો નથી. એટલે તેજ વસ્તુને ઇશ્વિરત્વ આપી તેની ભક્તિ કરવાનો પ્રથા ચાલુ થાય છે. તે પછી અંધપરંપરા ન્યાયે તેના ઉપર ઇશ્વરનાં તમામ નામોનું તમામ ગુણોનું, તમામ કાર્યોનું, અને તમામ શક્તિઓનું આરોહરણ થાય છે. તે પછી તેટલીજ હદમાં રહીને ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારી તેવા ઇશ્વરને માનનારાઓ એક સંપ્રદાયમાંથી જેમ જેમ આચાર્યો બદલાતા જાય તેમ તેમ તેમાંથી મતો પંથો પ્રકટ થતા જાય છે એવીજ રીતે ઇશ્વરની વસ્તુતિમાંથી જડથી માંડીને ચેતન સુધી અને પ્રાણુથી માંડીને મનુષ્ય સુધીની દરેક વ્યક્તિને ઇશ્વિર માની તેની પૂજા તથા ઉપાસના ચાલુ થએલી જણાય છે.

સ્થૂળ જગતની રચના જોતાં દરેક વસ્તુના બે ભાગ પાડી શકાય છે. જેમ જડ અને ચેતન, સ્ત્રી અને પુરુષ, સૂર્ય અને ચંદ્ર, ઉષ્ણુતા અને શીતળના તથા શિવ અને શક્તિ એ બેથી ત્રીજો પદાર્થ કલ્પી શકાતો નથી. જેથી ઇશ્વિરના સ્વરૂપના એકંદરે બે વિભાગ પાડવામાં આવ્યા છે એક ઇશ્વર અને બીજી તેની શક્તિ ઇશ્વરને પુરૂષ–રૂપ માનનારાઓ ઇશ્વિરને જેવા જેવા સ્વરૂપમાં કલ્પ્યો તેવા તેવા સ્વરૂપમાં તેને પુરૂષજાતિ એટલે દેવ એવું નામ આપ્યું અને જ્યાં જ્યાં શક્તિ રૂપે કલ્પના કરવામાં આવી ત્યાં ત્યાં દેવી નામ આપવામાં આવ્યું દેવને માનનારાઓએ પરમેશ્વરને પુરૂષરૂપ આપ્યું અને દેવીને માનનારાઓએ તેને સ્ત્રીનું રૂપ આપ્યું એટલું થયા પછી મનુષ્યને પાંચ યમ પળાવવાના હેતુથી તે યમનો ભંગ કરનાઓને ભય બતાવવા માટે જુદા જુદા દેવોની કલ્પના કર-

વામાં આવી, જેમ જંગલમાં વસ્તા જંગલીઓની ઉપયેગી ઝાડ કાપવાથી પાપ થાય છે. અથવા પરમેશ્વર નારાજ થાય છે. એવે ભય બતાવવા માટે ઝાડના ઉપર સીંદુરનું ત્રિશૂળ કાઢે છે. એટલે તેઓ તે ઝાડને નાસ કરતાં ડરે છે. એવી રીતે ઘણી જાતના પાણીના ઝરાઓ, તળાવો સરોવરો, નદીઓ, અને સાગરોને તથા કેટલીક જાતનાં પક્ષીઓ મગરો, સાપો, કુતરાઓ, અને બીજાં સ્થળચર, જળચર, અને ગેચર પ્રાણીઓની પૂજા દ્દષ્ટિમાં આવતી થઇ હોય એમ જણાય છે. તેથી વધારે બુદ્ધિમાન મનુષ્યોએ, વધારે કલ્પના કરી જે જે દેવરૂપે મનાતાં પ્રાણીઓ કે ઝાડોને પોતાની મેળે નાશ થાય છે. અથવા બીજાં પ્રાણીઓ તેનો નાશ કરે છે. અથવા મનુષ્યો તેને તાબે કરે છે કે નાશ કરે છે. એવું જણાવાથી તે પદાર્થ પ્રાણી ઉપરથી ઈશ્વિરપણાની પોતાની શ્રદ્ધા ઉઠાવી નાંખીને જગતૂના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિમાંથી થએલી વિકૃતિને કે જેનાં અગ્નિ, વાયુ, જળ, અને પૃથ્વીરૂપે ઓળખાતાં સ્વરૂપો છે. અને જેઓની ઉત્પત્તિ, તથા નાશ મનુષ્યશક્તિની બહાર જણાયા છે. એટલુંજ નહિ પણ તે શકિતઓ મનુષ્યસમૂહને નાશ કરવાને અથવા ઉત્પન્ન કરવાને અથવા રક્ષણ કરવાને શકિતમાન જણાવાથી. જુદા જુદા દેશના લોકોએ પોતપોતાના સંપ્રદાયમાં તેને દેવપણું માની ઈશ્વરનું સ્વરૂપ કલ્પી તેને ઈશ્વર માની મનાવી પોતાના સંપ્રદાયો ચાલુ કર્યાં છે. પરંતુ જેમ જેમ મનુષ્યોમાં ઉત્પન્ન થતા બુદ્ધિમાન મનુષ્યોએ આગળ વિચાર ચલાવ્યો તેમ તેમ ઉપરોકત કહેલી ઈશ્વરી શકિતઓ પણ જ્ઞાન રહિત, ક્રિયા રહિત, હોઇને મનુષ્યના તાબામાં રહીને મનુષ્યની આજ્ઞા પાળવાને બંધાયલી છે. એવી જણાવાથી તેને ઇશ્વિરત્વ નહિ આપતાં ઈશ્વર કોઈ અલૌકિક વસ્તુ છે; એમ માનીને પોતાના વિચારને આગળ ચલાવવામાં પ્રવૃત્ત થયા. ઘણો વિચાર કરતાં અથવા એકાગ્ર ચિત્તથી પોતાના અંતઃકરણમાં શોધ કરતાં જણાયું કે ઇશ્વર જ્ઞાનવાન, શકિતમાન, બળવાન, અને તેના દરેક ગુણો નૈસર્ગીક છે. જેથી મનુષ્યમાં ચેતનપણું, હોવાથી જે મનુષ્યમાં જ્ઞાન વધારે હોય, જે મનુષ્યમાં બળ વધારે હોય, અને જે મનુષ્ય પાસે પ્રભુતા વધારે હોય તેને ઇશ્વર માનીને તેની સ્તુતિ પ્રાર્થના કે ઉપાસના કરવાનું સૂચન કરવામાં આવ્યું. જેને પ્રતાપે વર્તમાન કાળમાં પણ ઉપર બતાવેલા જળચર, સ્થળચર, ખેચર તથા જડ પદાર્થો અને પ્રકૃતિનાં તત્ત્વોની ઉપાસના ઉપરાંત બ્રાહ્મણો અથવા જ્ઞાની ગુરુઓ, પોતાના બળથી મનુષ્ય વગેરે પ્રાણીઓનું રક્ષણ કે ભક્ષણ કરનારા ક્ષાત્ર ધર્મી રાજાઓ, તથા લક્ષ્મીના ઉપાસક વૈશ્ય પ્રકૃતિના વૈષ્ણવો વિષ્ણુને ઇશ્વરરૂપ આપીને તેની પૂજા, પ્રાર્થના, ભકિત, ઉપાસના, વગેરે વગેરે કરતા જણાય છે; પરંતુ એટલાથીજ ઇશ્વરના અસ્તિત્વને વિષય પૂરો થઈ જાય એમ નથી; કારણ કે ઇશ્વરના ગુણ–કર્મ–સ્વભાવનો લક્ષાંશ પણ ઉપરોક્ત માનેલા ઇશ્વરમાં હોતો નથી.

આટલું વર્ણન કરતાં આપણે એટલે સુધી આવી શકયા કે પોતાની બુદ્ધિથી કોઈ પણ વસ્તુ ઉત્પન્ન કરવાની, કોઈ પણ વસ્તુ મેળવવાની અને કોઇ વસ્તુ ભોગવવાની જે મનુષ્યમાં શકિત ઉત્પન્ન થએલી હોય તેને ઇશ્વર અથવા ઇશ્વરના અંશરૂપે અવતાર માનીને મનુષ્યો પોતાને દુઃખરૂપ જણાતા આધિદૈવિક, આધિભૌતિક, અને આધ્યાત્મિક એવા ત્રિવિધ તાપથી શાન્તિ મેળવવા માટે તેઓને પરમાત્મા, પરમેશ્વર, ભગવાન, વિભુ, ઇશ્વર આદિ લઇને હજારો નામથી તેનું સ્તવન કરે છે.

જયારે મનુષ્યોએ મનુષ્યને ઇશ્વર માન્યો ત્યારે તે ઇશ્વર શબ્દ ગુરુપદમાં લીન થએલો હતો; જેથી ગુરુને ભગવાન શબ્દનું આરોપણ કરવામાં આવ્યું; કારણ કે ગુરુમાં જ્ઞાન હતું અને તે જ્ઞાને કરીને મનુષ્યોનાં મનને શાન્તિ વળતી હતી તે પછી રાજાને ભગવાનપદ આપવામાં આવ્યું કારણ કે તેની બુદ્ધિ તથા બળથી પ્રજાનું રક્ષણ થતું હતું. તો પણ વિચારવાન અને જ્ઞાની ગુરુઓના આત્માને શાન્તિ વળી નહિ. જો કે પ્રજાસમૂહ અથવા મનુષ્ય માત્ર તેને ભગવાન, પરમેશ્વર કે ઇશ્વર જાણતા હતા તો પણ ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવ જેવા પોતાના ગુણ કર્મ સ્વભાવ નહિ હોવાથી તેઓના આત્મા કોઇ બીજા ઇશ્વરની શોધમાં હતા. એકાગ્ર ચિત્તથી મનને સંયમમાં રાખી પુખ્ત વિચાર કરતાં જણાયું કે ભલે પ્રજા અમને ઇશ્વર કહે પણ પ્રજામાં અને અમારામાં કોઇ વાત ન્યૂનાધિકતા જણાતી નથી. કારણ કે માતાના ઉદરથી જન્મીને બાલ્યકાળમાં વધીને, યુવાવસ્થા ભોગવીને, વૃદ્ધાવસ્થામાં હીનત્વ પામીને બીજા મનુષ્યોની પેઠે અમારે પણ મોતને તાબે થવું પડે છે. તેથી એક એવું તત્ત્વ હોવું જોઇએ કે જે જન્મ, જરા, મરણથી રોગ, શોક, ભય, અને વિવિધ પ્રકારની યાતનાથી મુકત હોય તેથી વિચારપૂર્વક વિચાર કરતાં સમજાયું કે દુનીઆમાં મોટા ફેરફારો કરનારાઓને, દુનીઆમાં મોટી ઉથલપાથલ કરનારાઓને, દુનીઆમાં નાના મોટા રાજા મહારાજાઓને, દુનીઆમાં સાધુ, સંત, ગુરુ કે મહંત નામ ધારણ કરી ભગવાન, પ્રભુ, કે ઇશ્વરપણાનો દાવો કરનારાઓને પણ મરણને શરણ થઇને કોઇ અગમ્ય તત્ત્વને તાબે થવું પડે છે. એવો વિચાર કરતાં કરતાં નિશ્ચયપૂર્વક પોતાના અંતર આત્મામાં જ્ઞાનનો પ્રકાશ થવાથી સમજાયું કે ગુપ્તમાં ગુપ્ત અનંત શકિતવાળું, અનંત ઐશ્વર્યવાળું, અનંત જ્ઞાનવાળું, અખંડાનંદવાળું, એક પૂર્ણ તત્ત્વ છે. અને તેને સ્વાયંભૂ ઇશ્વર, કૃષ્ણ, રામ, દેવી, શંકર, વગેરે હજારો વિશેષણ આપવામાં આવે તો તે તે વિશેષણોમાં રહેલા તમામ ગુણ કર્મ સ્વભાવો તે ઇશ્વરમાં મળી આવે છે. એનુંજ નામ ઇશ્વર અથવા પરમાત્મા, સ્વયંભૂ કે વિભૂ કહી શકાય છે. તે પછી એ સંબંધે વધુ વિચાર કરતાં જગતના વ્યવહારમાં રચીપચી રહેલા મનને

વશીભુત કરીને આત્મા સાથે મેળવીને અંતરાત્મામાં લીન થવાથી જગતની મોહક વસ્તુમાંથી મનની પ્રવૃત્તિને ખેંચીને ઇશ્વર સમીપ લઈ જતાં જે ઇશ્વરનુ સ્વરૂપ જ્ઞાનદૃષ્ટિથી જોવામાં આવ્યું તે પ્રમાણે વેદની ઋચાઓની રચના થવા માંડી અને જુદા જુદા જ્ઞાની ઋષિઓએ વેદની ઋચાઓ ગૂંથી ;તેથી તે ઋષિઓ મંત્રદૃષ્ટા ગણાયા. એટલે વેદે ઇશ્વરના સ્વરૂપને એવી રીતે વર્ણવ્યું કે પરમતત્ત્વ જે ઇશ્વર અથવા જે નામ આપો તે સર્વવ્યાપક છે, સર્વજ્ઞ છે, સર્વ શક્તિમાન છે, સર્વાતીત છે, અનિર્વચનીય છે, અક્ષરાતીત છે, નિર્લેપ છે, નિરાકાર છે, મોટાથી મોટો છે. અને નાનાથી નાનો છે. મનુષ્યને તે સેવ્ય છે. મનુષ્ય તેનો સેવક છે, તેની ઉપાસના કરવાથી એટલે તેની તરફ મનને અંતરવૃત્તિ કરવાથી, તેનુ દર્શન થઇ શકે છે; એટલો વિચાર કરીને ઇશ્વરના અસ્તિત્વનું મનુષ્ય માત્રને જ્ઞાન તથા ભાન થવા માટે વેદ ઋચાનું ગૂંથન કરવામાં આવ્યુ; એટલે વેદને માનવો એ ઇશ્વરને માનવો ઠર્યું. તે પછીના કાળમાં જુદા જુદા ઋષિઓનાં જે ગોત્રો ચાલુ થયાં તે લોકોએ શબ્દની એક વાકયતા તોડીને ઇશ્વરનાં જુદાં જુદાં વિશેષણોને નામના રૂપમાં ગોઠવીને તે તે નામના દેવોની કલ્પના કરીને મનુષ્યોમાં જેમ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ, અને જ્ઞાન છે, તેમ તેમનામાં પણ હોવું જોઇએ એમ કલ્પના કરીને પોતાને ગમતી, પોતાને રૂચતી, પોતાને જોઇતી, પોતાથી ભોગવાતી અને જેથી પોતાને સંતોષ થાય એવી વસ્તુઓથી તે તે માનેલા દેવો તથા પરમેશ્વરને નૈવેદ્ય કે ભોગ અથવા યજ્ઞદ્વારાએ બલિદાન આપવાનું ચાલુ થયું. જેથી સંપૂર્ણ ઇશ્વરી તત્ત્વનું જ્ઞાન ન્યૂન થતું ચાલ્યું જેથી પ્રજામાં દૈવી અને આસુરી એવા બે પક્ષ બંધાયા તે બે પક્ષ પૈકી દૈવી પક્ષના માનનારાઓએ ઉપનિષદો અને દર્શનશાસ્ત્રો લખીને સિદ્ધ કર્યું કે નૈવેદ્ય કે બલિદાનનો લેનાર તે પરમેશ્વર હોઇ શકેજ નહિ. જેથી એ વાદવિવાદને અંતે ન્યાયશાસ્ત્રની સ્થાપના થઇ અને ઇશ્વરના ખરા સ્વરૂપનું તેણે ફરીથી દર્શન કરાવ્યું.

હાલમાં ચાલતા નાસ્તિક સિવાયના તમામ ધર્મો ઇશ્વરના અસ્તિત્વને સ્વીકારે છે. જો કે તેઓની માન્યતા ન્યાયના સિદ્ધાંત પ્રમાણે અસંગત ઠરે છે અને તે અસંગત કેવી રીતે છે તે વાદવિવાદમાં ઉતરવાથી વિષયાન્તર થવાનો ભય રહે છે. તેથી તે તરફ લક્ષ નહિ આપતાં માત્ર સાતમો નાસ્તિકવાદ ( ધર્મ ) તપાસવાની આપણને ખાસ જરૂર છે. ચાર્વાકના સિદ્ધાંત પ્રમાણે ઇશ્વર એવું કોઇ તત્ત્વ છેજ નહિ તો પછી તેના ભયથી ડરવાનું કારણ શું ? આત્મા એવી વસ્તુજ કોઈ નથી તો પછી આત્માને પાપ અને પુણ્ય લાગવાનું મનાય છે તે રહ્યુંજ કયાં ? જ્યારે પાપ અને પુણ્યની સિદ્ધિ થતી નથી તો સ્વર્ગ અને નર્ક માનવાનું 'પ્રયોજન શું ? એવું પ્રતિપાદન કરતાં તેઓ દૃષ્ટાંતના રૂપમાં જણાવે છે કે જેમ

દારૂ ગાળવાનું વાસણ, દારૂ ગાળવાનો પદાર્થ, પાણી, અગ્નિ અને પવનના યોગથી દારૂ બન્યા પછી તેમાં માદક તત્ત્વ ઉત્પન્ન થાય છે. તેમ આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી તત્ત્વ મળવાથી જેવી યોનિના જેવા ગર્ભસ્થાન રૂપ બીબામાં જેવા આકારના ઘાટ ઘડાય તે પ્રમાણે જયાં સુધી પંચતત્ત્વની સામ્યતા રહે ત્યાં સુધી તેઓ જગત્‌નાં તમામ કાર્યો કરી શકે છે. અને જયારે પાંચ તત્ત્વોમાં ન્યૂનાધિકપણું થાય છે ત્યારે તે તત્ત્વો છૂટાં પડી, પંચત્વને પામી જાય છે. એમાં કોઈ મરતું પણ નથી, અને કોઈ જન્મતું પણ નથી. આવી રીતે પોતાના સિદ્ધાંતનું પ્રતિપાદન કરીને તેઓ જીવને કે ઈશ્વરને પાપને કે પુણ્યને, સ્વર્ગને કે નર્કને, જન્મ કે પુનર્જન્મને, માનતા નથી; પણ તેઓ ભૂલી જાય છે કે પંચ તત્ત્વથી એક સ્થૂળ પેદા થાય છે તે વાતતો સર્વ કોઈ માને છે. તે તત્ત્વોના સંમેલનથી જ્ઞાનવાળું, લાગણીવાળું, ઈચ્છાવાળું, પ્રયત્નવાળું, ચૈતન્ય ઉત્પન્ન થઈ શકતું નથી. એટલા માટે પુનર્જન્મને માનનારાઓ આત્માની જે સિદ્ધિ કરે છે. તે તેને કબૂલ રાખવાની ફરજ પડે છે; કારણ કે આત્માને નહિ માનનારા નાસ્તિકોને બીજાના સુખ દુઃખની લાગણી જણાય નહિ પણ તે સ્થિતિમાં પોતાને મૂકાવાનો વખત આવે તો તેને તરત હર્ષ અને શોક ઉત્પન્ન થાય છે. સુખ અને દુઃખ જણાય છે. તે મટાડવા અથવા મેળવવાને પ્રયત્નવાન થાય છે. એટલે નાસ્તિકો પણ આત્મા એવું એક તત્ત્વ શરીરમાં પંચભુતથી જુદું છે એમ માનવાને કારણ મળે છે. તે આત્મા પાપ અને પુણ્યના યોગે પુનર્જન્મ પામી શકે છે જેને નાસ્તિકો માનતા નથી. તેનું સમાધાન અત્રે કરવાનો અવકાશ નથી. તેથી તે વિષય પુનર્જન્મના વ્યાખ્યાનમાં કહેવાશે અત્રે તો આટલીજ શંકાનું સમાધાન કરી જેઓ ઈશ્વરને સ્વીકારે છે પરંતુ તેને કર્તારૂપે માનતા નથી. તેઓ એમ જણાવે છે કે ઇશ્વર કર્તા નથી. પરંતુ વેદશાસ્ત્ર જેમ મનુષ્યને પરમેશ્વર માનનારાઓ ઇશ્વરને કર્તા માને છે તેમ માનતું નથી. પણ તેતો ઇશ્વર પ્રકૃતિ (તત્ત્વો) આત્મા, અને આત્માનાં કર્મોને અનાદિ માને છે તેમાં ઇશ્વરને સૂર્યરૂપે કે દિવા રૂપે નિર્વિકારી માને છે. જેવી રીતે સૂર્યના પ્રકાશમાં કે દિવાના અજવાળામાં પ્રાણીમાત્ર શુભાશુભ કામ કરી શકે છે પણ સૂર્ય કે દીવા વિના તેઓ કોઈપણ પ્રકારનું કામ કરી શકતા નથી. તેવી રીતે ઇશ્વરના સાનિધ્ય વિના જગતનો કોઇ પણ વ્યવહાર ચાલી શકતો નથી. જેના પ્રકાશ, તેજ, આકર્ષણ અને પ્રકર્ષણશકિતથી અનત બ્રહ્માંડો પોતપોતાના ગુણકર્મ સ્વભાવ પ્રમાણે એક બીજાને અંતરાય કર્યા સિવાય નિયમિત રીતે વહન કરી રહ્યા છે તેજ પરમાત્મા અનંતશક્તિમાન નિર્લેપ તથા કર્તા, ભર્તા, ધર્તા, અને સિવતા વિગેરે હજારો નામથી અને હજારો વિશેષણથી જગત્‌ને ચલાવી રહ્યો છે. જગત્‌માં તેની શકિત કરતાં બીજી કોઈ શકિત વધારે નથી, તેના જ્ઞાન કરતાં બીજો કોઈ જ્ઞાની વધારે નથી.

તે સર્વમાં વ્યાપક છે. અને સર્વ જગત્ તેમાં છે માટે નિઃશંક થઇ તે પરમાત્માના ગુણકર્મ સ્વભાવને ઓળખી તેવા ગુણકર્મ સ્વભાવ આપણામાં પ્રકટ કરવા જેથી ઇશ્વરી જ્ઞાન અને ઇશ્વરી શકિતનો આપણામાં આવિર્ભાવ થાય, એટલે આપણો આત્મા સંસારપ્રપંચની જન્મ જરા મરણની જાળમાંથી છૂટી અજરામરત્વ એટલે મોક્ષને પામે એજ આર્યસમાજનો અંતિમ ધ્યેય છે. અને તે ધ્યેયના ઉપર લક્ષબિંદુ ગોઠવીને તે પ્રમાણે વર્તીને પરમેશ્વરના પદને પામવાને પ્રયત્નવાન થવું એજ આપણું કર્તવ્ય છે. એટલું કહીને આજનો વિષય સમાપ્ત કરી આજનું રસવિનાનું લુખું વ્યાખ્યાન આપે શાંતિથી સાંભળ્યું તેને માટે આપનો ઉપકાર માની આવતે રવિવારે "આત્મા અને ઇશ્વરનો સંબંધ શું છે" એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે તે વખતે આપ જરૂર પધારશો. ઇત્યલમ.

ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै।
तेजस्विनां वधीतमस्तु माविद्विषा वहै॥ १ ॥

ओ३म शान्ति : शान्ति : शान्ति :

## ભાષણ ૪થું.

# આત્મા અને ઇશ્વરનો સંબંધ શું છે?

સુરત, રવિવાર તા. ૮-૬-૧૯.

ओ३म् अतोदेवा अवन्तु नो यतो विष्णुर्विचक्रमे ॥ पृथिव्याः सप्तधामभिः ॥१॥
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तमखिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે આપણે ઇશ્વરનું અસ્તિત્વ એટલે ઇશ્વર છે અને તેની શકિત અપાર, અનંત અને અચિંત્ય છે. એટલું સિદ્ધ કર્યું છે. હવે આજે **આત્મા સાથે ઇશ્વરનો સંબંધ શું છે?** એ વિષય ઉપર બોલવાનું છે. ઇશ્વર અને મનુષ્યમાં તાદાત્મ્ય સંબંધ રહેલો છે. પણ મનુષ્ય એટલે આત્મા અને ઇશ્વર એટલે પરમાત્મા બેમાં તદ્‌વત સામ્યપણું હોવા છતાં તેના ગુણધર્મમાં મોટો ફેરફાર જણાય છે. આત્મામાં જ્ઞાન ગુણ રહેલો છે પણ તે પરિમિત છે. અને ઇશ્વરનું જ્ઞાન અપરિમિત છે. આત્મા કોઇપણ અવસ્થામાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એવાં ત્રણ શરીર અથવા સૂક્ષ્મ અને કારણ એવાં બે શરીર સિવાય રહી શકતો નથી. અને ઇશ્વર અશરીરી છે. આત્માને અનાદિ કાળથી પ્રવાહરૂપે કર્મની વર્ગણા થએલી છે. જેથી તે જન્મ, જરા અને મરણના ચક્રમાં ફર્યા કરે છે. અને ઇશ્વરમાં કોઇપણ જાતનોકર્મબંધ નહિ હોવાથી તે નિરંજન કહેવાય છે. આત્મા પરિમિત હદવાળો છે. પણ ઇશ્વર અપરિમિત હદવાળો છે. આત્મા પાપપુણ્યના યોગે સુખદુઃખનો ભોકતા છે, જેથી તેને હર્ષ, શોક, ભય, ગ્લાની, ચિંતા, રાગ, દ્વેષ, લોભ, મોહ, અને ઈર્ષા વળગેલા હોય છે. પણ ઇશ્વરમાં પાપ પુણ્ય કે અધર્મ નહિ હોવાથી તે અખંડાનંદ સ્વરૂપ અને સર્વજ્ઞ છે. એ પ્રમાણે વિવેચન કરતાં સમજાય છે કે આત્મા અને પરમાત્મા અથવા જીવ અને ઇશ્વરનો સંબંધ ધ્યેય, અને ધાતારૂપે, સેવ્ય અને સેવકરૂપે નિયમિત અને નિયામકરૂપે રહેલો છે. આત્મા અને પરમાત્મામાં અથવા જીવ અને ઇશ્વરમાં નિરાકારત્વ, જ્ઞાનત્વ અને એવા

કેટલાક ગુણો સરખા હોવાથી કેટલાક જ્ઞાનીઓએ કોઈ કોઈ કારણવશાત્ જીવને ઇશ્વરરૂપ માનીને આત્મા એજ પરમાત્મા છે એમ ઠરાવ્યું છે. પરંતુ સહેજ ફેરફારને લીધે ઇશ્વર–વાદ અને આત્મવાદમાં ઘોટાળો ઉત્પન્ન થવાથી વાદવિવાદનું કારણ ઉત્પન્ન થયું અને તે કારણે એવું રૂપ પકડયું કે વેદે અને વેદાન્તે માનેલા ઇશ્વરનું સ્વરૂપ પલટાઈ ગયું છે. વેદ, ઈશ્વર, પ્રકૃતિ (માયા), જીવ અને જીવનાં કર્મો અનાદિ માને છે. તેમાં જીવ, ઇશ્વર અને પ્રકૃતિ એ અનાદિ અનંત છે અને જીવનાં કર્મો અનાદિ સાન્ત છે; તેથી કર્મને પ્રવાહથી અનાદિ માનેલાં છે. એ રીતે એ ચારે વસ્તુ પૃથક્પૃથક્ અનાદિ હોવા છતાં તેનું યથાર્થ સ્વરૂપ નહિ સમજાવાથી આધુનિક વેદાંતીઓએ ઇશ્વરના એક ભાગમાં માયા કલ્પી તે માયાવડે ઇશ્વર જગત્‌રૂપ બની ગયો એટલે જગત્‌નું ઉપાદાન કારણ જે પ્રકૃતિ ઇશ્વરથી ભિન્ન હતું તે ઇશ્વરમાં જોડી દેવાથી તેઓને જગત્‌નું અભિન્ન ઉપાદાન કારણ માનવું પડયું. એટલે આત્મા અને પરમાત્મા ભિન્ન હતા તેને બદલે अहं ब्रह्मास्मि ॥ કહેતાં હુંજ બ્રહ્મ છું. અર્થાત્ આત્મા એજ પરમાત્મા છે એમ માનવાનું કારણ ઉત્પન્ન થયું. આત્મા એજ પરમાત્મા છે એમ માનવાનું કારણ ઉત્પન્ન થયું. આત્મા એજ પરમાત્મા છે અથવા પરમાત્મા તેજ આત્મા છે. એમ મનાવાથી પ્રત્યેક આત્મા માનવાની પ્રથા બંધ થઈ અને બિંબપ્રતિબિંબ વાદનું સ્થાપન કરવું પડયું પરંતુ જ્યારે એ બાબતમાં તર્ક કરવામાં આવે છે ત્યારે એ વાદ યુક્તિસિદ્ધ ઠરી શકતો નથી. આપણે એકવાર કબુલ કરીએ કે एकोऽहं बहुस्यामि ॥ એ સૂત્રથી હું એક છું તે બહુ થાઉં છું. પણ આ શ્રુતિથી જગતમાં પુરુષ અને સ્ત્રીજાતિ, ઉંચ અને નીચ જાતિ, દૈવી અને આસુરી જાતિ, રક્ષક અને ભક્ષક જાતિ એ સર્વને ઇશ્વરનાં સ્વરૂપજ માનવાં પડે, અને જો એમ માનીએ તો સ્વર્ગનું સુખ અને નર્કનું દુઃખ, અજ્ઞાનનો અંધકાર અને જ્ઞાનનાં પ્રકાશ ભોગવતા જીવોની વ્યવસ્થા બરાબર રહી શકે નહિ. જ્યારે એકજ બ્રહ્મના જડ, ચેતન, આદિ બધાં સ્વરૂપ છે તો પછી એક હિંસક, બીજો અહિંસક, એક જીવવાને પ્રયત્નવાન બીજો તેને મારવાને પ્રયત્નવાન, એક ચોરી, વ્યભિચાર, મદ્યપ, ઘાતકી, જુલમગાર આદિ જેટલાં પાપો અને દુર્ગુણો વર્ણવેલા છે તે. અને બીજો ધર્મી, પુણ્યવાન, અથવા જેટલા સદ્‌ગુણો વર્ણવેલા છે. તે એકજ હોવાથી ધર્મશાસ્ત્રની વ્યવસ્થા તૂટી જાય અર્થાત્ હું પોતે બ્રહ્મ છું અને બ્રહ્મને કર્મ નડતાં નથી એમ માને છે, એટલે તેને પતીત દશામાં કે નર્કયાતનામાં દુઃખ ભોગવવાનો ભય નહિ હોવાથી તેઓ અમાનુષી કૃત્યો કરતાં ભય પામતા નથી. એટલા માટે વેદે આત્મા અને પરમાત્મા અનાદિકાળથી જુદા માન્યા છે. વેદાંતીઓ સૃષ્ટિની રચનામાં બિંબ પ્રતિબિંબ વાદનું સ્થાપન કરતાં સમજાવે છે કે જેવી રીતે પાણીના સો ઘડા ભરેલા હોય અને આકાશમાં ચંદ્ર તો એકજ છે. તેનું પ્રતિબિંબ દરેક પાણીના

ઘડામાં જણાય છે. તેવી રીતે જગતમાં ઇશ્વરનું પ્રતિબિંબ પડવાથી આ પ્રવાહરૂપે જગત્ ચાલતું થયું છે. તેના ઉપર આર્યસમાજ તર્ક કરે છે કે ઇશ્વર સર્વવ્યાપક હોવાથી પ્રકૃતિ અને પરિગ્રહમાં અથવા જગત્ અને ઇશ્વરમાં જળકચ્છબવત્ અંતરનો સંભવ નથી. તો બિંબ અને પ્રતિબિંબિત થનારી વસ્તુમાં પ્રતિબિંબ પડેજ શી રીતે? કારણ કે બે વસ્તુની વચમાં અવકાશ હોય તોજ છબી પડે છે. ઘડા અને ચંદ્રમાં અવકાશ હોવાથી ઘડામાં પ્રતિબિંબ દેખાય છે. તેવો અવકાશ જીવ અને ઇશ્વરમાં નહિ હોવાથી બિંબપ્રતિબિંબ વાદ ખોટો ઠરે છે. બીજી એક માન્યતા એવા સિદ્ધાંતનું સ્થાપન કરે છે કે આ જગતમાં ચૈતન્ય સચરાચર અને ઠસભરેલું છે. જેવી રીતે આકાશમાં પવન ઠસ ભરેલો છે. પણ હારમોનિયમની ચાવીઓના છેદ જુદીજુદી રીતના હોવાથી તે દરેક છેદના આકાર પ્રમાણે જુદીજુદી જાતના રાગો પ્રકટ થાય છે. તેવી રીતે મહદાકાશમાં રહેલું ચૈતન્ય મઠાકાશ કે ઘટાકાશમાં જેવા જેવા આકારે જેટલા જેટલા અવકાશે રોકાય તેવાં તેવાં તેઓ કાર્યક્રમ કરતા જાય છે. એટલે ઘટાકાશ કે મઠાકાશનો જેમ જેમ વિચ્છેદ થતો જાય તેમ તેમ તેમાં રોકાયલું ચૈતન્ય મહદાકાશમાં ભરેલા ચૈતન્યમાં સમાતું જાય અને જેમજેમ ઘટાકાશ કે મઠાકાશમાં આકારો પ્રકટ થતા જાય તેમ તેમ મહદાકાશનું ચૈતન્ય વસ્તુના જુદીજુદી જાતના આકાર પ્રમાણે ચૈતન્ય યોગે ક્રિયાવાન થતું જાય. આ વાદને તપાસતાં આર્યસમાજ એવી શંકા કરે છે કે હારમોનીયમને બનાવનાર અથવા તેને ચલાવનાર જેમ હારમોનીયમથી જુદો હોય છે, તેમ જગતને બનાવનાર પણ જુદો હોવો જોઇએ. બીજી તરફ મહદાકાશમાંથી મઠાકાશ કે ઘટાકાશ, પ્રાણિમાત્રના આકારો પોતાના પાત્ર પ્રમાણે ચૈતન્યને લઇને વિવિધ પ્રકારની કે વિચિત્ર પ્રકારની ક્રિયા મચાવી રહ્યા છે તે પાત્રોને બનાવનારી, ગોઠવનારી, ચલાવનારી અને નિયમમાં રાખનારી કોઈ વ્યક્તિ હોવી જોઇએ, બીજી તરફ એકજ ચૈતન્ય જુદાજુદા સ્વરૂપમાં રોકાવાથી પાપપુણ્યાત્મક અથવા સુખદુઃખાત્મક જે ક્રિયા કરી રહી છે તેના પ્રતિફળ તરીકે બંધ અને મોક્ષ અર્થાત્ બંધનું દુઃખ અને મોક્ષનું સુખ ભોગવવાને કોણ ભાગ્યશાળી થાય! એ ઉપરાંત વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં જો આ સિદ્ધાંત ખરો માનીએ તો પછી જગતમાં મનુષ્યો એકજ મનુષ્ય પિતારૂપે, પુત્રરૂપે, ભાઈરૂપે, જમાઈરૂપે અને તેજ પ્રમાણે સ્ત્રીઓમાં પોતાની યોગ્યતા પ્રમાણે ભેદ રહે નહિ. એથી જરા આગળ વધી તપાસીએ તો રાજા અને પ્રજા, ગુરુ અને શિષ્ય, પતિ અને પત્ની, ઉંચ અને નીચમાં હાલ જે વર્તન ચાલુ થએલું છે તેનો પ્રબંધ ટૂટીને મનુષ્યો સ્વેચ્છાચારી, સ્વચ્છંદી, ઉંચ, નીચને નહિ માનનારા થવા જોઇએ. એટલા માટે અદ્વૈત સિદ્ધાંતને માનનારાઓની કલ્પના યુક્તિસિદ્ધ દેખાતી નથી.

વળી એક બીજો વાદ એવો છે કે જ્યારે આત્મા પૃથક્ પૃથક્ જુદા છે, અને તે અનાદિ છે, પ્રકૃતિ અનાદિ છે અને જીવનાં કર્મો અનાદિ છે અને તે કર્મો એટલે જીવ, પ્રકૃતિ, અને કર્મને યોગે શુભાશુભ કાર્યને કરવાવાળી આ સૃષ્ટિ પ્રવાહથી અનાદિ ચાલતી આવેલી છે, તેમાં ઇશ્વરને માનવાનું કે તેનો ભય રાખવાનું કે તેને નિયામક-શક્તિનું સ્થાન આપવાનું કંઈ કારણ જણાતું નથી. જેમ બીજમાંથી ઝાડ થઈ, ઝાડને ફળ આવી તેનું બીજ બને છે તેમ ચાર ખાણના જીવો પોતપોતાની કર્મવર્ગણામાં બદ્ધ થઈ, વાંસના-લિંગને આધિન થઇ, ચાર ખાણમાં ભ્રમણરૂપે જન્મમરણ પામતી રહે છે. તો પછી તેમાં ઇશ્વરને કર્તા, નિયામક, માનવાનું કંઇ કારણ જણાતું નથી. અર્થાત્ આત્માથી જુદો કોઇ પરમાત્મા છે અને તેની સત્તા સર્વત્રવ્યાપક છે એમ માનવાનું કારણ નથી. પરંતુ એ સિદ્ધાંત પણ યુક્તિવાદથી ટકી શકતો નથી. કારણ કે જીવ અનાદિ છે એમ અનવસ્થા-દોષના ભયથી કબૂલ કરવું પડે છે; કારણ કે દ્રવ્યમાં ગુણ રહેલો છે, ગુણથી પર્યાય ઉત્પન્ન થાય છે, અને પર્યાયથી ઉપલબ્ધિ હોય છે એટલે તેનું તેજ દ્રવ્ય બને છે. જો ઇશ્વરને ન સ્વીકારીએ તો જેમ ગત વ્યાખ્યાનમાં કહેલું છે કે સૂર્ય વિના દિવસે અને દીવા વિના રાત્રીએ કોઇપણ કામ થઇ શકતું નથી. પણ સૂર્ય અને દીપકના અવલંબનથીજ જગતનો વ્યવહાર ચાલે છે તેમ ઇશ્વરતત્ત્વનો સ્વીકાર કરી, તેને નિયામકરૂપે અવલંબન કરી વર્તવાથીજ જગત્નો વ્યવહાર યથાસ્થિત ચાલે છે. માટે ઈશ્વર તે ઈશ્વરરૂપ છે અને પ્રાણિમાત્રે તેના સાશનમાં રહીને કાર્ય કરવાનું છે એમ સાબિત થાય છે. પરંતુ એ સિવાય ઈશ્વરતત્ત્વને નહિ કબુલ રાખનારા બીજી શંકા એવી કરે છે કે ન્યાયશાસ્ત્રે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમા, અને શબ્દ એવાં ચાર પ્રમાણ માનીને એ ચાર પ્રમાણમાં સંઘટીત થયા સિવાય કોઈપણ વસ્તુની સિદ્ધિ થઈ શકતી નથી. એમ માન્યું છે. તે પ્રમાણે ઈશ્વર તત્ત્વપણ સિદ્ધ થઈ શકતું નથી, કારણ કે ઈશ્વરને વ્યાપકપણાને લીધે કોઇએ પ્રત્યક્ષમાં જોયો નથી. જ્યારે પ્રત્યક્ષપ્રમાણમાં તે આવતો નથી ત્યારે ઘડાને જોઈને કુંભારનું, પુત્રને જોઇને પિતાનું, અને ધુમાડાને જોઇને અગ્નિનું જેમ અનુમાન થાય છે, તેમ જગતને જોઇને ઇશ્વરનું અનુમાન થઈ શકતું નથી, અને જેનું અનુમાન થઈ શકે નહિ તેને ઉપમા પણ આપી શકાય નહિ એટલે પ્રત્યક્ષ, અનુમાન અને ઉપમાન, પ્રમાણથી સિદ્ધિ નહિ થાય તો પછી વેદમાં કે ગમે તે પુસ્તકમાં ઈશ્વરનાં નામો અને કામો લખેલાં હોય એવાં શબ્દ પ્રમાણ અથવા આપ્તપ્રમાણ ખરાં માની શકાયજ નહિ. એટલા માટે આત્મા પૃથક પૃથક હોઈને પોત પોતાના કર્મબળે અનાદિકાળથી પ્રવાહમાં વહ્યા કરે છે અને અનંતકાળ સુધી વહ્યા કરશે તેમાં ઈશ્વરને કર્તા, કે નિયંતા માનવાની જરૂર નથી. આ વાદનું પરિયાવસાન કરતાં આર્યસમાજ આપણને સમજાવે

છે કે ઉપરોક્ત પ્રત્યક્ષ પછીનાં જે અનુમાનોનાં દૃષ્ટાંતો આપ્યાં તે સ્થુળ દૃષ્ટાંતો સ્થૂળ ઇંદ્રિયથી પ્રત્યક્ષ થાય છે, અને સ્થૂળ ઇંદ્રિય સિવાય માનસિક ઇંદ્રિયથી મનોવિકાર જાણી શકાય છે. કે જેનું સ્વરૂપ કાંઈજ નથી. અથવા તે પ્રત્યક્ષ ઇંદ્રયથી દેખી શકાતું નથી. તેથી આગળ વધીને તપાસીએ તો મહાપ્રાણ જે આ જમાનામાં ઇથિરના નામથી ઓળખાય છે અને જેમાં વગર તારના સંદેશા ચલાવી શકાય છે તેને સ્થૂળ ઇંદ્રિય કે સૂક્ષ્મઇંદ્રિય કે ઇંદ્રિયની તન્માત્રાઓ પણ પ્રત્યક્ષ કરી શકતી નથી. તેવી રીતે ઈશ્વરનું વ્યાપકપણું જે મહાપ્રાણથી પણ પર છે. તે જ્યારે આત્મા પોતાની બહિર્વૃત્તિથી પાછો હઠીને પોતાને દરેક વસ્તુ જોવાનું જે મન તે મનને સ્થૂળ વસ્તુપરથી ઉઠાવીને તુર્યાવસ્થામાં જ્યારે ગોઠવે છે ત્યારે તેને તુર્યાતીત, સર્વવ્યાપક, પરમાત્મા તે આત્માનાં જ્ઞાનગુણવડે પ્રત્યક્ષ દેખાય છે અને તેથીજ પ્રત્યક્ષ થએલા પરમાત્માને અનુમાન, ઉપમાન અને શબ્દ પ્રમાણમાં જે ગોઠવેલો છે તે યથાર્થ અને સત્ય ઠરે છે. એટલો વિચાર કર્યા પછી આપણે એ સિદ્ધાંત પર આવી શકીએ છીએ કે પાછળના વ્યાખ્યાનમાં કહ્યા પ્રમાણે ચાર્વાક જેવા નાસ્તિકને પણ આત્મા કબૂલ કરવો પડે છે, અને જ્યારે આત્માનું અસ્તિત્વ સ્વીકારાય છે ત્યારે તે આત્માએ પ્રત્યક્ષમાં પોતે ઈશ્વરનું અસ્તિત્વ જોયું તે પણ કબૂલ કર્યા વિના છુટકો નથી. તે પરમાત્મા નિરાબાધરૂપે દૃષ્ટારૂપે, પ્રાણિમાત્રના અંતર અને બહિર, અરૂપી પણ સ્થૂળરૂપે રહેલા વાયુ, તેથી પર અરૂપી પણ સૂક્ષ્મરૂપે રહેલો મહાપ્રાણ અથવા ઈથિર અને તેથી પર સૂક્ષ્મ રૂપે રહેલો સ્થિર, અચળ, સભર અને અનંત કોટિ બ્રહ્માંડમાં જેટલી જેટલી કલ્પના કરી શકાય તેટલી તેટલી હદની ઉપર પણ તે ઇશ્વર અથવા પરમાત્મા વ્યાપક છે, તેનો પાર યોગીઓ અને આત્મજ્ઞાનીઓ પણ પામી નહિ શકવાથી છેલ્લે નેતિ નેતિ કહીને તે પરમેશ્વર મોટાથી મોટો છે અને નાનાથી નાનો છે, તે સર્વવ્યાપક છે, તે સર્વજ્ઞ છે, તે સર્વ શકિતમાન છે, તે અખંડાનંદ છે, તે અક્ષરાતીત છે, તે તુર્યાતીત છે, તે પરાની પાર છે, તે અવર્ણનીય છે અને તે અનીર્વચનીય છે, તો પણ તેના સાનિધ્ય વિના આત્મા કોઈપણ કાર્ય કરી શકતો નથી અથવા તેના વિના જગતનું કોઈપણ કાર્ય થઈ શકતું નથી એટલે પાછળના વ્યાખ્યાનમાં કહેવામાં આવ્યું છે કે સૂર્ય અને દીપકના તેજ કે અજવાળા વિના મનુષ્ય કાંઇ પણ કરી શકતો નથી. છતાં પણ મનુષ્યના કર્તવ્યથી તેજ કે અજવાળું નિર્લેપ રહી શકે છે તેવી રીતે આપણો આત્મા, ત્રણગુણ, ચાર અંતઃકરણ, પાંચ તન્માત્રા, અને દશ ઇંદ્રિયમાંથી જેના જેનાવડે જેવાંજેવાં શુભાશુભ કર્મ કરે, તેથી ઇશ્વર નિરાબાધ, નિર્લેપ, રહી શકે છે, અને કરેલાં શુભાશુભ કર્મોનું ફળ વાંસના–રૂપ નવતત્ત્વના વાંસના–લિંગના સૂક્ષ્મ શરીરમાં રહેલો આત્મા ભોગવી સુખી કિંવા દુઃખી થઇ શકે છે. માટે આત્મા અને ઇશ્વરનો એક દેશમાં તાદાત્મ્ય સંબંધ

છે. એટલા માટે સર્વ સાધન–સંપન્ન મનુષ્યે તેને સેવ્ય સેવક ભાવથી અને ધ્યાતા ધ્યેયભાવથી જાણવો, માનવો અને પૂજવો, એજ આત્માનું કર્તવ્ય છે. એટલું કહીને આજનું વ્યાખ્યાન પૂર્ણ કરતાં કહેવાનું એટલુંજ છે કે, આત્મા કર્મથી બંધાઈને જગતમાં જન્મ, જરા, મરણનાં દુઃખો ભોગવી રહ્યો છે તે આત્માને કર્મ શી રીતે વળગે છે? તે વિષય ઉપર આવતે રવિવારે વ્યાખ્યાન આપવામાં આવશે ઈતિશમ્ .

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૫મું

# "આત્માને કર્મ શી રીતે વળગે છે ?"

· સુરત, રવિવાર તા. ૧૫-૬-૧૯

ओ३म् यदङ्ग दाशुषे त्वमग्ने भद्रं करिष्यसि ॥ तवेत्तत्सत्यमङ्गिरः ॥ १ ॥

ओ३म् शांतिः शांतिः शांतिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયા વ્યાખ્યાનમાં આપણે આત્મા અને ઈશ્વર સાથેનો સંબંધ કેવો છે, તેનું પ્રતિપાદન કર્યું અને તેમાં આત્મા ને કર્મો અનાદિ શાંત છે એમ કહેવામાં આવ્યું (૧) સાદિ શાન્ત (૨) અનાદિ અનંત (૩) સાદિ અનંત (૪) અનાદિ શાન્ત. આ પ્રમાણે ન્યાયની ચૌભંગી થાય છે પણ એ ચૌભંગીનું સ્વરૂપ મોક્ષના વિષયમાં હોવાથી અત્રે એ વાદમાં હું ઉતરતો નથી. પરંતુ મારે આજે **આત્માને કર્મ શી રીતે વળગે છે**. એ વિષય પર બોલવાનું છે. આત્મા કેવો છે તે તપાસવાની આપણને જરૂર નથી કારણ કે એક પક્ષે આત્મા શુદ્ધ, શાન્ત, નિર્મળ, નિરાકાર, અજરામર, અનાદિ, પ્રકાશરૂપ, અને જ્ઞાન સ્વરૂપ છે એમ માન્યુ છે. માત્ર તે કર્મના સમૂહમાં વિટળાવાથી જન્મ, જરા, ને મરણના ફેરામાં ચક્કર ખાયા કરે છે. અને જ્યારે કર્મના લેપથી આત્મા નિર્મળ થાય છે ત્યારે તે મોક્ષ દશાને પામે છે. એટલે આપણે એટલોજ વિચાર કરવાનો રહ્યો કે આત્માને કર્મ શી રીતે વળગે છે ?

આત્મામાં ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન, એ સ્વાભાવિક છે. અનાદિ કાળથી આત્મા કર્મથી બધ્ધ થએલો છે, અને જ્યારે જ્યારે કર્મનો ઉદય થાય છે, ત્યારે ત્યારે તે કર્મો ભોગવાય છે. કર્મ શબ્દનો અર્થ એટલોજ થાય છે કે કરેલી ક્રિયાનું ફળ તે ક્રિયાનું કર્તૃત્વ જ્યારથી શરૂ થાય ત્યારથી

તેનું ફળ નક્કી થાય છે જેને આપણે સંચિત, કર્મ અને પ્રારબ્ધના નામથી ઓળખીએ છીએ. સંચિત એટલે પૂર્વ જન્મમાં અથવા પૂર્વમાં કરેલાં કર્મો. કર્મ એટલે સંચિતના ઉદયથી જે ક્રિયામાં પ્રેરાવું તે. અને પ્રારબ્ધ એટલે ક્રિયામાં પ્રેરાયાથી જે ફળ નિષ્પન્ન થાય કે જેને આપણે સુખરૂપ કે દુઃખરૂપ માની ભોગવવું પડે છે તે. એટલે જ્યાં સુધી આત્માને સંચિત કર્મ અને પ્રારબ્ધ વળગેલાં છે, અથવા આત્મા પોતાના પુરુષાર્થ વિના છે જે સંચિત કર્મ અને પ્રારબ્ધને યોગે વહન કરતો રહે છે ત્યાં સુધી તે કર્મના ભારથી દબાતો જાય છે એટલે તે આત્મા, ઉચ્ચ ગતિએ કે અધોગતિએ ભ્રમણ કરે છે. પરંતુ મોક્ષને પામી શકતો નથી. સ્થૂળ શરીરમાં આત્મા શારીરી રૂપે રહેલો છે. અથવા દેહમાં દેહી રૂપે રહેલો છે. જેમ ઉકાળેલું દૂધ થોડીવાર રાખવાથી તેના ઉપર તર બંધાય છે તે તર દૂધનું શરીર છે તેમ આત્માનું શરીર ત્રિગુણાત્મક છે. તે ત્રિગુણાત્મક શરીરના ઉપર બીજું શરીર ચાર અંતઃકરણ અને પાંચ તન્માત્રા-ઓનું બનેલું છે. જે નવ તત્ત્વના વાંસના લિંગથી ઓળખાય છે. તેના ઉપર પાંચ તત્ત્વથી બનેલી દશ ઇંદ્રિયો ગળું સ્થૂળ શરીર બંધાયલું હોય છે. તે આપણે વ્યક્ત સ્વરૂપમાં જોઈ શકીએ છીએ. એટલે આત્માને સ્થૂળ શરીર, સૂક્ષ્મ શરીર અને કારણ શરીર એવાં ત્રણ શરીર ધારણ કરીને તે કારણ શરીરના ઉત્પાદક મહા કારણરૂપે આત્મા દેહમાં રહીને શુભાશુભ કર્મ બાંધે છે, ભોગવે છે, તથા છોડે છે. એ શરીરની આંતર રચના તપાસતાં એક મન નામની અંતઃકરણના એક ભાગની વસ્તુને અગિયારમી ઈંદ્રિય માનેલી છે; કારણકે તે સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, અને મહાકારણરૂપ શરીરના દરેક ભાગમાં પ્રસરીને આત્માને આનંદ અથવા શોક આપે છે. તે મન જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, અને તૂર્યા એ ચાર અવસ્થામાં રહે છે. અને તે મનથી ઉત્પન્ન થએલી પરા, પશ્યંતિ, મધ્યમા, અને વૈખરી એવી વાણીની ચાર અવસ્થા વ્યક્ત થાય છે. એટલે મનની ચાર અવસ્થા અને વાણીની ચાર અવસ્થા તથા મન, બુધ્ધિ, ચિત્ અને અહંકાર રૂપે ચાર અંતઃકરણ તથા રજ, તમ અને સત્વ એ ત્રણ ગુણને યોગે અંતઃકરણમાં ષટ્ ઉર્મિનો પ્રાદુર્ભાવ થાય છે. એટલે આત્મામાં જે પ્રકારનું સુખ દુઃખનું ભાન થાય તે પ્રકારની ઇચ્છા અને દ્વેષવાળી પંચવિષયાત્મક ઉર્મિ પ્રકટ થાય છે. અનાદિ કાળથી આત્મા ચારે ખાણમાં જન્મ લેતો લેતો તે તે જન્મમાં જે જે શરીર સાથે જેવો જેવો શુભાશુભ વ્યવહાર કરેલો તેવી તેવી મિત્રભાવથી કે વૈરભાવથી જે જે આત્માઓ સાથે વ્યાવહારિક ગાંઠ પડેલી તે તે આત્માઓ સ્થૂળરૂપે કે સૂક્ષ્મરૂપે શરીરમાં રહીને પોતાના સ્થૂળ કે સૂક્ષ્મશરીર સાથે ચારે ખાણમાં વિચરતા હોય છે. તેમાંથી આપણો આત્મા ષટ્ ઉર્મિના યોગે ઉત્પન્ન થએલા શુભાશુભ વિચારને યોગે સ્થૂળ કે સૂક્ષ્મરૂપ, મિત્ર કે શત્રુરૂપ આત્માઓને ખેંચી પોતાની આસપાસ

એકઠા કરે છે. અને જ્યારે જ્યારે તે શુભાશુભ કર્મનો ઉદય થાય. છે, ત્યારે ત્યારે તે સુખનું કે દુઃખનું ભાન કરાવી મિત્રરૂપે કે શત્રુરૂપે કામ બજાવી, સ્થૂળ સૂક્ષ્મ શરીરનો સંબંધ છોડી ચાલ્યા જાય છે. અને તેને ઠેકાણે પોતાની ઉર્મિના પ્રમાણુમાં બીજાઓ આવીને તેનું સ્થાન પૂરે છે. આ ઉપરથી આપણે એટલું ધ્યાનમાં લાવી શકીએ કે જ્યારે માતાના ગર્ભમાં વીર્યના પરમાણુંની મધ્યમાં રહીને આત્મા શરીરને રચવાનું કામ આરંભે છે ત્યારથીજ તે પૂર્વ જન્મના સંસ્કાર પ્રમાણે પોતાની ઉર્મિથી પોતાના શરીરને અનુકૂળ ચૈતન્ય પરમાણુ ખેંચીને સ્થૂળ શરીરની રચના કરતો જાય છે, અને જેમ જેમ એ રચના ક્રિયા પૂર્ણ થતી જાય છે, તેમ તેમ તે ચૈતન્ય રૂપમાં દેખાતી જાય છે; એટલે ગર્ભાધાનથી માંડીને જન્મતાં સુધી અને જન્મ્યા પછી વૃદ્ધિના કાળ સુધી અને વૃદ્ધિ પછી વૃદ્ધાવસ્થા પામી આ સ્થૂળ દેહ અને આત્માનો વિયોગ થતાં સૂધી જે ક્રિયા ચાલે છે. તે સંચિતને ભોગવવા કે પારબ્ધને બાંધવા કે ક્ષય કરવા રૂપ અર્થાત્ કર્મના બંધ કે મોક્ષ રૂપ ભોગાવળી ભોગવીને અવશેષ રહેલાં કર્મો વાંસનાં લિંગ સાથે રહીને સૂક્ષ્મ શરીર સાથે આત્માને બીજો જન્મ લેવાને જવું પડે છે. આત્માને કર્મો કેવી રીતે વળગે છે અને તેનો ઉદય કેવી રીતે થાય છે તેનો એક દાખલો આપીશું:—

લાખો પ્રકારના, વિચિત્ર પ્રકારના વેશધારીઓ, તથા વિચિત્ર પ્રકારના દેહધારી, વેશધારી, ક્રિયા કરવાવાળાઓનો એક મોટો મેળો ભરાયો હોય. તે મેળાના મધ્ય ભાગમાં ફરતા છ મુખવાળો એક કેમેરો (છબી પાડવાનું યંત્ર) ગોઠવીને તેના છએ કાચ ખુલ્લા મૂક્યા હોય, તે છએ કાચની આસપાસથી જે લોકો જતા આવતા અને વિવિધ પ્રકારની ક્રિયા કરતા પસાર થાય તે સર્વની છબી પેલા કેમેરામાં અંકિત થાય, પરંતુ તે છબીને કહાડીને સાદી આંખે જોવામાં આવે તો તેમાં આપણે એક પણ છબી ઓળખી શકીએ કે જુદી પાડી શકીએ નહિ. તેમ તે છબીનું વજન કે કદ પણ વધેલું દેખાય નહિ છતાં બુદ્ધિમાન પુરૂષો તે દરેક છબી જુદી જુદી જાણી શકે છે અને જ્યારે વાતાવરણનો ઘસારો લાગે છે ત્યારે એક એક છબી ક્રમે ક્રમે ઘટતી જાય છે. એજ પ્રમાણે આત્મા પોતાના કારણ શરીરમાં રહીને ષટ્ ઉર્મિવાળા છબી પાડવાના યંત્રથી શુભાશુભ કર્મને આકર્ષી તે દ્વારાએ જે સંચિત્ કરેલું હોય તેનો જેમ જેમ ઉદય થતો જાય તેમ તેમ તે શુભાશુભ કર્મના યોગે તેને સુખ કે દુઃખનું ભાન થાય, જેથી તેમાંથી છૂટવા માટે તેને મહા પુરુષાર્થ કરવાની જરૂર પડે છે. હવે અત્રે એક શંકા ઉપસ્થિત થાય છે કે જ્યારે આત્મા પોતાના બાંધેલા સંચિત, કર્મ અને પ્રારબ્ધ પ્રમાણે શુભાશુભ કર્મ ભોગવે છે એટલે જે કોઈ ક્રિયા થાય તે આકસ્મ

જન્મના સંચિત કર્મથી બંધાયલા પ્રારબ્ધ પ્રમાણે થાય છે તો નવાં કર્મ બાંધવાં કે જુનાંને છોડવાનો અવકાશ કયાં રહ્યો ? અને જ્યારે અવકાશજ નથી ત્યારે મોક્ષ પામવાને માટે જે પુરુષાર્થ કરવાનો છે તે મિથ્યા ઠરે છે. એ શંકાના સમાધાનમાં એટલુંજ કહેવાનું છે કે પૂર્વના કરેલા કર્મના ઉદયથી સુખ અથવા દુઃખ ભોગવવાનો સમય ઉપસ્થિત થાય તે સમયમાં દુઃખમાં અસંતોષ અને સુખમાં અહંપદ કરવામાં આવે તો તેથી નવાં કર્મોનો સંચય થાય પણ જો સુખ અને દુઃખ સંતોષથી અપ્રમત્તપણે ભોગવવામાં આવે તો પાછલાં કર્મો ખપી જાય અને નવાં કર્મો ઉત્પન્ન થવાનો અવકાશ રહે નહિ. એટલા માટે સુખમાં કે દુઃખમાં મનની સ્થિતિ સમભાવમાં રાખી સંતોષથી દુઃખરૂપ કર્મને દબાવી સુખરૂપ કર્મનો અપ્રમત્તપણે ભોગ ભોગવવો એવો પુરુષાર્થ કરવાની આપણને ખાસ અગત્ય છે. એટલુંજ કહીને આજનું વ્યાખ્યાન પૂર્ણ કરી આવતે રવિવારે આત્માને પુરુષાર્થ કરવાની કેટલી હદ છે ? એ વિષય પર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शांतिः शांतिः शांतिः



ભાષણ છઠું.

# આત્માને પુરુષાર્થ કરવાની કેટલી હદ છે.

સુરત, રવિવાર, તા. ૨૨-૬-૧૯.

ओ३म् वायवायाहि दर्शतेमे सोमा अरङ्कृताः ॥
तेषां पाहि श्रुधीहवम् ॥ १ ॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્ગૃહસ્થો,**

ગયે રવિવારે આપણે આત્માને કર્મ શી રીતે વળગે છે એ વિષયપર બોલતાં જ્યાં સુધી આત્મા કર્મથી મુક્ત થાય નહિ ત્યાંસુધી તે પરમેશ્વરના પદને એટલે મોક્ષને પામે નહિ ત્યાં સુધી કહ્યું. આત્માને કર્મથી મુક્ત થવું અથવા આત્માનું અંતઃકરણ જે ઘણા કાળથી બહિર્મુખ થએલું છે, તેને અંતર્મુખ કરવાને માટે જે પ્રયત્ન કરવાનો છે તેને શાસ્ત્રકારોએ પુરુષાર્થ માન્યો છે, અને તે પ્રક્રિયાને સમજવા માટે દર્શનશાસ્ત્ર રચાયાં છે, તેમાં સાંખ્યશાસ્ત્ર કે જે પુરુષ અને પ્રકૃતિમાં શું ભેદ છે? તે સમજાવવા માટે રચાએલું છે. તેણે પ્રથમ સૂત્ર લખ્યું છે કેઃ—

॥ अथ त्रिविध दुःखात् अत्यंत निवृत्ति अत्यंत पुरुषार्थः ॥

એટલે ત્રણ પ્રકારનાં દુઃખો કે જેને શાસ્ત્રકારોએ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણ ભાગમાં વહેંચીને તેનું વ્યાખ્યાન કરેલું છે એ ત્રણ પ્રકારનાં દુઃખોનું આપણી ભાષામાં વર્ણન કરીએ તો આધિ વ્યાધિ અને ઉપાધિ એવા ત્રણ અર્થ થઈ શકે છે. મનુષ્યમાત્રે કહો કે પ્રાણિમાત્રે કહો, પણ જેઓ એવી ક્રિયા કરે અથવા જેઓ એવો પુરુષાર્થ કરે કે તેઓ આધિ, વ્યાધિ અને ઉપાધિની પીડાથી મુક્ત થાય એટલે તેનુંજ નામ નિર્વાણ અથવા મોક્ષ ગણાય.

એ પ્રમાણે પ્રાણિમાત્ર અનાદિ કાળથી જુદાજુદા પ્રકારનાં ત્રણ જાતનાં કે કે પાંચ જાતનાં કે આઠ જાતનાં અથવા બે જાતનાં જેવી જેની માન્યતા હોય

તેવાં તેવાં સંચિત કર્મોને ભોગવતા અને નવાં કર્મ બાંધતા પોતાના સૂક્ષ્મશરીર સાથે રહીને જન્મ, જરા, મરણના ચક્રમાં ભ્રમણ કરી રહ્યા છે. શાસ્ત્રકારો આપણને સમજાવે છે કે, જેવી રીતે એક દીવાની ઉપર જે જે રંગનાં કાચનાં પડો આચ્છાદિત કર્યાં હોય તે તે રંગનો પ્રકાશ જણાય છે, અને દીવો તો પોતાના સ્વરૂપમાં જેવો છે તેવોજ રહે છે. પરંતુ જ્યાંસુધી રંગીન કાચનાં પડો દૂર થઈ શકે નહિ ત્યાંસુધી દીવાના પ્રકાશની સ્વચ્છતા, નિર્મળતા કે પ્રભા શુદ્ધ અને પૂર્ણ પ્રકાશમાન દેખાય નહિ. તેવી રીતે આત્માની ઉપર સ્થૂળ, સૂક્ષ્મ અને કારણશરીરો જેવાં જેવાં કર્મથી બંધાયલાં, રચાયલાં, વેષ્ટિત થએલાં કે આચ્છાદિત થએલાં હોય તેવી તેવી તેની ઇંદ્રિયોના વ્યવહારની પ્રવૃત્તિ થાય છે. આત્મા પોતે જ્ઞાને કરીને શુભાશુભ પ્રવૃત્તિથી સુખી અથવા દુઃખી થાય છે એમ સમજવા છતાં પણ પોતાના કિરણો કહો કે પોતાના જ્ઞાનની પ્રભા કહો તેની સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ શરીર ઉપર અસર કરવાનો પ્રયત્ન કરે છે. તથાપિ કાચના રંગનાં કિરણની પેઠે કર્મરૂપ શરીરમાં બંધાયલો અથવા ઢંકાયલો આત્મા પોતાનું ધાર્યું કામ ઇંદ્રિયો પાસે કરાવી શકતો નથી. પણ જ્યારે જ્યારે જે જે કર્મનો ઉદય થયો હોય છે, ત્યારે ત્યારે તે તે કર્મના ફળરૂપ આધિદૈવિક, આધિભૌત્તિક અને આધ્યાત્મિક તાપમાં તેને તપવું પડે છે. જેમ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરમાં આત્મા રહીને કામ કરે છે તેમ કર્મના પણ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ ભેદ પાડી શકાય છે. અર્થાત્ સ્થૂળ કર્મના ઉદયથી તે કર્મસ્થૂળ શરીરદ્વારા સુખ કે દુઃખ ઉત્પન્ન કરે છે. સૂક્ષ્મ કર્મના ઉદયથી તે સૂક્ષ્મ શરીર એટલે જેને આપણે ચાર અંતઃકરણ અને પાંચ તન્માત્રાથી બનેલું વાંસના લિંગ કહીએ છીએ તે દ્વારાએ સુખ અથવા દુઃખનું ભાન થાય છે. તેવીજ રીતે કારણરૂપ કર્મોનો ઉદય થવાથી તે કારણ શરીરદ્વારાએ એટલે ત્રિગુણાત્મક કારણ શરીરથી સુખ અથવા દુઃખનું ભાન કરાવે છે. જો કે પ્રયત્ન કરવો એ આત્માનો ધર્મ છે પણ સુખની ઇચ્છા કવા છતાં કર્મના બળથી તેની ઇચ્છા પાર પડી શકતી નથી; જેથી તેનો પ્રયત્ન નિષ્ફળ જાય છે. એટલા માટે સાંખ્યશાસ્ત્રે કહ્યું તેમ એવાં દુઃખોની નિવૃત્તિ માટે આત્માએ અત્યંત પુરુષાર્થ અથવા અત્યંત પ્રયત્ન કરવાની જરૂર છે. તે કાર્યમાં પ્રવેશ કરવા માટે પ્રથમ સ્થૂળશરીરના આધિદૈવિક, કર્મનો ઉદય થયા છતાં તેમાં રાગ કે દ્વેષ રાખ્યા સિવાય તે કર્મને ભોગવવાની શક્તિ ઉત્પન્ન કરવી જોઇએ અને તે શક્તિ ઉત્પન્ન કરવા માટે માણસે નિત્ય નૈમિત્તક કર્મ (ક્રિયા)માં મચ્યા રહેવું જોઇએ. જો મનુષ્ય સ્થૂળશરીરના કર્મનો ઉદય થવાથી શારીરિક સુખ દુઃખમાં રાગદ્વેષ રહિતપણે વર્તતાં શીખે તો શારીરિક સ્થૂળકર્મ બાંધતાં તે અટકી જાય એટલે પૂર્વકર્મના યોગે ઉદયે આવેલાં કર્મ ભોગવવાં તો પડે પણ તેમાં સૂક્ષ્મ શરીરના કર્મનો ભેગ નહિ થવા હેવાથી તેની મન ઉપર અસર થાય નહિ;

એટલે તેનું દુઃખ કે સુખ કારણ શરીરમાં રહીને આત્માને ભેદી શકે નહિ; તેટલા માટે ધર્મશાસ્ત્રે કોઈપણ માણસને અથવા કોઈપણ પ્રાણીને દુઃખ કે અંતરાય કર્યા સિવાય પોતાનો સંસાર દક્ષતાપૂર્વક ચલાવવા માટેનો જે વ્યવ-વહાર ધર્મ બાંધ્યો છે તે પ્રમાણે વર્તી શકાય. માટે જન્મથી માંડીને મરણ પર્યંતના સોળ સંસ્કાર કરવાનું વિધાન લખવામાં આવ્યું છે. અને તે વિધાનમાં બતાવેલા નિયમો, વખતો અને ક્રિયાઓ બરાબર કરવામાં આવે તો સ્થૂળ શરીરનાં કર્મો ભોગવતાં નવાં કર્મો બાંધવાનો સંભવ ઉત્પન્ન થાય નહિ. એટલે જેમ અગ્નિને કાષ્ઠનો યોગ નહિ મળે તો પોતામાં જેટલો કાષ્ટ હોય એટલો બળીને ભસ્મીભુત થવું પડે તેવી રીતે સ્થૂળ શરીરમાં કર્મના ઉદયરૂપ અગ્નિ પ્રકટ થયા પછી તેને હર્ષ કે શોક રૂપ કાષ્ટ નહિ મળે તો ઉદય થએલા કર્મથી શરીરરૂપ કાષ્ટને બાળીને તે કર્મો જેમ અગ્નિ આખરે બુજાઈ જાય છે તેમ તે કર્મો પણ નાશ પામી જાય છે. બીજા પ્રકારમાં સ્થૂળ શરીર સાથે નિકટ સંબંધ હોવાથી સૂક્ષ્મ શરીરમાં જે જે પ્રવૃત્તિ થાય તેની નિવૃત્તિનું સાધન સ્થૂળ શરીર હોવાથી તે સ્થૂળ શરીર ઉપર અસર નહિ થવા દેવી અને સ્થૂળ શરીરને સૂક્ષ્મ શરીર આજ્ઞા દેતું અટકે એવો પુરુષાર્થ કરવા માટે શાસ્ત્રકારોએ, શ્રવણ, મનન અને નિદધ્યાસ તથા આસન અને પ્રાણાયામની ગોઠ-વણરૂપ વિભુતિઓ ગોઠવેલી છે. જેથી સૂક્ષ્મશરીર કે જેનું બીજું નામ વાંસના લિંગ છે તેમાં કર્મનો ઉદય થવાથી અંતઃકરણમાં અથવા વાંસના લિંગમાં તે કર્મ કરવાની ચળવળ ચાલુ થાય તોપણ મનનું કહ્યું અથવા મનની આજ્ઞા, સ્થૂળ શરીર ઉપરથી ઉઠી ગએલી હોવાથી સ્થૂળ શરીરદ્વારા તે કંઇપણ કાર્ય કરાવી શકે નહિ એટલે "मूंगेकुं सुपना भया, समज समज पस्ताय" એ કહેવત પ્રમાણે જેમ મૂંગાને આવેલું સ્વપ્નું જીહ્‌વા ઇંદ્રિયના વિમુખ રહેવાથી કંઇપણ ફળ ઉપજાવી શકતું નથી તેમ વાંસના લિંગથી સ્થૂળ ઇંદ્રિયો વિમુખ થએલી હોવાથી અંતઃકરણના વિચારો અંતઃકરણમાંજ સમાઈ રહે છે. પણ મનમાં અર્થાત્ વાંસના લિંગમાં જે જે કર્મના ઉદયથી જેવી જેવી ઇચ્છા ઉત્પન્ન થાય તે તે ઇચ્છાનો અનાદર થવાથી તે મેળવવાનો દ્વેષ કે પ્રયત્ન આરંભાય તો તેથી આધિભૌતિક કર્મનો ભાર બંધાય. તે ભાર બંધાતો અટકાવવા માટે મનને બહિર્વૃત્તિમાંથી ખેંચીને અંતર્વૃત્તિ કરવા સારૂ ધ્યાન, ધારણારૂપ ઉપાસનાનાં શાસ્ત્રો આપણા આચાર્યોએ રચેલાં છે. તેવીજ રીતે કારણશરીરે ઉપાર્જન કરેલા કર્મનો ઉદય થવાથી આત્માને ત્રિગુણાત્મક એટલે રજો, તમો અને સત્વગુણરૂપ આધ્યાત્મિક કર્મનો ઉદય થાય છે અને તે કર્મના ઉદયથી વાંસના લિંગ, નહિ કરવાના વિચારને કરે છે અને સ્થૂળ શરીર, નહિ કરવાની ક્રિયાને કરે છે પરંતુ જો સ્થૂળ શરીર અંતઃકરણની ઇચ્છાથી વિરકત થએલું હોય અને અંતઃકરણ

એટલે સૂક્ષ્મ શરીર જો ત્રિગુણાત્મક એટલે કારણ શરીરથી વિમુકત થએલું હોય તો કારણ શરીરમાં ઉદય થએલા શુભાશુભ કર્મનો વેગ, સૂક્ષ્મ શરીર કે સ્થૂલ શરીર ઉપર લાગે નહિ, એટલા માટે સ્થૂળ શરીરના, સૂક્ષ્મ શરીરના કે કારણ શરીરના શુભાશુભ કર્મના ઉદયથી જે ફળ ઉત્પન્ન થવાનું છે તે ફળની પ્રાપ્તિમાં રાગદ્વેષ, રહિત કે હર્ષશોક રહીત ઉદય થએલું ભોગવવા માટે આપણાં શાસ્ત્રકારોએ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને પરિગ્રહ રૂપ પાંચ યમો અને આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, એ પાંચ નિયમો અને છેલ્લે એ દશ યમ નિયમથી પ્રતિફળ થતી સમાધિ મેળવવા માટેનો મહાન્ પુરુ-ષાર્થ કરવાની આજ્ઞા કરવામાં આવી છે એટલે આ વિશાળ ક્રિયાને છેડે પહોંચવાને માટે આત્માને તેટલી હદ સુધી પુરુષાર્થ કરવાની ખાસ જરૂર છે; એટલા માટે પુરુષાર્થની સિદ્ધિ કરતાં જે અંતરાય કર્મનો ઉદય કરનારી શંકા ઉત્પન્ન કરવા માટે આત્માના જ્ઞાન સ્વભાવનેજ અનાદિ માનનારા એકાંત વાદીઓ પુનર્જન્મને માનતા નથી. જેથી આ વ્યાખ્યાન આજે સમાપ્ત કરીને આવતે રવિવારે પુન-ર્જન્મ અને તેની સિદ્ધિ એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇત્યલમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૭મું.

# પુનર્જન્મ અને તેની સિદ્ધિ.

સુરત, રવિવાર તા૦ ૨૯—૬-૧૯

ओ३म् पुरूतमं पुरूणा मीशानं वार्य्याणाम् ॥
इन्द्रं सोमे सचा सुते ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

ગયા રવિવારે આપણે આત્માને પુરુષાર્થ કરવાની હદ કેટલી છે એ વિષય ઉપર બોલતાં આત્મા કર્મથી બંધાય છે અને તે કર્મ ખપી જવાથી અથવા ભોગવાઇ જવાથી તેનો મોક્ષ થાય છે ત્યાં સુધી કહ્યું. આત્મા અનાદિ કાળથી કર્મ બાંધવા અને છોડવાના પ્રયત્નવાન થતાં તેને પુનર્જન્મ લેવો પડે છે. તે પુનર્જન્મ કેવી રીતે થઇ શકે છે તે જાણવા માટે આજે આપણે પુનર્જન્મ વિષે વિવેચન કરવાનું છે. વેદાંત શાસ્ત્ર એક અધો શ્લોક કહીને સમજાવે છે કેઃ—

मनः एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः ॥

અર્થાત્ બંધ અને મોક્ષનું કારણ મન છે અને એ મન જ્યાં સુધી વશ નહિ થાય ત્યાં સુધી દરેક ક્રિયા નિષ્ફળ થાય છે. એવું લગભગ સર્વ શાસ્ત્રનું માનવું છે. આર્ય સમાજ એમ માને છે કે મન તો જડ છે એટલે જેમ જડ હથિયારથી શત્રુનો પરાજય કરવામાં આવે છે તેમાં હથિયારને કંઇ લેવા દેવા નથી પણ હાથ કસાયલો હોય મન બળવાન હોય તોજ હથિયારથી કામ થાય છે. તેમ આત્માનું હથિયાર મન છે; તો તે મનને વશ કરવાપણું કે મનમાં આત્માને વશ કરવાપણું માનવું એ કેવળ ભૂલ છે. જેમ દુર્બીનનો કાચ આપણી આંખના દૃષ્ટિબિંદુમાં જેટલે જેટલે અંતરે ગોઠવાયલો હોય તેટલા તેટલા અંતરનું માપ આંખ લઇ શકે છે તેમ આત્માની સીધી કક્ષામાં મન જેટલે જેટલે અંતરે

ગોઠવાયું હોય તે તે અંતરેથી તેવા તેવા વિષયોમાં આત્મા ફળીભુત થાય છે અને તેથીજ આત્મા શુભાશુભ કર્મને બાંધે છે, તથા તે કર્મ વડે જન્મ, જરા, મરણ રૂપ કાળચક્રમાં તેને ભમવું પડે છે. તેનેજ પુનર્જન્મ કહે છે.

દુનીઆમાં ચાલતા મોટા સાત ધર્મો અને તે પૈકી વેદ ધર્મને માનનારી પ્રજામાંના કેટલાક આચાર્યો પુનર્જન્મને માનતા નથી અને કંઇક અંશે માને છે તો તે યુક્તિ વિરૂદ્ધ ઠરે એવો ભાસ થાય છે. દુનીઆના ધર્મો પૈકી મુસલમાનો એમ માને છે કે મનુષ્યના મરણ પછી તેને કબરમાં દાટયા પછી તેનો રૂહ એટલે આત્મા તેમાં પ્રવેશ કરે છે અને ત્યાં તેણે કરેલાં શુભાશુભ કર્મ પ્રમાણે તેને સુખ અથવા દુઃખ ભોગવવું પડે છે. પણ કયામતને રોજ જ્યારે પરમેશ્વર બધાનો ઇન્સાફ કરવા બેસે છે, ત્યારે તેઓને પોત પોતાનાં કર્મ પ્રમાણે જીન્નત (સ્વર્ગ) અને દોઝખ (નર્ક)માં જવું પડે છે. એટલે એક લેખે જોતાં કયામતના રોજ પછી પણ ફરી જન્મ લેવાનું સાબિત થાય છે. તોપણ તેઓ પુનર્જન્મને માનતા નથી એમજ કહેવું પડે છે. ખ્રીસ્તી ધર્મ પ્રમાણે માણસ જ્યારે મરણ પામે છે. ત્યારે યમના દૂતો તેને ઇશ્વરની પાસે લઈ જાય છે. ત્યાં આગળ ખ્રીસ્ત એટલે ઇસુ ઉપર જેનો વિશ્વાસ હશે તેઓ ઇસુની ભલામણથી સ્વર્ગમાં જશે અને જેને ઇસુનો વશીલો નહિ હોય તેઓ નર્કમાં નંખાશે. એટલે ખ્રીસ્તી ધર્મે પણ પુનર્જન્મની બાબતમાં વિચાર કરેલો જણાતો નથી. તે પછી બૌદ્ધ ધર્મ તપાસતાં એવું જણાય છે કે બૌદ્ધો આત્માને ક્ષણિક માને છે એટલે જેમ જેમ મનના વિચાર બદલાતા જાય છે તેમ તેમ પ્રાણી શરીરમાં નવા નવા આત્મા આવતા જાય છે. તેથી તેના તેના વિચારથી ક્રિયાઓ બદલાતી જાય છે. એટલે કયો આત્મા કયા પાપથી કયા જન્મમાં જાય છે તેનો વિચાર તેઓ કરી શક્તા નથી. નાસ્તિક લોકો એટલે ચાર્વાકના સિદ્ધાંતને માનનારા તો સ્પષ્ટ કહે છે કેઃ—

> यावद् जीवम् सुखं जीवे ऋणं कृत्वा घृतं पिबेत् ।
> भस्मीभुतश्च देहश्च पुनरागमनं कुत : ॥

કારણ કે જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી સુખ છે. અને તે જીવન ટકાવી રાખવા માટે ધૃત પીવાની જરૂર છે. માટે દેવું કરીને પણ ઘી પીવું. કેમકે આ દેહ જ્યારે ભસ્મીભુત થાય છે ત્યાર પછી કાંઈ પાછું આવવાનું નથી અર્થાત્ ચાર્વાક સિદ્ધાંતને માનનારા તો પુનર્જન્મને માનતાજ નથી. વેદધર્મ અંતર્ગત પુરાણધર્મને માનનારાઓ એક સ્વર્ગ, અને એકવીસ મોટાં નર્કો માને છે; અને ગરૂડ પુરાણદ્વારા સમજાવે છે કે યમના દૂતો આત્માને પકડીને વિવિધ પ્રકારની વિટંબણા પમાડતાં તેને ધર્મરાજા પાસે રજુ કરે છે ત્યાં ધર્મરાજાના

ચિત્રગુપ્ત આદિ લેખકો તેનું ખાતું કાઢીને પુણ્ય અને પાપનો રિપોર્ટ રજુ કરે છે જે ઉપરથી ધર્મરાજા તેને સ્વર્ગમાં કે નર્કમાં મોકલી આપે છે એટલે પુરાણોકત ધર્મને માનનારા પણ પુનર્જન્મને માનવાને અશકત નીવડયા છે. બીજાઓ કે જેઓ વેદાનુકૂળ મનાવતા છતાં પોતે વેદાંતી કહેવડાવે છે તેઓ તો પોતેજ બ્રહ્મ છે અને બ્રહ્મથી આત્મા જુદો નથી એમ માની બિંબપ્રતિબિંબ વાદ પ્રમાણે પ્રમાણ, પ્રમેય, અને અર્થાપત્તી લગાડી, લક્ષ અને લક્ષણાનો વિચાર કરી શરીરરૂપી ઘટાકાશનો બ્રહ્મરૂપી મહદાકાશમાં, જીવ બ્રહ્મમાં મળી જાય છે એટલે તેને પુનર્જન્મ માનવાની અગત્ય રહેતી નથી. હવે રહ્યા વેદધર્મી દ્વૈત વાદીઓ કે જેઓ જીવ તથા ઇશ્વરને જુદા માને છે અને ઈશ્વરને નિયામક માની ઈશ્વરની નિયામક શક્તિથી જીવને શુભાશુભ કર્મ ભોગવવા માટે અનંત જન્મોમાં અથવા ચોરાસી લાખ યોનિમાં જન્મ લેવા પડે છે એમ માને છે. તથા જૈનો કે જેઓ પ્રત્યેક આત્માને જુદા માને છે અને ઇશ્વરની નિયામક શકિતને માનતા નથી. પણ તેઓ ઇશ્વરને અકર્તા માને છે. છતાં કર્મને પ્રાધાન્યપણું આપે છે એટલે આત્મા પોતાના શુભાશુભ કર્મને યોગે યમનનું જેવું પાલન કે ઉત્થાપન કર્યું હોય તે પ્રમાણે વાંસનાલિંગના આકર્ષણથી આત્મા સૂક્ષ્મ શરીરમાં રહીને પુનર્જન્મ પામે છે એટલે ખરી રીતે પુનર્જન્મ માનનારા વેદાનુકૂળ દ્વૈતવાદીઓ અને જૈન ધર્માનુકૂળ કર્મવાદીઓ ગણી શકાય છે. ઇશ્વર કર્તા કે નિયામક છે એ વાદમાં ઉતરવાથી વિષયાંતર થાય એટલા માટે આપણે એ વાતને પડતી મૂકી આગળ ચાલીએ.

મુસલમાનો, ખ્રીસ્તીઓ, બૌદ્ધો, પૌરાણિકો અને વેદાંતીઓ કે જેઓ પરોક્ષ કે અપરોક્ષ પુનર્જન્મને માને છે તેઓને બાજુ પર રાખી ચાર્વાક સિદ્ધાંતને માનનારાઓ કે જેઓ સ્પષ્ટ રીતે પુનર્જન્મનો ઈન્કાર કરે છે તેઓની વાતને તપાસવાની અગત્ય છે. તેઓ એક દૃષ્ટાંતથી સમજાવે છે કે જેમ બે પદાર્થો ભેગા મળવાથી વીજળી ઉત્પન્ન થાય છે અથવા બે જડ પદાર્થો ભેગા થવાથી ચેતનશકિત ઉત્પન્ન થાય છે તે પ્રમાણે પાંચ મહાભુતો ન્યૂનાધિક પ્રમાણમાં મળવાથી ( જેમ જુદાં જુદાં ઝાડને જુદાં જુદાં ફળો આવે છે તેમ ) જુદા જુદા પ્રાણી શરીરમાંથી તે પ્રાણી શરીરના આકારનાં ફળો પ્રાણીરૂપે પ્રકટ થાય છે અને જ્યારે તે તત્ત્વોમાં વિષમપણું થાય છે ત્યારે તે પ્રાણી પંચત્વને પામે છે અર્થાત્ તેનો નાશ થાય છે. બીજી શંકા તેઓ એવી બતાવે છે કે જ્યારે તમારા આત્મામાં જ્ઞાન રહેલું છે અને તે જ્ઞાનને લીધે તેઓ વર્તમાન અને ભુતકાળની વાતો યાદ રાખે છે તો તે જ્ઞાની આત્મા ભૂત જન્મની વાતો કેમ યાદ રાખી શકતો નથી? આવી શંકાનું સમાધાન ટૂંકામાં કરવું ઘણું મુશ્કેલ છે પણ સ્થા-

લીપુલાક ન્યાયવત્ કંઈક સમજાવી શકાય છે. (૧) બે તત્ત્વો કે પાંચ તત્ત્વો મળવાથી ચેતનશકિત જણાય છે એ સંભવિત છે પણ દરેક પ્રાણીના માનસિક વિચારો અને તે વિચારદ્વારાએ થતી જુદી જુદી ક્રિયાઓ, આત્મા વિના સંભવતી નથી. તેમ કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ, શોક, સુખ અને દુઃખની લાગણી આત્મા વિના શી રીતે ઉત્પન્ન થાય છે તે તેઓ બતાવી શકતા નથી તેવીજ રીતે આત્માને પૂર્વજન્મનું જ્ઞાન છે છતાં તેઓને સમજાતું નથી. આગળ કહેવામાં આવ્યું છે કે આત્મા અંતઃકરણના આકર્ષક ગુણવડે કર્મને આકર્ષે છે અને પ્રકર્ષક ગુણથી કર્મને ભોગવી મુક્ત થાય છે તેથી આત્મા સાથે રહેલું સૂક્ષ્મશરીર જે વાંસનાલિંગના નામથી ઓળખાય છે, તેમાં એક જન્મનાં નહિ પણ અનંત જન્મનાં કાર્ય, કારણ અને સંબંધ યાદ રહે છે. તેનો એકજ દાખલો આપી આજનું વ્યાખ્યાન સમાપ્ત કરીશું. જેમ એક માણસને સ્વપ્નાવસ્થામાં ધન દેખાય છે અને તે ધન જો તેણે દાટતાં દીઠું હોય કે કર્ણોપકર્ણ સાંભળ્યું હોય તો તે ધનને તે સ્થળે કોઇ રહેવા દે નહિ અને ધન એટલે પૃથ્વીતત્ત્વની બનેલી એક ધાતુ તે જડ હોવાથી કોઇને સ્વપ્ન આપી શકે નહિ. પણ મન જ્યારે જાગૃત અવસ્થામાંથી પાછું હઠી કંઠમાં આવી સ્વપ્નાવસ્થા ભોગવતું હોય છે, તે વખતે તે સુશુપ્તીઅવસ્થાના છેડા તરફ પહોંચે છે એટલે વર્તમાન જન્મની તમામ ક્રિયાઓનો તિરોભાવ થઈ પાછલા જન્મની પોતાની ક્રિયાનો આવિર્ભાવ થાય છે જેથી પાછળના કોઈપણ જન્મમાં તે ધન પોતેજ દાટેલું હતું, જેને કોઇએ જોયું કે જાણ્યું નહતું તે મન જ્યારે સ્વપ્ન અને સુશુપ્તીના છેડામાં ગયું ત્યારે તેને પોતાનું દાટેલું ધન પ્રત્યક્ષરૂપે દેખાયું. એવા ધન મળેલાના પ્રત્યક્ષમાં ઘણા દાખલા આપી શકાય એમ છે એટલુંજ નહિ પણ તે મન જ્યારે સુશુપ્તીનો પાછલો છેડો અને તૂર્યાવસ્થાના પ્રથમ છેડા આગળ સ્થિર થએલું હોય છે ત્યારે તે અનંત જન્મની વાતો જોઇ શકે છે અને જાણી શકે છે. એટલે સુધી વિચાર કરીનેજ વેદાનુકૂળ દ્વૈતવાદીઓ અને પ્રત્યેક આત્માને માનનારા કર્મવાદીઓ પુનર્જન્મ માનીને અનંત જન્મમાં કરેલાં શુભાશુભ કર્મને ભોગવવા જન્મ, જરા, મરણનાં દુઃખથી છૂટવા પ્રયત્નવાન થાય છે. એટલુંજ કહીને આ વિષય પૂરો કરી આવતે રવિવારે કર્મથી છૂટવા માટે આપણું શું કર્તવ્ય છે? એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈત્યલમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

ભાષણ ૮મું

# કર્મથી છૂટવા માટે આપણું શું કર્તવ્ય છે?

સુરત, રવિવાર તા૦ ૬—૭-૧૯.

ओ३म् सेमंनः काममापृण गोभिरश्वैः शतक्रतो ॥ स्तवाम त्वा स्वाध्यः
ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદગૃહસ્થો,

ગયે રવિવારે આપણે પુનર્જન્મની સિદ્ધિ એટલે જગતના પ્રવાહમાં ચારે ખાણુના જીવોને કરેલાં કર્મ ભોગવવા માટે જુદીજુદી યોનિઓમાં અવતાર લેવા પડે છે અને જ્યારે તમામ કર્મ ભોગવાઇને છૂટી જાય છે ત્યારે તે પ્રાણી જન્મ, જરા, મરણુના ફેરાથી છૂટી મોક્ષપદને પામે છે. એટલા માટે આત્મા કર્મથી મુકત થવો જોઇએ તેથી આજે આત્માને કર્મથી છૂટવા માટે આપણું શું કર્તવ્ય છે? એ વિષય રાખવામાં આવ્યો છે.

જેમ દુઃખો ત્રણ પ્રકારનાં છે તેમ મનુષ્યનું શરીર પણ ત્રણ પ્રકારનું છે એટલે સ્થૂળ શરીરથી થએલાં શુભાશુભ કર્મો સ્થૂળ શરીરથી ભોગવાય છે. સૂક્ષ્મ-શરીરથી થએલાં કર્મો સૂક્ષ્મશરીરથી ભોગવાય છે અને કારણુ શરીરથી થએલાં કર્મો કારણુ શરીરથી ભોગવાય છે. તેવી રીતે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણુશરીરની ઓતપ્રોત વ્યવસ્થાને લીધે પરસ્પર કર્મના ભોગવટા વખતે એકબીજાની સહાય લેવી પડે છે અને તેથી ઘણાંખરાં કર્મો મિશ્રભાવને પામેલાં હોય છે. હવે પ્રથમ શારીરિક કર્મને માટે થોડો વિચાર કરીએ, એટલે સ્થૂળશરીરમાં થતા ફેરફારો જો કે સૂક્ષ્મશરીરની સહાય વિના થઈ શકતા નથી. કારણુ કે દરેક પ્રકારની ઇચ્છા થવી તે આત્માનો ધર્મ છે અને તે કારણુશરીરમાં ઉત્પન્ન થાય છે, એટલે કારણુ શરીરમાંથી પ્રકટ થએલી ઈચ્છા સૂક્ષ્મશરીરમાં આવે છે. ત્યાં જો સૂક્ષ્મશરીર તે ઈચ્છાને પસંદ કરે અથવા તે ઇચ્છાને સ્થૂળશરીર તરફ જતાં રોકે નહિ તો સ્થૂળ શરીરને તે કામ

ફરજીઆત કરવું પડે, પછી તે કામ કરતાં જો સ્થૂળ શરીરને પીડા ઉત્પન્ન થાય તો સૂક્ષ્મ શરીરને તે સુખદુઃખમાં ભાગ લેવો પડે અને કારણશરીરને તેનો હર્ષ–શોક થાય. જો તે મૂળ કારણશરીમાં ઉત્પન્ન થએલી ઇચ્છા શુભ વાસનાવાળી હોય તો તેના પરિણામમાં જો કે સ્થૂળશરીરને કદાચ અણગમતો શ્રમ કરવો પડે તોપણ તેનું ફળ ભોગવતાં સૂક્ષ્મશરીર અને કારણશરીરને આનંદ કે સુખ ઉત્પન્ન થાય, અને કારણ શરીર તેવા સત્વગુણી સુખની ઈચ્છાવાળું હમેશાં રહે પણ જો કારણશરીરમાંથી રજોગુણી કે તમોગુણી ઇચ્છા ઉત્પન્ન થાય અને તેને સૂક્ષ્મશરીર સંમતિ આપે તો સ્થૂળશરીરને તે ઈચ્છા પ્રમાણે વર્તતાં ક્ષણિક આનંદ તો થાય પણ જ્યારે તેનાં કડવાં ફળ ભોગવવાનો વખત આવે ત્યારે પોતે તથા સૂક્ષ્મશરીરના અધિકારીઓ અને કારણશરીરના અધિકારીઓ તે પાપનું ફળ ભોગવતાં અત્યંત દુઃખ પામે અને એ દુઃખ ભોગવતાં જે શરીરની શાન્તિ ગુમાવી સુખની લાલસા ઉત્પન્ન થાય તેથીજ નવાં કર્મ બંધાય છે. અત્રે એક દૃષ્ટાંત આપવાની જરૂર છે. કે એક માણસને સ્વપ્ને પણ વિચાર થયો નથી કે હું વેશ્યાના મંદિરમાં જઈને વ્યભિચાર કરૂં. પરંતુ પૂર્વ કર્મના ઉદયથી એવો પ્રસંગ આવી પડે કે તેને ફરજીઆત સોંપાયલું કામ કરવા માટે જે સ્થાનપર જવાનું હોય છે તેમાં માર્ગમાં વેશ્યાઓનો બજાર આવે છે તે માર્ગેથી જતાં જો કે તેનું શુદ્ધ ચારિત્ર્ય છે તો પણ તે અશુદ્ધ વાતાવરણમાંથી નિત્ય જવું આવવું પડતું હોવાથી અને તે સ્થાનમાં મનને આકર્ષણ કરે એવાં વાજિંત્રો સાથે રાગના આલાપ થતા હોવાને લીધે શુદ્ધ મનથી નીચું જોઈને ચાલ્યા જતા તે મનુષ્યના કાનમાં રાગ અને વાજિંત્રનો નાદ પ્રવેશ કરે તેથી ધીમે ધીમે તેના મનમાં એવી ઈચ્છા થાય કે ઘેરથી પાંચ મિનિટ વહેલા નીકળી વેશ્યાના બજારમાં જરા ધીમે ધીમે ચાલી રાગ સાંભળતાં સાંભળતા પોતાને ધારેલે સ્થાને વખતસર જઈ શકાશે. તે પ્રમાણે ચાલુ વર્તન રાખવાથી નીચે ઉભા રહીને સાંભળવાનો વખત મેળવવા પ્રયત્ન થાય છે એટલે કામપર જવાનું તો નિયમિત હોવાથી કામથી પરવારી વેશ્યાના બજારમાં આવી જ્યાં ગાયન થતું હોય તેના ઓટલા ઉપર કે બાજુ ઉપર બેસી એકાદ બે ગાયન સાંભળી નિર્દોષ મનથી આનંદ પામતો પોતાને સ્થાને મોડો પહોંચવા માંડે છે. એમ કરતાં કરતાં કારણ શરીર, સૂક્ષ્મ શરીર, અને સ્થૂળ શરીરના અમલદારોમાં કારણ શરીરની ઇચ્છા પ્રબળ થાય છે. જેથી રજો અને તમો ગુણ સૂક્ષ્મ શરીર ઉપર ભારે દબાણ ચલાવે છે. ત્યાં આગળ ચાર અંતઃકરણ એટલે મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર અને પાંચ તન્માત્રા એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ નવ તત્ત્વોના નવ અમલદારની વાંસનાલિંગ નામની સૂક્ષ્મ શરીરની કમિટિમાં એવો પ્રશ્ન રજુ થાય છે કે વેશ્યાનું ગાયન નીચે બેસીને સાંભળવાથી કાંઈ ખરી મજા પડતી નથી. પણ જો થોડીવાર ઉપર જઈને સાંભળીએ તો શું

હરકત છે? કારણ કે આપણું મન દૃઢ છે તો વિષયવાંસના જખ મારે છે. એવી દરખાસ્તને વાંસનાલિંગના બુદ્ધિ સિવાયના આઠે સભાસદો ટેકો આપે છે જેથી એક વિરૂદ્ધ આઠ મતે તે ઠરાવ પાસ થવાથી સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ શરીરને આનંદ થવાથી તે વેશ્યાના મેડા ઉપર જઇને માત્ર ગાયન સાંભળવા બેસે છે. એ ગાયન સાંભળતાં સાંભળતાં નિત્યનો પરિચય થવાથી દિનપર દિન સત્વ ગુણ પ્રાધાન્ય કાર્ય કરવામાં અંતઃકરણ બેદરકાર થતું જાય છે. અને રજો તથા તમો ગુણ પ્રાધાન્ય વેશ્યાના રાગ સાંભળવાને સદા સર્વદા તે આકર્ષાય છે. બીજી તરફ વેશ્યા પણ પોતાની આજીવિકાના સાધન માટે પોતાના શરીરનો, પોતાના શીળનો, પોતાના સદ્‌ગુણનો, અને પોતાના નીતિ ધર્મનો ભોગ આપવા તત્પર થએલી અને તેવો ભોગ આપવાથીજ પોતાનો નિર્વાહ ચાલતો હોવાથી કામશાસ્ત્રનાં પાંચ બાણરૂપ પાંચ શસ્ત્રને સજીને સાંભળવા આવેલાના કર્ણદ્વારાએથી, નેત્રદ્વારાએથી, નાસિકાદ્વારાએથી, રસનાદ્વારાએથી, અને સ્પર્શેન્દ્રિય એટલે ચામડીદ્વારાએથી તેના શરીરમાં પ્રવેશ કરી સત્વગુણરૂપ ધર્મનો નાશ કરી બુદ્ધિને તિલાંજલી આપવાની ફરજ પાડે છે. અર્થાત્ ક્રમે ક્રમે, તે પુરુષ પોતાના સત્વગુણ પ્રાધાન્ય કર્મોને તજીને વિષયવાંસનાને લીધે વેશ્યામાં લુબ્ધ થાય છે. એટલે તેની શારીરિક, વ્યાવહારિક, ધાર્મિક, અને આર્થિક વિભુતિની આહુતિ અપાવાથી તેના શરીરના કેટલાક ભાગો તેમાં સ્પર્શેન્દ્રિયનો વધુ ભોગ અપાઇ જાય છે. અને તે પુરુષ પરિણામે પોતાના સ્થૂળ શરીરના સાધનનો નાશ કરી પ્રમેહ, ઉપદંશ, કે ફીરંગ રોગનો ભોગ થઇ પડી આંખને, કાનને, નાકને, જીભને, અને શરીરની ચામડીને વેદનાયુક્ત બનાવી તેમાં અસહ્ય અગ્નિ ઉત્પન્ન કરી તેના સ્વરૂપને, જુગુપ્સાવાળું બનાવી દુઃખના સમુદ્રમાં ડુબકી મારે છે. તે વખતે ત્રણે શરીરના અધિકારીઓ અત્યંત પસ્તાવા સાથે કબૂલ કરે છે કે પ્રથમ દરખાસ્ત પસાર કરતી વખતે જો બુદ્ધિનું કહ્યું માન્યું હોત અથવા બુદ્ધિ વિરૂદ્ધ વધુ મતે ઠરાવ પાસ કર્યો ન હોત તો આપણે બધા આટલા દુઃખમાં આવી પડત નહિ.

આ દૃષ્ટાંત ઉપરથી આપણે સમજવું જોઇએ કે સુક્ષ્મ શરીરની કમિટિમાં જે જે દરખાસ્તો આવે તે તે દરખાસ્તોમાં બુદ્ધિ વિરૂદ્ધ એટલે એક વિરૂદ્ધ આઠ મતે ઠરાવ પસાર કરવો નહિ. પણ બુદ્ધિને સહમતમાં લીધા પછી દરેક કામ કરવું. જો એમ કરવામાં નહિ આવે અને દરેક કામમાં એક વિરૂદ્ધ આઠ મતે ઠરાવ પાસ થાય તો આ જગતનાં જેટલાં દુષ્કર્મો છે, અર્થાત્ જેટલાં રજોગુણી અને તમોગુણી કાર્યો છે તે તમામ કાર્યોમાં આપણે ડુબીને કર્મ છોડવાના બદલામાં નવાં કર્મોને બાંધીને મનુષ્ય જન્મ મેળવવાનો આપણો હક્ક ગુમાવીને બીજી યોનિમાં જન્મ પામીને તે પાપ આપણે ભોગવવાં પડવાનાંજ.

જગતમાં રજોગુણી અને તમોગુણી કાર્યોમાં ઉપર કહેલા દૃષ્ટાંત પ્રમાણે બુદ્ધિ વિરૂદ્ધ કામ કરવાથી અંતઃકરણની ષટ્ ઉર્મિ પૈકી, પાંચ ઉર્મિ જે પંચ વિષયના નામથી ઓળખાય છે અને તે પંચ વિષયમાં આખી દુનીયાંનાં પાપ એટલે દુષ્કર્મોનો સમાસ થાય છે. મતલબ કે ધીમે ધીમે મનુષ્ય કુકર્મ તરફ રૂચીવાળો થતાં થતાં તે કર્મને રોજના શ્રવણ, મનન, અને નિદિધ્યાસથી પોતાનુ કર્તવ્ય, પોતાની ફરજ, પોતાનો ધર્મ, અને પોતાનું કર્તવ્ય માને છે, જેથી જગતમાં હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર અને લોભ એટલે પરિગૃહથી સુખ મેળવવાની અથવા સુખી થવાની, ઉત્તમ ગતિમાં જવાની કે મોક્ષ મેળવવાની, સતત લાલસા અને તીવ્ર આકાંક્ષામાં ઘસડાતો ઘસડાતો અને વધતા જતા પાપના બોજાથી લથડાતો લથડાતો, નર્કરૂપ ખાઇમાં ડૂબી જાય છે. તે પ્રમાણે વાંસના લિંગ બુદ્ધિ વિરૂદ્ધ ઠરાવ કરે નહિ. અને પોતાનાં સાંસારિક, વ્યાવહારિક અને ધાર્મિક કાર્યો અને શારીરિક, માનસિક, તથા આત્મિક કાર્યો બુદ્ધિપુરઃસર કરે એટલા માટે પૂર્વાચાર્યોએ સ્માર્ત અને શ્રૌતમાર્ગની ગોઠવણ કરેલી છે. જેથી મનુષ્યો પોતાનાં શારીરિક, માનસિક, અને આત્મિક, વ્યવહારને યોગ્ય માર્ગે ચલાવે. એટલા માટે આ સૃષ્ટિરૂપ વ્યષ્ટિની શોભામાં વધારો થતો જાય અને આત્મા નવાં કર્મ બાંધતો અટકે અને જુનાં કર્મ ભોગવતો તથા ખપાવતો જાય એવા હેતુથી મનુષ્યને માથે ગર્ભાધાનથી માંડીને મરણ પર્યંતના સોળ સંસ્કારો કરવાની ફરજ પાડવામાં આવી છે જેથી સોળ સંસ્કારયુક્ત સ્થૂળ શરીર અને તેની નીતિ રીતિ પ્રમાણે વર્તનાર સૂક્ષ્મ શરીર તથા તેના ધર્મ પ્રમાણે ચાલનાર કારણ શરીર નિર્મળ થઈ, પવિત્ર રહી, ધર્મને પામી, જન્મજરા મરણના દુઃખથી વિરામી, પરમેશ્વરના સ્વરૂપને પામે છે. એટલા માટે મનુષ્યે સોળ સંસ્કારયુક્ત થવું જોઇએ. જેથી તેનાં કર્મનો નાશ થાય એજ કર્મથી છૂટવા માટે આપણું ખાસ કર્તવ્ય છે એટલું કહીને આજનું વ્યાખ્યાન સંપૂર્ણ કરી આવતે રવિવારે ગર્ભાધાન સંસ્કાર અને તેનું ફળ એ વિષયપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિ શમ્.

**ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।**
**तेजस्विना वधीतमस्तु माविद्धिषा वहै ॥ १ ॥**

**ओ३म शान्ति : शान्ति : शान्ति :**



ભાષણ ૯મું.

# ગર્ભાધાન સંસ્કાર અને તેનું ફળ.

સુરત, રવિવાર તા૦ ૧૩—૭—૧૯

ओ३म् यतोयतः समीहसे ततोनो अभयं कुरु ॥
शंनः कुरु प्रजाभ्योऽ भयंनः पशुभ्यः
ओ३म शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

ગયે રવિવારે આપણે એવું પ્રતિપાદન કર્યું કે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીર જેમ જેમ સત્વ ગુણી વિચારથી રજો ગુણી અને તમો ગુણી વિચારોનું સેવન ઓછું કરે તેમ તેમ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરની ઉન્નતિ થાય. આ આ સંસારમાં કુદરતે જે રચના કરી છે તેમાં જ્યારે નિરસપણું ઉત્પન્ન થાય ત્યારે તો કુદરતની ભુલ ગણાય. કારણકે સૃષ્ટિનું સૌંદર્ય હમેશાં નિર્દોષ અને મોહક હોવું જોઇએ. કુદરત તરફથી પ્રાણિમાત્રને ખાસ હુકમ કરવામાં આવ્યો છે કે દરેક પ્રાણીએ સૃષ્ટિના શણગાર રૂપ જેના વડે સૃષ્ટિશોભી રહે એવી દરેકે પોતાની સંતતિ વધારવી જે લોકોએ કુદરતના નિયમનો અભ્યાસ કર્યો નથી અથવા કુદરત આપણી પાસે શું કરાવવા માગે છે તે સમજ્યા નથી અને જેઓને કુદરતના નિયમ પાળતાં કંટાળો ઉત્પન્ન થાય છે તેઓજ ભવસાગરમાં ડુબે છે અથવા ભવાટવીમાં ભૂલા પડે છે. તે ડૂબતા અને ભૂલા પડેલા લોકો પુરુષાર્થ હીન હોવાથી સંસાર અસાર છે. સંસાર દુઃખરૂપ છે, અને સંસાર કેવળ સ્વાર્થથી ભરેલો છે એમ માનીને સંસારને તજવાનો આડંબર કરીને વિવેકશૂન્ય થઇ અમે સંસારનો ત્યાગ કર્યો છે અથવા અમે સાધુ થયા છીએ એમ ઉપદેશ કરીને લોકોને અવળે રસ્તે ચઢાવી પોતાના જેવા અનુત્પાદક વર્ગનો વધારો કરે છે.

મનુષ્યમાત્ર કે જેનામાં વિચાર કરવાની શકિત છે તે વિચાર પૂર્વક જાણી શકે છે કે સંસારથી વિરક્ત થઈ સંસાર છોડીને જવું ક્યાં? સાધુ થયા પછી

પણ આપણે જોઇ શકીએ છીએ કે તેઓની માત્ર વેશની પરિસ્થિતિ સિવાય સંસારમાં રહેલા અને સંસારથી વિરક્ત થએલાની ઇચ્છા, અપેક્ષા અને લાલસામાં કંઈજ ફેરફાર દેખાતો નથી. એટલા માટે મનુષ્યમાત્રે પોતે સૃષ્ટિની સૌંદર્યતા વધે એવી સંતતિ ઉત્પન્ન કરવી જોઈએ. અથવા સૃષ્ટિની સૌંદર્યતાનું રક્ષણ થાય એટલે જે જીવો પોતપોતાની ખાણમાં ઉત્પન્ન થએલા હોય તે તે જીવોના હક્કનું રક્ષણ થાય અથવા તે તે જીવોના હક્કનું રક્ષણ કરી શકે, જેથી સૃષ્ટિની સૌંદર્યતામાં ન્યૂનતા આવે નહિ. માટે મનુષ્યે એવી પ્રજા ઉત્પન્ન કરવી જોઇએ કે જેનામાં મનુષ્યના સંપૂર્ણ ગુણ, કર્મ, સ્વભાવ, ઉત્પન્ન થાય. એટલા માટે મનુષ્યને જન્મથી મરણ પર્યંતમાં સોળ સંસ્કાર કરવાની જરૂર છે. આપણે જાણીએ છીએ કે જે જે વસ્તુને યોગ્ય સંસ્કાર કરવામાં આવે છે તે તે વસ્તુમાંથી વિરસતા, નિરસતા, કદરૂપતા, કઠોરતા અને અસારતાનો નાશ થાય છે એટલે સંસ્કારની ખાસ આવશ્યકતા જણાય છે.

વર્તમાન કાળની સંસારની પ્રવૃત્તિ જોતાં તેનું કોઈપણ કાર્ય વિચાર પૂર્વક, વ્યવસ્થાસર તથા ધારણા પ્રમાણે કામ આપનારૂં દેખાતું નથી. હાલમાં વંશની વૃદ્ધિને માટે જે દંપતિનો યોગ ગોઠવવામાં આવે છે તે દંપતિ પોતે પોતાનું શું કર્તવ્ય છે અને પોતે જે શરીરમાં મંથન કરે છે તે શા માટે કરે છે ? તેનું તેઓને જરાપણ ભાન હોય એમ જણાતું નથી. જગતનો વ્યવહાર જોતાં દરેક કાર્ય કરતા પહેલાં મનુષ્યે તે કામ કરવાની યોગ્યતા તથા અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ અને અધિકારી થયા પછી તેઓ જે કામ કરે છે તેનું પરિણામ પોતાના ધાર્યા પ્રમાણે લાવવું એજ તેઓનું ધ્યેય હોવું જોઇએ. હાલના જમાનામાં મનુષ્યસૃષ્ટિની ઉત્પત્તિનું કામ કોઈપણ જાતના નિયંત્રિત પ્રબંધ વિના, અધિકાર વિના, યોગ્યતા વિના, જ્ઞાન વિના, માત્ર પોતાની વિષયવાંસનાને તૃપ્ત કરવા સારૂજ કરવામાં આવે છે; પણ એમજ પ્રવાહ ચાલતો હોત તો આજે આર્યપ્રજાની જે હસ્તિ દેખાય છે. તે હસ્તિ હોતજ નહિ. સૃષ્ટિની સૌંદર્યતા વધારવા માટે માટે જે સંતતિ ઉત્પન્ન કરવી જોઇએ તેમાં સ્રી અને પુરુષ બેઉએ પોતંપોતાની ફરજ બજાવવાને લાયક થવાની ખાસ જરૂર છે તેથી પુરુષે પ્રથમ લાયકાત મેળવવી જોઇએ. પોતાની વીસ વર્ષની ઉમ્મર થતા સુધીમાં એવી લાયકાત મેળવવી જોઇએ કે બ્રહ્મચર્યાશ્રમનું સમાવર્તન કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાંજ પોતાને માંથે કેટલી બધી ફરજો આવી પડવાની છે તેનો ભાર સહન કરવાને શક્તિમાન થઇ, પોતાને અનુકૂળ સ્રી સાથે લગ્નગ્રંથીથી જોડાઈ, સંતતિ ઉત્પન્ન કરવાની લાયકાત એટલે પરીક્ષા પાસ કરવી જોઇએ. તેમ સ્રીએ પણ પોતાને લાયક બનાવવા સારૂ કન્યા, વહુ, ગૃહિણી, ભાર્યા, માતા અને સાસુપણાની અવસ્થામાં પ્રવીણ થઇ તે તે અવસ્થાની ફરજો બજાવવાની લાયકાત

અથવા પરીક્ષા પસાર કરવાની જરૂર છે. એ પ્રમાણે સ્ત્રી અને પુરુષે પોતાને ગૃહસ્થાશ્રમમાં જોડાય ત્યારથી વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ કરે ત્યાં સુધીની તમામ પરીક્ષાઓ પાસ કરવી જોઇએ તેવી યોગ્યતા મેળવ્યા પછી દંપતિએ સાથે મળીને શાન્તિથી વિચારપૂર્વક વિચાર કરવો જોઇએ કે આપણુ બે જણુ પાસે જગત શું માગે છે? અને જગતને હાલ શેની અપેક્ષા છે? જેમ વિદ્વાનો, બળ-વાનો, ધનવાનો અને બુદ્ધિમાનો ત્યારેજ જગતની શોભારૂપ બને છે કે જ્યારે તે દરેક સૃષ્ટિને જોઇતા પદાર્થ આપવાને તત્પર હોય અથવા સૃષ્ટિને જોઇતા પદાર્થ આપવા જેટલી શકિતવાળા હોય. આ સંસારમાં મનુષ્ય પ્રાણીની વસ્તીમાં સ્ત્રી અને પુરુષ એ બેજ વ્યકિત ઉપર સંપૂર્ણ આધાર રહેલો છે. તેમાં જો પુરુષની કે સ્ત્રીની ન્યૂનતા હોય તો એકલી સ્ત્રીથી કે એકલા પુરુષથી સંતતિ ઉત્પન્ન કરી શકાતી નથી. એટલા માટે દંપતિએ પૌઢ વિચાર કરવો જોઇએ અથવા વડીલો, ગુરુજનો, કે આચાર્યો પાસે જાણી લેવું જોઈએ કે હાલમાં જગતને સ્ત્રી અથવા પુરુષ પૈકી કોની જરૂર છે? જો પુરુષની જરૂર હોય તો પુત્રરૂપ સંતતિ ઉત્પન્ન કરવી અને સ્ત્રીની જરૂર હોય તો કન્યારૂપ સંતતિ ઉત્પન્ન કરવી. પરંતુ એટલાથી એ કાર્યની સમાપ્તિ થતી નથી પણ પુરુષ અથવા સ્ત્રી સંતતિ ઉત્પન્ન કરવાના વિચારની સાથે સાથે એટલો પણ વિચાર કરવાની જરૂર છે કે પુરુષ અથવા સ્ત્રી સંતતિમાં બ્રાહ્મણ એટલે જ્ઞાનવાન, ક્ષત્રિય એટલે બળ-વાન, વૈશ્ય એટલે ધનવાન, અને શૂદ્ર એટલે બુદ્ધિમાન એવા ચાર પ્રકારના ગુણ, કર્મ, સ્વભાવવાળા પુરુષો કિંવા સ્ત્રીઓ પૈકી કોની જરૂર છે? એટલો નિશ્ચય કર્યો પછી દંપતિએ જેવી જાતની અથવા જેવા ગુણ કર્મ–સ્વભાવ વાળી સંતતિની જગતને જરૂર હોય તેવી સંતતિ ઉત્પન્ન કરવાના ઉદ્યોગનો આરંભ કરવો એટલે એ ઉદ્યોગથી જે ફળ ઉત્પન્ન થાય તે સૃષ્ટિની શોભાને વધારનારૂં અથવા સૃષ્ટિની શોભાનું રક્ષણ કરનારૂં સંતાન ઉત્પન્ન થાય. પણ એથી વિરૂધ્ધ અથવા એટલા વિચારપૂર્વક યોગ્યતા મેળવ્યા વિના જે સંતતિ ઉત્પન્ન કરવામાં આવે અને તેવી સંતતિથી ભવાટવીમાં કાંટાવાળાં, ઝાંખરાં જેવાં, જંગલો ભરાઇ જાય તો તેમાં પ્રવેશ કરનારા પુરુષને તે સંસાર આપત્તિરૂપ દુઃખરૂપ કે કંટાળારૂપ જણાય તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. એટલા માટેજ મનુષ્યને ગર્ભાધાન સંસ્કાર કરવાની અગત્ય જણાય છે. સંસ્કાર કરવાથી રજવીર્યની જે શુદ્ધિ થાય છે અને તે શુદ્ધિ થયા પછી દંપ-તિઓ એકજ વિચાર પર આવી જાય છે કે મારે સ્ત્રી અથવા પુરુષ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર વર્ણની સંતતિ ઉત્પન્ન કરવી છે. તેથી વડીલો અને આચાર્યોની સંમતિથી જે પ્રકારની સંતતિ ઉત્પન્ન કરવાની હોય તેવા આહાર, તેવા આચાર,અને તેવા વિચારનું બુદ્ધિપૂર્વક સેવન કરતાં કરતાં પુરુષે પિતા થવાની અને સ્ત્રીએ માતા થવાની યોગ્યતા મેળવ્યા પછી પોતપોતાના ધર્મો

બજાવવાને તત્પર થએલા દંપતિને ગર્ભાધાન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે વખતે જો બ્રાહ્મણ, ગુણવાળી સંતતિ ઉત્પન્ન કરવી હોય, તો તેણે રજો ગુણી અહાર તથા વિચારનું સેવન કરવું જોઇએ. જો ક્ષત્રિય સંતતિ ઉત્પન્ન કરવી હોય તો તેણે સત્વગુતી અહાર તથા વિચારનું સેવન કરવું જોઇએ. અને જો વૈશ્ય પ્રકૃતિની સંતતિ ઉત્પન્ન કરવી હોય તો તેણે તમો ગુણી અહાર અને વિચારનું સેવન કરવું જોઇએ. અને જો શુદ્રના ગુણકર્મ સ્વભાવવાળી સંતતિ ઉત્પન્ન કરવી હોય તો તેણે ત્રિગુણાત્મક અહાર અને વિચારનું સેવન કરવું જોઇએ તેટલા માટે ગર્ભાધાન સંસ્કાર વખતે પોતપોતાના ગૃહસૂત્રને આધારે લગ્ન પછી ચોથે દિવસે ગર્ભાધાન સંસ્કાર કરવાનો હોવાથી ચર ભક્ષણ કરવામાં આવતો હતો તે ચર જેવા ગુણ-ધર્મવાળા, સ્વાદવાળા ધાન્યોથી બનાવવામાં આવ્યો હોય તેના ભક્ષણથી તેવાજ ગુણ ધર્મવાળાં સંતાનો ઉત્પન્ન થાય છે. અને તે ચર ખવડાવવામાં કે ખાવામાં ભૂલ પડે તો બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય, અને ક્ષત્રિયને ઘેર બ્રાહ્મણ સંતતિ ઉત્પન્ન થાય છે. જેમ એક રાજાની બે કન્યા-બેનો પૈકી એકને પેટે ક્ષત્રિય ઉત્પન્ન કરવો હતો અને એકને પેટે બ્રાહ્મણ ઉત્પન્ન કરવો હતો; પરંતુ બે બેનોમાં ઈર્ષા ઉત્પન્ન થવાથી એક બેને છૂપી રીતે પોતાને માટે તૈયાર કરેલો ચર નહિ ખાતાં બીજી બેનને માટે તૈયાર કરેલો ચર ખાઈ જવાથી જમદગ્નિ ઋષિને ત્યાં ફરસુરામ જેવા ક્ષત્રિય સ્વભાવના બ્રાહ્મણ પુત્રનો અવતાર થયો અને બીજા ચરમાં જ્યાં ક્ષત્રિય સ્વભાવનો રાજપુરુષ ઉત્પન્ન કરવાનો હતો, પણ તે ચરનો બદલો થઇ જવાથી તે રાજમહીષીના ઉદરથી વિશ્વામિત્ર જેવા રાજર્ષિ ઉત્પન્ન થયા. આ શાસ્ત્રસિદ્ધ અને પ્રત્યક્ષ બનેલી ઘટના ઉપરથી સમજાય છે, કે મનુષ્ય શરીરમાં જન્મ લીધા પછી સૃષ્ટિના સૌંદર્યમાં વધારો કરવા માટે દંપતિને પોતાને માથે કેટલી મોટી જવાબદારી આવી પડે છે, અને આ જવાબદારી સમજ્યા વિના ઉત્પન્ન થતી સૃષ્ટિમાં કેટલી અવ્યવસ્થા થએલી જણાય છે જેનું વર્ણન કરવાની અત્રે અગત્ય નથી. પરંતુ પ્રાચીનકાળે માત્ર જગતના સુખમાં વધારો કરવાના હેતુથીજ ગર્ભાધાન કંરવામાં આવતું હતું, અને પોતાના ઇચ્છેલા ગુણ-કર્મ સ્વભાવવાળી સંતતિ ઉત્પન્ન કરવાને માટે સંસ્કાર કરવાનો ખાસ રિવાજ હતો. આજે પણ આર્ય પ્રજામાંથી સંસ્કારનો નાશ થયો નથી. પરંતુ દિલગીરી એટલી છે કે જે સંસ્કાર વિધિ પુરઃસર લક્ષબિંદુથી શણગારેલો અને ઇચ્છિત ફળને આપવાવાળો કરવામાં આવતો હતો તેને બદલે હાલમાં કેવળ નાટકનો ફારસ ભજવાતો હોય તેવાં સંસ્કાર કરવામાં આવે છે. માત્ર એટલુંજ શુભ ચિન્હ છે કે મનુષ્યોએ ફારસરૂપે પણ સંસ્કારને સાચવી રાખ્યો છે અને તેથીજ આપણને આજે સંસ્કારનાં મૂળતત્ત્વો શોધતાં જડી આવે છે. એટલે સુધી વિચાર કરીને મનુષ્યમાત્રે વિષયવાસના અથવા

પશુવૃત્તિને ત્યાગ કરી મનુષ્યત્વને મેળવી ગર્ભાધાન કરવામાં પ્રવૃત્ત થવું. જેથી ધારેલા ગુણ–કર્મ–સ્વભાવવાળી સંતતિ ઉત્પન્ન થાય એજ આ ગર્ભાધાન સંસ્કારનું ફળ છે. એ ગર્ભાધાન સંસ્કાર વિધિપૂર્વક થએલો હોવાથી તેજ રાત્રે ગર્ભનું સ્થાપન થાય છે અને જેમ જેમ દિવસ નિર્ગમન થતા જાય છે તેમ તેમ ગર્ભ પોતાની ઇંદ્રિયોને વિકસાવતો સંપૂર્ણરૂપમાં આવતો જાય છે. તે સમયમાં જ્યારે પાંચમો માસ લગભગ પૂરો થવા આવે છે તેવારે ગર્ભમાં ચૈતન્યશક્તિ ખીલેલી જણાય છે તે વખતે ધારેલા ગુણ–કર્મ–સ્વભાવવાળા બીજનું સ્થાપન કરવા માટે બીજો સંસ્કાર તે પુન્સવન સંસ્કારના નામથી કરવામાં આવે છે. જેનું વિવેચન આવતા રવિવારે કરવામાં આવશે. તેથી આજના વિષય ઉપર શ્રોતાઓનું ધ્યાન ખેંચી જે સંસ્કાર કરવામાં જે ખામીઓ દાખલ થએલી છે અથવા સંસ્કારના હેતુને ભૂલી જઇ આપણે વિષયાસકત બની ગયા છીએ તેમાંથી સમજીને, વિચારીને, આત્મસંયમ કરીને, પશુવૃત્તિનો ત્યાગ કરી મનુષ્યપણું મેળવવા તત્પર થવું એજ આપણું કર્તવ્ય છે. એટલું કહીને આજનું વ્યાખ્યાન હું સમાપ્ત કરૂં છું. ઇતિશમ્.

ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म शान्तिः शान्तिः शान्तिः



ભાષણ ૧૦ મું.

# પુન્સવન સંસ્કાર અને તેનું રહસ્ય.

સુરત, રવિવાર તા. ૨૦-૭-૧૫.

ओ३म सनः पितेव सूनवेऽग्ने सूपायना भव ॥ सच स्वानः स्वस्तये
ओ३म शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तेः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે ગર્ભાધાન સંસ્કારના વિષયમાં આપણે એવું પ્રતિપાદન કર્યું કે, જો દંપતિ પોતાની બુદ્ધિથી પોતાના વડીલો કે આચાર્યોની સલાહથી જગતમાં સ્ત્રી કે પુરુષની તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પૈકી જેની ખોટ હોય તેવી સંતતિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે તો જગતને શોભા આપનારી અને જગતની શોભાનું રક્ષણ કરનારી સંતતિ ઉત્પન્ન કરી શકાય. તેવી રીતનું ગર્ભાધાન થયા પછી જ્યારે પાંચ માસનો ગર્ભ થાય છે. ત્યારે તેને પુન્સવન-સંસ્કાર કરવામાં આવે છે. તે પુન્સવન સંસ્કાર અને તેનું રહસ્ય એ વિષય ઉપર આજે વ્યાખ્યાન આપવાનું છે.

જગત્‌માં આદર્શરૂપ બનવા માટે પુરુષે પુત્ર, ગૃહસ્થ અને પિતા થવા માટે એ ત્રણ પ્રકારના અધિકારી થવું જોઇએ, અને સ્ત્રીએ કન્યા, વહુ, ભાર્યા, ગૃહિણી, માતા, અને સાસુના અધિકારી થવું જોઇએ. પુરુષના કરતાં સ્ત્રીને માથે વધારે બોજો મૂકવાનું કારણ એ છે કે, સંસારની શોભારૂપ, સંસારનું રક્ષણ કરનારી, સંસારનું પોષણ કરનારી, સંસારને વધારનારી, તથા સંસારનું કલ્યાણ કરનારી તે ઉપરોક્ત છ અધિકાર મેળવેલી માતારૂપ સ્ત્રીઓજ છે. જો સ્ત્રીઓ આ પરીક્ષામાં પાસ થએલી નહોય અને સંસારની વૃદ્ધિ કરવાના કામમાં જોડાય તો તેવી અનધિકારી સ્ત્રીઓનાં વર્તન તથા ક્રિયા, ચર્યા અને વિચારથી, સંસાર દુઃખરૂપ, કંટકરૂપ, અગ્નિરૂપ, અથવા નર્કયાતનાને ભોગવનારો થઇને આખું

જગત્ અધોગતિને પામી જાય. એટલા માટે સ્ત્રીઓએ પ્રથમ કન્યાના અધિકારમાં રહીને માબાપના લાડપાડમાં ઉછરીને લગ્ન થયા પછી સાસરે જઇને, વહુનું રૂપ ધારણ કરવાની વિદ્યા શીખવાની ખાસ જરૂર છે. વહુ શબ્દનો અર્થ વહેવાવાળી થાય છે. એટલે બાપના ઘરમાંથી છૂટી પડીને પતિના ઘરમાં કેવળ અંજાણ્યા અને જેના ગુણકર્મ-સ્વભાવ પરિચિત નથી. એવા સમૂહમાં જઇને તેના ઘરનો સઘળો ભાર વહન કરવાની શકિત જેનામાં હોય તે વહુ કહેવાય છે. તે વહુના અધિકારમાં ઘરનો ભાર વહેતાં વહેતાં તેણે ભાર્યાનો અધિકાર મેળવવો પડે છે. વહુના અધિકારમાં સાસુસસરા વગેરે વડીલોની આજ્ઞા પ્રમાણે ભાર વહેવાનો હોય છે પણ તેને ભાર્યાનો અધિકાર ત્યારેજ મળે છે કે જ્યારે સર્વ કુટુંબના શારીરિક, માનસિક, વિકારોને અડચણ આવ્યા સિવાય જેમ દૂધમાં સાકર ભળીને દૂધની મિઠાશમાં વધારો કરે છે, તેમ તે વહુ સસરાના ગૃહસ્થાશ્રમમાં મિઠાશ, તેજ, અને આનંદને ઉત્પન્ન કરી ગૃહનો તમામ ભાર પોતે ઉઠાવી લે છે. ત્યારે તે ભાર્યાના અધિકારને પામે છે. અને ભાર્યાની અવસ્થામાંજ તે માતા થવાની યોગ્યતા મેળવે છે જેથી તેને ગર્ભાધાન સંસ્કાર કરવામાં આવે છે. જગત્માં માતાશબ્દથી માતાના સ્નેહથી અને માતાના વાત્સલ્ય પ્રેમથી કોઈ પણ પ્રાણી અજાણ્યું નથી. જેટલા અને જેવા નિઃસ્વાર્થ પ્રેમથી માતા ભરેલી છે તેટલો નિઃસ્વાર્થ પ્રેમ પિતાનો હોતોજ નથી; એટલા માટે ગર્ભધારણ કરેલી અને માતા થવાના કાળની સમીપ આવેલી, માતા તરીકેના પોતાના ધર્મનું બરાબર પાલન કરે એવા હેતુથી પુન્સવનસંસ્કાર કરવાનું આપણા આચાર્યોએ ઠરાવેલું છે. બીજી ભાષામાં કહીએ તો ગૃહિણી એ ભાર્યા શબ્દનો પર્યાય વાચક શબ્દ છે. અને તેનો ગુજરાતીમાં અગૃહિનો બગડીને અઘરણી શબ્દ નક્કી થએલો છે. જો ગૃહિણીને અગૃહિણીના રૂપમાં નહિ મૂકી શકાય તો તેને સંતતિનું માતા તરીકેનું કામ બજાવવાનું બની શકે નહિ; એટલા માટે તેના માથા પરથી ભાર્યા તરીકેનો ભાર ઉપાડી લઇને; ગૃહિણીની દશામાંથી મુકત કરીને, અગૃહિણીના રૂપમાં એટલે અગૃહિણીના વ્યવહારમાં મૂકવી. તે વખતે જે અર્થસૂચક ક્રિયાઓ કરવામાં આવે છે. અને તે પછી જે અર્થસૂચક વર્તન કરવામાં આવે છે જે ઉપરથી તે માતાને પોતાને ધારેલા રૂપ, ગુણ, ક્રિયા અને વર્તનવાળી સંતતિ બનાવવાને અવકાશ મળે છે. ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે પુન્સવનસંસ્કાર કે સીમંતોનયનસંસ્કાર અથવા અઘરણીનો ખોળો ભર્યા પછી તે સ્ત્રીને ગૃહિણી કે ભાર્યાના કામથી મુકત કરવા સારૂ તે સ્ત્રીને માતાપિતાને ઘેર વિદાય કરવામાં આવે છે. આ સમયથી સ્ત્રીના કાર્યની બે શાખા તૈયાર થાય છે.

સ્ત્રી ગર્ભિણી થયા પછી જેવી જેવી જાતના રૂપને જુએ છે ને તે રૂપને જોતાં જે રૂપ ઉપર પોતાનું ચિત્ત ચોંટે છે, તેવા સ્વરૂપવાળું બાળક ઉત્પન્ન થાય

છે. તેમ તે સ્ત્રી જેવા જેવા આચાર કે વિચારનો શ્રવણ, મનન કે નિદિધ્યાસ રાખે છે. તેવા તેવા ગુણવાળી સંતતિ ઉત્પન્ન થાય છે. ગર્ભવતી સ્ત્રીએ સાસરામાં ગમે તેટલો અધિકાર મેળવ્યો હોય અથવા ગમે તેટલો શ્રમ ઉઠાવ્યો હોય, અથવા ગમે તેટલી સહનશીલતા રાખી હોય જો કે તેનાં સાસુ, નણંદ, જેઠાણી અને પાડોશીઓ, ગમે તેટલાં ધાર્મિક અને ઉચ્ચ વિચારનાં હોય તો પણ તેઓ માતાના વાત્સલ્ય પ્રેમના સેંકડે પાંચ ટકા જેટલો પ્રેમ ઉપજાવી શકતા નથી. તો પછી ગર્ભની અવસ્થામાં તેને ઘટતો આરામ, જોઇતો ખોરાક, ઇચ્છિત થએલાં દોહદો પૂર્ણ કરવાને માતાના ઘર સિવાય બીજું સ્થાન નથી. એટલા માટે પુન્સવન સંસ્કાર કર્યો પછી પોતાના પિતાને ઘેર જવામાં આગળ કહ્યું તેમ બે માર્ગ ખુલ્લા થાય છે. પ્રથમ તો તેને જોઇતાં અને ભાવતાં ખાનપાન મેળવતાં લજ્જા આવતી નથી. અને બીજું તેને માનસિક વિચાર કરતાં કોઇ પણ વ્યકિત તેનો ભંગ કરી શકતી નથી. એટલા માટે અગૃહિણી થયા પછી તે પિતાને ઘેર જાય છે. અને પિતાની ધનસંપત્તિ જોઇએ તેટલી ન હોય તો તેના આપ્તજનમાંથી તે અગૃહિણીને જુદાં જુદાં ભોજન, જુદાં જુદાં વસ્ત્ર અને જુદા જુદા અલંકારથી તેના મનની તૃપ્તિ કરવામાં આવે છે જેથી ગર્ભમાં આવેલો આત્મા સંતોષાવાથી તે લાલસા રહિત, લોભ રહિત, કલેશ રહિત, ઇર્ષા કે દ્વેષ રહિત, અને ઉદાર ચરિત થાય છે. એ પ્રમાણે પુન્સવન સંસ્કારનું રહસ્ય આપ લોકોના ધ્યાનમાં આવ્યું હશે. જ્યાં સુધી આપણા દેશમાં વેદોક્ત ધર્મની ક્રિયા ધર્મ સમજીને કરવામાં આવતી હતી અને તે ક્રિયામાં રહેલુ રહસ્ય ધર્મ સ્વરૂપે મનાતું હતું અને જેઓ તે ક્રિયાનો ત્યાગ કરે તેઓ અધર્મી અને પાપી ગણાતા હતા ત્યાં સુધી આર્યાવર્તમાં મહાન્ સિદ્ધ યોગીઓ, મહાન્ તપસ્વી મહર્ષિઓ, મહાન્ બળવાન ચક્રવર્તી રાજાઓ, મહાન્ ધનવાન જેને ઘેર છપ્પનપર ભૂંગળ વાગે એવા વૈશ્યો અને પોતાના શેઠને માટે પોતાનો પ્રાણ આપે એવા નીમકહલાલ શૂદ્રો ઉત્પન્ન થતા હતા. જેમ જેમ ગર્ભાધાન સંસ્કાર અને સીમંતોનયન સંસ્કાર એક ફરજરૂપે, રૂઢીરૂપે તેમાં કંઇ પણ અર્થ સમાયલો નથી, એવા વિચારરૂપે અને છેલ્લામાં છેલ્લા ફારસરૂપે કરાતો, મનાતો, કે ઓળખાતો થતો ગયો તેમ તેમ માતાના ગુણવાળી માતા નહિ મળવાથી સંતતિમાં મનુષ્ય કરતાં પશુવૃત્તિનો આવિર્ભાવ વધતો થતો ગયો; તેને પરિણામે કુતરામાં મનુષ્યત્વનો નીમકહલાલીનો ગુણ પેસી ગયો અને કુતરાનો કુટુંબ કલેશનો ગુણ મનુષ્યોમાં દાખલ થયો, સાપમાં પવન ભક્ષીને રહેવાનો કે માટી ખાઇને જીવવાનો મનુષ્યનો ગુણ જતો રહ્યો પણ સાપના દંશથી સાપનું પેટ ભરાય નહિ અને સામાનો જીવ જાય એવો સાપનો ગુણ મનુષ્યમાં પ્રકટ થયો. મનુષ્યોનો નિઃસ્વાર્થ વાત્સલ્ય પ્રેમ પશુ પક્ષીઓમાં આવ્યો ગયો, જે આપણે જોઈ શકીએ છીએ કે પશુઓ ખાતાં અને ઉડતાં શીખ્યા પછી

માબાપને કંઇ પણ કાર્યમાં મદદ કરી શકતા નથી. છતાં તેની માતાઓ તથા પિતાઓ વાત્સલ્ય પ્રેમથી જરા પણ આરામ લીધા સિવાય પોતાના બાળકનું જે વાત્સલ્ય પ્રેમથી રક્ષણ તથા પોષણ કરે છે તે મનુષ્યનો ગુણ પશુપક્ષીમાં ચાલ્યો ગયો. તેમ પશુ અને પક્ષીનો સ્વાર્થ પૂરો થયા પછીનો કોઇ પણ જાતનો સંબંધ જાણે હતોજ નહિ, એવો પશુવૃત્તિનો ગુણ મનુષ્યોમાં દાખલ થયો. તેને પ્રતાપે જગતની શોભા વધારનારી તથા જગતનું રક્ષણ કરનારી સંતતિ ઉત્પન્ન કરવાનું કામ જે ધર્મ દૃષ્ટિથી સદ્‌વિચાર અને સત્ક્રિયાથી થતું હતું. જેથી મનુષ્ય સંસારનું સુખ બાજુએ રાખી ઋતુગામીના નામથી કીર્તિવંત ગણાતો હતો તે ઋતુગામીની વિદ્યા અથવા ઋતુગામીના વિચારો, માત્ર પશુપક્ષીઓમાંજ જણાય છે. મનુષ્યો તો માત્ર વિષયાંધ થઇ ધર્મને, ધર્મની ક્રિયાને, વર્ણના આચારને, નીતિના વિચારને, શરીરની આરોગ્યતાને, પોતાના આયુષ્યને, પોતાની સંતતિને અને પોતાના પરમેશ્વરને કે ધર્મને તિલાંજલિ આપી વર્તમાન કાળમાં જન્મ પામીને મનુષ્ય નામ ધરાવીને હીનસત્વવાળા, અસ્થિર મનવાળા, બિલાડીથી બીનારા, ડરપોક અને દુઃખમય જીવન ગાળનારા, સદાના રોગી, અલ્પાયુષી થએલા પુરુષો, ક્ષયના રોગથી અને સ્ત્રીઓ સુવારોગ કે સંગ્રહણીના રોગથી ભર જુવાનીમાં વર્ષોનાં વર્ષો સુધી પથારી વશ રહી પોતાની આસપાસના લોકોને શરીરથી, સુખથી, અને સંપત્તિથી પાયમાલ કરી સ્વર્ગમાં જતાં જોવામાં આવે છે. માટે આર્ય પ્રજાએ જો પોતાના સનાતન વેદ ધર્મ ઉપર આસ્થા રાખી પોતાના, શારીરિક, માનસિક, અને આત્મિક, કલ્યાણને ઇચ્છવું હોય અને પરમેશ્વરને પ્રસન્ન કરવા માટે પરમેશ્વરની સૃષ્ટિને સૌંદર્યવાન બનાવવી હોય તો તેણે હેતુ પુરઃસર વૈદિક ધર્માનુકૂળ સસ્કારોને અમલમાં મૂકી તે દરેક સંસ્કારોમાં જે જે પ્રતિજ્ઞાઓ ગોઠવેલી હોય તે તે પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે બળાત્કારથી પ્રયત્નવાન થવું જોઇએ. એટલું કહ્યા પછી પુરુષે પુત્રરૂપે, ગૃહસ્થરૂપે, અને પિતારૂપે, સંસારની શોભામાં વધારો કરનારા થવાનું છે. તેની લાયકાત મેળવવા માટે તેને પ્રથમ ઉપનયન સંસ્કારની જરૂર છે. તે જરૂરનું વ્યાખ્યાન આવતા રવિવાર ઉપર મુલ્તવી રાખી આજનું વ્યાખ્યાન સમાપ્ત કરૂં છું. ઇતિ શમ.

ओ३म सहनाववतु सहनौभुनकु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥
ओ३म शान्ति : शान्ति : शान्ति :



## ભાષણ ૧૧મું

# ઉપનયન સંસ્કાર અને બ્રહ્મચર્યાશ્રમ.

સુરત, રવિવાર તા. ૨૭–૭–૧૯

ओ३म् सोम गीर्भिष्ट्वा वयं वर्द्धयामोवचोविदः ॥ सुमृडीको न आविश
ओ३म् शांतिः शांतिः शांतिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराण : सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે આપણે પુન્સવન સંસ્કાર અને તેનું રહસ્ય એ વિષયપર બોલતાં એટલું પ્રતિપાદન કર્યું કે સ્ત્રી અથવા પુરુષને ઉત્પન્ન કરી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર સ્વભાવના બનાવવા તે દંપતિના હાથમાં છે. તે પ્રમાણે દંપતિ સંતતિને ઉત્પન્ન કરીને તે સાત વર્ષની ઉમ્મરનું બાળક થાય ત્યારે તેને જ્ઞાન મેળવવાને માટે અથવા કહો કે માતપિતાએ જે જ્ઞાનનાં બીજ સંતતિના હૃદયમાં વાવેલાં છે તેને નવપલ્લવ કરીને ખીલવવા માટે તેને ગુરુકુળમાં જવાની ખાસ જરૂર પડે છે. વધુમાં વધુ વીસ વર્ષની ઉમ્મર સુધી ગુરુકુળમાં રહેવાનું હોવાથી તેને સાતમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે. અને તે ઉપનયન સંસ્કાર વખતે અગ્નિ અને ગુરુની સમક્ષ જે પ્રતિજ્ઞા કરવામાં આવે છે તે પ્રતિજ્ઞા પ્રમાણે ગુરુકુળમાં રહીને વિદ્યાભ્યાસ કરીને ભવિષ્યમાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાને લાયક થાય છે ત્યારે તેને સમાવર્તન સંસ્કાર કહેવામાં આવે છે. એટલા માટે ખાસ પ્રતિજ્ઞા કરાવવામાં આવે છે કેઃ—

द्वादश वर्षाणि वेदमधीस्व। એટલે હું બાર વરસ સુધી વેદ ભણીશ. અથવા હું બાર વરસ સુધી વેદ એટલે જ્ઞાનનો અભ્યાસ કરીશ. અને ત્યાં સુધી બ્રહ્મચારીના તમામ ધર્મો પાળીશ. તે બ્રહ્મચારીના ધર્મો શું શું છે? તે આગળના વિષયમાં કહેવામાં આવશે. આજનું વ્યાખ્યાન માત્ર ઉપનયન સંસ્કારનું હોવાથી ઉપનયન સંસ્કાર શું છે? અને તે કરવાથી વિદ્યાર્થી ઉપર શું અસર થાય છે?

અથવા ઉપનયન સંસ્કાર ફરજીઆત મનાવાનું કારણ શું છે અને ઉપનયન સંસ્કાર કરતાં જે જે સંજ્ઞાઓ બતાવવામાં આવે છે અથવા ધારણ કરવામાં આવે છે તે તે સંજ્ઞાઓનું રહસ્ય શું છે ? તે જાણવાની આપણને ખાસ આવશ્યકતા છે.

જેમ એક અજ્ઞાન માણુસ પોતાના દેશમાંથી અપરિચિત મનુષ્યવાળા બીજા દેશમાં જાય છે, તેમ પોતાના પરિચિત વડીલો અને વાત્સલ્ય પ્રેમ રાખનારાઓનો ત્યાગ કરીને બ્રહ્મચારીએ ગુરુકૂળમાં જવાનું છે. તેથી તે સંસ્કાર વખતે દૂરના અને નજીકના સગાઓ, નાના મોટા મિત્રો, વડીલો અને ગુરુજનો એકત્ર થઇને પિતાને ઘરે યજ્ઞારંભ કરીને બાળકને બ્રહ્મચર્ય દિક્ષા આપે છે. તેમાં પ્રથમ બાળકનું મૂંડન કરાવે છે. તેના કંઠમાં ઉપનયન એટલે જનોઈ ધારણ કરાવે છે, તેને કપડાનું કોપીન પહેરાવે છે, તે કોપીનની સાથે એક હરણના ચામડાનો કકડો લટકાવે છે, તેના હાથમાં એક દંડ આપે છે, અને અંગ ઉપર પિતાંબર ધારણ કરાવી તેની પાસે બાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરવાની પ્રતિજ્ઞા કરાવી તેને ગુરુકુળમાં વિદાય કરવામાં આવે છે. ગુરુકુળમાં દાખલ થવા આવનાર વિદ્યાર્થીના શરીરની, નેત્રની, વર્ણની, અને માથાની, પરીક્ષા કર્યા પછી તે કયા વર્ણાશ્રમનો અભ્યાસ કરી શકશે તેનો વિચાર કરીને ગુરુઓ તેને તે વર્ણનું બીજું ઉપનયન આપે છે અને તે પછી તેનો સામાન્ય સ્વર વ્યંજનાત્મક અભ્યાસ ચાલુ થાય છે. આ સંસ્કારનું ઉપનયન સંસ્કાર એવું નામ રાખવાનું એવું પ્રયોજન છે કે उप समीपे जयन=જવું અર્થાત્ જ્ઞાનના સમીપમાં જવું. અથવા उप समीपे नयन, उपनयन એટલે નયન કહેતાં નેત્રની ઉપ કહેતાં સમીપે વસ્તુને યથાર્થ રૂપમાં જોવી અથવા ઉપનયન એટલે જ્ઞાનથી જાણેલી અને પ્રત્યક્ષમાં તેને યથાર્થ રૂપમાં જોએલી તથા અનુમાનથી કે પ્રત્યક્ષથી તે વસ્તુઓના ગુણ–કર્મ–સ્વભાવને જાણુવા તેને ઉપનયન એટલે ત્રીજું લોચન મેળવવાની રીતિ કહેવામાં આવે છે. તે રીતિનું અથવા તે કૃતિનું જે સાહિત્ય મેળવવું તે સાહિત્ય મેળવવાને માટે શું શું લાયકાત જોઈએ છે, અથવા કેવી કેવી અવસ્થામાં રહેવું પડશે અથવા કોના કોના સંબંધમાં આવવું પડશે તે જાણુવાને માટે અથવા તે પ્રમાણે વર્તવાને માટેનું જે સાધન તેને સંજ્ઞારૂપમાં ગોઠવવામાં આવે છે. જેમકે પહેરવાનું એક કોપીન અને ઓઢવાનું એક પિતાંબર એ બેજ વસ્તુથી શરીરનું આચ્છાદન કરીને તેને ટાઢ, તડકો અને વરસાદની ફેરફાર થતી મોસમમાં શારીરિક બળ સચવાઇ રહેવાને માટે ત્રણે પ્રકારના વાતાવરણમાંથી પસાર થવું છે, જેથી શરીર સુદૃઢ અને કોઈપણ વાતાવરણના ફેરફારને સહન કરી આરોગ્ય રહે એટલા માટે તેને આવો વેશ ધરાવવામાં આવે છે. મૃગના ચામડાનો કટકો કટિમેખલા સાથે બાંધવાથી એવું સૂચવવામાં આવે છે કે ગુરુકુળમાં ગયા પછી તેને પોતાના ગૃહસ્થ માબાપના ઘરમાં લાલન–પાલનના

જખતે વસ્ત્રાચ્છાદન અને સુખશય્યામાં સૂવાની ટેવ પડેલી હોય છે, તે ટેવને મૂકી જઈને ગુરુકૂળમાં સુવાને માટે આખુ મૃગચર્મ અથવા સગવડ પ્રમાણે મૃગચર્મનો અમુક ભાગ મળશે અને તે ઉપરજ તેને સૂઈ રહેવાનું છે. ગુરુકુળમાં ગયા પછી ઉપદ્રવ કરનારા પ્રાણીઓના ત્રાસથી બચવા માટે માત્ર એક દંડ સિવાય કોઈપણ પ્રાણીને ભય ઉત્પન્ન થાય એવું કોઇપણ જાતનું અસ્ત્ર કે શસ્ત્ર રાખવા દેવામાં આવશે નહિ. ગુરુકુળમાં ગયા પછી તેને ઉઘાડે પગે તથા ઉઘાડે માથે ફરવાનું હોવાથી સૂર્યનાં કિરણદ્વારા જે વીર્યનું સીંચન થાય છે અને તેના ઉપર જે વીર્યની વૃષ્ટિ થાય છે તે કીરણોનો સમાસ શરીરમાં જોઈતા પ્રમાણમાં થઇને વધારાનો પ્રવાહ પગદ્વારાએ પૃથ્વીમાં ચાલ્યો જાય છે, તેમ પૃથ્વીમાંથી મળતું પોષણ તત્ત્વ પગદ્વારાએ પ્રવેશ કરી મસ્તિષ્ક સુધીના શરીરના ભાગોમાં સૂર્યના વીર્યને સ્થિર કરી, શરીરને સુદૃઢ બનાવી વધારાનું માથાના છિદ્રદ્વારાએ આકાશમાં ચાલ્યું જાય છે. વિદ્યાર્થીને ખાંધે એક ઝોળી ભેરવવાનું એવું પ્રયોજન છે, કે માતાપિતાના ગૃહે જુદીજુદી જાતનાં ભોજનો કે વ્યંજનો ખાવાનો સ્વાદ પડેલો તે સ્વાદનો ત્યાગ કરીને, વિદ્યાર્થીએ એકજ ઝોળીમાં જુદાજુદા ગૃહસ્થોને ત્યાંથી ભિક્ષાન્ન લાવીને તેમાં જુદાજુદા સ્વાદવાળા પદાર્થોને એકઠા કરીને, તેનો અહાર કરવાની ટેવ પાડવાની છે કે જેથી રસનાઇંદ્રિય કાબુમાં આવી જાય. તે પછી ગુરુકૂળમાં ગયા પછી ગુરુએ પરીક્ષા કર્યા બાદ માથા ઉપર જટા વધારવામાં આવે છે. તેનો હેતુ એવો છે કે ગૃહસ્થાશ્રમીઓના માંથા ઉપર શૂદ્ર ગણાતા વાળંદનો હાથ ફરવાથી વાળંદના હાથમાંથી ખરતી ઑરાઓ પ્રવેશ કરી ગૃહસ્થોના વિચારમાં ફેરફાર કરવાને શકિતમાન થાય છે, પરંતુ ગૃહસ્થની ઑરા બળવાન હોવાથી હલકી ઑરાનો પ્રવેશ થઈ શકતો નથી; પણ બાળકની ઓરા નિશ્ચયાત્મક નહિ હોવાથી તેમાં વાળંદની ઓરા પ્રવેશ કરી તેના અંતઃકરણને અને મગજના વિચારને ઉન્માર્ગે દોરી જાય તેટલા માટે વિદ્યાર્થીના માથા ઉપર કેશ રાખવામાં આવે છે. આટલા વિવેચન ઉપરથી એટલું તો સમજી શકયા કે ગુરુકુળમાં જઇને ઉપરોક્ત વિધિ સહિત જે આચાર પાળવો પડે છે, તેથી વિદ્યાર્થીના શરીરને વર્ષા, આતપ કે શીત નુકસાન કરી શકતું નથી. સ્વાદેન્દ્રિય ઉપર કાબુ મળવાથી તેનો અહાર તેના શરીરમાં વાતપિત્ત કે કફાત્મક ઉપદ્રવ કરી શકતા નથી. ગુરુકુળમાં ગયા પછી જુદાજુદા વર્ણના, જુદાજુદા ગુણના, જુદાજુદા સ્વભાવના અને જુદીજુદી સ્થિતિના વિદ્યાર્થીઓ સાથે ભેળાવાથી ઉચ્ચ કોટિના શ્રીમાનો, બળવાનો તથા વિદ્વાનોના અભિમાનમાં ઉછરેલા વિદ્યાર્થીઓનો ગર્વ ગળી જાય છે. જેથી તેઓ નિરાભમાની, નિરહંકારી, નિર્લોભી, સુખદુઃખની લાગણીમાં સમાનવૃત્તિ રાખનારા ગરીબોના તથા દુર્બળોના તથા અસહાયીના દુઃખને જાણી તેઓને પોતાના સહધર્મી સહાધ્યાયી અને સમાન પંકિતના ગણીને તેઓના કષ્ટનું નિવારણ કરવા માટે હંમેશાં તત્પર રહેવાવાળા કે બુદ્ધિવાળા થાય છે. એટલા માટે ઉપનયન આપી વિદ્યાર્થીને ગુરુકુળમાં મોકલવો એ

ફરજીઆત મનાયલું હતું. પરંતુ જ્યારથી જેટલા જેટલા પ્રમાણમાં અગ્નિ સમક્ષ, ગુરુ સમક્ષ, ઇશ્વર સમક્ષ, અને વડીલો સમક્ષ બાર વર્ષ પર્યંત બ્રહ્મચારી રહી, વિદ્યાર્થીના વેશમાં શારીરિક અને માનસિક કષ્ટ વેઠી વેદાધ્યયન કરવામાં શિથીલતા ઉત્પન્ન થતી ગઈ, ત્યારથી તેટલા પ્રમાણમાં વિદ્યાર્થીના શરીરમાં કુચેષ્ટાઓ અને અંતઃકરણમાં અવિદ્યાનો પ્રવેશ થતો ગયો, અને જેમ જેમ અવિદ્યાનો પ્રવેશ થતો ગયો તેમ તેમ તેઓમાં સ્વાર્થવૃત્તિ, અહંભાવવૃત્તિ, અસમાનવૃત્તિ અર્થાત્ પશુવૃત્તિઓનો આવિર્ભાવ થતો ગયો. એટલે ગુરુકૂળનો વિદ્યાભ્યાસ ટળીને શાળાઓ અને પાઠશાળાઓનો વિદ્યાભ્યાસ શરૂ થયો. તેથી વિદ્યાર્થીઓ ગૃહસ્થાશ્રમીઓના સહવાસમાં, ગૃહસ્થાશ્રમીઓના વિચારમાં, ગૃહસ્થાશ્રમીઓના આચારમાં અને ગૃહસ્થાશ્રમીઓની ક્રિયામાં પ્રવેશ કરતાં શીખવાથી મૂળ બ્રહ્મચર્યાશ્રમનો લોપ થયો. એટલે વર્તમાનકાળમાં બ્રહ્મચર્યાશ્રમનો લોપ થવાથી ઉપનયન સંસ્કારની ક્રિયા તે માત્ર સાપ ગયા ને લીસોટા રહી ગયા એ કહેવત પ્રમાણે રૂઢિ રૂપે રહી ગઈ, તે માત્ર ફારસરૂપે ભજવાય છે. એટલે પોતે પોતાની કરેલી પ્રતિજ્ઞાનો સમૂળ ભંગ કરવાથી ઈશ્વરી કોપના અધિકારી થઈને મનુષ્યત્વ ગુમાવી, પશુઓની હાલતમાં પરાધીન થએલા જણાય છે. અને જેમ પશુઓ ઉપર મનુષ્યોએ પોતાની સત્તા જમાવીને, તેને તાબેદાર બનાવીને તેની સાથે નિર્દયતા અને કઠોરતાથી શકિત ઉપરાંત કામ લેવામાં આવે છે. અને જો તે કામમાં અશકિત બતાવે તો ઉપરથી પરોણાની આરના ગોદા કે ચાબકાના સપાટા પડે છે. તેવી હાલતમાં આજે આપણો સમગ્ર દેશ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્રો આવી પડેલા દેખાય છે. તે જ્યાં સુધી ગુરુકુળ સ્થપાઈ દેશમાં બ્રહ્મચર્યાશ્રમની પુનઃ સ્થાપના થાય નહિ ત્યાંસુધી વર્ણવ્યવસ્થા બંધાય નહિ. અને વર્ણવ્યવસ્થા બંધાય નહિ, ત્યાંસુધી દેશને ગુરુપદ મેળવવું એ ઘણુંજ અસંભવિત છે. એમ જાણીને આર્યસમાજે દેશમાં ગુરુકૂળોની સ્થાપના કરીને કોઈપણ જાતના ન્યાત જાતનો કે રંગનો ભેદ રાખ્યા સિવાય બ્રહ્મચર્યાશ્રમની શરૂઆત કરી છે. તેમાંથી જ્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો એટલે જ્ઞાનવાન, બળવાન, ધનવાન, અને બુદ્ધિમાન બ્રહ્મચારીઓ મનુષ્યપણાનું આદર્શરૂપ ધારણ કરી પોતાના પ્રભાવથી પ્રજાનું તે માર્ગે આકર્ષણ કરશે અને સમગ્ર દેશમાં ઠામ ઠામ અને ગામે ગામ ગુરુકૂળોની સ્થાપના થઈ બ્રહ્મચર્યાશ્રમની સંપૂર્ણ વ્યવસ્થા થશે, ત્યારેજ દેશ આનંદમય રહીને શારીરિક, માનસિક, અને આત્મિક દુઃખથી મુકત થઈ આખી દુનીયાની અશાન્તિને દૂર કરી શાન્ત સાત્વિક સુખ અને શાન્ત સત્વગુણી આનંદસાગરમાં ઝીલતો થશે, એટલુંજ કહીને આજનું વ્યાખ્યાન સમાપ્ત કરી આવતે રવિવારે બ્રહ્મચારી અવસ્થાના ધર્મો એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્

ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म शान्ति : शान्ति : शान्ति :

ભાષણ ૧૨મું.

# બ્રહ્મચારી અવસ્થાના ધર્મો.

સુરત રવિવાર તા ૩-૮-૧૯

ओ३म् सोमरारन्धिनो हृदिगावो नयवसेष्वा ॥ मर्यइवस्व ओक्ये॥
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો !

ગયે રવિવારે આપણે ઉપનયનસંસ્કાર વિષે બોલતાં બ્રહ્મચારીનો વેશ અને તેમાં રહેલા હેતુઓ તથા બ્રહ્મચારીના શરીરની સંપત્તિ પ્રમાણે ગુરુએ ઉપદેશ કરવો એ વિચારનું પ્રતિપાદન કર્યા પછી આજે આપણે **બ્રહ્મચર્યાવસ્થાના ધર્મ** એ વિષય ઉપર વ્યાખ્યાન આપવાનું છે. બ્રહ્મચર્યાવસ્થાના ધર્મનો અર્થ એવો નથી થતો કે બ્રહ્મચર્યાવસ્થામાં રહીને શિષ્યે પોતાના બાપદાદાથી આવેલા મતપંથ સંપ્રદાય કે ધર્મને છોડીને ગુરુ જે ધર્મ માનતો હોય તે ધર્મનો સ્વીકાર કરવો. ગુરુ કોઇપણ દિવસે એવો વિચાર કરેજ નહિ કે બ્રહ્મચારીને પોતાના માતાપિતાએ ધર્મ સંબંધી જે સંસ્કાર નાંખ્યા હોય તેને ભૂલાવીને નવાજ ધર્મનું સ્થાન આપવું. પરંતુ ગુરુનું એ ખાસ કામ છે કે બ્રહ્મચારીને જે વિદ્યાનું અધ્યયન કરાવવું હોય તે વિદ્યાના ગુણને શોભાવે એવા સદાચરણરૂપ ધર્મનો વિદ્યાર્થીને ઉપદેશ કરવો, અને તે વિદ્યાર્થીને એવા સંસ્કારથી શણગારવો કે બ્રહ્મચર્યાવસ્થામાંથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે તે વખતે તે ગમે તે ધર્મ પાળે તોપણ તે બ્રહ્મચારી સદાચરણથી વંચિત થાય નહિ. એટલા માટે ગુરુ પોતા પાસે આવેલા વિદ્યાર્થીને આજ્ઞા કરે છે કે, સાચું બોલ, ધર્માચરણ કર, વિદ્યાભ્યાસમાં પ્રમાદ કરવો નહિ, તારે સત્યમાં પ્રમાદ કરવો નહિ, ધર્મમાં પ્રમાદ કરવો નહિ, કુશળમાં પ્રમાદ કરવો નહિ, સમૃદ્ધિ મેળવવામાં પ્રમાદ કરવો નહિ. જે અનિંદિત કામ હોય તેજ કરવાં પણ બીજાં નહિ. અને જે અમારાં સારાં આચરણ હોય તે તારે ગ્રહણ કરવાં પણ બીજાં નહિ. એ પ્રમાણે ઉપદેશ કરીને શિષ્યન.

આચરણ ઉપર બારીક દેખરેખ રાખી તેને વિદ્યાભ્યાસમાં ગુરુ, આગળ વધારે છે. જો તેના આચરણને સુધારવાને ગુરુ દેખરેખ રાખે નહિ તો બ્રહ્મચારી વિદ્વાન તો થાય, પણ ગુણવાન થઈ શકે નહિ. એટલા માટે ઉપર પ્રમાણે ઉપદેશ કરીને પહેલું પદ એમ સમજાવે છે કે सत्यं वद ॥ એટલે સાચું બોલ, અર્થાત્ મનુષ્યો ક્રોધથી, ભયથી, લોભથી, અને હાસ્યથી જુઠું બોલે છે, પરંતુ એ ચાર પ્રકારમાં ગમે તે કારણ અનિવાર્યપણે ઉત્પન્ન થએલું હોય તો પણ ચાર પૈકીના એક પણ પ્રકારે અસત્ય બોલવું નહિ. તે પછી धर्मंचर ॥ એટલે તારે ધર્મનું આચરણ કરવું. ધર્મને માટે આર્યસમાજે એવો નિશ્ચય કરેલો છે કે ધર્મને વિશેષણ હોય નહિ. પણ જે નામથી જેના ધ્યાનથી, જે ક્રિયાથી, અથવા જેના આચરણથી મનુષ્ય માત્રનાં સ્થુળ, સૂક્ષ્મ અને કારણ શરીરમાં રહેલાં દુ:ખોની નિવૃત્તિ થાય અને મનુષ્ય માત્રમાં શારીરિક, માનસિક અને આત્મિક સ્થિતિમાં શાંતિ તથા આનંદ થાય એવું જે કાર્ય અથવા એવું જે આચરણ તેને ધર્મ કહેવો. એટલે ધર્મમાં પક્ષપાત હોયજ નહિ. તે પછી स्वाध्यायान्‌ मा प्रमद ॥ એટલે વિદ્યા ભણવામાં આળસ કરવી નહિ. કારણ કે રાજા કરતાં પણ વિદ્વાનની કિંમત વધારે ગણાય છે, શામળ ભટે એક છપ્પો કહ્યો છે કે;—

છપ્પો.

વિદ્યા આગળ લાંછ રહે છે નિત્ય કર જોડી,
વિદ્યા આગળ લાંછ હીંડે છે આધું ઓઢી;
વિદ્યા આગળ લાંછ નમે છે પગ તલાસી,
વિદ્યા આગળ લાંછ દીનપણુથી છે દાસી.
સદ્વિદ્યા શિરોમણિ; સદ્વિદ્યા ત્યાં ધન કશું,
શામળ કહે સદ્વિદ્યા વિના પામર જન પ્રૌઢા પશુ.

એટલા માટે વિદ્યા ભણવામાં જરા પણ આળસ કરવી નહિ. તે પછી વિદ્યાર્થીને ક્યા ક્યા પ્રકારની વિદ્યા શિખવવી તેના ભાગ પાડતાં નિર્વાહ માટેની વિદ્યા, નિર્વાહની વિદ્યા સાથે ઉપયોગી વિદ્યા, સૃષ્ટિજ્ઞાન વિદ્યા, અવકાશના સમયમાં જ્ઞાન મેળવવાની વિદ્યાનો ઉપદેશ કરે છે. આ વિદ્યાનું પૃથક્ પૃથક્ સ્વરૂપ વિદ્યા વિષયના વ્યાખ્યાનમાં આવશે તેથી અત્રે માત્ર તેનું દિગ્દર્શન કરવામાં આવ્યું છે. તે પછી सत्यान्न प्रमदितव्यम ॥ એટલે ગૃહસ્થ થયા પછી સત્યથી પ્રમાદ ન કરવો કારણ કે સર્વ સ્ત્રીપુરુષો સત્યાચરણે વર્તવાથીજ સુખી થાય છે. જો કોઈ અસત્ય રીતે વર્તવા જાય તો તેની ગૃહસ્થોમાં પ્રતિષ્ઠા ઘટે છે. જેથી પોતાનો નિર્વાહ ચલાવવામાં તેને ઘણી અગવડ પડે છે. એકવાર મનુષ્ય સદાચરણી નથી

એવી છાપ પડયા પછી જો તે, સદાચરણે ચાલવા માંડે તો પણ તેના ઉપર કોઈ વિશ્વાસ રાખતું નથી. એટલા માટે ગૃહસ્થ થયા પછી પણ તે સદાચરણી રહે એવો ઉપદેશ ગુરુઓ ધ્યાનપૂર્વક કરે છે. તે પછી धर्मान्न प्रमदितव्यम् ॥ એટલે ધર્માચરણથી પ્રમાદ કરવો નહિ. કારણ કે ધર્માચરણથીજ મનુષ્યો સુખી થાય છે. ધર્મ એટલે અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિય નિગ્રહ, પરોપકાર, દયા, પોતાના મનનું દમન, અને ક્ષમા એ નવ પ્રકાર જેમાં હોય તેવા ધર્મનું આચરણ કરવું. જે ધર્મ ઉપર કહેલા નવ પ્રકારથી ઉલટો ઉપદેશ કરતો હોય તેને અધર્મ જાણી તજવો. તે પછી कुशलान्न प्रमदितव्यम् ॥ એટલે પ્રાણી માત્રે પોતપોતાના કુશળમાં રહેવાથી સુખી થવાય છે, અને આળસુ રહેવાથી દુઃખી થવાય છે. શારીરિક અને માનસિક એ બે પ્રકારે કુશળ રહી શકાય છે. અને શરીર કુશળ હોય તોજ મન કુશળ રહી શકે છે એટલા માટે સ્વચ્છ હવા, નિર્મળ જળ, પથ્ય ભોજન, યોગ્ય ઉષ્ણતા, સ્વચ્છ વ , યોગ્ય રહેઠાણ અને મનની સ્થિરતા એ આરોગ્ય રહેવાનાં મુખ્ય સાધન છે. તેથી વિદ્યાર્થીને ધ્યાન પૂર્વક શિખવવામાં આવે છે કે જેથી શરીર અને મન બગડી જાય તેવાં કોઈ પણ અહાર કે વિહારનું સેવન કરવું નહિ. એટલા માટે વિદ્યાર્થી ગમે તે વર્ણની પરીક્ષા આપવાને વિદ્યાભ્યાસ કરતો હોય તો પણ તેની સાથે બીજા ફરજીઆત વિષય રીત કે વૈદકશાસ્ત્રનો વિષય પણ ભણાવવામાં આવે છે. તે પછી भूत्यैन प्रमदितव्यम् ॥ એટલે વિદ્યાર્થીને સમૃદ્ધિ મેળવવા માટે પ્રમાદ ન થાય એટલા માટે તેને પૈસા પેદા કરવાનો માર્ગ બતાવવામાં આવતો હતો કારણકે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને શૂદ્ર તેનું વૈશ્યવૃત્તિથી ઉપાર્જન કરેલા ધનથી પોષણ થાય છે. જો વૈશ્યોમાં ઉત્પાદક શકિત નહોય તો જ્ઞાનશકિત, બળશકિત અને સેવાશકિત નાશ પામી જાય તેથી લક્ષ્મી મેળવવા સારૂ શાસ્ત્ર અને કળાનો અભ્યાસ કરાવવો જોઇએ, કે જેથી પોતાની આજીવિકા ચલાવવા માટે મનુષ્ય સ્વાત્માવલંબી થઈ જગતમાં વિચરે. હાલના જમાનામાં જેમ વિદ્વાનો શાસ્ત્ર ભણે છે પણ કળા શીખતા નથી તેથી તેઓને આ જીવિકાના સાધન માટે અથવા પોતાના કુટુંબના નિર્વાહ માટે અથવા પોતાના ગૃહસ્થાશ્રમને નિભાવવા માટે કળાવાન લોકો ને ત્યાં પરાધીન થઈને પોતાના શરીરને ભાડે આપવું પડે છે. તે પછી यान्यनवद्यानि कर्माणितानि सेवितव्यानि नो इतराणि ॥ એટલે જે કંઈ અનિંદિત કર્મ હોય તે કરવાં અને નિંદિત હોય તે ન કરવાં; કારણ કે લોકમાં અનિંદિત કર્મ કરનાર, ધન, યશ, કીર્તિ, તથા સત્કારને પામે છે. અને નિંદિત કર્મ કરનાર અપયશ તથા તિરસ્કારને પામે છે. મતલબ કે સદાચરણ એટલે હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, સ્વચ્છતા રાખવી, ઇંદ્રિયો વશ રાખવી, પરોપકાર કરવો, દયા રાખવી, મનને નિયમમાં રાખવું, ક્ષમા રાખવી, કોઈનો દ્રોહ ન કરવો, સ્રીપુરુષે સંપથી રહેવું, કુટુંબમાં કલેશ ન કરવો, પણ તેનું પોષણ

કરવું, બાળકોનું રક્ષણુ કરવું, તેમના ઉપર ક્રૂર ન થવું તથા તેમને કવખતે પરણાવી દેવાં નહિ, પર સ્ત્રી ગમન ન કરવું, શરીર સ્વચ્છ રહે તે રીતે આચરવું, વડીલોનું માન રાખવું; નાના પ્રત્યે પ્રેમ રાખવો, રાજનિયમને અનુસરીને ચાલવું, દુર્જનની સોબત ન કરવી, રોગી તથા અપંગનું હાસ્ય ન કરવું. કોઇને મેણું ન મારવું, કોઇપણુ પ્રકારના ધંધે લાગવું, વૃથા કાળક્ષેપ કરવો નહિ, સાહસ કરવું નહિ, વાદ કરવો નહિ, પોતાનાં વખાણુ કરવાં નહિ, પોતાની સ્થિતિ કરતાં ઉપરાંત ચાલવું નહિ, દેશકાળને અનુસરી ચાલવું, ચાડી ન કરવી, મિથ્યાભિમાન ન રાખવું, નીચ પુરુષો પાસેથી પણુ ગુણુ હોય તે ગ્રહણુ કરવા ઇત્યાદિ સદાચરણો તે અનિંદિત કર્મ ગણાય છે. અને એથી ઉલટા જે ગુણો અથવા કર્મો છે, તે નિંદિત ગણાય છે. તેવાં નિંદિત કર્મનો સર્વથા ત્યાગ કરવો. તે પછી **यान्य स्माकं, सुचरितानि तानि त्वयो पास्यानि नो इतराणि ॥** એટલે વિદ્યાર્થીને સારાસારનું એવી રીતે જ્ઞાન આપવામાં આવતું કે તે દુરાચરણુ કે સદાચરણુને પારખી જાણે. તે ગુણુ પ્રકટ થયા પછી તેને ઉપદેશ કરવામાં આવતો કે અમો ગુરુઓ તથા વડીલોમાં પણુ જે જે સદ્‌ગુણો, સદાચરણો, હોય તેનેજ ગ્રહણુ કરવાં, પણુ અમારામાં કિંચિત પણુ દોષ હોય તો તે દોષનું ગ્રહણુ કરવું નહિ. જેથી જગત્‌માં સદ્‌ગુણી પુરુષોને ઉત્પન્ન થવાનું મોટું દ્વાર ખુલ્લું રહેતું હતું. ગુરુકુળમાં જતાં વિદ્યાર્થી બ્રહ્મચર્યાશ્રમમાં જ્યાં સુધી રહેતા હતા ત્યાં સુધીમાં તે બ્રહ્મચારી રાજા, ધનવાન્ કે વિદ્વાનનો પુત્ર હોય પણુ તેને તમામ વિદ્યાર્થીઓ સાથે એક સરખી રીતે ખાવાનો, પીવાનો, સૂવાનો, જાગવાનો, ગુરુના ઘરનું કામ કરવાનો અને ગુરુની સેવા કરવાનો નિયમ પાળવો પડતો હતો. જેથી વિદ્યાર્થીઓ દરેક કાર્યમાં કુશળ, દરેક નિયમના જ્ઞાતા, અને દરેક વાતમાં ચતુર બનતા હતા. તેથી જ્યારે તેઓ ગુરુએ આપેલા વર્ણનું પારિતોષિક લઇને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા હતા ત્યારે તેઓ ખરા ગૃહસ્થાશ્રમી થઇ પોત પોતાના વર્ણના ધર્મ પ્રમાણે જગત્‌ને સુશોભિત બનાવતા હતા, અને એક એક વર્ણ બીજી ત્રણે વર્ણોનું જ્ઞાનથી, બળથી, ધનથી, અને સેવાથી રક્ષણુ કરતા હતા. એટલા માટે બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યાર્થીને ઉપરોક્ત સદાચારો સંપૂર્ણરીતે શિખવવામાં આવતા હતા. જેથી તે વિદ્યાર્થી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની પરીક્ષામાં પસાર થતો હતો. એ પ્રમાણે બ્રહ્મચર્યાશ્રમમાં બ્રહ્મચારીના ધર્મનું વ્યાખ્યાન પૂરૂં કરી આવતે રવિવારે ગૃહસ્થાશ્રમીની ફરજ એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. એટલું કહીને આજનું ભાષણુ સમાપ્ત કરૂં છું. ઇતિશમ્

**ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥**

**ओ३म शान्तिः शान्तिः शान्तिः**

ભાષણ ૧૩મું.

# ગૃહસ્થાશ્રમીની ફરજ.

સુરત, રવિવાર તા૦ ૧૦–૮–૧૯.

ओ३म् गयस्फानो अमीवहा वसुवित्पुष्टि वर्धनः॥ सुमित्रः सोमनोभव।
ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत्॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!

બ્રહ્મચર્યાશ્રમમાં જે જે વિ । શીખવાની હોય તથા જે જે ક્રિયા કરવાની હોય તે તમામ ક્રિયાઓનું અધ્યયન કર્યા પછી વિદ્યાર્થીને જે વર્ણની યોગ્યતા હોય તે વર્ણનું સમાવર્તન સંસ્કાર વખતે ઉપવિત આપવામાં આવે છે. જો વિદ્યાર્થી બ્રાહ્મણ વર્ણને યોગ્ય હોય તો તેને ધોળું, ક્ષત્રિયને રાતું, અને વૈશ્યને પીળું ઉપવિત આપવામાં આવે છે, શૂદ્રને ઉપવિત આપવામાં આવતું નથી. તો પણ ચારે વર્ણના વિદ્યાર્થીને વીસથી બાવીસ વર્ષની ઉમ્મર પર્યંત ગુરુકૂળમાં રહીને વિદ્યા અને કળાનો અભ્યાસ કરીને સમાવર્તન સંસ્કાર કર્યા પછીજ તેઓને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાનું હતું. ગૃહસ્થાશ્રમીને જોઇતાં સાધનો મેળવવાં એ તેની યોગ્યતા ઉપર આધાર રાખે છે; પરંતુ ગૃહસ્થાશ્રમીએ જે જે ફરજ બજાવવાની છે તે તો ફરજીયાત ગણાય છે. એટલા માટે આજે "ગૃહથાશ્રમીની ફરજ." એ વિષય પર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે. જોકે ફરજ એ શબ્દ ફારસી ભાષાનો છે પણ ગુજરાતીમાં એનો પ્રતિનિધિ સબ્દ નહિ હોવાથી. અમારે વિષયનું એ નામ રાખવાની ફરજ પડી છે. જ્યાં સુધી માણુસ પોતે જે સ્થિતિમાં હોય અથવા જે ધંધો કરતો હોય, અથવા જે કામમાં પ્રવેશ કરતો હોય, તે કામ હું શા માટે કરૂં છું? તે જ્યાં સુધી જાણવામાં આવે નહિ ત્યાં સુધી તેનાથી તે કામનું ફળ મેળવી શકાય નહિ. આજ કાલ આખી દુનીઆમાં રહેલાં મનુષ્યો પછી તે ગમે તે દેશનાં, ગમે તે રંગનાં, ગમે તે જાતનાં, ગમે તે ન્યાતનાં, અને ગમે તે વર્ણનાં હોય તથાપિ તેને વિદ્વાન, બળવાન, શ્રીમાન્, અને બુદ્ધિમાન એ ચાર ભાગમાંજ વહેંચી

શકાય છે અને એ ચાર ભાગનું જ નામ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વેદાદિ શાસ્ત્રોએ સ્વીકાર્યું છે. જોકે ચારે વર્ણનાં મનુષ્યો પોતપોતાનો ધંધો કરે છતાં તે ધંધાથી જે લાભ મળવાનો છે તે લાભ પોતાના બીજી વર્ણના લોકોને આપી શકે નહિ તો તેનો પરિશ્રમ નિર્થક ગણાય છે. એટલુંજ નહિ. પણ તેથી પરિણામે પોતાનેજ નુકસાન થાય છે. આપણે આપણા શરીરને પૃથ્વી કલ્પીને પગ, પેટ, હૃદય અને માથું એવા ચાર ખંડ કલ્પીએ અને એ ચારે ખંડમાં વસતી પ્રજાને દશ દેશમાં વહેંચીએ અને પછી તપાસ કરીએ તો સમજાશે કે ચાર ખંડમાં અને દશ દેશમાં વસતી તમામ પ્રજા જુદા રંગની, જુદા આકારની, જુદા ધર્મની, જુદાં કામ કરનારી, અને એક બીજાનું કામ એક બીજાથી નહિ થાય એવી અવસ્થામાં વસેલી છે. પણ જ્યારે એક દેશની પ્રજાને અગત્ય પડે છે ત્યારે બીજા દેશની પ્રજા તરત તેની મદદે દોડી જાય છે. તોજ તે ખંડનું રક્ષણ થાય છે પણ જો બીજા દેશની પ્રજા પોતાના પાડોશીનું રક્ષણ કરે નહિ તો પાડોશીના નુકસાનની સાથે પોતાને પણ નુકસાન થાય છે. જેવી રીતે આ દૃષ્ટાંતનો ખુલાસો કરતાં આપણે જાણી શકીએ છીએ કે શરીરની દશ ઇંદ્રિયો ચાર ભાગમાં વહેંચાયલી છે અને તે દરેક ઇંદ્રિયોના વર્ણ, ધર્મ, આકાર અને કામ જુદાં જુદાં છે છતાં એક ઇંદ્રિયમાં કોઇપણ પ્રકારનો વિક્ષેપ ઉત્પન્ન થાય તો તેની મદદે બીજી ઇંદ્રિય તુરત દોડી જવાની પોતાની ફરજ સમજે છે. જો એક ઈંદ્રિય સંકટમાં આવેલી હોય તેને મદદ નહિ કરતાં બીજી ઇંદ્રિય તે ઈંદ્રિયને ગુલામ બનાવાની, અથવા નકામી બનાવવાની અથવા તેનો નાશ કરવાની યુક્તિ રચે અથવા કોશીશ કરે તો તે ઈંદ્રિયને જેટલું નુકસાન થાય તે કરતાં પોતાને કંઇ ઓછું નુકસાન થાય નહિ. જ્યારથી આ દેશમાં જુદી જુદી જાતની આગળ વધેલી અને પાછળ પડેલી પ્રજાઓમાં એક બીજાને સહાય કરવાની ફરજ ભૂલવામાં આવી અને તેને ઠેકાણે બીજી પ્રજાને ગુલામ બનાવવાની અથવા તેને નકામી બનાવવાની અથવા તેનો નાશ કરવાની રીત ચાલુ થઈ, ત્યારથી બેઉ પક્ષને એક સરખું નુકસાન થતું આવ્યું છે. અને તે નુકસાનના પરિણામેજ આખી પૃથ્વીના ચારે વર્ણનાં મનુષ્યો અજ્ઞાનના અંધકારમાં અથડાતા, સ્વાર્થરૂપ ખાઇમાં ગબડતા અને પરાધીનરૂપ નર્કમાં સબડતા દેખાય છે. જો એ લોકો ગૃહાસ્થાશ્રમીની ફરજ બરાબર સમજીને ગૃહસ્થાશ્રમી કે ગૃહસ્થ થયા હોત અને પોતાની ફરજ શું છે? તે સમજ્યા હોત, તો આજે ધર્મનારૂપે આઠ ભાગમાં, દેશના રૂપે, પચ્ચીસ ભાગમાં અને જાતિના રૂપે ચાર ભાગમાં તથા ન્યાતિને રૂપે લાખો ભાગમાં વહેંચાઇને પરસ્પરના મિત્ર મટીને શત્રુનું કામ કરી રહ્યા છીએ અથવા એકના દુઃખમાં બીજાને આનંદ થાય છે, એકના સુખમાં બીજાને દ્વેષ થાય છે, એકના ક્રોધમાં બીજાને શાન્તિ થાય છે, એકના બળમાં બીજાનો પ્રાણ

જાય છે વગેરે વિચિત્ર પ્રકારની ભિન્નભિન્ન સ્પર્ધા ચાલતી દેખાય છે. તે દેખાત નહિ. હાલ જે દેખાય છે તે માત્ર પોતાની ફરજ સમજ્યા નથી તેનુંજ પરિણામ છે માટે આપણે ગૃહસ્થાશ્રમીની ફરજ શું છે? તેનો વિચાર કરીએ.

આપણે એટલું તો જાણવું જોઇએ કે આખી દુનીઆનાં મનુષ્યો વિદ્યાકળા અને ઉદ્યોગથી જે પરિશ્રમ કરીને ધન કમાય છે તે શું માત્ર પેટનેજ માટે હશે? ઋષિઓ તપોવનમાં રહીને હજારો વર્ષ તપશ્ચર્યા કરતા હતા, ક્ષત્રિયો સંગ્રામમાં માંથાં કપાવતા હતા, વૈશ્યો જમીનપર અને દરીઆમાં મોટી જોખમદારીવાળી સફરો કરતા હતા અને શૂદ્રો ત્રણે વર્ણની સેવા કરતા હતા તે માત્ર પેટ પુરતું અન્ન અને પહેરવા જેટલાં કપડાં માટેજ હતું? નહિ. પણ તેનો હેતુ જુદોજ હતો. દુનીઆમાં તપાસ કરતાં આપણને સમજાય છે કે મનુષ્યમાત્ર એટલોજ વિચાર કરે કે જેટલું જોઈએ તેટલું અન્નવસ્ત્ર આપણી પાસે છે અથવા જ્યારે જોઈએ ત્યારે મેળવી શકીશું. તેથી વધારે સંગ્રહ કરવાની જરૂર નથી. જો આવોજ વિચાર કરવામાં આવે તો આવી દુનીઆ નિરૂદ્યોગી, આળસુ અને દરિદ્રી બની જાય. અથવા એવો વિચાર કરવામાં આવે કે જે ધન સંપત્તિ મેં પોતે મેળવી છે અથવા મને મળેલી છે તેનો કોઈના કામમાં ઉપયોગ નહિ કરતાં માત્ર મારા પોતાના લાભને માટેજ ઉપયોગ થવો જોઈએ. અવો વિચાર તમામ મનુષ્યોના મનમાં થાય તો આખી દુનીઆમાં એકલપેટાપણાને લીધે અવ્યવસ્થા અને અશાન્તિ ઉત્પન્ન થાય, એટલા માટે આગળ કહેલા શરીરના દૃષ્ટાંત પ્રમાણે જેમ જુદી જુદી ઇંદ્રિયો, જુદા જુદા ગુણ, રૂપ, ધર્મ વાળી હોવા છતાં પ્રસંગ પડતાં એક બીજાને સહાયી થાય છે તેમ ચારે વર્ણે એકબીજાના સહાયી થવાની જરૂર છે. આપણા દેશમાં વર્ણવ્યવસ્થા ઉપર ઘણોજ ભાર મૂકવામાં આવ્યો છે. અને જગતનો પ્રવાહ સરળ રીતે ચાલે એટલા માટે ચાર આશ્રમ પૈકી ગ્રહસ્થાશ્રમીને માથે ઘણીજ ભારે ફરજ નાંખવામાં આવી છે. બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમીની ખાસ ફરજ છે કે ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર પૈકીની કોઈપણ વર્ણ અવિદ્યારૂપ અંધકારમાં પ્રવેશ કરતી જણાય તો તેઓને પોતાના જ્ઞાનના બળથી ઉપદેશ આપીને તેને અંધકારમાંથી પાછી અજવાળમાં લાવવી. ક્ષત્રિય ગૃહસ્થાશ્રમીની ખાસ ફરજ છે કે બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્ર પૈકીની કોઈપણ વર્ણ કોઈપણ કારણ સર બીજી પ્રજાના ત્રાસથી ત્રાસિત થઈ પરાધીનતા રૂપ બેડીમાં સપડાતી હોય, તે વખતે પોતાનાં તન, મન, ધન, અને શૌર્ય, તથા બળે કરીને ત્રણે વર્ણનું રક્ષણ કરી તેમે પરાધીન થતી બચાવવી વૈશ્ય ગૃહસ્થાશ્રમીને આખા જગતની બ્રાહ્મણ, ક્ષત્રિય અને શુદ્ર જાતિની સ્થિતિ ઉપર મનન કરતા રહેવું અને ત્રણે વર્ણોનું પોષણ શી રીતે થાય? તેનો વિચાર કરીને ત્રણે વર્ણને પહોંચી વળે એટલું અન્નવસ્ત્ર વગેરે સાહિત્ય ઉત્પન્ન કરી તેઓનું પોષણ કરવું. તેમ શુદ્ર ગૃહસ્થાશ્રમીએ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણને પોત પોતાના

પુરુષાર્થથી પોત પોતાની ફરજ બજાવતાં જ્ઞાનની, બળની, અને ધનની કેવી કેવી રીતે અને કેવી કેવી જાતની મદદ કરી શકાય? તેનો વિચાર કરીને તેવી મદદ કરવામાં જ્યારે જોઈએ ત્યારે તૈયાર રહેવું એ શુદ્ર ગૃહસ્થાશ્રમની ખાસ ફરજ છે. જ્યારથી દેશમાં આખી દુનીઆને એક કુટુંબ માની ચારે વર્ણ એકજ કુટુંબના ભાગ છે એ માન્યતા દૂર થવા લાગી ત્યારથી એક વર્ણની સહાય વિના ત્રણ વર્ણનાં સુખનાં સાધન ઘટતાં ગયાં. જે વર્ણનાં સુખનાં સાધનઘટવા માંડયાં તે વર્ણે તે સુખનાં સાધન મેળવવા માટે બીજી વર્ણ પાસેથી પોતાને જે સહાય આપવી પડે તેનો બદલો લેવાની રીતિ દાખલ કરી અને ક્રમે ક્રમે જે ફરજીઆત હતી અથવા ગૃહસ્થાશ્રમીની ફરજ મનાતી હતી તેમાંથી બદલાઈને પોતાને મન ગમતી અથવા પોતાને જોઈતી વસ્તુ મળે તોજ બીજાને મદદ કરવી અથવા પોતાને જોઈતી વસ્તુ બળાત્કારે પણ મેળવવી, એવો ચાલ ધીમે ધીમે વધતો ગયો. અને તે તમામ વસ્તુઓ મેળવવા માટે જેમ બને તેમ દરેક વર્ણે ધનસંચય કરવાનું કાર્ય આરંભ્યું એટલે વસ્તુનો, જ્ઞાનનો, કે બળનો બીજી વસ્તુને બદલે વિનિમય થતો હતો તેના બદવામાં ધનથી વિનિમય શરૂ થયો જેથી વિદ્વાન, બળવાન, અને બુદ્ધિમાન કરતાં ધનવાન શ્રેષ્ઠ ગણાવા લાગ્યો. અને ધનવાનનું ધન મેળવવા માટે જ્ઞાનવાન, બળવાન, તથા બુદ્ધિમાન લોકો ધનના લોભે ધનવાનની પરાધીન કરવાની વૃત્તિમાં એટલે ધનવાનનાં દાસ થવામાં પોતે કૃતાર્થ થતા જણાયા. શાસ્ત્રનિયમ પ્રમાણે વૈશ્ય પ્રકૃતિના મનુષ્યોને તમોગુણી ગણાવામાં આવેલા છે. એટલે જ્ઞાનવાન રજો ગુણી, બળવાન સત્વ ગુણી અને બુદ્ધિમાન ત્રિગુણાત્મક છતાં તે સર્વે, ધનવાનના તમો ગુણમાં આચ્છાદિત થતા ગયા. એટલે પોતાની વિભૂતિ ધનવાનને તાબે કરવામાં પોતાની અનિવાર્ય ફરજ માનવા લાગ્યા. જેનું પરિણામ આપણે આજે જોઈ શકીએ છીએ કે દેશમાંથી ચારે વર્ણનો અને ચારે આશ્રમનો નાશ થએલો દેખાય છે જ્યારે માણસ ને આશ્રમજ નથી હોતો તો તેને આરામ પામવાની જગ્યાજ ક્યાં છે? અને આશ્રમ વિનાના માણસને વર્ણનું અભિમાન હોતુંજ નથી કારણ કે, તેને જોઈતી વસ્તુ બીજા પાસે મેળવવાની હોય છે તેથી તે વસ્તુ મેળવતાં જે જે જાતનાં છળ, કપટ, પ્રપંચ, ઠગાઈ કે બળાત્કાર ખુશામત કે ગુલામગિરિ, જેની જરૂર પડે તે સાધન અજમાવવાની તેને ફરજ પડી એટલે એક સૂત્રરૂપે રચના રચાઇ કે (૧) **બળવાન નિર્બળને મારી ખાય.** '(૨) **ધનવાન નિર્ધનને ચૂસી ખાય. (૩) અને વિદ્વાન મૂર્ખાઓને ગુલામ બનાવે** એ નિયમ ઉપર દરેક વર્ણના અને આશ્રમના લોકોએ ચાલવા માંડયું. તેથી પોતાની ફરજ ભૂલીને, પરસ્પરનું વાત્સલ્યપણું ગુમાવીને, પરસ્પરથી લડતા થયા. એ કારણથી આર્યસમાજ એવી ઇચ્છા રાખે છે કે દેશમાં ચાર વર્ણ અને ચાર આશ્રમની બરાબર વ્યવસ્થા સ્થપાય અને દરેક આશ્રમમાં રહેલી વ્યક્તિઓ પૈકી ગૃહસ્થાશ્રમ પૂર્ણપણે ઉન્નત થાય તથા ચાર વર્ણ પૈકી વૈશ્ય વર્ણ જે તમોગુણી પ્રજા ગણાય છે, તેને રજોગુણી પ્રજા જ્ઞાનથી, સત્વગુણી પ્રજા બળથી,

અને ત્રિગુણાત્મક પ્રજા, બુદ્ધિથી સહાય કરી, વૈશ્ય પ્રજાના તમો ગુણમાં ઘટાડો કરી, તેને જ્ઞાનવાન, બળવાન, અને બુદ્ધિમાન બનાવવાની પોતાની ફરજ સમજે તો વૈશ્યો તમોગુણી છતાં પોતાના રક્ષણ માટે અથવા પોતાના સ્વાર્થ માટે પણ, ત્રણ વર્ણનું પોષણ કરવું એ પોતાની ફરજ સમજે. આ પ્રમાણે ચારે વર્ણના ગૃહસ્થાશ્રમીઓ પરસ્પર સહાય કરવાના કામને પોતાની ફરજ સમજે અને તે પ્રમાણે વર્તે ત્યારેજ દેશમાંથી દરિદ્રતા, અશાન્તિ, અને અનારોગ્યતાનો નાશ થઇ તે દેશ નંદનવંન જેવો આનંદ આપનારો થઇ પડે. એટલું કહીને આજનો વિષય પૂરો કરૂં છું અને આવતે રવિવારે "**ધર્માશ્રય એજ ગૃહસ્થાશ્રમીનો તારક છે**" એ વિષય ઉપર બોલવામાં આવશે ઇતિશમ્

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्य करवा वहै ।**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥**

**ओ३म् शान्ति : शान्ति : शान्ति :**



## ભાષણ ૧૪મું.

# ધર્માશ્રય એજ ગૃહસ્થાશ્રમીનો તારક છે.

સુરત, રવિવાર તા. ૧૭-૮-૧૯

ओ३म् त्वंहिविश्वतोमुखो विश्वतः परिभूरसि अपनः शोशुचदम्

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निछया ॥
निरस्तं व्याख्यानं कृत मर्मति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે આપણે ગૃહસ્થાશ્રમીની ફરજ એ વિષય ઉપર બોલતાં, ચાર આશ્રમ પૈકી ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠતા આપીને પરસ્પરની ફરજ સમજાવવામાં આવી હતી અને તે ગૃહસ્થાશ્રમને જ્યાંસુધી ધર્મનો આશ્રય મળે નહિ ત્યાં સુધી, ગૃહસ્થાશ્રમીના સર્વ ઉદ્યોગો નિષ્ફળ જાય એટલા માટે, આજે **ધર્માશ્રય એજ ગૃહસ્થાશ્રમીનો તારક છે.** એ વિષય ઉપર બોલવાનું છે.

આ જગતમાં પ્રાણિમાત્ર સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ અને જરાયુજ ખાણના જીવોનો આ ચાર ભાગમાં સમાવેશ થઇ જાય છે. દરેક ખાણના જીવોને પોતપોતાની ખાણના જીવોનો આશ્રય છે, તેમ દરેક ખાણના જીવોને એક બીજાની ખાણના જીવોનો આશ્રય લેવાની ફરજ પડે છે. જો ચારે ખાણના જીવો પરસ્પર એકબીજાનો આશ્રય લે નહિ, તો નહિ લેનાર ખાણના જીવોનો નાશ થાય. તેમ એક ખાણના જીવો બીજી ખાણના જીવોને આશ્રય આપે નહિ, તો આશ્રય નહિ આપનાર ખાણના જીવોને ભારે આપત્તિમાં ઉતરવું પડે. એટલા માટે પરસ્પર આશ્રય આપવો જોઇએ. અને તે તમામ આશ્રય આપનારાઓએ ઇશ્વરનો અથવા ઇશ્વરનિર્મિત ધર્મનો આશ્રય લેવોજ જોઇએ. જે ગૃહસ્થાશ્રમી, ધર્મનો આશ્રય લીધા સિવાય પોતાનો આશ્રમ ચલાવવા ધારે તો તે કામમાં તેની જરૂર અવનતિ થાય એટલા માટે શાસ્ત્રકારે કહ્યું છે કેઃ—

अयं निजः परोवेति गणना लघु चेतसां ।
उदारचरिता नान्तु वसुधैव कुटंबकम् ॥

અર્થાત્ આ મારૂં અને આ પારકું, આનો અધિકાર મને છે અને આનો બીજાને નથી, આ કામ કરવાનો હક મારો છે ને આ કામ કરવાનો બીજાને હક નથી, એવું માનનારા લઘુ ચિત્તવાળા એટલે સંકુચિત મનવાળા ગણાય છે; પણ ઉદારચરિત પુરુષો તો તે કહેવાય છે, કે આખા જગતને અર્થાત્ પ્રાણિમાત્રને પોતાનું કુટુંબ સમજે. આ પ્રમાણે જગતને કુટુંબ સમજવાનું અને પ્રાણિમાત્રને પોતાના ભાઇ સમજવાનું માત્ર આર્યશાસ્ત્રમાં છે એમ નથી; પણ દુનીઆમાં ચાલતા હરેક મતપંથ સંપ્રદાયના સ્થાપકોએ એ વાત કબૂલ રાખેલી છે. જૈન ધર્મીઓ કહે છે કેઃ—

खामेमी सव्वे जीवा, सव्वे जीवा खामंतुमे ।
मित्तिमे सव्व भूएसु वैर मझं न केनसि ॥

એટલે સર્વ જીવોને હું ક્ષમા આપું છું, અને સર્વ જીવો મને ક્ષમા આપો. મારે ભૂતમાત્ર એટલે સર્વ જીવ સાથે મિત્રતા છે, પણ મારે કોઇની સાથે વૈર નથી. મુસલમાન શાસ્ત્રકાર પણ એવીજ રીતે સમજાવે છે કેઃ—

बनी आदम आजाय एक दिगरंद ।
ब आफरिनद् एक ज्योहरंद ॥

એટલે મનુષ્યમાત્ર તે એક બીજાના જરીરના અવયવ જેવા છે, અને તે તમામ જીવો એકજ વીર્યથી ઉત્પન્ન થએલા છે. તેથી આગળ વધીને શેખ સાદી ગુલીસ્તા નામની કિતાબમાં કહે છે કેઃ—

गरबदानि हालिओ दर पाय मोर ।
हमचु हाले तुस्त जेरे पाय पील ॥

જેમ પીલ કહેતાં હાથીના પગ નીચે દબાતાં તને જેટલું દુઃખ થાય છે, તેટલું દુઃખ તારા પગ નીચે દબાતાં એક કીડીને થાય છે. અંગ્રેજીમાં પણ એક એવી કહેવત છે કેઃ—

युनीवर्सल ब्रधरहुड

એટલે આખી દુનીઆના જીવો મારા ભાઇ છે. એ સર્વ વાતનો પર્યાવસાન શાસ્ત્રકાર આપણને શીખવે છે કેઃ—

आत्मवत् सर्वभूतेषु यः पश्यति सः पश्यति ॥

એટલે જે સર્વ ભૂતોમાં આત્મવત્ જુએ છે એટલે પોતાના જેવું જુએ છે તેજ દેખતો ગણાય છે.

ઉપરોક્ત વચનોથી આપણે એટલું તો સિદ્ધ કરી શકીએ છીએ કે, જુદા જુદા ધર્મસંસ્થાપકોના જુદા જુદા સિદ્ધાંતો હોવા છતાં જગતૂના જીવોને માટે એકજ વિચાર હતા. અર્થાત્ પ્રાણિમાત્રને પરસ્પર સહાય કરવી એમાંજ પોતાનો ધર્મ છે, એમ સમજાવવામાં તે લોકોએ પાછી પાની કરી નથી. પરંતુ જ્યારથી લોકોએ પોતાના ધર્મ સંસ્થાપકોની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને, પોતે પંચ વિષયના વેગમાં ઘસડાવા માંડયું ત્યારથી, પ્રાણિમાત્રમાં એક બીજાના હક્કનું રક્ષણ થવાને બદલે ભક્ષણ થવાનું શરૂ થયું. અને તેનું પરિણામ આપણને ખુલ્લે ખુલ્લું જણાય છે કે પોતપોતાની ખાણના જીવોમાં અથવા એક બીજાની ખાણના જીવોમાંથી, પરસ્પરનો વિશ્વાસ ઉઠી ગયો છે. દરેક જીવ પોતાના હક્કનું રક્ષણ કરી સામાના હક્કનું ખંડન કરે છે, જેથી પ્રાણિમાત્રમાં આજે અસંતોષ અને અશાન્તિ પ્રસરી રહી છે. તેનાં ફળરૂપે જગતૂમાં કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા, દ્વેષ, અને વૈરની લાગણી ફેલાઇ રહી છે; જેને પરિણામે દરેક પ્રાણીના ગૃહસ્થાશ્રમો અધર્મયુક્ત, કલેશયુક્ત, દ્વેષયુક્ત, અને દુઃખથી ભરેલા દેખાય છે. તે દુઃખનો પ્રતિકાર નહિ જડવાથી લોકો સંસારને દુઃખનો સાગર માની, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી દુઃખથી કંટાળી બાવા, સાધુ, કે ફકીર બની જાય છે. તો પણ તેની વૃત્તિમાં ધર્મનો આશ્રય નહિ હોવાથી ગૃહસ્થાશ્રમી જેટલોજ દુઃખી થાય છે. એટલા માટે ગૃહસ્થાશ્રમીને તરવા માટે ધર્માશ્રયની ખાસ જરૂર છે. તે ધર્માશ્રય એટલે ધર્મનો આશ્રય, કેવી રીતે લઇ શકાય? એ વિષયનો વિચાર કરવાની આપણને ખાસ જરૂર છે. આ ધર્મનો જો એવો અર્થ કરવામાં આવે કે ફલાણા ધર્મથી આ દુઃખમાંથી છૂટી શકાશે, તો બીજા ધર્મવાળાઓને અપમાનના ભયથી ઇર્ષા ઉત્પન્ન થાય, પરંતુ આ સ્થળે જુદા જુદા ધર્મોની વાતજ નથી. પણ આપણે જે વિચાર કરવાનો છે તે માત્ર ધર્મનોજ છે. ન્યાયશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે જ્યાં ધર્મ હોય છે ત્યાંજ ધર્મી રહી શકે છે. ધર્મી અને ધર્મ એકલા રહી શકતા નથી અને તેજ ધર્મ એટલે આપણે જે હક્ક ભોગવીએ છીએ, તે હક્ક બીજાને પણ ભોગવવાનો અધિકાર છે એવું માનનારાજ ધર્મી કહેવાય છે. એ સંબંધે આપણે થોડાક વિચાર કરીએ.

પ્રાણિમાત્રમાં અહાર, નિદ્રા, ભય, અને મૈથુન એ સ્વાભાવિક છે અને સ્વાભાવિક પ્રકૃતિ જન્મથી મરણપર્યંત સમયે સમયે પ્રકટ થાય છે, અને તેનો નાશ થાય છે, પરંતુ જ્યારે શરીરને એ ચાર વસ્તુની જરૂર હોય છે, ત્યારે તેને ઇચ્છાના રૂપમાં ગણી શકાય છે અને જ્યારે એ ચાર વસ્તુ પૈકી જેની જરૂર નથી, અથવા જેનું સેવન કરવાની શકિત નથી, ત્યારે તેને લાલસાનું નામ આપવામાં આવે છે. દરેક પ્રાણી પોતાની ઇચ્છેલી વસ્તુ મેળવવાનો પ્રયત્ન કરે, તે

તેનો ધર્મ ગણાય છે. પરંતુ તે ઇચ્છા લાલસાના રૂપમાં ફેરવાય છે ત્યારે તે અધર્મ ગણાય છે પ્રાણિમાત્રને પોતાની ઇચ્છા પ્રમાણે સુખનાં સાધન મેળવવાં એ તેની ફરજ છે, અને જેઓ પોને પ્રયત્ન કર્યા સિવાય સુખ મેળવવાની ઇચ્છા રાખે છે તેઓ આળસુ અથવા અધર્મી ગણાય છે. પ્રાણિમાત્રે પોતે પોતાને માટે સુખ મેળવવાનું જે કામ કરવા માડયું હોય, તે વખતે એટલું તો ધ્યાનમાં રાખવુંજ જોઇએ કે જેટલી જિજ્ઞાસાથી જેટલી ત્વરાથી અને જેટલી આકાંક્ષાથી મને સુખનાં સાધન મેળવવાનો હક છે; તેવીજ રીતે પ્રાણિમાત્રને પણ સુખનાં સાધન મેળવવાનો હક છે. એવું માનવું એનુંજ નામ ધર્મ છે. અને એવા ધર્માશ્રય વિના ગૃહસ્થાશ્રમીનું તારણ થઇ શકતું નથી. ગૃહસ્થાશ્રમીએ પોતે વિચાર કરવો જોઇએ કે આ દુનીઆમાં જન્મ્યા પછી જીવવાનો જન્મસિદ્ધ હક જેટલો મને છે તેટલોજ ચારેખાણના જીવોને છે. ગૃહસ્થાશ્રમીએ એવો નિશ્ચય કરવો જોઇએ કે બીજાના આશ્રયથી સુખ મેળવવાનો જેટલો હક્ક મને છે, તેટલોજ હક્ક પ્રાણિમાત્રનો મારી પાસેથી સુખ મેળવવાનો છે. હાલમાં ગૃહસ્થાશ્રમીઓ ધર્મનો આશ્રય છોડીને પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવે છે અને તેથીજ દરેક ગૃહસ્થાશ્રમમાં કહો કે આખી દુનીઆમાં ઈર્ષા, દ્વેષ, કલેશ, અને અશાન્તિ જોવામાં આવે છે. જો ગૃહસ્થાશ્રમી એટલો વિચાર કરે કે એક મારા કરતાં હલકી વર્ણનો કે હલકી સ્થિતિનો મનુષ્ય આવી મને તુંકારો કરે, મને અપશબ્દ કહે, મને તિરસ્કાર કરે તેથી મને જેટલું દુઃખ લાગે, મારા મનને જેટલો કલેશ થાય, હું જેટલું મારૂં માનભંગ થએલું સમજું, તેટલુંજ નીચવર્ણનમાં કે હલકી સ્થિતિના માણુસને દુર્વચન કહેવાથી, અપશબ્દ કહેવાથી, તથા તેનો તિરસ્કાર કરવાથી, તેની લાગણી મારા જેટલીજ દુઃખાવાની. આપણા સુખને માટે આપણને પ્રયત્ન કરવાનો હક છે. પણ હકક ભોગવતાં મનુષ્યજાતિના, પશુજાતિના, પક્ષી જાતિના અથવા સ્થળચર, જળચર કે ખેચર જાતિના પ્રાણિમાત્રના જીવતા રહેવાના અથવા સુખ ભોગવવાના હકનો નાશ થવો જોઇએ નહિ. એટલે પ્રાણિમાત્ર ઉપર સમભાવ રાખવાનો આપણો ધર્મ આપણે સાચવી શકીએ. ગૃહસ્થાશ્રમીએ એટલું જાણવું જોઇએ કે આપણને કોઇપણ માણુસ આવીને જૂઠું સમજાવી જાય, ખોટો વિશ્વાસ આપી જાય, અથવા છેતરી જાય અને તે વાત જ્યારે આપણા જાણવામાં આવે ત્યારે આપણે તેના ઉપર ક્રોધ કરીને તેનો તિરસ્કાર કરીએ છીએ; તે પ્રમાણે આપણે આપણા સ્વાર્થને માટે અથવા આપણા સ્વાર્થની સિદ્ધિ મેળવવા માટે, સામાને જૂઠું સમજાવી આપણું કાર્ય કરી લઇએ, પણ જ્યારે તે જૂઠું પકડાઇ જાય છે અથવા પ્રકટ થાય ત્યારે સામા માણસને આપણા ઉપર ક્રોધ કરવાનો, આપણો અણવિશ્વાસ રાખવાનો અને આપણો તિરસ્કાર કરવાનો સામાન્ય હક છે એમ જાણવુંજ જોઇએ. ગૃહસ્થાશ્રમીના મનમાં હમેશાં એક જાતનો ભય રહે

છે કે ઘણા પ્રયત્નથી, ઘણાં કષ્ટથી, ઘણી સંભાળથી, ઘણી મહેનતથી, જે સંપત્તિ મેળવી છે તે સંપત્તિને કોઇપણ ચોર ચોરી નહિ જાય તેની સાવચેતી રાખવામાં આવે છે. પણ પોતે સામાની વસ્તુ તેની આંખ ચોરવીને અથવા તેના કાન ચોરીને અથવા તેને વિશ્વાસ ઉપજાવીને, અથવા તેને શરમાવીને, દબાવીને કે ભય ઉપજાવીને તેની મરજી વિરુદ્ધ લઇ લેવામાં આવે, તો આપણી મેળવેલી વસ્તુ આપણી મરજી વિરુદ્ધ આપણી પાસેથી જતાં જેટલું દુઃખ કે કલેશ આપણને થાય છે તેટલું દુઃખ સામા માણસને થવાનું છેજ. ગૃહસ્થાશ્રમીએ એટલો નિશ્ચય વિચાર રાખવો જોઇએ કે આપણા ઘરમાં પરાયો પુરુષ આવીને વ્યભિચાર કરે અથવા વ્યભિચાર કરવાની ચેષ્ટા કરે, તેના ઉપર આપણને જેટલો ક્રોધ, જેટલું વૈર, અને જેટલો દ્વેષ આવે છે, તેટલોજ દ્વેષ સામા માણસના ઘરમાં આપણે વ્યભિચારને માટે પ્રવેશ કરીએ, તો તેને પણ આવવાનોજ. ગૃહસ્થાશ્રમીએ એટલો નિશ્ચય રાખવો જોઇએ કે ઘણા પુરુષાર્થથી, ઘણા કષ્ટથી, અને ઘણાં પરિશ્રમથી મેળવેલું ધન ગમે તે રીતે, રક્ષણ કરેલું છતાં જો તે પોતાથી ભોગવાય નહિ, જો તેમાંથી કોઇને અપાય નહિ તો આખરે તેનો નાશ થવાનો છે અથવા તે ધનથી આપણો પોતાનો નાશ થવાનો છે. દાખલા તરીકે:-જેમ છાણમાં છાણ ભેગું થયા કરે પણ તેનાં છાણાં થાપવામાં નહિ આવે અથવા તે છાણથી લીપવામાં નહિ આવે, તો તે છાણમાં જીવડા પડી દુર્ગંધ ઉડી, હવા બગાડી આપણાજ પ્રાણનો નાશ કરે છે, તેવી રીતે ભોગવવામાં કે દાન કરવામાં નહિ વપરાયલું ધન આપણોજ નાશ કરે છે. આ દૃષ્ટાંતો ઉપરથી ફલિતાર્થ એ નીકળે છે કે ગૃહસ્થાશ્રમીએ ધર્મના આશ્રયને છોડવો નહિ. અથવા જે કામ કરવાથી ધર્માશ્રય આપણને મળે નહિ, તે કાર્ય કરવાને પ્રવૃત્ત થવું નહિ; ગૃહસ્થાશ્રમીને ધર્માશ્રય તેનો તારક ત્યારેજ થઇ શકે છે કે આ સંસારમાં દરેક પ્રાણી એક બીજાના આશ્રયથી પોતાનું જીવન ટકાવી રહ્યા છે. અને દરેક પ્રાણીને જીવવાનો, સ્વતંત્રપણે ફરવાનો અને સુખ ભોગવવાનો જન્મ સિદ્ધ હક્ક છે. એટલું સાચવ્યા પછી ભલે તેનાથી હિંસા થાય, ગૃહસ્થાશ્રમમાં રહીને જૂઠું બોલવું પડે, ચોરી કરવી પડે, વ્યભિચાર કરવો પડે, તો કંઇ હરકત નહિ. પણ તે જૂઠાણાથી અથવા તે ચોરીથી, અથવા તે વ્યભિચારથી સામા માણસને નુકસાન થાય નહિ, દુઃખ ઉત્પન્ન થાય નહિ, કલેશ થાય નહિ, અને તેના આનંદનો ભંગ થાય નહિ એવી રીતે વર્તન થવું જોઇએ. ગૃહસ્થાશ્રમી જો લોભનો ત્યાગ કરે તો માત્ર ખાધા જેટલું મળ્યું કે પછી પશુવૃત્તિની પેઠે નવો ઉદ્યોગ કરીને પોતાના પેટ કરતાં અથવા પોતાના નિર્વાહ કરતાં વધારે વસ્તુનો સંચય કરે નહિ. પણ એટલું યાદ રાખવાનું છે કે પશુઓને માથે બીજાઓનું કલ્યાણ કરવાનો બોજો મૂકવામાં આવ્યો નથી અને મનુષ્યોને માથે જો તે બ્રાહ્મણ

ગૃહસ્થાશ્રમી હોય તો પોતાના જ્ઞાનનો ત્રણુ વર્ણુને લાભ આપવાનો, જો તે ક્ષત્રિય ગૃહસ્થાશ્રમી હોય તો તેણે પોતાના બળથી ત્રણુ વર્ણુંનું રક્ષણુ કરવાનો, જો તે વૈશ્ય ગૃહસ્થાશ્રમી હોય તો તેણે પોતાના અન્ન અને ધનથી ત્રણુ વર્ણુંનું પોષણુ કરવાનો, અને જો તે શૂદ્ર ગૃહસ્થાશ્રમી હોય તો તેણે પોતાની બુદ્ધિથી અથવા પોતાના શરીર બળથી ત્રણુ વર્ણુને મદદ કરવાનો અથવા સેવા કરવાનો તેના ઉપર બોજો મૂકવામાં આવ્યો છે. એ પ્રમાણે ચારે વર્ણુંના ગૃહસ્થાશ્રમીઓએ પોતપોતાના વર્ણુંનો ગૃહસ્થાશ્રમ ચલાવતાં જ્ઞાનનો બળનો, ધનનો, અને બુદ્ધિનો પોતાના જીવનની જરૂરીઆત કરતાં વધારે સંચય કરવોજ જોઇએ અને પોત-પોતાની સંચય કરેલી વિભુતિથી બીજા વર્ણોના અથવા બીજી ખાણોના તમામ જીવોને સુખ પહોંચાડવા પ્રયત્નવાન થવુંજ જોઇએ. અને એ વ્યવસ્થાનો ભંગ નહિ થાય એવી રીતે વર્તન રાખવું એજ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે. અને તે ધર્મના આશ્રયથીજ ગૃહસ્થાશ્રમીનું તારણુ થાય છે. માટે કહેવામાં આવ્યું છે કે ધર્માશ્રય એજ ગૃહસ્થાશ્રમમીનો તારક છે. આજકાલ મનુષ્યમાત્ર ધર્મનું નામ સાંભળીને ભડકી ઉઠે છે, અને દરેક વિશેષણુવાળા ધર્મનો તિરસ્કાર કરે છે, પરંતુ તેઓ ધર્મ ઉપરની અંધશ્રદ્ધાને લીધે પોતામાં પૂર્ણુતા અને બીજાને અપૂર્ણુ દેખે છે. પોતે માનેલો ધર્મ શુદ્ધ સનાતન અને ઇશ્વર નિર્ણિત ગણીને બીજાના ધર્મની નિંદા કરે છે, પણુ જ્યારે આ સૃષ્ટિમાં મનુષ્યને પોતાની નિયામક શકિતથી દોરનાર જુદા જુદા નામથી મનાયલો એકજ પરમેશ્વર છે, તો તે પરમેશ્વરના ફરમાન કે જેને આપણે ધર્મના નામથી ઓળખીએ છીએ તે ધર્મમાં કોઇપણુ પ્રાણીને વિરૂદ્ધતા જણુાય નહિ એવી જે સંસ્થા તેનેજ ધર્મ માની શકાય છે. એટલા માટે ગૃહસ્થાશ્રમીએ જે ધર્મનો આશ્રય લેવાનો છે તે ધર્મ જો દશ લક્ષણુ યુકત હોય તોજ તેને ધર્મનું નામ આપી શકાય છે. માટે આજનું વ્યાખ્યાન પૂરૂં કરીને આવતે રવિવારે **ધર્મ દશ લક્ષણુ યુક્ત હોવો જોઇએ** એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્

**ओ३म सहनाववत् सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधीतमस्तु माविद्धिषा वहै ॥ १ ॥**

**ओ३म शांतिः शांतिः शांतिः**



## ભાષણ ૧૫મું.

# ધર્મ દશ લક્ષણ યુક્ત હોવો જોઈએ.

સુરત, રવિવાર તા૦ ૨૪–૮–૧૯

ओ३म् वसु वंसुपतिर्हि कमस्यग्ने विभावसुः ॥ स्यामते सुमतावपि
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽमंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

ગયે રવિવારે આપણે ધર્માશ્રય એજ ગૃહસ્થનો તારક છે એ વિષય પર બોલતાં એવું સાબિત કર્યું કે ધર્મ વિશેષણવાળો હોવો જોઈએ નહિ. તેજ પ્રમાણે ધર્મની વ્યાખ્યા કરતાં આજે આપણે એ જણાવવાનું છે કે **ધર્મ દશલક્ષણ યુક્ત હોવો જોઈએ.** આટલું કહ્યા પછી બીજો વિચાર એ ઉત્પન્ન થાય છે, કે સૃષ્ટિની આદિથી આજદિન પર્યંત જેટલા ધર્મો અથવા મત–પંથ–સંપ્રદાયો, પ્રકટ થયા અને તેના માનનારાઓ પણ મળી આવ્યા; પરંતુ જે જે ધર્મો અથવા મત–પંથ–સંપ્રદાયોમાં, મનુષ્યો દાખલ થાય અથવા તેના અનુયાયી થાય અથવા તેના માનનારા થાય, તેઓ માત્ર તે તે મત–પંથ–સંપ્રદાયના અમે છીએ એટલા અભિમાની માત્ર થાય છે. પણ તેઓ ખરેખરા ધર્મને જાણનારા કે માનનારા હોતા નથી. કેટલાકને માટે પોતાનો ધર્મ માત્ર પુસ્તકમાંજ લખેલો રહે છે, કેટલાકને માટે પોતાનો ધર્મ માત્ર ગુરુના મુખમાંજ રહે છે, કેટલાકને માટે પોતાનો ધર્મ માત્ર પોતાના ઓઠમાં કે જીભમાં રહે છે. પરંતુ એવા તો થોડાજ મનુષ્યો મળી આવશે કે પોતે માનેલા ધર્મને પોતાના અંતઃકરણમાં ઉતારેલો હોય. જો દરેક પંથના તમામ માનનારાઓએ પોતપોતાનો ધર્મ અંતઃકરણ સુધી ઉતાર્યો હોત તો નવા નવા ધર્મો અથવા મત–પંથ–સંપ્રદાયો પ્રકટ થઇને પોતાના ધર્મમાં બીજાને દાખલ કરવા માટે પૃથ્વીમાં અશાંતિ ફેલાવી અનેક મનુષ્યોનાં તે દ્વારાએ મૃત્યુ થયાં નહિ હોત. એટલા માટે, અમારે કહેવું જોઇએ

કે જેમ ઘીને સ્વાદ હોતો નથી, પાણીને રંગ હોતો નથી, તેમ ધર્મને વિશેષણ હોતું નથી. એટલે હું જૈન, બૌદ્ધ, વૈદિક. સનાતની, મુસલમાન, પારસી, કે ખ્રીસ્તી ધર્મી છું, એવું વિશેષણ જે ધર્મને લાગુ પડે છે એટલે તેમાં અહંભાવ ઉત્પન્ન થાય છે. અને અહંભાવની સાથેજ અજ્ઞાન પ્રવેશ કરે છે. અજ્ઞાનથી ઉપાધિ ઉત્પન્ન થાય છે અને તે ઉપાધિ વડે અનેક જાતના અનર્થો ઉત્પન્ન થાય છે. એટલા માટે દશ લક્ષણ યુક્ત ધર્મ હોવો જોઇએ, એ પ્રતિપાદન કરતાં પહેલાં અમારે જણાવવું જોઇએ કે દશ લક્ષણવાળો ધર્મી હોવો જોઇએ. એટલે જે ધર્મ માનનારાઓમાં દશ લક્ષણ ઉત્પન્ન થાય તેજ ધર્મી ગણાય છે. મારો ધર્મ દશલક્ષણવાળો છે, બીજાનો ધર્મ ચાર લક્ષણવાળો છે, વળી બીજાનો ધર્મ યુક્તિ સિદ્ધ નથી, કેટલાક લોકો કેવળ અધર્મી છે. એવું કહેવાનો જેના અંતઃ-કરણમાં દશ લક્ષણયુક્ત ધર્મ પ્રકટ થયો નથી પણ માત્ર હું, દશલક્ષણ યુક્ત ધર્મને માનુ છું એવું કહેનારને અધિકાર નથી. દાખલા તરીકે આપણે આર્ય-સમાજીઓ ગુણ–કર્મ–સ્વભાવ પ્રમાણે વર્ણવ્યવસ્થા માનીએ છીએ, અને જો કોઇ બ્રાહ્મણ અથવા સાધુ સાથે પ્રસંગમાં આવીએ છીએ તો તેને તરત કહી દઇએ છીએ કે તમારામાં બ્રાહ્મણ કે સાધુનાં ગુણ–કર્મ–સ્વભાવ નથી, તેથી અમે તમને બ્રાહ્મણ કે સાધુ માનતા નથી. જો કે એ વાત ખરી છે પણ તે કહેવાનો, જે આર્યસમાજીએ પોતામાંથી પશુવૃત્તિ દૂર કરી મનુષ્યત્વ મેળવ્યું નથી, અથવા જેણે પોતાનામાંથી હિન્દુપણું એટલે 'કુફર' ને દૂર કરી આર્યત્વ મેળવ્યુ નથી, તેને તું બ્રાહ્મણ કે સાધુ નથી એમ કહેવાનો શું અધિકાર છે? જેમ એક માણસ રાતદિવસ ચોરી કે વ્યભિચાર કરતો હોય, તેને બીજાને ચોર કે વ્યભિચારી કહેવાનો અધિકાર નથી. તેમ દશલક્ષણ યુક્ત ધર્મને અવલંબી પોતાના અંતઃ કરણમાં સ્થાપન કરી, તે પ્રમાણે મન–વચન–અને કાયાથી તેવું વર્તન કરે, તેજ મનુષ્ય અથવા આર્ય કે ધર્મી નામને પાત્ર થાય છે એટલા માટે આપણે ધર્મના દશલક્ષણ કેવાં છે? તેની તપાસ કરીએ.

धृतिःक्षमा दमोऽस्तेय शौचमिन्द्रिय निग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधं दशकं धर्म लक्षणम ॥

ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ લક્ષણ ધર્મનાં છે. અને એ દશલક્ષણ યુકત ધર્મનેજ ધર્મ કહી શકાય છે. તેમ એ દશલક્ષણ પ્રમાણે જેનુ મન વચન કાયાથી વર્તન હોય, તેજ ધર્મી કહી શકાય છે. મતલબ કે જે મનુષ્ય પોતાના ધર્મને અંતઃકરણમાં સ્થાન આપ્યા પછી, ગમે તે સ્થિતિમાં આવે તો પણ તે સ્થિતિને ધૈર્યથી વહન કરે તેનુંજ નામ ધૈર્ય. અને પોતાની ક્ષમાને છોડે નહિ તે ક્ષમા. પોતાની ષટ્ ઉર્મિને બહાર ફેલાતી અટકાવી

તેનું દમન કરે એટલે રોકે. તે દમ કહેવાય. અસ્તેય કહેતાં જે મનુષ્ય જે વસ્તુ પોતાની નથી તેનું ગ્રહણ કરે, અથવા પોતાની નથી છતાં તેને વાપરે, અથવા પોતાની નથી છતાં તેને ભોગવે, અથવા બીજાની વસ્તુ જાણ્યા છતાં તેને છુપાવે, અથવા પોતે જાણતાં છતાં કોઇપણ જાતના વિદ્યા, કળા, હુન્નર, કે એવીજ બીજી બાબતોને છુપાવે, તેને સ્તેય કહેતાં ચોરી કહેવામાં આવે છે. તેવી ચોરીનો મન–વચન–કાયાથી સર્વથા જેણે ત્યાગ કર્યો છે, તેણેજ ધર્મનું ચોથું લક્ષણ અસ્તેય પોતાનામાં દાખલ કર્યું છે. પાંચમું શૌચ એટલે પવિત્રતા તથા નિર્મળતા એ ગુણ પોતાનામાં ઉત્પન્ન થવા જોઇએ. પવિત્રતા એટલે હાલમાં જેમ હું અભડાઈ જઈશ, હું વટલાઇ જઇશ, મને બીજાનું પાણી ખપતું નથી, એવી રૂઢિ પાળનાર પવિત્ર ગણાય છે તેમ નહિ, પણ રખેને મારા ધર્મને, અધર્મનો સ્પર્શ થાય, રખેને મારા ધર્મમાં અધર્મનો ભેળ થાય, એવી વૃત્તિથી જે અધર્મથી અલિપ્ત રહે છે તેજ શૌચ કહેતાં પવિત્ર અને નિર્મળ ગણાય છે. છઠ્ઠું લક્ષણ ઇંદ્રિય નિગ્રહનું છે. હાલમાં જેમ કેટલાક લોકો જીભને વશ રાખવા માટે મુનીવ્રત ધારણ કરે છે, આંખને વશ રાખવા માટે આંખમીંચીને બીસી રહે છે, કાનને વશ કરવા માટે કાનને બંધ કરી રાખે છે, સ્પર્શેંદ્રિય વશ કરવા માટે કોઇનો સ્પર્શ થવાના ભયથી દૂરના દૂર રહે છે, અને જીભને વશ કરવા માટે રસનો ત્યાગ કરે છે, પણ તેથી કંઈ ઇંદ્રિયનિગ્રહ થઈ શકતો નથી. કારણ કે ઈંદ્રિયો કંઈ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનું ગ્રહણ કરી શકતી નથી પણ એ ઈંદ્રિયદ્વારા એ પાંચે વિષયનું ગ્રહણ મન કરે છે. એટલે જો મન ઈન્દ્રિયના વિષયને ગ્રહણ ન કરે, તોજ ઇંદ્રિયનિગ્રહ થઈ શકે છે. કહ્યું છે કેઃ—

येनांग आलिंगिता कान्ता येनांग आलिंगिता सुता।
मनएवं मनुष्याणां कारणं बंध मोक्षयोः ॥

મતલબકે પોતાની યુવાવસ્થાવાળી, રૂપ, ગુણ સંપન્ન પુત્રી પિતાને આલિંગન આપે તેવીજ રીતે એક પરસ્ત્રી રૂપગુણ સંપન્ન આલિંગન આપે તે વખતે જો પરસ્ત્રીમાં પુત્રીવત્ ભાવ ઉત્પન્ન થાય, તો તેનું નામ ઇંદ્રિયનિગ્રહ કહેવાય છે. તેવીજ રીતે આંખ જુએ, કાન સાંભળે, વાણી બોલે, જીભ સ્વાદ ગ્રહણ કરે અને સ્પર્શેંદ્રિયને સ્પર્શ થાય છતાં તે ઇંદ્રિયમાંથી, પ્રવેશ થએલા વિષયને મન ગ્રહણ કરે નહિ ત્યારેજ ઈંદ્રિયનિગ્રહ થયો કહેવાય.

ધી એટલે બુદ્ધિને પણ ધર્મનું સાતમું લક્ષણ કહેલું છે તેનું કારણ એવું છે કે જે મનુષ્યો બુદ્ધિપૂર્વક કામ કરતા નથી, પણ મનમાં ઇચ્છા થઈ, ચિત્ત તેમાં ચોટયું કે અહંકારે તે કામ કરી નાખ્યું. એવી રીતે જગતનો સેંકડે

નવ્વાણું ટકા વ્યવહાર હાલમાં ચાલી રહ્યો છે. જો બુદ્ધિની સંમતિથી દરેક કાર્ય કરવામાં આવે તો દુનીઆમાંથી હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, અને લોભનો નાશ થાય. ઉપરોક્ત પાંચે અનાચાર બુદ્ધિપૂર્વક વિચાર કર્યો વિનાજ થાય છે એ પ્રમાણે બુદ્ધિપૂર્વક વિચાર કરનારા મનુષ્યો ધર્મી ગણાય છે.

આઠમું લક્ષણ વિદ્યા છે વિદ્યાનો અર્થ આગલા વ્યાખ્યાનોમાં આવી ગએલો છે તો પણ અત્રે જણાવવાની જરૂર છે કે હાલમાં વિદ્યા ભણેલો વિદ્વાન ગણાય છે, પરંતુ ધર્મનાં લક્ષણમાં જે વિદ્યા છે તેનો અર્થ એવો થતો નથી. કારણકે ભણેલા અને વિદ્વાનમાં અસ્માન જમીનનું અંતર છે, અર્થાત્ ભણેલા કંઇ વિદ્વાન ગણાય નહિ. પણ જે વસ્તુ જેવી છે તેવી તેને જાણે તથા માને અને તે પ્રમાણે વર્તે, ત્યારેજ તે વિદ્વાન ગણાય છે, અને એવો વિદ્વાન થએલો માણસ અધર્મી નહિ પણ ધર્મી ગણાય છે.

નવમું લક્ષણ સત્ય છે. ઉપરનાં આઠ લક્ષણ આવી ગયાં તેમાં જોકે સત્યનો સમાવેશ થાય છે તોપણ ધર્મી તનેજ ગણી શકાય છે, કે જે ક્રોધથી, લોભથી, ભયથી, અને હાસ્યથી પણ અસત્ય બોલે નહિ, અસત્ય આચરણ કરે નહિ, અને અસત્યમાં અનુમોદન આપે નહિ. ધર્મનું દશમું લક્ષણ અક્રોધ છે. એટલે ધર્મી થયા પછી તેનામાં ક્રોધ આવી શકતોજ નથી અને થોડોપણ ક્રોધ ઉત્પન્ન થાય તો તેટલે અંશે ધર્મની હાનિ થાય; કારણ કે ક્રોધ ઉત્પન્ન થવાથી જ્ઞાનનું આચ્છાદન થાય છે, જ્ઞાનનું આચ્છાદન થવાથી અસત્ય બોલાઈ જાય છે, અસત્ય બોલવાથી સત્યની ચોરી થાય છે, સત્યની ચોરી કરવાથી ઈંદ્રિયનો નિગ્રહ છૂટી જાય છે એટલે દમ, ક્ષમા અને ધીરજનો નાશ છે. મતલબ કે જે પુરુષમાં નવ લક્ષણ યુક્ત ધર્મનું સ્થાપન થયું હોય, પણ જો તેનામાં ક્રોધ રહી ગયો હોય, તો થોડા વખતમાં નવે લક્ષણનો નાશ થાય છે. જેથી તે મનુષ્ય ધર્મી નહિ પણ અધર્મી બની જાય છે. એટલે તેના અંતઃકરણમાંથી ધર્મ નીકળીને તેની જીભમાં આવી રહે, અને જીભમાંથી ખસીને ઓઠમાં, અને ઓઠમાંથી પુસ્તકમાં, અને તે પુસ્તકો કબાટમાં, અને કબાટમાંથી છેલ્લે ભોંયરામાં ભંડારાઈ જાય છે. એ પ્રથા હાલમાં ચાલુ છે. હાલમાં એવા પુરુષો ગણ્યાગાંઠયાજ જોવામાં આવે છે, કે જેના અંતઃકરણમાં ધર્મનું સ્થાપન થએલું હોય। કારણ કે ધર્મનું સ્થાપન થવું ત્યારેજ ગણાય કે જ્યારે મનમાં હોય, તેજ વચનમાં આવે અને વચનમાં હોય, તેવુંજ વર્તનમાં લાવે. તેનેજ ધર્મી કહી શકાય છે. જ્યારે મન, વચન અને કાયા ધર્મની સીધી દશામાં આવે ત્યારે તેવા એક મનુષ્યના ધર્મના બળથી જે ઓજસ પ્રકટ થાય, તે ઓજસથી આખી દુનીઆના અધર્મીઓ ભય પામી જાય, એટલા માટે આર્યસમાજ કોઇપણ જાતના મત-પંથ-સંપ્રદાયમાં નહિ

જોતાં માત્ર ધર્મને માને છે. અને જેમ જેમ, જેટલો જેટલો, ધર્મ અંતઃકરણમાં સ્થપાતો જાય છે તેમ તેમ તેટલા અંશમાં તે મનુષ્ય ધર્મી અથવા મનુષ્ય અથવા આર્ય બનતો જાય છે. જેનામાં દશલક્ષણયુકત ધર્મનું સ્થાપન થયું નથી તે મનુષ્ય કે આર્ય કહેવડાવવાને લાયક નથી; પરંતુ તેઓ અનાર્ય, દસ્યુ, કાફર, અને પશુ નામને લાયક છે. એટલા માટે દશલક્ષણ યુકત ધર્મનું સ્થાપન થાય એવો પ્રયત્ન મનુષ્યમાત્રે અને તેમાં ખાસ કરીને આર્યનામ ધારણ કરનારા આર્યસમાજીઓએ જરૂર કરવો જોઇએ. તે પ્રયત્ન આદરવાને માટેના સાધન તરીકે ધર્મની આઠ પ્રકારની સિદ્ધિ મેળવવી જોઇએ. તેથી આજનું વ્યાખ્યાન સમાપ્ત કરી આવતે રવિવારે **ધર્મ આઠ પ્રકારે સિધ્ધ હોવો જોઈએ** એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈતિશમ્

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधोतमस्तु माविद्विषा वहै ॥१॥**
**ओ३म् शान्तिः शान्तिः शान्तिः**



## ભાષણ ૧૯મું.

# "ધર્મ આઠ પ્રકારે સિદ્ધ હોવો જોઇએ."

**સુરત રવિવાર તા ૩૧-૮-૧૯**

ओ३म् त्वमसि प्रशस्यो विदथेषु सहन्त्य ॥ अग्ने रथीरध्वराणाम्
ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

ગયે રવિવારે આપણે ધર્મ દશ લક્ષણયુકત હોવો જોઇએ એટલે જે ધર્મમાં આ દશ લક્ષણ ન હોય તે ધર્મ કહી શકાતો નથી. અને તે ધર્મ પુસ્તકમાં નહિ, ગુરુમાં નહિ આપણી જીભમાં નહિ પણ આપણા અંતઃકરણમાં સ્થાપિત થએલો હોવો જોઇએ. તે ધર્મને સ્થાપન કરવાને માટે આઠ પ્રકારનાં સાધન મેળવવાં જોઇએ. જેઓ આઠ પ્રકારનાં સાધન મેળવી શકે છે, તેઓજ દશ લક્ષણવાળા ધર્મને પોતાના અંતઃકરણમાં સ્થાન આપી શકે છે. તે સાધનો

इज्याध्ययन दानानि तपः शौर्यं धृतिः क्षमा ।
अलोभ इति मार्गोऽयं धर्मं चाष्टविधः स्मृताः ॥
तत्र पूर्वे चतुर्वर्गो दंभार्थे मपि सेव्यते ।
उत्तर[illegible] चतुर्वर्गो महात्मा नैव तिष्ठति ॥

અર્થાત્ યજ્ઞ કરવો, ભણવું, દાન કરવું, તપ કરવું, શૌર્ય રાખવું, ધીરજ રાખવી, ક્ષમા રાખવી, અને અલોભ રાખવો, એ આઠ પ્રકારે વર્તન કરવાથી મનુષ્યમાં દશ લક્ષણયુક્ત ધર્મ પ્રકટ થાય છે, અથવા પ્રવેશ થાય છે, અથવા સ્થાપન થાય છે. એ આઠ લક્ષણવાળા ધર્મના સાધનપૈકી પ્રથમનાં ચાર સાધન લોકોમાં દંભ બતાવવાને માટે પણ આદરી શકાય છે. પરંતુ તે પછીના ચાર પ્રકાર તે કરવાના નથી પણ રાખવાના છે. જેથી શુદ્ધ અંતઃકરણના મહાત્મા સિવાય

પાછળના ચાર ભાગનું આવાહન થઈ શકતું નથી. ધર્મી થવા માટે પ્રથમ ધર્માચરણી થવું જોઇએ. તે ધર્માચરણનું પહેલું અંગ યજ્ઞ ગણાય છે. તે યજ્ઞ વેદોક્ત વિધિ પ્રમાણે થતો હતો, ત્યારે તેમાં ધર્મનો સમાસ થતો હતો પણ જ્યારથી પશુનો અર્થ, અન્નને બદલે, ચાર પગાં જનાવર એવો કરવામાં આવ્યો, અશ્વ શબ્દનો અર્થ અગ્નિ થાય, તેને બદલે ઘોડો કરવામાં આવ્યો, અજ શબ્દનો અર્થ જુનું નહિ ઉગે એવું ભાત થાય, તેને બદલે બકરો કરવામાં આવ્યો, ગો શબ્દનો અર્થ પૃથ્વી, ઇંદ્રિય કે સૂર્યનાં કિરણ થાય, તેને બદલે ગાય નામનું પશુ કરવામાં આવ્યો, અને એ પ્રમાણે બીજા અર્થ ફેરવીને જે અર્થથી હિંસા, અપેયાપાન, અભક્ષાભક્ષ, અને અગમ્યાગમનનો પ્રવાહ ચાલુ થાય એવા અર્થ કરીને મહીધરાચાર્યે, અને સાયણાચાર્યે વેદના ઉપર ભાષ્યો લખીને, તેવા અર્થ કરીને, યજ્ઞો ચાલુ કરાવ્યા, ત્યારથી યજ્ઞમાં ધર્મને ઠેકાણે અધર્મ, અને સત્યને ઠેકાણે દંભ શરૂ થયો. એટલે ધર્મ સાધનનું એક અંગ જે યજ્ઞ તે લૂલું પડયું. ધર્મનું બીજું અંગ અધ્યયન એટલે ભણવું, જેમાં પરા અને અપરા વિદ્યા મનુષ્યમાત્રને શિખવવામાં આવતી હતી, પણ જ્યારથી વેદમંત્રના ખોટા અર્થ કરીને જગતને અધર્મની જાળમાં પકડયા (કેમકે કોઇપણ વિદ્યાર્થીની ધ્યાનમાં ખરા અર્થ આવી જાય તો પોતાની જાળનો નાશ થાય, એવા ભયથી) માત્ર બ્રાહ્મણના કૂળથી ઉત્પન્ન થએલો વંશપરંપરાથી બ્રાહ્મણ મનાતો મનુષ્યજ પરા વિદ્યાનું અધ્યયન કરી શકે એવો ઠરાવ કરવામાં આવ્યો, એટલે જે વિદ્યા અથવા અધ્યયન થતું હતું તે માત્ર ધર્મને માટે નહિ પણ દંભને માટે થયું. ત્રીજું લક્ષણ દાનનું આવે છે. દાનમાં એવો નિશ્ચય હતો કે દાનનું ફળ આપણા દેશને, આપણા પ્રાન્તને, આપણા ગામને, આપણી ન્યાતને અથવા આપણા કુટુંબને મળી શકે તેવું દાન કરવું જોઇએ; કારણ કે જે મનુષ્યને દાન તરીકે આપણે જે વસ્તુ આપીએ છીએ તેનું ફળ ઈશ્વર તરફથી આપણને મળશે એ માન્યતા તદ્દન ખોટી છે. એ વાતનું નિરૂપણ આ સમાજમાં કોઇ વખત દાનનો વિષય કહેવાશે તે વખતે કરવામાં આવશે. હાલતો એટલુંજ કહેવાનું છે કે હાલમાં જે દાન થાય છે તે પોતાની કીર્તિ લોકોમાં પ્રસરે અને પોતે ગમે તેવો અધર્મી કે કુકર્મી હોય તો પણ મોટો દાનેશ્વરી ગણાય એવા હેતુથીજ થાય છે. એવા દાન કરનારાઓ ધર્મી નહિ પણ આડંબરી કે દંભીજ ગણાય છે. તપ એટલે દશ ઇંદ્રિયની લાલસાઓને અંતઃકરણે બુદ્ધિપૂર્વક રોકવી તેનું નામ તપ હતું, તે તપ બદલાઇને જ્યારથી શિયાળામાં પાણીમાં બેસી રહેવું, ઉનાળામાં પંચાગ્નિનો તાપ તાપવો, ગળામાં તોક ભેરવી રાખવું, અણીવાળી સોયોની શય્યા ઉપર સુવું, મોઢે મુનિવ્રત રાખવું, પંચકેશ રાખવા, ઉભાજ રહેવું, બેસીજ રહેવું, ઉંધે માથે લટકવું, શરીરના એક અંગને નકામું કરી નાખવું. અપવાસ કરવા,

ફળાહાર કરવો, કંદમૂળ ઉપર જીવવું વગેરે અનેક જાતના તપરૂપી આડંબર શરૂ થયા છે, અને તે રસ્તે લોકોનો પ્રવાહ ચાલતો થયો છે એટલે તપ પણ દંભથી થઈ શકે છે, એમ કહેવામાં આવ્યું. એટલા માટે ધર્મનાં આઠ સાધન પૈકી પ્રથમનાં ચાર, યજ્ઞ કરવો, અધ્યયન કરવું, દાન કરવું, અને તપ કરવું, એ ચાર પ્રકારને દાંભિક લોકો દંભથી પણ સેવન કરી શકે છે. જો દંભનું સેવન ન કરવું હોય પણ જો ધર્મનું સ્થાપન કરવાને માટે આ ચાર પ્રકારનું સેવન કરવું હોય, તો હાલમાં ચાલતી રૂઢિમાં.

"वैदिकी हिंसा हिंसा न भवति" એ કહેવતને ભૂલી જઈ જો વેદનાં યાસ્કાચાર્ય કૃત નિરૂક્ત અને નિઘંટુ પ્રમાણે ભાષ્ય કરવામાં આવે (જે પ્રમાણે ઋગ્વેદ તથા યજુર્વેદ ઉપર શ્રીમત્ સ્વામી દયાનંદ સરસ્વતિજીએ ભાષ્ય કરેલાં છે: અને પંડિત તુલસીરામજીએ સામવેદ ઉપર ભાષ્ય કરેલું છે.) તો યજ્ઞમાં હિંસા થઈ શકતીજ નથી. એટલે યજ્ઞ અહિંસક હોય, અધ્યયન મનુષ્યમાત્રને માટે પરા અને અપરા વિદ્યા શિખવે એવું પ્રતિબંધ વિનાનું હોય, દાન એવા મનુષ્યને અપાય કે જેથી તેનું ફળ જગતને મળે, અને તપ એવા પ્રકારનું હોય કે જેથી શરીરને દમવા કરતાં અંતઃકરણનું દમન થાય, એવી રીતે ધર્મનાં સાધનરૂપ ચાર પાદમાં કોઇપણ જાતનો દંભ આવે નહિ, એવું વર્તન કરે તો તે પછીનાં બીજાં ચાર સાધનો, તે મનુષ્ય મેળવી શકે. હવે આપણે તે ચાર સાધનનો વિચાર કરીએ. પાંચમો પ્રકાર શૌર્યનો છે. શૌર્યમાં દંભ રહી શકતો નથી. પરંતુ જગતની સ્થૂળ કે સૂક્ષ્મ લાલસાઓ ઉપર જય મેળવવો એનુંજ નામ શૌર્ય છે: શૂર પુરુષે જ્યારે કુટુંબ ઉપર, ગામ ઉપર, જિલ્લા ઉપર, ઈલાકા ઉપર, કે દેશ ઉપર આપત્તિ આવી પડી હોય તે આપત્તિમાંથી દુઃખીઓનો બચાવ કરવાને માટે પોતાના કુટુંબનું, પોતાની સ્થૂળ વિભુતિનું, અને પોતાના શરીરનું ભાન ભૂલીને શત્રુઓને પરાસ્ત કરવામાં મચી જાય છે. એટલે તેનામાં જો જરા પણ દંભ હોય તો શત્રુઓને હાથે તેનો ઘાત થાય છે, અને જો દંભ વિનાનું શૌર્ય હોય તો તે કાંતો શત્રુઓને જીતે છે, કે કાંતો તે પોતાનો પ્રાણ આપે છે અહિં. આગળ જે શૌર્ય જોઇએ છે તે ઇંદ્રિયો ઉપર અને વાંસનાલિંગ ઉપર જય મેળવવા માટે છે; અને જ્યારે પોતાની સ્થૂળ અને સૂક્ષ્મ ઇંદ્રિયો ઉપર શૌર્યતાથી જે માણુસ જય મેળવે છે તેજ માણુસ ગમે તેવા શત્રુસમૂહને જીતી શકે છે.

છઠું સાધન ધૃતિનું છે. ધૃતિ એટલે ધૈર્ય છે. તે ધૈર્ય ન હોય તો શૌર્ય વખતે અનર્થોને ઉપજાવે છે. કારણ કે શત્રુ તરફથી આવતો ઘા ધીરજથી સહન કર્યો સિવાય માણુસ જય મેળવી શકતો નથી. એટલે જો શરીર બળથી સામાને

જીતવો હોય તો ધીરજથી અડગ રહેવું જોઇએ. જો માનસિક બળથી સામાને જીતવો હોય તો બુદ્ધિપૂર્વક વિચાર કરીને ધીરજથી શબ્દ બોલવો જોઇએ. અને જો આત્મબળથી સામાને જીતવો હોય તો પોતે નિર્ભય બની ધીરજથી સંયમ પાળવા તત્પર રહેવું જોઇએ. મતલબ કે શૌર્ય ગમે તેટલું હોય તો પણ ધૈર્ય-વિના ફળિભુત થતું નથી.

સાતમો પ્રકાર ક્ષમાનો છે. જો શૌર્યથી અને ધૈર્યથી શત્રુને જીત્યો હોય અને જીતાયલો શત્રુ જીતનારને તાબે રહેવાની પ્રતિજ્ઞા કરી પોતાના અપરાધની ક્ષમા માગે, તો જરૂર તેને ક્ષમા આપવી જોઇએ. જો ક્ષમા આપવામાં નહિ આવે તો શૌર્યથી અને ધૈર્યથી શત્રુ તાબેતો થાય પણ તેના મનમાંથી શત્રુભાવ ટળે નહિ, એટલે તે કોઇને કોઈ દિવસે આપણા શુભ કાર્યમાં વિઘ્ન કર્તા થઇ પડે; પણ જો ક્ષમા આપી હોય તો તે જિંદગીપર્યંત આપણને કૃતજ્ઞ રહે. બીજે પ્રકારે કોઇ આપણો અપરાધ કરે છતાં આપણે તેને ક્ષમા કરીએ તો બીજા સ્વાર્થી લોકોમાં આપણે નિર્બળ ગણાઇએ પરંતુ જેને આપણે ક્ષમા આપીએ છીએ તે પુરુષના ઉપર જે આપણો પ્રભાવ પડે છે તે અવર્ણનીય છે.

આઠમું સાધન અલોભનું છે. એટલે શૌર્ય, ધૈર્ય, અને ક્ષમાના ગુણ આપણામાં હોય છતાં લોભ હોય તો ઉપર વર્ણવેલાં સાતે સાધનને ડાઘ લાગી જાય છે. કારણ કે લોભની પાછળ ઇર્ષા અને દીનતા એ બે આવે છે. તેને લીધે મનમાં ગ્લાની ઉત્પન્ન થાય છે. તે ગ્લાની ઉત્પન્ન થવાથી ઓજસનો ક્ષય થાય છે. અને જેનું ઓજસ ક્ષય થયું છે તે પુરુષનું યજ્ઞ, અધ્યયન, દાન, તપ, શૌર્ય, ધૃતિ, અને ક્ષમા એ તમામ હીનત્વ પામે છે. પણ જો અલોભ નામનો ગુણ સંપૂર્ણ પ્રકટ થયો હોય, અને ઉપર કહેલાં સાતે સાધનમાં કાંઇ ખામી હોય તોપણ અલોભને લીધે એ ખામીમાં શત્રુઓ ચંચૂ પ્રવેશ કરી શકશે નહિ. એટલા ઉપરથી કહેવામાં આવ્યું છે કે પૂર્વના ચાર પ્રકાર દંભથી પણ દાંભિકો કરી શકે છે પણ પાછળના ચાર પ્રકારમાં જરા પણ દંભ ચાલતો નથી. એટલે પાછળના ચાર પ્રકાર મેળવવાને માટે પૂર્વના ચાર પ્રકાર દંભ રહિત આચરણ કરવાથી મેળવી શકાય છે. અને જ્યારે એવી રીતે આઠ પ્રકારે આઠ સાધનની અંતઃકરણમાં ભૂમિકા રચાયલી હોય ત્યારેજ તે ભૂમિકામાં દશ લક્ષણયુક્ત ધર્મ રહી શકે છે, અને એવા દશ લક્ષણયુક્ત ધર્મ જેનામાં સ્થાપન થએલો હોય તેજ ગૃહસ્થાશ્રમી, સદ્‌ગૃહસ્થ, ધર્મી, અને આર્ય કહેવડાવવાને લાયક છે. જેઓમાં યજ્ઞઅધ્યયન, દાન, અને તપ એ ચાર પ્રકારનું દંભથી સેવન થતું હોય અને માત્ર જગતમાં કીર્તિ, ધન, ઐશ્વર્ય, અને સહાય મેળવવાના લોભથી એનું સેવન

કરવામાં આવતું હોય, તે મનુષ્ય લોભને વશ થઇ પોતાને તથા પોતાના અનુયાયીને દુઃખના ઉંડા ખાડામાં નાંખી પોતે આર્ય નામને લજવે છે એમ કહેવાને જરા પણ અડચણ નથી.

ગૃહસ્થાશ્રમીને દરેક કાર્યમાં ધનની જરૂર પડે છે અને જેની પાસે ધન નથી હોતું તે ધર્મ કરી શકતો નથી, એટલા માટે ગૃહસ્થાશ્રમીએ ધનનું ઉપાર્જન જરૂર કરવું જોઇએ. પણ તે ધનનું ઉપાર્જન ધર્મને અનુસરીનેજ થવું જોઇએ એટલા માટે **ધર્મથીજ અર્થનું ઉપાર્જન કરવું.** એ વિષય પર આવતે રવિવારે બોલવાનું મુલ્તવી રાખી આજનું વ્યાખ્યાન સમાપ્ત કરૂં છું. ઇતિશમ્

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥**

**ओ३म् शान्ति : शान्ति : शान्ति :**



## ભાષણ ૧૭મું.

# "ધર્મથીજ અર્થનું ઉપાર્જન કરવું"

સુરત, રવિવાર તા૦ ૭–૯–૧૯

ओ३म् त्वमस्यपारे रजसो व्योमनः स्वभूत्योजा अवसे धृषन्मनः ॥
चकृषे भूमिं प्रतिमानमोजसोऽपः स्वः परिभूरेष्या दिवम्
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलय ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयंत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण मणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્દગૃહસ્થો !

ગયે રવિવારે આપણે ધર્મનાં સાધનોનું વર્ણન કરતાં એવું પ્રતિપાદન કર્યું કે, મનુષ્ય ધર્મી ન થાય તો ધર્મ રહે નહિ. હવે બ્રહ્મચર્યાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં દાખલ થતાં તે વિદ્યાર્થીને વિદ્યાર્થીઅવસ્થામાં જે જે વસ્તુઓ શબ્દરૂપે સાંભળવામાં આવતી હતી તે તમામ વસ્તુઓ ગૃહસ્થાશ્રમીને પ્રત્યક્ષ જોવામાં આવે છે, એટલુંજ નહિ પણ તે વસ્તુઓ મેળવવાને પ્રયત્નવાન થવું પડે છે, અને તે પ્રયત્ન કરતાં પોતાની પાસેની વસ્તુનો વિનિમય કરવો પડે છે. જો પોતા પાસે આપવાની કોઇપણ વસ્તુ ન હોય તો તેને બીજી વસ્તુ મળતી નથી. જ્યારથી વિનિમય પરસ્પર વસ્તુનો બંધ થયો અને ધાતુના કટકાઓ વિનિમયરૂપે મધ્યસ્થપણું પામતા ગયા અને તે પછી તે કટકાઓ સિક્કાના રૂપમાં ફેરવવાથી તેનું નૈસર્ગીક મૂલ્ય ઠર્યું, ત્યારથી જિંદગીની જરૂરીઆતમાં જડ અથવા ચેતન જેજે વસ્તુ મેળવવાની જરૂર પડવા માંડી તે સિક્કાના વિનિમયથી મળવા માંડી. એટલે જેની પાસે જે પ્રમાણમાં સિક્કા હોય તે પ્રમાણમાં તે વધતો કે ઓછો વિનિમય કરી શકે. જેથી આખી દુનીઆને પોતાની પાસે જે હોય તે આપીને સિક્કા મેળવવાની હોંસ પ્રકટ થઇ. તે સિક્કાનું નામ ધન, લક્ષ્મી, અર્થ, પૈસા, રૂપીઆ વગેરે રાખવામાં આવ્યું. આજે એટલા માટેજ આપણે **ધર્મથીજ અર્થનું ઉપાર્જન કરવું**, એ વિષય રાખવામાં આવ્યો છે.

આજકાલ આખી દુનીઆમાં તપાસ કરીશું તો એકપણ માણસ એવો નહિ મળશે કે જે સ્પષ્ટ તથા સત્ય કહી દે કે હું જૂઠું બોલીને, ચોરી કરીને, લૂંટીને, વિશ્વાસઘાત કરીને, ઠગીને, ગળું ફાંસીને, ધન મેળવું છું. ધનવાનો તથા ગરીબો પણ પોતપોતાની સ્થિતિને અનુસરીને પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવે છે, અને જેને જેટલું ધન મળી આવે છે તેઓ તેવી સ્થિતિમાં રહીને આનંદથી કાળ ગુજારે છે. મતલબ કે એક ગરીબ ભિખારીથી લઇને મહારાજાધિરાજ અખંડ પ્રૌઢ પ્રતાપ પંચમ જ્યૉર્જ કે જેના રાજમાં સુરજ આથમતો નથી તે પણ પોતપોતાની સ્થિતિને અનુસાર પોતાની જરૂરીઆત સમજે છે, અને જરૂરીઆત જેટલું ધન મળવાથી સંતોષ માની તે પ્રમાણે પોતાના ગૃહસ્થાશ્રમની સમૃદ્ધિ ગોઠવે છે. આ દુનીઆમાં મનુષ્યમાત્ર જ્યાં સુધી જાગૃત અવસ્થામાં હોય છે ત્યાંસુધી અર્થનું ઉપાર્જન કરવામાં અથવા ધનને મેળવવાના પ્રયત્નમાં, અથવા લક્ષ્મીને સંગ્રહી રાખવાના વિચારમાં નિમગ્ન થએલા જણાય છે. પણ આગળ કહ્યું તેમ મારે અધર્મથી ધન મેળવવું નથી પણ ધર્મથીજ ધન મેળવવું છે. એવા સંકલ્પવાળા ભાગ્યેજ કોઈ દેખાય છે.

વર્તમાન કાળમાં એક એવી પ્રથા પડી ગએલી જોવામાં આવે છે કે **"ભાઇ વહેપારના કામમાં જૂઠુ બોલ્યા વિના ચાલેજ નહિ" આ જગતમાં કોઈપણ પ્રકારનો ઉંચો નીચો પગ પડયા સિવાય કોઈથી ધનવાન થવાતુંજ નથી.** એ ઉપરથી એવી કહેવત ચાલુ થઇ છે કેઃ-ધાવાં ધાન મળે પણ ધન મળતું નથી. એટલે જેણે ધનવાન થવું હોય તેણે અધર્મ કરવોજ જોઇએ એવી રૂઢિ દાખલ થઈ, અને ધન મેળવવામાં જેમ જેમ ચાલાકીથી અધર્મ કરતાં આવડે અથવા તે અધર્મને છુપાવતાં આવડે. તે એક કહેવત પ્રમાણે. **येनकेन प्रकारेण स्वार्थं साधयेत धीमान्** અર્થાત્ ગમે તેમ કરીને પોતાના સ્વાર્થને સાધે છે. તેજ બુદ્ધિમાન્ ગણાય છે. આવી માન્યતા જેમ જેમ દૃઢીભુત થતી ગઈ તેમ તેમ, અધર્મથી ધન મેળવવાની યુકિતઓ શોધાતી ગઈ, અને ધીમે ધીમે તે યુકિતઓ રૂઢિ રૂપે ગોઠવાઇ, અને અધર્મથી ધન મેળવવાનો અમારો જન્મસિદ્ધ હક છે એમ જણાતું તથા મનાતું ગયું. એટલે રાજાને નજરાણું લેવાનો, ધર્મગુરુઓને ભેટ લેવાનો, અમલદારોને લાંચ લેવાનો, માલ બનાવનારાઓને માલમાં સેળભેળ કરવાનો, માલ વેચનારાઓને ઓછું તોળવાનો તથા ભરવાનો, ચોરોને ચોરી કરવાનો, લૂંટારાઓને લૂંટવાનો, ઠગોને ઠગવાનો, અને ભિખારીઓને જુદા જુદા વેશ કહાડી લોકોને ભૂલમાં નાંખી ધન હરણ કરવાનો જન્મસિદ્ધ હક છે. એમ મનાવવા લાગ્યું, જેથી આખી દુનીઆને ધર્મથી ધન મેળવવાનું પડતું મૂકી અધર્મથી ધન મેળવવાનું ભુત વળગ્યું. એક તરફ જોતાં

કેટલીક વખતે અધર્મથી ધન મેળવનારાઓ માયાવી જગત્‌ની આંખે ઘણા સુખી જણાય છે. કેટલાકો મગરૂરી સાથે કહે છે કે પૈસો હશેતો શાખ ચાલશે કે શાક મળશે. સત્યપર આરૂઢ રહીને નિર્ધન અવસ્થામાં દરિદ્રતા ભોગવતાં જ્યાં ત્યાં તિરસ્કાર ખમવો પડે, તે કરતાં અસત્ય અને અધર્મથી મેળવેલું ધન અતિ આનંદમાં મોટાઇ મેળવીને સેંકડો દરિદ્રીઓની ખુશામત સાંભળતાં સાંભળતાં ને લાખો માણસોની સલામો ઝીલતાં ઝીલતાં અને કરોડો માણસને આશામાં લટકાવતાં લટકાવતાં, જિંદગી ગુજારવી તે શું ખોટું છે ? એતો असमृद्धो भवेत् साधु । તે વાળો ઘાટ છે. જેઓ મૂર્ખમાં મૂર્ખ છે, જેઓ આળસુમાં આળસુ છે, તેઓજ સત્યનો અને ધર્મનો ડૉળ ઘાલી ધનવાનોની ખુશામત કરતા કરતા આશાતંતુએ લટકીને હાય ! અફસોસ ! નિરાશા ! ભૂખમરાના કલેશ, અને દુઃખમાં પોતાનું જીવન ગાળે છે. લક્ષ્મી છે તોજ બધું છે, લક્ષ્મીવડે જગતનું તેજ છે, લક્ષ્મી તેજ દરીઆની દીકરી છે, અને વિષ્ણુની પત્ની છે, અને વિષ્ણુને શાસ્રકારોએ તમોગુણી માનેલા છે. જ્યાં તમોગુણ હોય ત્યાં અજ્ઞાન હોય છે, અને જ્યાં અજ્ઞાન હોય ત્યાં અધર્મ હોય છે અને અધર્મવિના લક્ષ્મી મળી શકતીજ નથી એટલા માટે ધન મેળવવામાં ધર્મની જરૂર નથી. ધન અને ધર્મ બે સાથે રહી શકતાજ નથી. માટે ધન મેળવતાં કોઇ પણ પ્રકારનું થોડે કે ઘણે અંશે અસત્ય તો કરવુંજ પડે એવો આજકાલની આખી દુનીઆનો સિદ્ધાંત છે. અને તેથીજ વર્તમાન કાળમાં જો કોઇને દુઃખ ઉત્પન્ન થાય, જો કોઇનો જીવ જાય, જો કોઈનું નિકંદન થાય, જો કોઈનું સત્યાનાશ જાય, જો કોઇ ભૂખે મરી જાય, જો કોઇનાં બચ્ચાં છોકરાં રખડી જાય, જો આખો દેશ ઉજ્જડ થાય અને લાખો માણસનાં મૃત્યુ થાય, તોપણ ધન મળતું હોય, અથવા ધન મેળવવાનો સંભવ હોય તો ઉપર કહેલાં તમામ કાર્યો કરવાને આજની દુનીઆં જરા પણ ભુલ કરે એમ નથી. અને એવી રીતે આખી દુનીઆના લોકો અધર્મથી ધન મેળવવાને પ્રવૃત થએલા હોવાથી અથવા મચી રહેલા હોવાથી આજે આખી દુનીઆ દુઃખમય, કલેશમય અને અશાન્તિમય જણાય છે. પણ જો મનુષ્યમાત્ર પોતાની ભૂલને સ્વીકારી, સુધારી, ધર્મથી અર્થનું ઉપાર્જન કરવા પ્રયત્નવાન થાય તો આખી દુનીઆ સુખ અને આનંદનું ધામ બની જાય. એટલા માટે આપણે ધર્મથી ધન મેળવવાનો વિચાર કરીએ.

દરેક ધન મેળવનારાઓના મનમાં એકજ વાત રમી રહેલી હોય છે કે જેમ બને તેમ ઉતાવળે ઘણા પૈસા મેળવું. પણ ધર્મથી પૈસા મેળવવામાં ધર્મનું પ્રથમ લક્ષણ જે ધીરજ તે ખોઈ બેસવાથી અધર્મ થઇ જાય છે. દાખલા તરીકે બે દુકાનદાર પૈકીનો એક દુકાનદાર ધર્મથી ધન મેળવવા માટે પોતાની દુકાને

આવતાં ગ્રાહકોને પોતાના માલનો એકજ ભાવ કહે, અને જે માલ ગ્રાહકે માગ્યો હોય તે માલમાં ફેરફાર કે ભેળસેળ કરે નહિ; તેમ તે માલને તોળતાં કે માપતાં ઓછું આપવાનો વિચાર કરે નહિ અને બીજો દુકાનદાર પોતાના માલમાં ફેરફાર કે ભેળસેળ કરે, તોલ અને માપમાં ઓછું આપે માલની કિંમત કરવામાં ઘરાકનું મોં જોઇને ભાવ કરે ને એકવાર ભાવ કર્યા પછી બોલીને ફરી પણ જાય. આ બે વેપારી પૈકી પહેલાએ પોતે ધીરજ રાખી છે અને બીજાએ પોતાની ધીરજ ગુમાવી છે. જેથી બીજા વેપારીને તત્કાળમાં લાભ દેખાવાનો અને પહેલા વેપારીને તત્કાળમાં લાભ દેખાવાનો નહિ. છતાં બીજા વેપારીનું છળકપટ જ્યારે પ્રકટ થાય ત્યારે પરિણામે તેને ખોટમાં ઉતરવું પડે છે, અને પહેલા વેપારીને જો કે શરૂઆતમાં લાભ ઓછો થાય તેનો માલ ઓછો ખપે, પણ જેમ જેમ વખત જતો જાય અને લોકોને નિશ્ચય થાય કે આ વેપારી ભાવમાં, તોલમાં, કે માપમાં ઠગતો નથી. પણ વ્યાજબી રીતે પૈસા લે છે. એવી શાખ પડવાથી ધીમે ધીમે ગ્રાહકી વધતી જાય છે, અને છળકપટથી પેદા કરનારા કરતાં પોતે વધારે પેદા કરે છે. મતલબ કે આ વેપારમાં ધર્મનાં લક્ષણ પૈકી ધીરજ, દમ, સત્ય, અને અલોભ એટલાં લક્ષણોનો સમાવેશ થાય છે. બીજી રીતે જોતાં એક ખેડુત પોતાને ઘેર પાકેલું અન્ન બજારમાં વેચવા માટે લાવે છે. અને લાવતાં પોતાના લોભને તૃપ્ત કરવાને માટે એક ગાડામાં એક મણ મંટોડું ભેળે છે. અને બીજો ખેડુત કંઈ પણ ભેળસેળ કર્યા સિવાય પોતાના માલનું ગાડું બજારમાં લાવે છે. બજારમાં વેપારીઓમાં બે ગાડા પૈકી કાંકરા વિનાની ગાડીની કિંમત પાંચ રૂપીઆ વધારે અને કાંકરાવાળી ગાડીની કિંમત પાંચ રૂપીઆ ઓછી અંકાય છે. ચોકખો માલ જલદી ખપી જાય છે અને ભેળસેળવાળા માલને ખપતાં વાર લાગે છે એટલુંજ નહિ પણ ભેળસેળ કરવાનું મંટોડુ ખોદતાં, અનાજમાં ભેળતાં અને ગાડીમાં નાંખી ખેંચતાં જે શ્રમ પડે છે તે શ્રમ નકામો જાય છે અને કિંમત તો ખરા માલનીજ હાથમાં આવે છે. મતલબ કે માલ ઉત્પન્ન કરનારા, અને માલને વેચનારા વૈશ્ય ગૃહસ્થાશ્રમીઓએ વર્તમાન કાળમાં ધર્મનો ત્યાગ કરીને લોભ, અસત્ય, ઉતાવળ અને દુર્બુદ્ધિનો ઉપયોગ કરવાથી આજે આપણા આખા દેશે વિશ્વાસ ગુમાવ્યો છે. આજે આપણા આખા દેશમાં એક પાઇથી માંડીને એક હજાર રૂપીઆનો માલ ખરીદવો હશે અને તેની કિંમત માલધણી વ્યાજબી કહેતો હોય પણ તે માલ તેથી ઓછી કિંમતે માગવાનો અથવા માલધણીને વ્યાજબી કહો, ખરૂં કહો, ધર્મપર કહો, સત્યપર કહો, એમ કહેવાનો ચાલ પડી ગયો છે; કારણ કે માલ ખરીદનારને માલ વેચનારાના સત્યપર વિશ્વાસ નથી, અને હું માગું એટલા પૈસા આપશે એવો માલ વેચનારને ખરીદનારનો ભરોસો નથી. જેથી અસત્યનો કારભાર ચાલી રહ્યો છે. જો સત્યપર વેપાર ચલા-

વામાં આવે અને અસત્ય નહિ બોલવું એવો વેચનારનો નિશ્ચય હોય, તો માલ ખરીદતાં અને વેચતાં, સમયનો નાશ થાય નહિ અને અધર્મ થાય નહિ જેથી ધર્મ એજ સુખનું કારણ દેખાય, પણ આપણા દેશમાં ધર્મનો સમૂળ નાશ થએલો છે અને તે ધર્મનો નાશ થવાનું કારણ આ કળીયુગમાં અનાચારજ થવાનો છે, પણ ધર્મ રહેવાનોજ નથી એવો નિશ્ચય થઇ ગએલો હોવાથી સત્ય કે ધર્મ તરફ કોઈનું લક્ષજ જતું નથી. હાલમાં એક રૂઢિ પડી ગએલી છે કે કોઇપણ માણસ કોઇપણ પ્રકારની નોકરી કરતો હોય અને તેને એમ પૂછવામાં આવે કે તમને કેટલો પગાર મળે છે? જવાબમાં પાંચ રૂપીઆથી માંડીને પાંચ હજાર રૂપીઆનો માસિક પગાર મળે છે, એવો જવાબ મળતાંની સાથેજ પૂછનાર બીજો સવાલ પૂછશે કે પગાર ઉપરાંત બીજું કાંઈ? તેવી રીતે એક વિદ્વાન, ધીમાન્ કે કળાવાન પુરુષ કોઈપણ ધનવાનની પાસે જઇને કહેશે કે આ ધંધો આટલા ભંડોળથી ચલાવી શકાય એમ છે અને તેમાં આટલો નફો મળવાનો સંભવ છે માટે તમે તમારા રૂપીઆ અમને વ્યાજે આપો. તેનો જવાબ આપતાં શાહુકાર જવાબ દેશે કે વ્યાજ આપવું એમાં કંઈ નવાઈ નથી. પણ મારા પૈસાથી તમારો ધંધો ચાલુ થાય તેમાં મારૂં શું? મતલબ કેઆપણા દેશમાં, બીજું શું? અને મારે શું? એવાં બે વાકયો ઉપરજ વેપારના ધર્મની વ્યવસ્થા રચાયલી દેખાય છે. જેથી એક કહેવત પ્રમાણે "गुरु लोभी चेला लालचु दोनो खेले दाव, दोनो डूबे बापडे चढ पत्थरकी नाव." મતલબ કે પૈસાદાર જ્યારે વિદ્વાનને ગુલામ બનાવવાની ઇચ્છા રાખી પોતાને ફાવતી શરતો લખાવી લે છે તે વારે વિદ્વાન ધન મેળવવાની ગરજને લીધે ગમેતેમ લખી આપે છે પણ પૈસા પોતાના હાથમાં આવ્યા પછી લોભીઆ ધનવાનનો વિચાર ધૂળમાં મળી જાય છે. એટલે એક કહેવત પ્રમાણે "आपनार मोटो" એટલે જેની પાસે પૈસા હોય તે જ્યાંસુધી આપનારની સ્થિતિમાં છે ત્યાંસુધીજ તે મોટો ગણાય છે અને જ્યારે તે માગનારના સ્થાનમાં ઉભો રહે છે ત્યારે તે હલકો ગણાય છે.

એટલે "જેના હાથમાં તેના મોંમાં" એ કહેવત સાબીત થઈ ચૂકી છે. જો વિનિમયના કાયદા પ્રમાણે પોતાના સત્યથી ઉત્પન્ન કરેલી વસ્તુ બીજાને છળ, કપટ, આડંબર, લોભ અને સ્વાર્થ વિના આપવામાં આવે તો બીજાની વસ્તુ પણ તેવીજ રીતે તેને મળે, બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમી પોતાની વિદ્યાના બળથી સત્ય માર્ગે સ્વાર્થ વિના, કપટ વિના, ઠગાઈ વિના, આડંબર વિના, ત્રણ વર્ણોને દુઃખમાંથી તારવાનો પ્રયત્ન કરી ધન મેળવી શકે છે, ક્ષત્રિય ગૃહસ્થાશ્રમી શત્રુ તરફના લાગવગને તાબે નહિ થતાં શત્રુ તરફથી બતાવાતા લોભવાળા ધનનો લોભ રાખ્યા સિવાય અને ત્રણ વર્ણ પાસેથી કોઇપણ જાતની લાંચ રૂષવત મેળવ્યા સિવાય, ત્રણ

વર્ણનું રક્ષણ કરી ધન મેળવી શકે છે. વૈશ્ય ગૃહસ્થાશ્રમી પોતે ઉત્પન્ન કરેલા અથવા પોતાને વેચવાના માલમાં કોઈપણ પ્રકારનો દગો ફટકો નહિ કરતાં સત્યને માર્ગે ધન મેળવી શકે છે, અને શુદ્ર ગૃહસ્થાશ્રમી પોતાના સેવાધર્મને સમજી જુઠું બોલ્યા સિવાય, ચોરી કર્યા સિવાય, આળસથી પોતાના ઉપરીનું કામ બગાડયા સિવાય, પોતાની બુદ્ધિના બળથી ધન મેળવી શકે છે. અને એ પ્રમાણે ચારે વર્ણના ગૃહસ્થાશ્રમીઓએ ધર્મથી મેળવેલું ધન તેઓ પરસ્પરને સહાયકારી, આરોગ્ય આપનારૂં, આનંદ આપનારૂં. ઐશ્વર્ય આપનારૂં અને આયુષ્યને આપનારૂં નીવડે છે. એટલા માટે ગમે તેટલી અગત્ય હોય, ગમે તેટલા દુઃખમાં હોઈએ, ગમે તેટલું મળવાની આશા હોય તોપણ ધર્મથીજ અર્થનું ઉપાર્જન કરવું, એજ મનુષ્ય જન્મમાં ગૃહસ્થાશ્રમની સાર્થકતા છે, અને તેજ ગૃહસ્થાશ્રમી ધન્યવાદને પાત્ર થાય છે. એટલું કહીને આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે અર્થના ઉપાર્જનથીજ ધર્મરક્ષા થાય છે એ વિષય ઉપર બોલવામાં આવશે ઈતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૧૮મું.

# અર્થના ઉપાર્જનથીજ ધર્મરક્ષા થાય છે.

સુરત, રવિવાર તા. ૧૪-૯-૧૯

ओ३म पाहिनो अग्नेरक्षसः पाहिधूर्तेरराव्णः ॥
पाहिरीषत उतवाजि घांसतो बृहद्भानो यविष्ठय ॥१॥
ओ३म शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराण : सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

ગયે રવિવારે આપણે ધર્મથીજ, અર્થનું ઉપાર્જન કરવું એ વિષયપર વિવેચન કર્યું હતું, એટલે એવું સ્થાપન કરવામાં આવ્યું કે જો આખી દુનીઆ ધર્મથીજ અર્થનું ઉપાર્જન કરે, તો કોઈને પણ કોઈની સાથે વૈમનસ્ય થાય નહિ; તે પ્રમાણે આજનો વિષય **અર્થના ઉપાર્જનથીજ ધર્મની રક્ષા થાય છે.** એ રાખ્યો છે. આ વિષયમાં ઉતરતા પહેલાં આપણે થોડો વિચાર કરવો જોઇએ કે અર્થ જડ છે અને ધર્મ ચૈતન્ય છે, અર્થ રૂપી છે અને ધર્મ અરૂપી છે, અર્થ ચંચળ છે અને ધર્મ સ્થિર છે. તો પછી ધર્મથી અર્થની ઉત્પત્તિ થાય એ બનવાજોગ છે. પણ અર્થથી ધર્મનું રક્ષણ થાય એ કેમ બની શકે? આ વિષયનું પરિસ્ફોટન કરતાં મારે જણાવવું જોઇએ કે જેમ પિતાથીજ પુત્ર ઉત્પન્ન થાય છે, તેજ પુત્ર પિતાનું રક્ષણ કરે છે અર્થાત્ ધર્મ અને અર્થનો તાદાત્મ્ય સંબંધ છે. જો ધર્મ વિના અર્થનું ઉપાર્જન કર્યું હોય તો તે અર્થથી સુખનાં સાધન મેળવી શકાતાં નથી કે ભોગવી શકાતાં નથી; અને જો અર્થથી ધર્મનું રક્ષણ કરવામાં ન આવે તો એક કહેવત પ્રમાણે **'ધર્મ નષ્ટે રાજ નષ્ટ'** અને **'રાજ નષ્ટે પ્રજા નષ્ટ'** મતલબ કે **જે પ્રજાનું રાજ્ય નાશ પામે છે તે પ્રજા નાશ પામે છે અને જે રાજ્યનો ધર્મ નાશ પામે છે તે રાજ્યનો નાશ થાય છે.** એટલા માટે આજનો વિષય અર્થના ઉપાર્જનથીજ ધર્મરક્ષા થાય છે તે રાખવામાં આવ્યો છે. જો અર્થનું ઉપાર્જન કરવામાં ન આવે તો તેથી ધર્મ પામી શકાતો નથી. જેમ

એક નિર્ધન મનુષ્ય પોતાની આજીવિકા માટે પરાધીનપણે નોકરી કરતો હોય, અથવા એક પુરુષ પોતાની આજીવિકા માટે ગાંધીની, કણીઆની કે પરચુરણ વસ્તુઓની દુકાન માંડતો હોય અને તે એવી સ્થિતિમાં હોય કે સવારથી માંડીને રાતના દશ વાગ્યા સુધી નોકરીમાં કે ધંધામાં રોકાઇ રહે તોજ તેને નિર્વાહ પૂરતી અર્થની પ્રાપ્તિ થાય. તેના મનમાં ધર્મ શું છે ? ધર્મ કેવી રીતે થઇ શકે છે ? ધર્મ કેવી રીતે પાળી શકાય છે, તેનો વિચાર જિજ્ઞાસા સાથે હોય, પરંતુ તે માણસ ધર્મગુરુ પાસે જઇને ધર્મ પુસ્તક સાંભળી શકતો નથી. જેથી તેને ધર્મનું સ્વરૂપ જાણવામાં આવતુંજ નથી. પણ જો તે માણસે અર્થનું ઉપાર્જન કર્યું હોય તોજ તે ધર્મને પામવાનો અધિકારી ગણાય છે. અને એટલા માટે ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

यस्यास्ति वित्तं सनरः कुलीनः ।
स पंडितः सः श्रुतिमान् गुणज्ञः ॥
स एव वक्ता स च दर्शनीयः ।
सर्वेगुणाः कांचन माश्रयंते ॥

અર્થાત્ જેની પાસે ધન હોય છે તેજ કુળવાન ગણાય છે, તેજ પંડિત, સાંભળનારો, ગુણને જાણનારો, વકતા અને સ્વરૂપવાન ગણાય છે. એટલે આ દુનીઆની તમામ વિભુતિઓ ધનની સાથે શોભે છે, જો ધન ન હોય અથવા ધન મેળવ્યા પછી જતું રહે તો તેજ ક્ષણે તે પુરુષના તમામ ગુણો ઢંકાઇ જાય છે.

तानिंद्रियाणि सकलानि तदेव कर्म ।
साबुद्धिर प्रतिहता वचनं तदेव ॥
अर्थोष्मणा विरहितः पुरुषः स एव ।
अन्यः क्षणेन भवतीति विचित्र मेतत् ॥

અર્થાત્ તેજ પુરુષની તેજ ઇંદ્રિયો છે, તે પુરુષ તેજ કામ કરે છે, તેનામાં તેટલીજ વિદ્યા અને તેટલુંજ જ્ઞાન, તેટલુંજ સાહસ, તેટલો ઉદ્યોગ, તેટલાં સગાં, તેટલા મિત્રો અને તેટલા ઓળખીતાઓ હોય છે. પણ જો એક ક્ષણમાં તેનું ધન નાશ પામી દારિદ્ર આવે તો બીજીજ ક્ષણે તે બધાંજ બદલાઇ જાય છે. મતલબ કે ધનનો સંચય કરવો એ ચારે વર્ણના લોકોને ધર્મપર શ્રદ્ધા રાખવાનું મોટું સાધન છે. જ્યારે અર્થને માટે લોકોને ધર્મનો ત્યાગ કરવો પડતો નહોતો ત્યારે આપણો દેશ આખી દુનીઆમાં સર્વોપરિ ગણાતો હતો. આખી દુનીઆમાં આર્યાવર્ત અથવા ભારતવર્ષજ એક એવો દેશ હતો કે જેને માટે પરદેશી મુસાફરો સ્પષ્ટ શબ્દમાં લખી ગયા છે કે "ભારતીય પ્રજાને ધનને માટે લેખ લખવા પડતા

નથી, તેમ ધનના રક્ષણ માટે તીજોરી, પેટી, રાખવાં પડતાં નથી, એટલુંજ નહિ પણ તેઓને બારણે તાળાં મારવાનો પણ રિવાજ નથી. એ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે અસત્ય અને ચોરીરૂપ અધર્મથી ધન મેળવવાની વાત રાજા પ્રજા સ્વપ્ને પણ જાણતા હતા નહિ. **એવો કાયદો હતો કે જે ધન મારૂં નથી તે હું શી રીતે લઇ શકું?** એ વાત રાજા પ્રજા સર્વને માન્ય હતી. એક દાખલો આપી શકાશે કેઃ–એક માણસ પોતાનું ઘર બીજા માણસને વેચે તે પછી ખરીદનાર માણસ તે ઘરમાં સમારકામ માટે અથવા તેને નવેસરથી બંધાવવા માટે તેમાં ખોદકામ શરૂ કરે, તે ખોદકામ કરતાં ઘરની જમીનમાંથી એક ધનનો ખજાનો હાથ લાગે, તે વખતે ખરીદનાર માણસ, વેચનાર માણસને બોલાવી કહે કે આ ધનનો માલિક હું નથી પણ તું છે, ત્યારે વેચનાર માણસ તેને એવો જવાબ આપે કે એ ધન જો મારૂં હોત તો હું આ ઘરને વેચતે શું કરવા? આવી રીતે ખરીદનાર અને વેચનાર બન્નેની ફરિઆદ રાજા પાસે જતી હતી અને કહેવામાં આવતું કે આપ પૃથ્વીપતિ છો એટલે પૃથ્વીમાંથી નીકળેલા ધન ઉપર અમારો નહિ પણ આપનો હક છે, માટે આપના ખજાનામાં એ ધનને રાખો રાજા તેજ વખતે જવાબ આપતો કે રાજ્યની યોગ્ય મહેસુલ સિવાયનું ધન તે રાજાનું નથી. માટે એ અધર્મના પૈસા રાજ્યની તીજોરીમાં લઇ શકાશે નહિ. એવી રીતે ધર્મનું પાલન કરવાને રાજા તથા પ્રજા તૈયાર હતી તે ઠેકાણે વર્તમાન કાળમાં એવીજ રીતે મળેલા ધનને માટે ખરીદનાર, વેચનાર, અને રાજા ત્રણે પોતપોતાના હક સાબિત કરવા મથન કરે છે. આ દાખલાથી આપના મનમાં વિષયાન્તરનો ભય ઉત્પન્ન થાય, પણ ધન ઉપાર્જન કરવામાં અધર્મ ન થાય એટલા માટે આપણી પૂર્વ સ્થિતિ બતાવવી પડી છે. જે પ્રજા અર્થનું ઉપાર્જન કરી શકતી નથી તે પ્રજા ધર્મનું રક્ષણ પણ કરી શકતી નથી, જ્યારે અર્થનું ઉપાર્જન કરવાનાં સાધન હોય નહિ, અને અર્થની જરૂર હોય તે વખતે અર્થની લાલચથી ધર્મનો ત્યાગ કરવામાં આવે એ સ્વાભાવિક છે. જ્યારે દેશમાં દુષ્કાળ પડે છે ત્યારે અર્થને માટે માબાપ વાત્સલ્ય ધર્મને, અને પુત્રો માતૃધર્મને ભૂલી જાય છે. જ્યારે ઘરમાં દારિદ્ર હોય છે ત્યારે પુરુષ કે સ્ત્રી ધનને માટે પોતાના પતિવ્રત કે પત્નીવ્રતનો ધર્મ ચૂકી જાય છે, જ્યારે એક રાજા બીજા રાજ્યપર ચઢાઇ કરે છે ત્યારે ધનના લોભી, સામા પક્ષને આશ્રયે જઇ દેશદ્રોહ કરે છે, પણ જો પોતાની પાસે ધનનો સંચય હોય તો ધનના બળથી ધર્મનું રક્ષણ કરવામાં તેને પાપબુદ્ધિ ઉત્પન્ન થતી નથી, એટલા માટે ધનના ઉપાર્જનથીજ ધર્મનું રક્ષણ કરવા માટે દરેક મનુષ્યે અર્થનું ઉપાર્જન કરવું જોઇએ. એટલુંજ કહીને અર્થનું ઉપાર્જન કરવામાં મનુષ્યને અર્થશાસ્ત્ર જાણવાની ખાસ અગત્ય છે, જેમ ધર્મશાસ્ત્ર જાણ્યા સિવાય ધર્મ મેળવી શકાતો નથી, તેમ અર્થશાસ્ત્ર જાણ્યા

સિવાય ધન મેળવી શકાતું નથી. તેથી આવતે રવિવારે **અર્થશાસ્ત્ર અને તેનાં ગૂઢ તત્ત્વો** એ વિષય ઉપર વ્યાખ્યાન આપી ધર્મથીજ અર્થનું ઉપાર્જન કરવું તથા અર્થના ઉપાર્જનથીજ ધર્મનું રક્ષણ થાય છે એ બેઉ વ્યાખ્યાનોનો ઉપસંહાર કરવામાં આવશે. ઇતિશમ્.

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै।**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥**

**ओ३म् शान्ति : शान्ति : शान्ति :**



ભાષણ ૧૯મું.

# અર્થશાસ્ત્રનાં ગૂઢ તત્ત્વો.

ओ३म् तद्विष्णोः परमंपदं सदा पश्यन्ति सूरयः ॥ दिवीव चक्षुराततम् ॥१॥
ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

સુરત, રવિવાર તા. ૨૧-૯-૧૯.

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયા રવિવારે તથા તે પહેલાંના રવિવારે ધર્મથીજ અર્થનું ઉપાર્જન અને અર્થથીજ ધર્મનું રક્ષણ એ બે વિષયનું પ્રતિપાદન કરતાં, "ધર્મથી અર્થની પ્રાપ્તી થાય છે," અને "અર્થથીજ ધર્મનું રક્ષણ થાય છે," એ બે પરસ્પર ઓતપોત વ્યવસ્થાવાળા વિષયનું એટલુંજ તાત્પર્ય છે કે અર્થનું ઉપાર્જન કરવું. અર્થવાન, ધનવાન, લક્ષ્મીવાન અને શ્રીમાન. એ પ્રમાણે અર્થનો ચાર પ્રકારમાં સમાવેશ થાય છે. અર્થવાન તે કહેવાય છે કે જેની પાસે રોકડા રૂપીઆ હોય, ધનવાન તે કહેવાય છે કે જેની પાસે રોકડા રૂપીઆ તથા જંગમ માલમિલ્કત હોય, લક્ષ્મીવાન તે કહેવાય છે કે જેની પાસે રોકડા રૂપીઆ અને સ્થાવર જંગમ મિલ્કત હોય, અને શ્રીમાન તે કહેવાય છે કે જેની પાસે રોકડા રૂપીઆ, સ્થાવર જંગમ મિલ્કત તથા કાંઇક પ્રભુતા હોય એટલે લોકો તેની વાતને અંગીકાર કરતા હોય. એ ચારે પ્રકારના અર્થમાંથી ઉત્પન્ન થએલા વિષયોનું સંગઠન તેનું નામ અર્થશાસ્ત્ર છે.

આપણા દેશમાં પ્રાચીન પુસ્તકોમાં ધર્મશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્રના સેંકડો ગ્રંથો જોવામાં આવે છે, પરંતુ અર્થશાસ્ત્ર ઉપર ગ્રંથો લખાયા હોય એમ જણાતું નથી. અને જો આપણે એમ માનીએ કે અર્થશાસ્ત્રના ગ્રંથો લખાયાજ નથી તો પછી આપણા ઋષિઓએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પ્રકારની સિદ્ધિને પરમ પુરુષાર્થ સિદ્ધ કરેલો છે તે ખોટું ઠરે. તેમ જે દેશમાં અર્થ-

શાસ્ત્રજ ન હોય તે દેશમાં વ્યાવહારિક ગણિત પણ ન હોવું જોઇએ. એટલા ઉપરથી જણાય છે કે અર્થશાસ્ત્ર ઉપર બહુ મોટા પ્રમાણમાં ગ્રંથો કદાચ નહિ લખાયા હોય તોપણ અર્થનું ઉપાર્જન કરવામાં આપણા દેશે ઉણપ રાખી નથી; જેમ એક માણસ હિસાબ ગણવા બેસે તે વખતે તેને આંક ગોખવા પડતા નથી તેમ ધનનું ઉપાર્જન કરનારા લોકોને અર્થશાસ્ત્ર ભણી જવું પડતું નથી. એટલે જે દેશમાં ધર્મથીજ અર્થનું ઉપાદાન હોય ત્યાં હાલનું અર્થશાસ્ત્ર કંઇ કામ લાગતું નથી, કારણ કે ધર્મથી વર્તનારને અર્થશાસ્ત્રનાં ગૂઢ તત્ત્વો આપોઆપ સમજાય છે તથા પળાય છે. આજે આપણો દેશ અર્થશાસ્ત્રથી અજ્ઞાન છે કારણ કે દેશમાંથી ધર્મ જતો રહ્યો છે, એટલે અર્થશાસ્ત્રનું બીજું સ્વરૂપ અથવા બીજો ભાગ જે અનુત્પાદક વ્યયના નામથી ઓળખાય છે તેને વશ આખો દેશ થઇ રહ્યો છે. જેમ ધર્મ પામ્યા વિના માણસ અધર્મી ગણાય છે, જ્ઞાન વિના અજ્ઞાની ગણાય છે, ભણ્યા વિના મૂર્ખ ગણાય છે. કામ વિના આળસુ ગણાય છે, મોક્ષ વિના નર્કનો અધિકારી મનાય છે, તેમ અર્થશાસ્ત્ર જાણ્યા વિના મનુષ્ય વેપારી નહિ પણ ગુલામ ગણાય છે, વિચારવાન નહિ પણ અવિચારી ગણાય છે, ઉદાર નહિ પણ કંજુસ ગણાય છે, અને ધનનો ભોક્તા નહિ પણ દરિદ્રી ગણાય છે. એટલા માટે આપણે અર્થશાસ્ત્રનાં ગૂઢ તત્ત્વોનું વિવેચન કરવાની જરૂર પડે છે.

અર્થશાસ્ત્રમાં એવાં તત્ત્વો ભરેલાં છે કે મૂડી અને ભંડોળ, વસ્તુનું મૂલ અને કિંમત, વેપારમાં ભાગીદાર અથવા નોકર અને છેલ્લે ઉત્પાદક વ્યય અને અનુત્પાદક વ્યય. એ પ્રમાણે જુદાજુદા વિષય ઉપર ચર્ચા ચલાવવામાં આવેલી છે. તે તમામ વિષયોનું સર્વાંશે વિવેચન કરવાનો આપણી પાસે સમય નથી, પરંતુ સ્થાલીપુલાક ન્યાય પ્રમાણે થોડું દિગ્દર્શન કરીશું.

ઘણા પ્રાચીનકાળમાં વસ્તુએ વસ્તુનો વિનિમય કરવાનો ચાલ હતો, તે અડચણ દૂર કરવા માટે ધાતુઓના સિક્કા બનાવી તેવડે વિનિમય કરવાનું કામ ચાલુ થયું, ત્યારથી જે ધાતુના સિક્કા ચાલુ હોય તેનું નામ અર્થ એટલે ભંડોળ રાખવામાં આવ્યું. અને જે ધાતુના સિક્કા બનાવવામાં આવતા હતા તે ધાતુનું નામ મૂડી ગણવામાં આવતી. એટલે અર્થવાન માણસ તે ગણાતો કે જેની પાસે સિક્કા વધારે હોય. સિક્કા પણ જ્યાંસુધી નૈસર્ગીક કિંમતવાળા હોય ત્યાંસુધી તેની કિંમત ગણાતી હતી. અને જે સિક્કો નૈસર્ગીક કિંમતવાળો ન હોય તે સિક્કાની કિંમત નહિ પણ મૂલ ગણાતું હતું. એટલે કે જે સિક્કાને ભાંગીને તેના બે કે ચાર કડકા કરવામાં આવે તોપણ બજારમાં તેના તેટલાજ પૈસા ઉપજે એનું નામ નૈસર્ગીક કહેવાય. અને જે સિક્કાને ભાંગતાં તેની કંઇજ કિંમત ન ઉપજે તેનું નામ નૈસર્ગીક કહેવાય નહિ. દાખલા તરીકે પંદર રૂપીઆની કિંમતની એક

ગીની હોય તે ગીનીના બે કટકા કરીએ તો તેના પોણાપંદર રૂપીઆ ઉપજવા જોઇએ. એક રૂપીઆના બે કટકા કરીએ તો તેના પંદર આના ઉપજવા જોઇએ. પણ જેમ હાલમાં એક ચારઆનીનો કે બેઆનીનો કે એકઆનીનો સિક્કો ભાંગી તેના બે કટકા કર્યા હોય તો તેની કિંમત સેંકડે એક કે બે ટકા ઉપજે. મતલબ કે હાલમાં ચાલતા નીકલના સિક્કાઓ કંઈ નૈસર્ગીક કહેવાય નહિ. તેવી રીતે નૈસર્ગીક સિક્કાઓનુંજ નામ અર્થ રાખવામાં આવેલું છે. તે અર્થને જાણવા માટે અને તેને મેળવવા માટે જે ઉદ્યોગ કરવામાં આવે અને તેથી જે ધનસંપત્તિ કે ઐશ્વર્ય મેળવવામાં આવે તેની સમજ આપનારૂં જે શાસ્ત્ર તે અર્થશાસ્ત્ર કહેવાય છે.

અર્થ મેળવતાં અને વાપરતાં તેના બે ભાગ પાડવામાં આવે છે. તેમાં અર્થ ગમે તે પ્રકારે મેળવેલું હોય પણ જે દેશના લોકો અર્થ વાપરવાના પ્રથમ ભાગ જે ઉત્પાદક વ્યયને નામે ઓળખાય છે તેને સમજે, તે દેશના લોકો ધન સંપત્તિમાં દિનપર દિન વધતાજ જાય છે. અને જે દેશના લોકો ધનને વાપરવાનો બીજો પ્રકાર જે અનુત્પાદક વ્યયથી ઓળખાય છે તે માર્ગનું ગ્રહણ કરવાથી તે દેશ ધનસંપત્તિમાં અધોગતિને પામતો જાય છે, હવે આપણે એટલું યાદ રાખવું જોઇએ કે પૈસાની દાન, ભોગ કે નાશ એ ત્રણ ગતિ માનેલી છે. તે પૈકી દાનશક્તિ અને ભોગશક્તિમાં ધનનો ઉપયોગ ન થાય તો તેની પાછળ નાશશકિત લાગેલી છે એટલે તેના ધનનો નાશ થાય છે. આપણે ગમે તેટલો પૈસો મેળવ્યો હોય અને આપણે તેને દાનમાં કે ભોગમાં વાપરીએ તેમાં ઉત્પાદક વ્યય કે અનુત્પાદક વ્યયનો વિચાર કરવામાં ન આવે તો સુલટું કરતાં ઉલટુ થઈ જાય. એટલે જે દાન ઉત્પાદક વ્યય સમજીને કરવામાં આવે પણ તે અનુત્પાદક બની જાય, અને જે ભોગ ઉત્પાદક શકિતને કાયમ રાખવા માટે કરવામાં આવે તે અનુત્પાદકમાં પલટાઇ જાય. એટલા માટે ઉત્પાદક કે અનુત્પાદક વ્યયનું યથાર્થ સ્વરૂપ સમજવાની ખાસ જરૂર છે.

પૂર્વના લોકોનો વિચાર એવો હતો કે આ દાન જે હું આપું છું તે કાશી ક્ષેત્રમાં વાવું છું. અને એટલા વિચારથીજ કાશી ક્ષેત્રમાં અન્નસત્રો બાંધવામાં આવેલાં છે અને દિનપરદિન તેમાં વધારો થતો જાય છે. પણ જે વખતમાં અન્ન-સત્ર માટે દાન કરવાનો રિવાજ ચાલુ થયો તે વખતે કાશીક્ષેત્ર વિદ્યાનું ધામ હતું અને ત્યાં લાખો વિદ્યાર્થી આખા દેશમાંથી અને પરદેશમાંથી વિદ્યા ભણવા આવતા હતા. કાશી ક્ષેત્રમાં રહેલા વિદ્વાન મહાત્માઓની પાઠશાળામાં ભણવાનું અને સૂવાનું મળતું, પણ તે બ્રહ્મચારીઓએ ભિક્ષા માગીને રાંધેલું અન્ન લાવીને પોતાનો નિર્વાહ ચલાવવાનો હતો. એક તરફ કાશીપુરી જેવા ક્ષેત્રની વસ્તી ગમે એટલી મોટી હોય, તોપણ તે લાખો વિદ્યાર્થીને રાંધેલું અન્ન પૂરૂં પાડી શકે નહિ,

એટલા માટે ધનવાન્ દાનવીર ગૃહસ્થોએ પોતાના ધનનું દાન કરીને કાશી ક્ષેત્રમાં અન્નસત્રો બંધાવ્યાં. અને જેમ જેમ વખત ગયો તેમ તેમ તેમાં વધારો થતો ગયો. પણ જેમ જેમ પ્રજામાંથી ધર્મ નષ્ટ થતો ગયો તેમ તેમ પ્રજાનાં રાજ્ય નષ્ટ થતાં ગયાં અને "રાજ્ય નષ્ટે પ્રજા નષ્ટા" એ નિયમ પ્રમાણે પ્રજાત્વ નાશ પામ્યું એટલે દાનથી સ્થપાએલાં અન્નસત્રોમાં વપરાતા ધનનો વિદ્યાર્થીના લાભને માટે વ્યય થતો હતો ત્યાંસુધી એ ખર્ચ ઉત્પાદક વ્યય ગણાતો હતો. પણ હાલમાં તે સદાવ્રતો ચાલતાં છે. અન્નસત્રોમાં અન્ન કાચું અને પાકું અપાય છે પણ તેનો લાભ બાવા, સાધુ, વેરાગી, સંન્યાસી વગેરે લે છે. તેથી તે ધનનો ઉત્પાદક વ્યય નહિ થતાં અનુત્પાદક વ્યય થાય છે. આ દાખલા ઉપરથી આપણે એક વાત સમજી રાખવી જોઈએ કે આપણા દાનથી અથવા આપણા ભોગથી જે ખર્ચ થાય તે તેનો ઉત્પાદક વ્યય થવો જોઈએ. ઉત્પાદક વ્યય તે છે કે જે ખર્ચેલા પૈસા, પછી તે દાનમાં હોય કે ભોગમાં હોય તોપણ તેથી દેશની લક્ષ્મીમાં વધારો થાય. ને અનુત્પાદક વ્યય એ છે કે જે દાન ભોગમાં ધન વપરાય તેથી દેશમાં સમૃદ્ધિ વધવાને બદલે ઘટે. એટલું યાદ રાખ્યા પછી એક દાખલો ધ્યાનમાં રાખવાનો છે કે, એક માણસ એક રૂપીઓ કોઈ શાહુકારને ત્યાં જમા કરાવે અને તેનું વ્યાજ પોણા ટકાનું ઠરાવે પણ વ્યાજ વસુલ કરે નહિ. તે એક રૂપીઓ સો વર્ષ સુધી જમે રહે અને તેના ઉપર દિવાળી બાકીના વ્યાજના વ્યાજ સાથે હિસાબ ચઢતો જાય તો તે એક રૂપીઆનું એકસો વર્ષે એક લાખ અને ચાળીસ હજાર રૂપીઆ વ્યાજ થાય છે, એટલે જે ગૃહસ્થ પોતાના ધનનો દાનમાં કે ભોગમાં એક રૂપીઆનો વ્યય કરે અને તે વ્યય જો અનુત્પાદક હોય તો સો વર્ષે તેની ચોથી પેઢીના વારસને એક લાખ અને ચાળીસ હજાર રૂપીઆનું નુકસાન કરે છે. પણ જો એક રૂપીઓ ઉત્પાદક વ્યયમાં ખરચવામાં આવે તો તે ઉત્પાદક શકિતને લીધે સો વર્ષે તેની ચોથી પેઢીના વારસને એક લાખ ચાળીસ હજાર રૂપીઆનો લાભ આપી શકે છે. આ સત્ય અને ચોકસ ગણેલા હિસાબના સરવાળા પર ધ્યાન રાખીને વર્તવામાં આવે તો અર્થશાસ્ત્રનો ખરો ઉપયોગ થાય પણ જો એ ઉપર ધ્યાન આપીને મનુષ્ય કંજુસ બની જાય અને પોતાના પૈસાનો ઉપયોગ કરે નહિ તો તે પૈસાનો નાશ થવાનોજ છે. તેથી પૈસાનો વ્યય કરતાં બહુ સંભાળ રાખવાની છે. આપણા દેશમાં હાલમાં ઘેરે ઘેર પૈસાનો દાનમાં કે ભોગમાં વ્યય થાય છે, પરંતુ તે વ્યય ઉત્પાદક શકિત કરતાં અનુત્પાદક શકિતને વધારે પોષણ આપે છે. જેમ આપણા દેશની ગણતરી પ્રમાણે નિશાન-ધારી મોટા મોટા મહંત સાધુઓના તાબામાં ઝુંડનાં ઝુંડ સાધુઓ રહે છે અને તે સાધુની ગણતરી લગભગ બાવન લાખની ગણાયલી છે, તે સાધુઓ જ્યાં જાય છે ત્યાં ગૃહસ્થો તેને ઉત્તમ પ્રકારનાં ભોજન જમાડી

અમુક સેંકડા રૂપીઆ ભેટમાં આપી પોતે કરેલા દાનથી પોતાને કૃતાર્થ માને છે. તેનો સરાસરી હિસાબ ગણીએ તો ભોજન અને દાનનો મળીને એક માણસ દીઠ દરરોજનો એક રૂપીઓ ખરચ આવે છે. હવે આપણો દેશ દરરોજ બાવન લાખ બાવાના ખર્ચના બાવન લાખ રૂપીઆ એટલે મહીને પંદર કરોડ સાઠ લાખ રૂપીઆ ગણતાં વર્ષે એક અબજ સત્યાસી કરોડ વીસ લાખ રૂપીઆ અનુત્પાદક દાનમાં વાપરે છે. તે પ્રમાણે આપણા દેશમાં ખાનગી અને જાહેર વેશ્યાનો ધંધો ચલાવતી એક કરોડ વેશ્યા છે એવું અનુમાન કરીએ અને તે સર્વે પોતપોતાનો ધંધો ઘણીજ બાહોશીથી ચલાવે છે તેમ એ ધંધાને અંગે ગાયન કરવાનૂં, નૃત્ય કરવાનું, અને વિષયવાંસના તૃપ્ત કરવાનું સાધન મનાયલું હોવાથી એક દિવસના કોઇને પાંચસો રૂપીઆની પેદાશ અને કોઇને એક રૂપીઆની પેદાશ ગણીએ તો પણ તેનો લંક લાગે નહિ, છતાં આપણે ભોગ તરીકેના ખરચમાં દરેક વેશ્યા દીઠ એકજ રૂપીઓ ગણીએ તો દરરોજના એક કરોડ, એક મહીનાના ત્રીસ કરોડ અને એક વર્ષના ત્રણ અબજ સાઠ કરોડ રૂપીઆ અનુત્પાદક ભોગમાં ખરચીએ છીએ એ પ્રમાણે આપણો દેશ મોજશોખની વસ્તુ વસાવવામાં, જિંદગીની જરૂરીઆત કરતાં ખોટી બડાઇના ખર્ચ રાખવામાં, સ્વછંદીપણે વર્તન રાખવાથી દારૂ, ભાંગ, ગાંજો, તંબાકુ, અફીણ, માજમ, મદદ, ચાહ, તાડી, સોડા-વૉટર જેવાં વૉટરો, વગેરે વ્યસનમાં જે અબજો રૂપીઆનો અનુત્પાદક ભોગ ભોગવી રહ્યો છે તેનો હિસાબ મોટા મોટા આંકડાશાસ્ત્રીઓ પણ ઉપજાવતાં થાકી જાય. જો આપણો દેશ ઉત્પાદક વ્યય એટલે દાનમાં, વિદ્યાશાળા, પાઠશાળા, માટે દાન આપે, દેશમાં હુન્નર ઉદ્યોગ શિખવવાની શાળામાં દાન આપે, દેશના વિદ્યાર્થીઓને ધંધો શીખવા સારૂ પરદેશ મોકલવાના ફંડમાં દાન આપે, વિદ્યાર્થીઓને બ્રહ્મચર્યાશ્રમમાં એટલે ગુરુકુળમાં દાન આપે, વિદ્યાગુરુઓ એટલે હાલમાં ગણાતા માસ્તરોને હાલમાં જે કંગાલ પગારો મળે છે તેમના પગારમાં વધારો આપવાના ફંડમાં દાન આપે, તો તે દાન ઉત્પાદક વ્યયમાં ગણાય છે. તેવી રીતે આપણા ઘરમાં દરેક મનુષ્યની શારીરિક સંપત્તિ આરોગ્ય અને બળવાન રહે તેમ આપણા ભાઇઓને ઉદ્યોગ ધંધામાં મદદગાર થઇ પડે એવાજ કામમાં ધનનો ખર્ચ થાય, તે ઉત્પાદક વ્યય ગણાય છે. એ પ્રમાણે દાન, ભોગનો, ઉત્પાદક વ્યય કરવો પણ પોતાના ધનનો દાનમાં કે ભોગમાં અનુત્પાદક વ્યય કરવો તે વાજબી ગણાય નહિ. આટલું કહીને અર્થ-શાસ્ત્રનું માત્ર એક અંગ સમજાવવામાં આવ્યું. હવે ટૂંકાણમાં આપણા લોકોમાં બાળલગ્ન કરવામાં આવે છે અને ઉંચ વર્ણ કરતાં નીચ વર્ણના લોકો ઘણીજ નાની વયનાં બાળકોનાં લગ્ન કરે છે, તે બાળકોના લગ્ન પ્રસંગે સ્ત્રીધન તરીકે એકસો ને વધુમાં વધુ બે હજાર રૂપીઆના દાગીના આપવાનો રિવાજ છે. જો એટલા રૂપીઆ એક શાહુકારને ત્યાં જમા મૂકવામાં આવે અને તે નાનાં બાળ-

કોનાં ચોગ્ય ઉમ્મરે આવીને લગ્ન કરવામાં આવે તો તેટલા રૂપીઆના વ્યાજમાંથી લગ્નનો ખર્ચ ને સીધનનો ખર્ચ કરતાં પણ વ્યાજનો વધારો થાય. એટલે અર્થશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે જેટલા રૂપીઆના દાગીના સીધન તરીકે અપાય, તેટલા રૂપીઆનો ભંડોળ દેશમાંથી ઘટતો જાય અને મૂડીમાં વધારો થાય. મતલબ કે જે દેશની મૂડી ગમે તેટલી મોટી હોય પણ તેની પાસે ભંડોળ નહિ હોય. તો તે દેશ ભંડોળને અભાવે વેપાર કરી શકે નહિ, અને વેપાર વિના ધનનો ઉદ્ભવ થાય નહિ, એટલે અર્થશાસ્ત્રનો બીજો સિદ્ધાંત પણ લૂલો થઇ જાય. તે પ્રમાણે ત્રીજો સિદ્ધાંત જે દેશ પોતાની ઉત્પાદક શકિતનો નાશ કરે છે, તે દેશ આખરે નાશ પામે છે, અને જે દેશ ઉત્પાદક શકિતનું રક્ષણ કરે છે તે દેશ પરિણામે ધનધાન્યથી પૂર્ણ રહે છે. આપણા દેશમાં ઇશ્વરની એવી કૃપા છે કે આખી દુનીયાના દેશો કરતાં ઉત્પાદકશકિત વિપુલતા ધરાવે છે. કોઇ વખતે આખી દુનીયાનાં રાજ્યો મળીને હિંદુસ્તાનની આસપાસ ઘેરો ઘાલીને એક પાઇનો પણ માલ હિંદુસ્તાનમાં મોકલે નહિ અને તે ઘેરો એકસો વર્ષ લંબાય તોપણ હિંદુસ્તાનની ઉત્પાદક શકિતને લીધે તેને કંઇ નુકસાન થાય નહિ. એથી ઉલટું જો હિંદુસ્તાન પોતાને ત્યાં ઉત્પન્ન થતો માલ પરદેશમાં મોકલવાનો બંધ કરે તો વીશ વર્ષમાં પરદેશીઓ દુઃખી થાય. એવી ઉત્પાદક શકિત હિંદુસ્તાનમાં જમીન અને ગાય એ બે શકિતઓ છે. ગાય દહીં, દૂધ, ઘી અને માખણ આપવાવાળી છે, અને તેના બળદો ખેતીના મુખ્ય ઉત્પાદક છે. હિંદુસ્તાનની ખેતી કુદરતી વરસાદના ઉપર આધાર રાખે છે અને જો વરસાદ આવવાનાં સાધનનો નાશ કરવામાં આવે તો ખેતીનો પણ નાશ થાય છે. હવે જ્યારથી હિંદુસ્તાનમાં પરદેશી લોકોનું આવાહન થયું ત્યારથી ગાયને મારી ખાવાનો ચાલ શરૂ થયો. જેને પરિણામે દિનપરદિન ગાય તથા બળદની સંખ્યા ઓછી થતી ગઇ, તેથી તેમનાં ઘી, દૂધ, છાશ, માખણની તાણ પડવા લાગી અને ખાસ કરીને ખેતીનું મુખ્ય સાધન જે બળદ તેની અછત થઈ ગઈ. એ રીતે ગાય નામની ઉત્પાદક શકિતનો નાશ થવા છતાં હાલ પણ ગોવધ ચાલુ રહેલો છે. બીજી ઉત્પાદક શકિત જમીન જેનો આધાર વૃષ્ટિ ઉપર છે, તે વૃષ્ટિને આવવાનાં સાધનોનો નાશ થતો જાય છે જેમકે, વૃષ્ટિને આવવાનું મુખ્ય સાધન જંગલ છે, તે જંગલનો નાશ થતો જાય છે. બીજું સાધન મરી ગએલાં ઢોરનાં હાડકાં છે. તે હાડકાં જમીનપર જ્યાંત્યાં પડી રહેતાં હોય, તે ઠંડી તથા વરસાદથી ઠંડાં પડે, અને તાપથી તપે, એટલે તેમાંથી અગ્નિતત્ત્વ એટલે ફોસફરસ બહાર નીકળે. જેથી હવા પાતળી થાય, એટલે વાદળ નીચું આવે. અને વરસાદ સમતોલપણે થાય. ત્રીજું કારણ દીવાસળીની પેટી વપરાવાથી દરેક ઘરમાં દેવતા સાચવી રાખવાનો ચાલ બંધ થયો, જેથી હવા જાડી થઇ ગઇ. ચોથું કારણ હવાને

બીની કરી મેઘને ઉપજાવી જમીનને ફળદ્રૂપ કરનારી વૃષ્ટિને લાવવા માટે ઘી ને દીવેલ તથા સ્નેહયુક્ત તેલનો પરમાણું આકાશમાં ઉડતાં હતાં, તેને ઠેકાણે કોલસા અને ઘાસતેલનાં લુખા પરમાણુંઓ ઉડતાં થવાથી તેણે આકાશમાંના સ્નેહદ્રવ્યને ચૂસી લીધું, એટલે વૃષ્ટિને લાવવાની ઉત્પાદકશક્તિ અથવા કહો કે જમીનમાંથી અન્ન પકાવવાની ઉત્પાદક શક્તિનો નાશ થવા માંડયો. એટલે હિંદુસ્તાનની જીવનશક્તિ ગાય અને ખેતી તે બેઉનો નાશ થવાથી હિંદુસ્તાન દરિદ્રતાના ખાડામાં ડૂબતું જાય છે. તે તરફ અમારા દેશોદ્ધારક નેતાઓનું જરાપણ લક્ષ નથી, એ ઘણું દિલગીરી ભરેલું છે.

હવે આપણે વિચાર કરવો જોઇએ કે આપણો દેશ અર્થશાસ્ત્રના અનુત્પાદક વ્યયમાં આગળ કહેવામાં આવ્યું તેમ અબજો રૂપીઆ ખર્ચે છે. બીજા સિદ્ધાંત પ્રમાણે મૂડીમાંથી ભંડોળ બનાવવાને બદલે ભંડોળમાંથી મૂડી બનાવે છે. ત્રીજા સિદ્ધાંત પ્રમાણે અર્થની ઉત્પાદક શક્તિનો નાશ થતો જાય છે. તો પછી અર્થશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે એક રૂપીઆનું સો વર્ષે એક લાખ ચાળીસ હજાર રૂપીઆ વ્યાજ થાય છે. જેથી ખરો અર્થશાસ્ત્રી એક રૂપીઓ પણ અનુત્પાદક વ્યયમાં ખર્ચી શકતો નથી. જ્યારે એક રૂપીઆને માટે એક લાખ ચાળીસ હજાર રૂપીઆનું નુકસાન નક્કી થયું છે. તો અબજો રૂપીઆ દર વર્ષે અનુત્પાદક વ્યયમાં ખર્ચનાર દેશના વહાણનું સુકાન કયા ખડક સાથે અથડાશે, અથવા કેટલા ઉંડા ખાડામાં ડૂબી જશે, તેનો વિચાર કરવાનું દેશના આગેવાનોને સોંપીને અત્રે એટલુંજ કહેવા માગું છું કે, જો પાછલા બે વ્યાખ્યનમાં કહ્યા પ્રમાણે ધર્મથીજ અર્થનું ઉપાર્જન કરવામાં આવે, તથા અર્થથી ધર્મનું રક્ષણ કરવામાં આવે તો એક પૈસો પણ અનુત્પાદક વ્યયમાં ખર્ચાય નહિ, અને જો તે બચેલા અર્થથી ધર્મનું રક્ષણ કરવામાં આવે તો દેશમાં દરિદ્રતા કે દરિદ્રીનું નામ પણ જડે નહિ. એટલા માટે મારે ફરીથી કહેવું પડે છે કે, હાલની કેળવણીમાં સરકાર વિદ્યાર્થીઓને પોલીટીકલ એકોનોમી એટલે અર્થશાસ્ત્ર ભણાવે છે, પણ તે માત્ર પરીક્ષાને માટે ભણતા હોવાથી તેનો કંઇ ઉપયોગ થઈ શકતો નથી. પોતાના દેશમાં ઉત્પાદક શક્તિ વધારવા માટે તેઓ કેટલા ખંતીલા છે, તેનો એક દાખલો આપી આ વ્યાખ્યાન પૂરૂં કરીશ.

અમારા દેશમાં વિદ્યાર્થીઓને ભણાવા માટે પાટલા, થાળી, અને તે પછી સ્લેટપેન શરૂ થઈ, ત્યાંસુધી તો જાણે ઠીક હતું. પણ હાલમાં સ્લેટપેનને ઠકાણે કાગળ, શાહી, પેન્સીલ, સ્ટીલ, અને બ્લોટીંગ પેપરથી વિદ્યા શિખવાય છે. એક બાળકને છ ચોપડી ગુજરાતી ભણતાં એક સ્લેટથી ચાલતું હતું, તે ચાર આનાની સ્લેટને બદલે છ વર્ષમાં ઓછામાં ઓછા પચ્ચાસ રૂપીઆનાં એકસરસાઇઝ બુક,

અને તેને લગતા સામાનનો ખર્ચ આવે છે, એટલે માત્ર વિદ્યાર્થીને ભણાવવાની રીતમાં દર વર્ષે અનુત્પાદક વ્યય કેટલો થાય છે, અને તે વસ્તુઓને તૈયાર કરી હિંદુસ્તાનમાં મોકલનારી કંપનીવાળા દેશોને પોતાના દેશની ઉત્પાદક શકિતમાં કેટલો વધારો થાય છે, તે ઉપર અને તેવી રીતના બીજા તેઓની ઉત્પાદક શકિતને વધારનારા અને હિંદુસ્તાન પાસે અનુત્પાદક વ્યય કરાવનારા કેટલા રસ્તાની ગોઠવણ થએલી છે અને થાય છે, તે .વિચાર કરવાનું કામ અમારા દેશના નેતાઓ, પંડિતો અને સાક્ષરોને સોંપીને આજનો વિષય પૂરો કરતાં હું ભવિષ્ય ભાખું છું કે, આપણે અર્થશાસ્ત્રને સમજીને તેને અમલમાં નહિ મૂકીશું તો કોઇપણ સમર્થ મહાત્મા આપણું તારણ કરવાને શકિતમાન થશે નહિ. એટલું કહીને આવતે રવિવારે અર્થશાસ્ત્રની પ્રવૃત્તિ એજ ધર્મસેવા છે, તે વિષયપર વ્યાખ્યાન આપીશ ઈતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥
ओ३म् शान्तिः शान्तिः शान्तिः



ભાષણ ૨૦મું.

# અર્થશાસ્ત્રની પ્રવૃત્તિ એજ ધર્મસેવા છે.

સુરત રવિવાર તા ૨૮-૯-૧૯

ओ३म् विष्णोः कर्माणिपश्यतयतो व्रतानियस्यशे ॥ इन्द्रस्ययुज्यः सखा ॥ १ ॥
ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृतःममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

ગયા રવિવારે આપણે અર્થશાસ્ત્રનાં ગૂઢ તત્ત્વોના વિષયમાં અર્થશાસ્ત્રની ઘણી બાબતો પૈકી, મૂળ બાબતોપર વિચાર કર્યો. આજે આપણે અર્થશાસ્ત્રની પ્રવૃત્તિ એજ ધર્મસેવા છે એ વિષયપર બોલવાનું છે. આપણે પ્રથમ વિચાર કરવો જોઇએ કે ધર્મસેવા એટલે શું? કારણ કે સેવા અને પૂજા એ બે શબ્દો આપણા દેશમાં પોતાના મૂળ સ્વરૂપથી પલટાઇને જુદાજ રૂપમાં મનાતા થઇ ગયા છે. એટલે સેવાધર્મ સેવ્ય અને સેવકભાવમાં પલટાવાથી તેણે એવું રૂપ પકડ્યું છે કે, સેવ્ય પોતાના મનમાં એમજ ધારે છે કે અમારે કશુંજ કરવાનું બાકી રહ્યું નથી, પરંતુ સેવકે અમને જે જોઇએ તે પૂરૂં કરવુંજ જોઇએ. અમે ગમે તો હિંસક હોઇએ, ગમે તો વ્યસની હોઇએ, ગમે તો વ્યભિચારી હોઇએ વગેરે ગમે તેટલા દુર્ગુણ અમારામાં હોય તો પણ સેવક વ્યકિતએ અમે કહીએ તેમજ કરવું જોઇએ. બીજી તરફ સેવકોમાં પણ એકજ વિચાર ઠસેલો દેખાય છે કે ગુરુની નિંદા કરવી નહિ, ગુરુ કરે તે કરવું નહિ, પણ ગુરુ કહે તે કરવું; એટલે સેવક વ્યકિતએ તો આંખ મીચી રાખવી, કાનમાં દાટા મારવા અને જીભે તાળું મારીને એક પશુ કરતાં પણ ઓછું સ્વમાન જળવાય તો પણ સેવાધર્મ ચૂકવો નહિ. આવી વૃત્તિ સુધી પહોંચી ગયા! જેથી સેવા શબ્દનો ખરો અર્થ પલટાઈ ગયો. આપણા વિષયમાં ધર્મસેવા છે. હવે ધર્મ એ કોઇ પંચભુતાત્મક સાકાર પદાર્થ નથી, તો તેની સેવા, ચાલુ રૂઢિ પ્રમાણે શી રીતે થાય? જેમ ગુરુપદ એ પણ સાકાર પંચભુતાત્મક વ્યકિતનું નામ નથી. પણ મનુષ્યમાં તેનું આરોપણ થાય છે, તેથી તે

પૂજ્ય ગણાય છે. ગુરુની પૂજા કરવી તે હાલમાં ગુરુને અક્ષતચંદન ચઢાવવું, પુષ્પની માળા પહેરાવવી, તેના મુખ આગળ દીવા સળગાવવા અને તેની ઘંટા નાદથી આરતી ઉતારવી એજ ગુરુની ખરી પૂજા હોય તો એક ગુરુ ખરા ઉનાળાના તાપમાં આપણે ત્યાં પધારે અને આપણે તેની પંચોપચારી કે શોડષોપચારી પૂજા કરવા મંડી જઇએ તો તેથી ગુરુને સંતોષ થશે નહિ પણ તાપમાં તપેલાને ઠંડું પાણી, થાકેલાને માટે સુંદર બિછાનું, ભૂખ્યાને માટે સુંદર ભોજન અને ટાઢ હોય તો વસ્ત્રાચ્છાદન આપ્યું હોય અને ઘંટા નાદ કે આરતી ન ઉતારી હોય તો પણ એવા સત્કારથી તે ગુરુ આપણા ઉપર પ્રસન્ન થશે. આટલા ઉપરથી આપણને એવું સમજાય છે કે સેવા અને પૂજાનો ખરો અર્થ, સેવ્ય–વસ્તુનો સત્કાર કરવામાં છે. હવે આપણને સમજાશે કે આપણે તો ધર્મનો સત્કાર કરવો છે. આપણે તો ધર્મની પૂજા કરવી છે એટલે આપણે ધર્મને સેવ્ય માનીને ધર્મના સેવક થવાની જરૂર છે. સેવ્ય સેવક વચ્ચે એવો સંબંધ હોવો જોઇએ અથવા સેવ્ય સેવકભાવ ત્યારેજ યથાર્થ ગણાય કે જ્યારે સેવ્યને સહાયકારી, સેવ્યને આનંદકારી, સેવ્યને સંતોષકારી અને સેવ્યને ગમતી અનુકુળ વસ્તુની પ્રાપ્તિ થાય. એટલે કે જેમ વિષ્ણુની પૂજામાં મદ્યનું નૈવેદ્ય, દેવીની પૂજામાં મિષ્ટાન્નનું નૈવેદ્ય, અને શંકરની પૂજામાં ફળાહારનું નૈવેદ્ય તેને પ્રસન્ન કરી શકતું નથી પણ વિષ્ણુને મિષ્ટ ભોજનનું, દેવીને મદ્યમાંસનું, અને શંકરને ભાંગ ગાંજાનું નૈવેદ્ય કરવામાં આવે તોજ તેઓ અતિ પ્રસન્ન થાય છે. તેવી રીતે ધર્મની સેવા કરવી એટલે ધર્મનો સત્કાર કરવો એજ તેની ખરી સેવા અથવા પૂજા છે. જ્યારે આપણે સંપૂર્ણ વિચાર કરી શકીએ ત્યારે ધર્મનું ખરૂં સ્વરૂપ એવુંજ દેખાય છે કે જો આપણે ધર્મની સેવા કરીએ તો ધર્મ આપણને ઉંચે ચઢાવે એટલુંજ નહિ પણ નીચે પડતાં ઝીલી રાખે. તે ધર્મની સેવા કરવામાં ધર્મને અત્યંત વહાલો અર્થ છે. જ્યારે આપણે અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે ધર્મને પસંદ પડે એવી રીતે વર્તન રાખવાનું શીખીએ ત્યારેજ આપણા ઉપર ધર્મ પ્રસન્ન થાય. ધર્મની સેવા કરવા માટે અર્થશાસ્ત્રીએ ન્યાયનો માર્ગ સમજવો જોઇએ કારણ કે હિતોપદેશ આપણને શિખવે છે કેઃ—

निन्दन्तु नीतिनिपुणा यदिवा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वायथेष्टं ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरेवा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

અર્થાત્ એક કામ કરવાથી નીતિનિપુણ (નુકતેચીન) લોકોમાં આપણી નિંદા થાય અથવા સ્તુતિ થાય એક કામ કરવાથી અસંખ્યાત ધન મળે અથવા પાસે હોય તેટલું

તમામ ધન ચાલ્યું જાય, એક કામ કરવાથી તત્કાળ મરણ થવાનું હોય અથવા એક યુગ પર્યંતનું આયુષ્ય વધતું હોય તો પણ ધીર પુરુષો જે છે તે ન્યાયથી ઉલટે માર્ગે પગ મૂકતા નથી. હવે એ ન્યાયને અર્થશાસ્ત્રની રીતિમાં ગોઠવવો એ આપણું કામ છે. આગલા વ્યાખ્યાનમાં કહ્યું તેમ ધર્મને અનુકુળ રહીને અર્થનું ઉપાર્જન કરતાં અધર્મનો સ્પર્શ પણ તેને થવો જોઇએ નહિ અને ન્યાય પુરઃસર વર્તન ચલાવવામાં એટલે અર્થનો ઉપયોગ કરવામાં અન્યાયનો લેશ પણ આવવો જોઇએ નહિ. આપણા લોકોમાં દાનની પ્રવૃત્તિમાં એટલો બધો મોહ થએલો છે કે કુતરાંને દૂધ પાવામાં કે રોટલા નાંખવામાં, ખબૂતરને અનાજ નાખવામાં અધર્મ મનાયો નથી; પરંતુ એક મનુષ્ય પરન્યાતનો હોય, ઉંચ કે નીચ વર્ણનો હોય, કંગાળ કે રોગી સ્થિતિમાં દુઃખથી પિડાતો હોય તો પણ કુતરાં અને ખબૂતરના કરતાં તેના તરફ બે દરકાર રહીએ છીએ એટલુંજ નહિ પણ તેનો તિરસ્કાર પણ કરીએ છીએ. એનો અર્થ એટલોજ થાય કે આપણે ન્યાય પુરઃસર ધર્મ કરી શકતા નથી એટલે ધર્મથી મેળવેલું ધન, ધર્મમાર્ગમાં વાપરતા નથી. આપણે ધર્મથી મેળવેલું ધન મંદિરો બાંધવામાં, દેવનાં નૈવેદ્યો કરવામાં તેના પૂજારીઓને જમાડવામાં વાપરીએ છીએ. પણ મંદિરને ઠેકાણે પાઠશાળાઓ, ધર્મશાળાઓ અને ઔષધશાળાઓ બાંધવામાં વાપરતા નથી. આપણું મેળવેલું ધન પાઠશાળામાં દેવરૂપે બીરાજતા વિદ્યાર્થીના, ધર્મશાળામાં અતિથિરૂપે આવેલા અનાથોના અને દવાશાળામાં રોગી તરીકે આવેલા દુઃખી જનોમાં વાપરતાં સંકોચ પામીએ છીએ, તેથી આપણા ઉપર ધર્મ પ્રસન્ન થઇ શકતો નથી. અથવા કહો કે આપણે અર્થશાસ્ત્રની પ્રવૃત્તિ યથાર્થરૂપે કરી શકતા નથી. અર્થશાસ્ત્રની યથાર્થ પ્રવૃત્તિ કરવાનું તથા સમજાવવાનું કામ આર્યસમાજનું છે. અને ઘણાં વર્ષ થયાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં બદલાયલાં સ્વરૂપને આર્યસમાજ શુદ્ધ સ્વરૂપમાં સમજાવી શકે છે. પરંતુ કેટલાક આર્યસમાજના ઉપદેશકો, નેતાઓ, અને સભાસદો એમ સમજતા જણાય છે કે આગળ કહેલા સેવ્યસેવકના મનમાં જેવો ભાવ પ્રકટ થએલો આપણે જોવો છે, તેવો ભાવ હાલમાં સંચરિત થતો જણાય છે. દાખલા તરીકે કેટલાક ઉપદેશકો આર્યસમાજની સ્ટેજ ઉપર ઉભા રહી પોતાની પ્રગલ્ભ વાણીથી, ગંભીર મુદ્રાથી, અશેષ વિદ્વત્તાથી શ્રોતાઓને મુગ્ધ કરે છે પણ તેઓમાં એવો વિચાર નથી આવતો કે અમે પોતે પ્રાતઃકાળે ઊઠીને શૌચાદિકથી પરવારીને સંધીના વખતમાં સંધ્યા કરવાનો ઉપદેશ કરીએ છીએ, પણ અમે પોતે પ્રાતઃકાળે વહેલામાં વહેલા સૂર્યોદય થયા પછી આઠ વાગે ઊઠીને, માંડમાંડ દાતણ કરીને સ્નાનસંધ્યા કર્યા સિવાય ગરમાગરમ ચાહ અને દૂધ પીએ છીએ તો અમારી વાણીનો પ્રભાવ શ્રોતાજનો ઉપર શી રીતે પડશે!? આર્યસમાજના કેટલાક નેતાઓ સમાજના નિયમને અનુસરીને ચાલવા માટે લોકોમાં

વખણાવાને કેટલીક નજીવી બાબતોમાં વાણીનું દ્વંદ્વયુદ્ધ આરંભી પોતાને ધન્ય માને છે! પણ જ્યારે આર્થિક દાન કરવાનો વખત આવે ત્યારે પોતાના ગજવા ઉપર કાતર નહિ મૂકતાં સામાના ગજવા ઉપર કાતર મૂકવા પ્રયત્નવાન થાય છે, એટલુંજ નહિ પણ જુદાજુદા મત-પંથ-સંપ્રદાયના સ્વામી અને સેવકોના દુર્ગુણની છચોક નિંદા કરી તેની ફજેતી લુંટાવનારા નેતાઓમાં, સામાના દુર્ગુણો આકંઠ ભરેલા દેખાય છે. તેવીજ રીતે આર્યસમાજના કેટલાક સભાસદો એમ સમજે છે કે અમે આર્યસમાજમાં નામ નોંધાવ્યું, અમારા છોકરાને શ્રાવણી મહોત્સવ ઉપર ઉપાકર્મમાં હાજર રાખીને માત્ર એક રૂપીઓ શ્રાવણી ઉત્સવના ફંડમાં આપીને ઉપનયન સંસ્કાર કરાવ્યો, એટલે કૃતાર્થ થયા માને છે. કેટલાક આમથીતેમથી સાંભળીને ઉપર ઉપરનું વાંચીને ખંડનાત્મક બુદ્ધિવાળા થઈને જ્યાં ત્યાં શાસ્ત્રાર્થ કરવા મંડી પડે છે, પણ પોતાના આચરણમાં પગથી તે માથા સુધી હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, લોભ, છળ, પ્રપંચ, દગો, ફાંસી અને સર્વાંશે માન, બડાઈ અને ઈર્ષામાં તલ્લીન થયેલા છતાં પોતે પોતાને કૃતાર્થ માને છે અને તેથી ઉપદેશકો, નેતાઓ અને સભાસદોમાંથી ધીમેધીમે ધર્મભાવના ઘટતી જાય છે અને અર્થભાવના વધતી જાય છે અને તે પ્રત્યક્ષ દેખાય છે કે, એક વૈષ્ણવ દરરોજ સાતવાર, અને ઓછામાં ઓછો એકવાર મંદિરે દર્શન કરવા જાય છે, પણ આર્યસમાજના સભાસદને કે નેતાઓને અઠવાડીઆમાં એકવાર પણ સપ્તાહિક અધિવેશનમાં જવાની પુરસદ મળતી નથી. એક મુસલમાન પોતાના ધર્મ પ્રમાણે પાંચ વખત નિમાજ પડે છે અને તેમાં ખાસ કરીને પ્રાતઃકાળ અને સાયંકાળની નિમાજ તેઓ ચૂકતા નથી, અને આપણે ઘણીવાર નજરે જોયું છે કે રસ્તે ચાલતાં રસ્તામાં ને ગાડીમાં બેઠેલા ગાડીમાં નિમાજ પડવા મંડી જાય છે. પણ આર્યસમાજના સભાસદોમાંથી ભાગ્યેજ કોઇ બે વખતની સંધ્યા કરતા હશે!! સ્વામીનારાયણ સંપ્રદાયનો કોઇ પણ મેમ્બર જો તે નીચ કોમનો હશે તોપણ તેણે કંઠી બંધાવી અને કપાળમાં સ્વામીનારાયણનું તિલક કર્યું કે તેના વંશપરંપરાથી ચાલતાં આવેલાં અને પ્રકૃતિમાં પચી ગએલાં માંસ અને દારૂનો ત્યાગ થઈ જાય છે. પણ એક આર્યસમાજી સ્વામીશ્રીએ નિષેધ કરેલા આહારવિહારનો ત્યાગ કરી જગતને નમુનારૂપ બનેલો જણાતો નથી. સનાતન ધર્મને માનનારા જેને આર્યસમાજીઓ પાખંડી, અધર્મી કહીને વખાણે છે પણ તેઓના આખા કુટુંબમાં એકજ ધર્મ એકજ કર્મ અને એકજ રીતિરિવાજ હોવાથી ઘરનો મુખ્ય માણસ મરી જાય તો પણ તેનું કુટુંબ તે ધર્મને અથવા તે ધર્મના રિવાજને કે રૂઢિને છોડી શકતું નથી. પણ એક આર્યસમાજીના ઘરમાં એક માણસ સમાજમાં ઉપદેશ સાંભળવા જાય, છોકરાંઓ ઉપવિત ધારણ કરે, સ્ત્રીઓ મંદિરોમાં ધક્કા ખાય કે શીતળા, સૈયદ કાકા, બેચરા, અંબા કે કાળિકાની પૂજા કરવા જાય, અને ઘરડા

માણુસ હોય તેઓ વેદાંતની કથા સાંભળવા જાય. એટલે ઘરનો મુખ્ય આર્યસમાજી ગુજરી જતાં તેનું કુટુંબ પાછું હતું તેવું ને તેવુંજ થાય. એનું એકજ કારણ છે કે તે લોકો અર્થશાસ્ત્રની પ્રવૃત્તિથી ધર્મસેવા કરી શકતા નથી. કેટલાંક ઘરોમાં અમે જોયું છે કે દિકરાઓ ઉપવિત ધારણ કરીને આવે કે માબાપો, સગાં કુટુંબીઓમાં નહિ ઈચ્છવા જેવો કલેશ ઉત્પન્ન થાય છે. પરંતુ જો ધર્મની સેવા કર્યા પછી ઉપવિત ધારણ કર્યું હોત તો કલેશનું નામ સ્વપ્ને પણ સાંભળવામાં આવત નહિ. મતલબ કે પૂજ્યપાદ સ્વામીશ્રીના ઉપદેશ પ્રમાણે જે માતાપિતાના પુત્રો માતાપિતાની સેવા–સુશ્રુષામાં, એકપત્નીવૃત્ત પાળવામાં, સત્ય આચરણ કરવામાં, અને કદી પણ જૂઠું નહિ બોલવામાં, પારકી વસ્તુ નહિ વાપરમાં, અને પારકાનું દુઃખ હરણ કરવામાં પોતાનો ધર્મ માની તે પ્રમાણે વર્તી, પોતાના ઘરમાં, કુટુંબમાં, ન્યાતમાં કે ગામમાં, નમુનારૂપ બની, પછી તે ભલે દેવમંદિરે ન જાય, ભલે મૂર્તિ પૂજા ન કરે, ભલે સનાતન ધર્મની રૂઢિને વશ ન થાય તો પણ તેણે જે ધર્મસેવા કરેલી છે અથવા તે જે ધર્મસેવા કરે છે, તે ધર્મ તેને કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષા, દ્વેષ, વૈર અને જગતના હિતશત્રુઓથી બચાવી તેને કલેશ, ભય, અને શોકના ઉંડા ખાડામાં નહિ પડવા દેતાં તેને ધરી રાખે છે. મતલબ કે અર્થશાસ્ત્રની પ્રવૃત્તિ ત્યારેજ કહેવાય છે કે જ્યારે પોતાના દરેક કાર્યમાં, દરેક વ્યવહારમાં અને દરેક નીતિ રીતિમાં, દાન અને ભોગમાં વપરાતા ધનનો અનુત્પાદક વ્યય ન થાય તેમ જેમ બને તેમ જિંદગીની જરૂરીઆત કરતાં એવે માર્ગે ધનનો ઉપયોગ ન થાય કે જેથી અર્થશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે ભંડોળ ઘટતો જાય અને મૂડી વધતી જાય. માટે મિત્રો આપણે હમેશાં આર્યત્વ મેળવતા જવાનું છે, આર્યના ગુણ–કર્મ–સ્વભાવને સ્થાન આપી અનાર્યના ગુણ કર્મ સ્વભાવનો ત્યાગ કરતાં શીખવાનું છે. અને જયારે સંપૂર્ણ આર્યના ગુણ કર્મ સ્વભાવ આપણામાં પ્રકટ થશે ત્યારેજ આપણે અર્થશાસ્ત્રમાં યથાર્થ પ્રવૃત્ત થઇ ધર્મસેવા બજાવી શકીશું એટલા માટે આજનો વિષય સંપૂર્ણ કરી આવતે રવિવારે ગૃહસ્થાશ્રમી અને અર્થનો ઉપયોગ એ વિષય ઉપર બોલવાનું રાખી આજનો વિષય સમાપ્ત કરૂં છું. ઇતિશમ્ ॥

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवावहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

ભાષણ ૨૧મું.

# ગૃહસ્થાશ્રમી અને અર્થનો ઉપયોગ.

સુરત, રવિવાર તા૦ ૫-૧૦-૧૯

ओ३म् त्वमसि प्रशस्योविदथेषु सहन्त्य ॥ अग्नेरथीरध्वराणाम् ॥१॥
ओ३म् शान्ति: शान्ति: शान्ति:

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો !

ગઇ કાલે આપણે ધર્મસેવા એ વિષય ઉપર વિવેચન કર્યું તેથી આજનો વિષય આપને પિષ્ટપેષણ જેવો લાગશે. પરંતુ પિષ્ટપેષણનો દોષ આપણે ક્યારે મૂકી શકીએ કે જ્યારે આપણી મેધા એકજવાર કહેલું, સાંભળેલું કે જોયેલું યાદ રાખી શકે. જો કે આ વિષયમાં કદાચ પિષ્ટપેષણ આવશે. પણ જેમ ઘઉંના લોટને એકવાર દળ્યા પછી ફરીથી તેજ લોટને દળવામાં આવે તો પિષ્ટપેષણ ગણાય તેમ ગયે રવિવારે જે કહેવામાં આવ્યું તેનું તેજ આજે કહેવાનું નથી.

ગૃહસ્થો, ગૃહસ્થાશ્રમી અને અર્થનો ઉપયોગ એ બે પ્રશ્નો એક પણ ગણાય અને જુદા પણ ગણાય. આપણે આ વિષયમાં એટલો વિચાર કરવાનો છે કે ગૃહસ્થાશ્રમીઓએ પોતાની જરૂરીઆત કરતાં વધારે ધન મેળવ્યું હોય તેનો ઉપયોગ શી રીતે કરવો એ વાત તપાસવાની છે. દરેક મનુષ્ય ધન મેળવવા માટે દરેક પ્રકારના પ્રયત્નો કરે છે અને તે સર્વે જે પ્રકારના પ્રયત્નથી ધન મેળવે છે તે સર્વે પોતે તેમાં કૃતાર્થ થએલા માને છે અને તેની સાથે એમ પણ માને છે કે જે પ્રયત્નથી મેં ધન મેળવ્યું છે તે પ્રયત્ન બીજા કરતાં ઘણો સારો છે. એ પ્રમાણે દરેક ગૃહસ્થાશ્રમી પોતાની પાસે આવશ્યકતા કરતાં વધારાનું ધન પોતપોતાના મનમાં જે પ્રકારની ઉર્મિઓ ઊઠે તે ઉર્મિને શાન્ત કરવામાં વાપરવામાં આવે, જેથી તેને આનંદ થાય છે. એવી રીતે સર્વ કોઇ પોતાના ધનને વાપરે છે. કારણકે મનુષ્યમાત્રનો જન્મસિદ્ધ હક

છે કે પોતે રળેલું ધન પોતાની મરજી માફક વાપરવું. અને એ હકને લીધે પોતાને જે સ્વતંત્રતા મળેલી છે તે સ્વતંત્રતા પ્રમાણે વર્તમાન કાળમાં આખી દુનીઆના ગૃહસ્થો વર્તે છે. પરંતુ પોતાના પૈસાનો પોતાની સ્વતંત્રતાના હકથી પોતાની ઉર્મિ તૃપ્ત કરવાને માટે ધનનો ખર્ચ કરવા છતાં જનસમૂહમાં તે મનુષ્ય નિંદાપાત્ર અથવા હાસ્યાસ્પદ બને છે. દાખલા તરીકે એક ધનવાન પોતાના પૈસા અત્યંત મદ્યપાન કે અત્યંત વ્યભિચારમાં ખર્ચતો હોય અથવા એક ધનવાન પોતાના પૈસા નાટકો, સર્કસો, સીનેમાઓ જોવામાં નિરુદ્યોગી અને ખોટાં વખાણ કરનારાઓની મિજલસો ભરીને વ્યસન અને ખાનપાનમાં ખર્ચતો હોય, જો કે એવે રસ્તે ખર્ચ કરવામાં તે સ્વતંત્ર છે છતાં શિષ્ટ જનોમાં તેની અપકીર્તિ થાય છે. નીતિનો એક નિયમ આ ઠેકાણે કહેવાની જરૂર પડે છે કે **જે કાર્ય કરવામાં મનુષ્યને લજ્જા કે ભય ઉત્પન્ન થાય. અથવા જે કામ કરવામાં કાર્યને અંતે લજ્જા કે ભય જતાં રહે. અથવા જે કામ કરવાથી બીજા લોકોને લજ્જા કે ભય ઉત્પન્ન થાય**, તો તે કામ નિંદિત છે એવું આખી દુનીઆના લોકોએ માન્યું છે. મતલબ કે ધન પોતે રળેલું છે તેનો ઉપયોગ કરવાને પોતે સ્વતંત્ર છે તે જેવી રીતે ઉપયોગ કરતો હોય તેમાં બીજાને બોલાવાનો હક્ક નથી તોપણ જ્યારે પોતાના પૈસાનો વ્યય કરવા છતાં જગત્માં તેની પ્રતિષ્ઠા ઘટે છે, ત્યારે એટલું સમજાય છે કે પોતે રળેલા ધનનો ઉપયોગ કરવામાં મનુષ્ય સ્વતંત્ર કે હકદાર નથી; પણ તે ધનના ઉપર બીજાઓનો અંકુશ અથવા હક છે. અને તે હકદારોજ સ્વચ્છંદપણે વર્તી ધનનો ઉપયોગ કરનારા ગૃહસ્થને રોકવાને હક ધરાવે છે. એટલા ઉપરથી આપણે સમજી શકયા કે ગૃહસ્થાશ્રમી થયા પછી વડીલોપાર્જિત અથવા પોતે ઉપાર્જન કરેલું પોતાના સદુપયોગ કરતાં વધારાનું ધન હોય તેના ઉપર આખી દુનીઆનો હક છે. કારણ કે આગલા વ્યાખ્યાનોમાં કહેવામાં આવ્યું છે કે આખી દુનીઆં મારૂં કુટુંબ છે. જ્યારે આખી દુનીઆના આપણા કુટુંબીઓનું ભરણ પોષણ કરતાં છતાં પણ ધન વધી પડે તો પછી સ્વચ્છંદી પણાથી તે ધન વાપરવાનો ધનવાનને હક પ્રાપ્ત થાય છે. છતાં પણ જેવી રીતે હાલમાં ઘણા લોકો પોતે મેળવેલું ધન પોતે નહિ વાપરતાં પોતાના પુત્ર પૌત્રાદિ સંતતિને માટે સુરક્ષિત રાખી પોતે દુનીઆ છોડી જાય છે. તેવીજ રીતે દુનીઆને કુટુંબ માનનારો માણસ દુનીઆનું ભરણપોષણ કરતાં જે ધન વધે તે સ્વચ્છેદપણે નહિ વાપરતાં ભાવી દુનીઆને માટે સુરક્ષિત રાખીને દુનીઆને છોડી જાય તેજ ધન્યવાદને પાત્ર ગણાય છે. હવે આપણે આપણા દેશના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ગહસ્થાશ્રમીઓ અથવા આખી દુનીઆના વિદ્વાન, બળવાન્, ધનવાન, અને બુદ્ધિમાન ગણાતા વર્ગોના ગૃહસ્થાશ્રમીઓએ પોત પોતાના ધનનો કેવી રીતે ઉપયોગ

કરવો એ સંબંધે થોડો વિચાર કરીએ. બ્રાહ્મણ અથવા વિદ્વાન ગૃહસ્થાશ્રમીએ પણ દુનિઆ મારૂં કુટુંબ છે એમ માનીને પ્રથમ પોતાના કુટુંબીઓ એટલે બ્રાહ્મણો અથવા જ્ઞાની-ઓમાંના બ્રહ્મચર્યાશ્રમમાં ભણતા વિદ્યાર્થીઓને જે જે વાતની જરૂરીઆતો હોય તે તે જરૂરીઆતો પૂરી પાડવા માટે અથવા પોતાના વર્ણના વાનપ્રસ્થો કે સન્યાસીઓ અથવા અનાથો, અપંગો અને રોગથી પિડાતા અશકતોનું ભરણપોષણ કરવામાં ધન વાપરવું જોઇએ, અને તેથી પણ વધારો પડે તો પોતાને બળથી રક્ષણ કરનારા, ધનથી સહાય કરનારા, અને બુદ્ધિથી મદદ કરનારા વર્ણોના ચારે આશ્રમ પૈકી કયાં કયાં, કેવી કેવી રીતની મદદની જરૂર છે, ત્યાં ત્યાં તેવી તેવી રીતની મદદ કરવામાં પોતાનું ધન વાપરવું, અને તે પછી પણ ધનનો વધારો જણાય તો ભાવી પ્રજાને જ્ઞાનવાન બનાવા માટે તે ધનને સુરક્ષિત રાખીને પોતે નવો જન્મ ધારણ કરવા માટે પરમેશ્વરના દરબારમાં ચાલ્યા જવું. ક્ષત્રિય અથવા બળવાન ગૃહસ્થાશ્રમીએ પોતાની સંતતિને બ્રહ્મચર્યાશ્રમમાં બળ આપતાં રક્ષક શકિત વધે અને પોતાના દેહનું બળિદાન આપવાથી પણ ત્રણ વર્ણનું રક્ષણ થાય એવી શકિત મેળવવાના સાધનમાં પોતાના ધનનો ઉપયોગ કરવો, અને તે પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર અથવા જ્ઞાનવાન, બળવાન, શ્રીમાન અને બુદ્ધિ-માન વર્ગોના ગૃહસ્થાશ્રમીઓને કે વાનપ્રસ્થી, સંન્યસ્થી, રોગી કે અપંગ લોકોને શેની શેની જરૂર છે તેની તપાસ કરી તેઓની જરૂરીઆતો પૂરી પાડવામાં પોતાના ધનનો વ્યય કરવો અને તેથી પણ વધારો પડે તો પોતાની પાછળ આવતી પ્રજામાં બળનો અને રક્ષકશક્તિનો વધારો થાય એવાં સાધનોની ઉત્પત્તિ માટે પોતાના ધનને સુરક્ષિત રાખી દુનીઆમાંથી વિદાય થવું એજ તેની સાર્થકતા છે. વૈશ્ય વર્ણે અથવા શ્રીમાન વર્ગે પોતે ખેતી, પશુપાલન અને વેપારના બળથી ઉપાર્જન કરેલું ધન, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવી ચારે વર્ણનું પોષણ થાય એવી રીતે વાપરવાનું છે, કારણ કે ચાર વર્ણના ચારે ગૃહસ્થાશ્રમી પૈકી વૈશ્ય ગૃહસ્થાશ્રમીને માથે ચારે વર્ણનું અને ચારે આશ્રમનું ભરણપોષણ થાય એટલુજ નહિ પણ તે તે વર્ણો તથા આશ્રમીઓ પાસે ધનનો સંચય થાય એટલું ધન ઉપાર્જન કરવાની ખાસ ફરજ છે. કેમકે બ્રાહ્મણોને જ્ઞાનના બદલામાં, ક્ષત્રિયોને રક્ષણના બદલામાં અને શૂદ્રોને સેવાના બદલામાં તેઓની જિંદગીની જરૂરીઆત કરતાં પણ વધારે ધન મેળવવાની ઇચ્છા હોય છે. તે ઇચ્છા પૂરી કરવા માટે વૈશ્ય ગૃહ-સ્થાશ્રમીજ બંધાયલો છે અથવા શક્તિમાન છે. આ ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવી શકીએ કે જેમ એક કુવામાંથી પાણીનો ઝરો વહેતો હોય તે અન્નના છોડને, ફળના ઝાડને, પુષ્પના વેલાઓને અને સુંદર ઘાસને નવપલ્લવ, સુશોભિત ફળદ્રૂપ અને ઉપયોગી બનાવે છે તેમ વૈશ્ય ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ એટલે જ્ઞાનીઓને જ્ઞાનશક્તિથી, ક્ષત્રિય એટલે બળવાનોને રક્ષણશક્તિથી, વૈશ્યો એટલે ધનવાનોને

પોષકશક્તિથી અને શૂદ્રો એટલે બુદ્ધિમાનોને શારીરિક શક્તિથી નવપલ્લવ, આનંદિત, ઉત્સાહિત અને પોતપોતાનો ધર્મ બજાવવામાં સત્યનિષ્ટ રાખવાનું કામ વૈશ્ય ગૃહસ્થાશ્રમીઓને માથે છે. એટલા માટે કહેવામાં આવે છે કે અથવા વેદ શાસ્ત્ર આર્યસમાજદ્વારા આપણને સમજાવે છે કે ગૃહસ્થાશ્રમીએ પોતાના અર્થનો ઉપયોગ પોતાના સ્વચ્છંદપણે પોતે માલિક છે એમ સમજીને કરવાનો નથી પણ પોતે મેળવેલું ધન પોતાને માટે નથી પણ જગતને માટે છે, એટલે અર્થશાસ્ત્રનો છેલ્લો સિદ્ધાંત એવો છે કે અને તે મનુષ્યમાત્રે પોતાના લક્ષમાં રાખવા જેવો છે કે **આખા જગતના ધન ઐશ્વર્યનો હું હકદાર ભોક્તા છું તેમ મારા ધન ઐશ્વર્યનો હકદાર ભોક્તા આખું જગત્ છે. આખા જગત્ના દુઃખમાં, સુખમાં અને દરેક બાબતમાં મને હાનિ લાભ છે તેમ મારા શુભ કે અશુભ કર્મથી આખા જગત્ને હાનિ લાભ છે.** એવો વિચાર કરીને વર્તનાર ગૃહસ્થાશ્રમી પોતે મેળવેલા અર્થનો યથાર્થ ઉપયોગ કરી શકે છે, અને તેજ ગૃહસ્થાશ્રમી ધન્યવાદને પાત્ર થઇ શકે છે. એવી રીતે વર્તવું એજ આપણો મુખ્ય ધર્મ ગણાય છે.

ગૃહસ્થો મનુષ્યે મેળવવાના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવા ચાર પદાર્થો પૈકી ધર્મ અને અર્થ એવા બે પદાર્થો સંપાદન કરવા માટે જે એકવીસ વ્યાખ્યાનની વ્યાખ્યાનમાળા ગોઠવવામાં આવી હતી તે માળાનાં એકવીસ વ્યાખ્યાનો આજે સમાપ્ત થાય છે. અને અતઃપર બીજા બે પદાર્થો કે જેના પાયામાં ધર્મ ને અર્થ સમાયલા છે અને જેની દિવાલોમાં કામ એટલે ઇચ્છા સમાયલી છે અને જેને અંતે મોક્ષનો આનંદ મેળવવાનો છે તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નિમિત સાધનોને માટે અનુકુળ પ્રસંગે બીજી વ્યાખ્યાનમાળા નિર્માણ થશે ત્યાં સુધી આ આર્યસમાજમાં હું તથા બીજા વકતાઓ અને ઉપદેશકોનાં વ્યાખ્યાનો થતાં રહેશે, માટે આ મારાં એકવીસ વ્યાખ્યાનોમાં મારા સ્વભાવ પ્રમાણે કોઇને કડવું, ખાટું કે અરૂચિકર કહેવાયું હોય, અથવા લાગ્યું હોય, અથવા કોઇને સામાન્ય શબ્દ વિશેષપણામાં લાગ્યો હોય તે સર્વની નમ્રતાપૂર્વક ક્ષમા માગી આજના વિષય સાથે મારી વ્યાખ્યાનમાળા પૂર્ણ કરી વિરામું છું. ઇતિશમ્

**ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥**

**ओ३म् शांतिः शांति' शांतिः**



# વ્યાખ્યાનમાલા બીજી

## મોક્ષમાર્ગનાં સાધનો અને તેના અંતર્ગત વિષયો.

### ભાષણ ૧લું.

## મનુષ્ય અને મનુષ્યત્વ.

---

સુરત, રવિવાર તા૦ ૧૫-૨-૨૦

ओ३म ऋषिर्हिपूर्वजा अस्येकईशा न ओजसा ॥ इन्द्रचोष्कूयसे वसु ॥ १ ॥
ओ३म शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

આજે ઘણે દિવસે આપણી વ્યાખ્યાનમાળા શરૂ થાય છે વચમાંનો સમય કંઈક આળસમાં કે અનુદ્યોગમાં ગયો નથી તેમાં પણ જુદા જુદા વકતાઓએ દર રવિવારે વ્યાખ્યાનો આપ્યાં હતાં આ વ્યાખ્યાનમાળામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પૈકી કામ અને મોક્ષ એ બે વિષયનું પ્રતિપાદન કરવાનું છે કામ શબ્દનો લૌકિકમાં વિષયવાંસના એવો અર્થ થાય છે અને તે વિષયવાંસનાને મનુષ્યપણામાં રાખીને સંતતિ ઉત્પન્ન કરવામાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો એ બાબતમાં સંપૂર્ણ જ્ઞાન ધરાવનારૂં મહર્ષિ વાત્સાયને કામસૂત્ર નામનો સૂત્રગ્રંથ રચેલો છે, અને તે ગ્રંથ પણ કોઈ બાભ્રિયા નામના ઋષિના રચેલા ગ્રંથ ઉપરથી રચવામાં આવ્યો છે અને હું એવું માનું છું કે જે પુરુષ અથવા સ્ત્રી કામસૂત્રનો અભ્યાસ કરે તેનેજ વીર્યની શું કિંમત છે તે સમજાય. પરંતુ કામશાસ્ત્રપર વ્યાખ્યાન આપવા જેટલી યોગ્યતા મારામાં નહિ હોવાથી મોક્ષ માર્ગનાં સાધનો મેળવવા માટે કેટલી સામગ્રીની જરૂર છે? તે વિષય પ્રતિપાદન કરવાનો વિચાર રાખ્યો છે, અને મોક્ષ મેળવવાના મુખ્ય સાધન

તરીકે યોગ્ય સગવડવાળું શરીર મનુષ્યને મળેલું હોવાથી આજે **મનુષ્ય અને મનુષ્યત્વ એ વિષય** રાખતામાં આવ્યો છે.

ગૃહસ્થો આખી દુનીઆના પ્રાણિમાત્રના વેદાદિશાસ્ત્રે ઉદ્ભિજ, સ્વેદજ, અંડજ અને જરાયુજ એવી રીતે ચાર વર્ગ પાડેલા છે, તે પૈકી જરાયુજ પ્રાણી તે કહેવાય છે કે જરાયુ (ઑર) સાથે જન્મે અને દૂધ ધાવીને મોટાં થાય. હવે આપણે વિચાર કરવો જોઇએ કે દૂધ ધાવીને મોટાં થનારાં પ્રાણીઓમાં ગાય, ભેંસ, ઘોડા, ઊંટ, હાથી, બકરાં, ઘેટાં, કુતરાં, બિલાડાં અને મનુષ્યોનો સમાવેશ થાય છે. બીજી રીતે જોતાં, મનુષ્ય નામથી ઓળખાતા અને પશુ નામથી ઓળખાતા તમામ પ્રાણીઓ જરાયુ ખાણુમાં ગણાય છે એટલા માટે મનુષ્ય અને પશુને એક ખાણુમાં જન્મ્યા છતાં તેને જુદાં પાડવા માટે શાસ્ત્રકાર આપણુને શિખવે છે કેઃ—

आहार निद्रा भय मैथुनं च ।
सामान्य मेतत् पशुभिर्नराणाम् ।
धर्मोहि तेषामधिको विशेषो ॥
धर्मेण हीनाः पशुभिः समाना ॥

અર્થાત્ મનુષ્ય અને પશુમાં આહાર, નિદ્રા, ભય અને મૈથુન એક સરખી રીતે વર્તે છે. પરંતુ મનુષ્યમાં વિશેષે કરીને ધર્મ હોય છે, જે મનુષ્યમાં ધર્મ નથી હોતો તેઓ પશુમાંજ ગણાય છે. એટલે માત્ર જરાયુ ખાણુમાં ઉત્પન્ન થયા સિવાય બીજો લાભ તેને મળતો નથી.

હવે એ પ્રમાણે મનુષ્યમાં વિશેષે કરીને ધર્મ હોવાથી તે મનુષ્યપણાને યોગ્ય ગણાય છે. અત્રે ધર્મ શબ્દનો એવો અર્થ કરવાનો નથી કે દુનીઆમાં ચાલતા હિંદુ, પારસી, મુસલમાન, ખ્રીસ્તી, જૈન, બૌદ્ધ, અને નાસ્તિક ધર્મ પૈકી કોઈપણ ધર્મ કોઇપણ માણસે પાળવો જોઈએ, પણ અત્રે તો મનુષ્ય ધર્મ પામવાનો છે પછી તે કાળી, ગોરી, પીળી, કે રાતી પ્રજા ભલે હોય અથવા તે સુધરેલા, અર્ધજંગલી, કે જંગલી અવસ્થામાં હોય તોપણ જેનામાં મનુષ્યપણું ઉત્પન્ન થાય છે તેજ મનુષ્ય કહેવાય છે. મનુષ્યપણું મનુષ્યમાંજ ઉત્પન્ન થાય છે એવું કંઇ નક્કી નથી. પરંતુ જરાયુજ ખાણુના જીવો પૈકી તમામ પ્રાણીઓમાં સહકુટુંબીપણાના હકને લીધે સર્વ પશુઓમાં પણ મનુષ્યત્વ જોવામાં આવે છે. તેમ મનુષ્ય પ્રાણીઓ તે પોતે સર્વથી શ્રેષ્ઠ થવાનો ફાંકો રાખે છે. તેનીજ જાતમાં પણ પશુના ગુણો વિશેષપણે જોવામાં આવે છે. જેમકે એક કુતરાને એક વર્ષ સુધી આપણે અન્ન ખવડાવીએ અને તે પછી તેનો ત્યાગ કરી

આપણે પરદેશ ચાલ્યા જઇએ અને પરદેશથી ઘણે વર્ષે પાછા સ્વદેશમાં આવીએ તે વખતે જો તે કુતરો જીવતો હોય તો તે અન્ન ખવડાવનારને ઓળખતાંજ પોતા ઉપર થએલા ઉપકારની લાગણી બતાવવા તે કુતરો ગાંડો ઘેલો થઇ જાય છે. પણ એક મનુષ્યને જો કે તે પોતાનો સ્નેહી હોય, સગો હોય, કે અનાથ હોય, તેની ઉપર દયા લાવીને તેને નાનપણથી ઉછેરીને મોટો કરી ભણાવી પરણાવી ધંધે ચઢાવી તેના પર સેંકડો ઉપકાર કર્યો હોય પણ જો એટલું બધું કરવા છતાં કોઇ વાતમાં સરત ચૂકથી કે દૃષ્ટિચૂકથી અથવા નહિ દૂર કરી શકાય એવા સંજોગોને લીધે તેની ઇચ્છાનો અવરોધ અથવા તેના સ્વાર્થને હાનિ અથવા તેના માનનું ખંડન થોડે પણ અંશે થયું હોય તો તે મનુષ્ય પોતા ઉપર થએલા સેંકડો ઉપકારને ભૂલી જઇ તેનો છિદ્રાન્વેશી કટ્ટો શત્રુ થઇને તેના દરેક કાર્યને હાનિ પહોંચાડવા મંથન કરે છે. આ ઠેકાણે વિચારવાનું છે કે ઉપકારનો બદલો ઉપકારથી વાળવાનું કામ કુતરાએ બજાવ્યું તે મનુષ્યત્વ છે અને ઉપકારનો બદલો અપકારથી વાળવાને કમર કસી આઠે પહોર તત્પર રહેનાર મનુષ્ય તેમાં પશુત્વ એટલે કુતરાનો જાતિદ્વેષનો ગુણ ઉત્પન્ન થએલો ગણાય છે.

મનુષ્યનો અને કુતરાનો મુકાબલો કરતાં શેઠની ચોરી પકડવામાં, શેઠનું શત્રુથી રક્ષણ કરવામાં, શેઠના માલમિલ્કતની ચોકી કરવામાં, શેઠની, નીમક હલાલીથી નોકરી કરવામાં કુતરાએ બતાવેલી નીમકહલાલીના દાખલા ઘણા નોંધાયલા છે તેજ પ્રમાણે શેઠનાં છિદ્રો ઉઘાડાં પાડવામાં, શેઠની ગુપ્ત વાતો પ્રકટ કરવામાં, શેઠના ધનને ચોરો સાથે સંકેત કરી લૂટાવવામાં શત્રુ સાથે મળી જઇ પોતાના સ્વાર્થને માટે પોતાના ધણીનું રાજ્ય બરબાદ કરી તેના પ્રાણ લેવાના સાધનભુત થવામાં, વિશ્વાસઘાત કરવામાં, દગો કરમાં, જેટલી નીમકહરામી કરવી જોઇએ તેથી પણ વધારે નીમકહરામી કરનારા ઘણાએ મનુષ્યોના દાખલા નોંધાયેલા છે. આપણા ઘરમાં બિલાડી દૂધ પીએ છે, આપણે તેને ખુશીથી ખવાડીએ છીએ તો પણ તે આંખ મીચીને ખાય છે કારણ કે દુનીઆમાં બે આંખની શરમ હોય છે, તેમ આખરની વખતે અન્નથી પોષાયલાં ઘણાં મનુષ્યો જ્યારે પોષણકર્તાને જરૂર પડે ત્યારે તેની પાસેથી આંખ મીચીને જાણે કોઈ દિવસની ઓળખાણજ નથી એવી વૃત્તિ રાખીને ચાલ્યા જાય છે. એવાં મનુષ્યમાં બિલાડીનો ગુણ પ્રકટ થએલો છે તેને મનુષ્ય શી રીતે કહેવાય ? સિંહ જેવા ક્રૂરમાં ક્રૂર પ્રાણીએ પગમાંથી કાંટો કાઢનાર ગુલામનો પ્રાણ બચાવવામાં જે કૃતજ્ઞતા વાપરેલી નોંધાઇ છે તે કરતાં વધારે ઉપકારના બદલામાં દબાયલાં મનુષ્યો, સિંહના ફાડી ખાવાના સ્વભાવને ગ્રહણ કરી કૃતઘ્ની થતા જોવામાં આવે છે. કેટલાક મનુષ્યો એવા પણ જોવામાં આવે છે કે પોતાનું પેટ ભરાય નહિ પણ

સામાનો જીવ જાય એવી રીતે જેમ સર્પ મનુષ્યને ડસે છે, તેમ ઘણા મનુષ્યો પોતાને કંઇપણ લાભ નહિ હોવા છતાં બીજાનું કાર્ય બગાડવામાં બલકે તેને પ્રાણાંત સુધી પહોંચાડવામાં પોતે આનંદ માને છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, ઘેંટાં, ઊંટ જેવાં પશુઓ પોતાના દૂધ વડે આખા જગતને જીવાડી રહ્યાં છે અને પોતાના જરાયુજ ખાણના મનુષ્ય બંધુઓને કોઈપણ પ્રકારનું નુકસાન થાય એવો સ્વપ્ને પણ વિચાર કરતાં નથી, તેવાં મનુષ્ય ધર્મના ધારણ કરનારા પશુઓને, મનુષ્યનામ ધારણ કરનારા મનુષ્યો મારી ખાય છે તેઓને મનુષ્ય શી રીતે કહી શકાય? આ પ્રમાણે દરેક પશુમાં કોઈને કોઈ મનુષ્યત્વનો ગુણ રહેલો છે અને દરેક મનુષ્યમાં કોઈને કોઈ પશુનો ગુણ જોવામાં આવે છે. એટલા માટે મનુષ્યોએ પોતાના મનમાં વિચાર કરીને, પોતાનામાં પશુવૃત્તિ કેટલી વધારે છે અને મનુષ્યત્વ કેટલું ઓછું છે તે જાણીને પશુવૃત્તિનો ત્યાગ કરતા જવો અને જેમ જેમ પશુવૃત્તિનો ત્યાગ થતો જશે તેમ તેમ મનુષ્યત્વનો વધારો થતો જશે. મહાત્મા ભર્તુંહરિએ કહ્યું છે કે:

येषां न विद्या न तपो न दानम् ।
ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥
ते मृत्युलोके भुवि भारभूता ।
मनुष्य रूपेण मृगाश्चरंति ॥

અર્થાત્ જેનામાં વિદ્યા નથી, તપ નથી, જે દાન કરી શકતો નથી, જેનામાં જ્ઞાન એટલે સારાસાર પારખવાની શકિત નથી, જેનામાં જિંદગીમાં ઉપયોગી થઈ પડે એવો કોઈ ગુણ નથી, જેનામાં શીલ કહેતાં વિવેક નથી, જેનામાં ધર્મ નથી તે મનુષ્યજન્મમાં આવીને કેવળ ભારરૂપ ગણાય છે. બીજા રૂપમાં કહીએ તો મૃગો જેમ કોઈપણ કામમાં આવતા નથી તેમ તે પુરુષ પણ મૃગ જેવો છે. એટલે નકામો છે. આ ઉપરથી મહારાજા ભર્તુંહરિ આપણને સમજાવે છે કે જો મનુષ્યપણું ઉત્પન્ન કરવું હોય, જો પશુની ગણતરીમાંથી બચી જવું હોય તો તેણે દુનીઆમાં જન્મીને વિદ્યા એટલે, પરા અને અપરા વિદ્યા મેળવવી જોઇએ, તપ એટલે મનની વૃત્તિને જતાં રોકવી જોઇએ, દાન એટલે જેથી ભવિષ્યની પ્રજાને સુખ કે જ્ઞાન મળે કુમાર્ગે એવા માર્ગમાં ધન વાપરવું જોઇએ, જ્ઞાન એટલે જે વસ્તુ જેવી છે તેને તેવીજ પારખવાની શકિત ઉત્પન્ન થવી જોઇએ, ગુણ એટલે કોઈની પણ સહાય વિના સ્વાત્માવલંબી થઇ પોતાનો નિર્વાહ ચલાવાય એવી કોઇ કળા શીખવી જોઇએ. ધર્મ એટલે પોતાને જે વાતની જેટલી જરૂરીઆત છે તેટલીજ જરૂરીઆત સામાને પણ હોય એમ માનતાં શીખવું જોઇએ, અથવા આપણા વર્તનથી કોઈને પણ શોક, ભય કે દુઃખ ઉત્પન્ન ન થાય એવી રીતે વર્તતાં શીખવું જોઇએ. આવી રીતના ગુણ–

કર્મ-સ્વભાવ, જે પ્રાણીમાં ઉત્પન્ન થાય તેને મનુષ્ય સંજ્ઞા આપી શકાય છે, કારણ કે 'મનુ અવબોધને. ધાતુ ઉપરથી મનુષ્ય, મનીષી, અને મુનશી, એ શબ્દો ઉત્પન્ન થએલા છે એટલા માટે જરાયુજ ખાણનાં તમામ પ્રાણીઓ કરતાં મનુષ્ય પ્રાણીએ મનુષ્યના ગુણ-કર્મ-સ્વભાવ મેળવવા જોઇએ અર્થાત્ મનુષ્યત્વ મેળવવું જોઇએ. કેમકે સૃષ્ટિમાં જન્મે એટલે મનુષ્ય ગણાય છે; પણ મનુષ્યત્વ તેની સાથે જન્મતું નથી. જરાયુજ ખાણમાં ઉત્પન્ન થએલા દરેક જીવો ઉત્તરોતર જગતને ઉપકારક થઇ શકે છે અને જ્યારે તે મનુષ્યયોનીમાં જન્મ પામે છે ત્યારે તેને માટે સ્વર્ગઅને નર્કના બે નાર્ગો ખુલ્લા સામા દેખાય છે. તેબે માર્ગમાંથી ગમે તે માર્ગે જવાને તે સ્વતંત્ર છે. તેવી સ્વતંત્રતા હોવાથી ઇશ્વરે તેને જરાયુજ ખાણનાં બીજાં પ્રાણીઓ કરતાં ઇંદ્રિયો તથા અંતઃકરણ એવાં આપ્યાં છે કે જેથી તે ધારે તેવું કરી શકે છે, અથવા પોતે ધારે તેવો થઇ શકે છે કારણ કે પશુઓમાં ગમે તેટલું જ્ઞાન હોય તોપણ તે મનુષ્ય જેવાં મકાનો બાંધી શકતાં નથી, સૃષ્ટિમાંથી ઉત્પન્ન થએલી ધાતુ માટી કે પત્થરમાં ફેરફાર કરી તેનો નવાં રૂપ બનાવી શકતાં નથી. કોઈ પણ પશુ મહેનત કરવાથી મનુષ્યની સંજ્ઞાઓ સમજી શકે છે પણ એક બીજાની ભાષા બોલી શકતાં નથી. પશુઓ સૃષ્ટિમાં ઉત્પન્ન થએલી, પોતાને માટે નિર્માણ થએલી ખોરાકી ખાય છે પણ તેઓ કુદરતે ઉત્પન્ન કરેલા પદાર્થોમાં ફેરફાર કરી ખાઇ શકતાં નથી. પશુઓ ઋતુના હીનમિથ્યા કે અતિયોગને લીધે વાતાવરણમાં થએલા ફેરફાર ને સમજી ટાઢથી, તાપથી, કે વર્ષાથી પોતાનું રક્ષણ થાય એવા પદાર્થો બનાવી શકતાં નથી. એટલે ઉંપર કહેલાં તમામ સાધનો મનુષ્ય બનાવી શકે છે. જ્યારે પોતાના સ્થૂળ અને સૂક્ષ્મ શરીરમાં ફેરફાર કરવાનું જ્ઞાન, અને સાધન મનુષ્યોમાં છેજ, ત્યારે તેનો સદુપયોગ કે દુરુપયોગ કરવાની સ્વતંત્ર સત્તા મનુષ્યને પરમેશ્વરે આપેલી છે તેમાંથી જો તેણે સ્વર્ગે જવું હોય તો તેણે મનુષ્ય વૃત્તિને પોષવી અને જો નર્કે જવું હોયતો જેણે પશુવૃત્તિને પોષવી એટલે સ્વતંત્ર જિંદગી, નિરાલંબ જિંદગી, કે શાન્ત જિંદગી ગુજારવાનાં સાધન મેળવનાર મનુષ્યને અધર્મી થવું પડતું નથી. પણ પરાધીન અને પારકા ભાગ્ય ઉપર પોષણનો આધાર રાખનારા મનુષ્યપ્રાણીઆને પોતાના અંતઃકરણ વિરૂદ્ધ આચરણો પોતાના સ્વામીના સ્વચ્છંદપણાને અથવા તેની પશુવૃત્તિ તૃપ્ત કરવાને અથવા તેના લોભને તૃપ્ત કરવાને જે જે ક્રિયા કરવાને માટે હુકમ ફરમાવે તે પ્રમાણે વર્તવાની ફરજ પડે છે. જો મનુષ્યો એમ માને કે જીવો જીવને આશ્રય રહીને જીવન ટકાવી શકે છે, અને તે ન્યાયથી મનુષ્યને કોઇના પણ આશ્રયમાં રહીને પોતાનું જીવન ટકાવવાની ફરજ પડે તો પણ તેણે પોતાનું શરીર કામ કરવાને સોંપેલું છે પણ મન કંઈ સોંપેલું નથી. તેથી અંતઃકરણ વિરૂદ્ધ આચરણ કરવાનો જ્યારે જ્યારે પોતાનો આશ્રય દાતા આજ્ઞા કરે ત્યારે ત્યારે તે મનુષ્ય

સ્વતંત્ર પણે તે આજ્ઞા પાળવાની ચોકખી ના પાડે તો જગતમાંથી અધર્મનો જરૂર નાશ થાય એટલા માટે મનુષ્યે મનુષ્યત્વ મેળવવાને સતત્ પ્રયત્નવાન થવું જોઈએ. અને જ્યારે મનુષ્યપ્રાણી મનુષ્યના ગુણકર્મ સ્વભાવ મેળવીને મનુષ્યત્વ મેળવે ત્યારે તે મોક્ષમાર્ગના પહેલા પગથીઆ ઉપર પગ મુકવાને અધિકારી થાય કારણ કે પુણ્યાત્મા જીવોને સ્વર્ગ પ્રાપ્તિ થાય છે, જેઓને આપણે દેવો માનીએ છીએ અને તેના સ્થાનને અત્યંત સુખનું ધામ એટલે સ્વર્ગ માનીએ છીએ તે સ્વર્ગમાં રહેતા દેવોને સ્વર્ગમાંથી મોક્ષે જવાનો માર્ગ નથી પણ તે દેવતાઓને પણ સ્વર્ગનું સુખ ભોગવી રહ્યા પછી પાછા મૃત્યુ લોકમાં મનુષ્ય તરીકે જન્મ લેવો પડે છે. અને મનુષ્ય જન્મ લીધા પછી તેણે મનુષ્યત્વ મેળવવું પડે છે, અને તે મનુષ્યત્વ મેળવ્યા પછીજ મોક્ષના માર્ગે ચડી શકે છે. તેવા તમામ જીવાત્માઓના ગુણ-કર્મ-સ્વભાવ-હોવા છતાં કેટલાક જીવાત્માઓ જેમ કોઈ પદાર્થ ઉપર ચીકણા પદાર્થનો વજ્રલેપ થયો હોય અને તે વજ્રલેપ તેના અણુ અણુમાં વ્યાપી ગયો હોય તેને સુધારવા જતાં અત્યંત પરિશ્રમ કરવામાં આવે તો પણ તેનો મૂળ ગુણ છૂટી શકતો નથી. અને કેટલાક પદાર્થો ઉપર ગમે તેવો લેપ ચડયો હોય તોપણ તેને વજ્રલેપ ન થયો હોય તો તેને યોગ્ય ક્રિયા કરવાથી નિર્લેપ બનાવી શકાય છે, તેવી રીતે જીવાત્માના પણ બે ભાગ પાડી શકાય છે. એક ભાગને ગમે એટલો સુધારીએ પરંતુ તેના ઉપર પૂર્વ કર્મનો વજ્રલેપ થએલો હોવાથી તે સંપૂર્ણ નિર્લેપ થઇ શકતો નથી. અને બીજો ભાગ ક્રિયા કરવાથી નિર્લેપ થઇ શકે છે; એટલે પૂર્વાચાર્યોએ તેઓમાંના વજ્રલેપવાળા જીવાત્માને આસુરી પ્રકૃતિના અને નિર્લેપ થઇ શકે એવા જીવાત્માઓને દૈવી પ્રકૃતિના ગણેલા છે. એ પ્રમાણે મનુષ્ય ત્યારેજ ગણાય છે કે જ્યારે મનુષ્યત્વ પામ્યા પછી પણ દૈવી જીવાત્મામાં ગણતરી થાય. એટલા માટે આજનું વ્યાખ્યાન સમાપ્ત કરી આવતે રવિવારે દૈવી અને આસુરી પ્રકૃતિ એ વિષય ઉપર વ્યાખ્યાન આપીશું ઇતિશમ્.

**ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्य करवा वहै।**
**तेजस्विना वधीतमस्तु माविद्धिषा वहै ॥ १ ॥**

**ओ३म शान्ति : शान्ति : शान्ति :**



ભાષણ રજું.

# દૈવી અને આસુરી પ્રકૃતિ.

સુરત, રવિવાર તા. ૨૨-૨-૨૦.

ओ३म् तदेवाग्नि स्तदादित्यस्तद्वायुस्तं दुचन्द्रमा ॥
तदेव शुक्रं तद्ब्रह्मता आपः सप्रजापति ॥ १ ॥
ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गर्वितान् ।
दयानन्दंवंदे नम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે મનુષ્ય અને પશુ બેઉ જરાયુજ ખાણના જીવો છે અને તેથી પશુમાં કેટલાક માનુષિક ગુણો અને મનુષ્યમાં કેટલાક પશુના ગુણો દેખાઇ આવે છે. વેદાંત શાસ્ત્ર જોતાં દરેક જીવાત્મા પૃથક્ પૃથક્ પોતપોતાના કર્માનુસાર જન્મ, જરા, મરણ, દુઃખ અને સુખ ભોગવી રહ્યા છે તથાપિ બહુ વિચાર કરતાં જીવાત્માના પ્રકૃતિ ભેદે કરીને બે ભાગ પાડી શકાય છે. જેમ દીવો શુદ્ધ છે, નિર્મળ છે, અને પોતાના ગુણે પૂર્ણ છે, છતાં તેની આસપાસ જે જાતનો કાચ મૂકવામાં આવે તે જાતનો પ્રકાશ બાહેરથી દેખાય છે. જોકે પ્રકૃતિ જડ છે તો પણ તે જડમાં સામાન્ય ચેતન વ્યાપ્ત હોવાથી ચૈતન્ય પ્રાણી ઉપર અદ્‌ભુત અસર નીપજાવે છે. જેમ બ્લ્યુ રંગના કાચમાં મૂકેલા દીવાના પ્રકાશથી તપેલા મગજને શાન્તિ થાય છે અને પાકેલો જખમ રૂઝાઈ જાય છે, તેમ જીવાત્મા પોતે શુદ્ધ સ્વરૂપે જ્ઞાનસ્વરૂપ હોવા છતાં તેની આસપાસ જેવી પ્રકૃતિના પરમાણુઓ ખેંચાઇને આવ્યા પછી જેવા આકારનું, જેવા ઘાટનું, જેવા રંગનું, જેવા સ્વભાવનું, સૂક્ષ્મશરીર બંધાય તે સૂક્ષ્મ શરીરને અનુકુલ સ્થૂળ શરીર બંધાય અને તે સ્થૂળ શરીર દ્વારાએ આત્માને જગતનો વ્યવહાર કરવાનો હોવાથી તે પરાવાણીમાં રહીને અથવા તૂર્યાવસ્થામાં રહીને ગમે તેવો પ્રકાશ પાડવાની ઈચ્છા રાખે પરંતુ જે જાતનું કે સ્વભાવનું સૂક્ષ્મ શરી હોય અને તેને અનુસરતું સ્થૂળ શરીર હોય તેવી ક્રિયા બહાર થાય. અટલે આત્માની સત્તા સિવાય કોઈપણ કામ થતું નથી

તોપણુ કામ કરવાનાં કરણોમાં જેવો ગુણુ હોય તેવું કાર્ય થતું જોવામાં આવે છે. દાખલા તરીકે એક મનુષ્યના કર્તવ્ય ઉપર ક્રોધાયમાન થઇ તેને મારવાનો અંતઃકરણુમાં વિચાર થાય. અને અંતઃકરણુ હાથને હુકમ કરે કે ફલાણુાને મારી નાંખ. પણુ હાથને જે કરણુની જરૂર છે તે કરણુમાં જો લાકડી આવે, પત્થર આવે, તલવાર આવે, અથવા બંદૂક આવે તો તે કરણો એક બીજાથી જુદા સ્વભાવનાં હોવાને લીધે. મારખાનારની ઉપર જુદી જુદી અસર ઉપજાવે છે. આટલા ઉપરથી આપણુને સજાય છે કે આત્માનું શરીર જે ચાર અંતઃકરણુ અને પાંચ તન્માત્રા મળી નવ તત્ત્વનું બનેલું છે, જેને વાંસનાલિંગ કહેવામાં આવે છે. તે વાંસનાલિંગના સ્વભાવ પ્રમાણે પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય મળી, દશ ઈન્દ્રિયવાળું સ્થૂળ શરીર રચાય છે. જીવાત્માની પાસે ત્રિગુણાત્મક શકિતરૂપ રજ, તમ અને સત્વ ગુણુ રહેલા છે. તે રજ, તમ, સત્વ-ગુણુના સહવાસથી જીવાત્મામાં અશુભ પરિણામી વિચારી ઉત્પન્ન થાય તો તેની અસર કુદરત વિરૂદ્ધ અથવા ધર્મવિરૂદ્ધ ક્રિયા કરવા પર થાય. અને રાજસ, તથા સાત્વિક, ગુણુના સહવાહથી, જે ક્રિયા થતી જણુાય તેનું પરિણામ શુભ અથવા કુદરતને અનુકુળ, અથવા ધાર્મિક ગણુાય. જે ક્રિયાનું દુઃખરૂપ પરિણામ આવે તેને આસુરી ક્રિયા કહેવામાં આવે છે અને જેનું સુખરૂપ પરિણામ આવે તે ક્રિયાને દૈવી સંપત્તિ કહેવામાં આવે છે. આખી દુનીઆમાં પ્રાણિમાત્રના ઉદ્યો-ગનાં સુખ અને દુઃખરૂપ બેજ ફળ ઉત્પન્ન થતાં દેખાય છે, અને તેજ સુખરૂપને દૈવી, અને દુઃખરૂપને આસુરી પ્રકૃતિ કહેવામાં આવે છે.

ચારે ખાણુના જીવો પૈકી મનુષ્યને વિચાર કરવાની શકિત અને વિચાર પ્રમાણે કામ કરવાનાં સાધન કુદરત તરફથી મળેલાં છે અને તેથી દરેક મનુષ્ય પ્રાણી સુખની ઈચ્છા રાખી સુખ મેળવવામાં અહોરાત પ્રવૃત્ત રહે છે. પરંતુ તે સુખી દેખાતો નથી. તેથી વિચાર કરવો પડે છે કે સુખ અને દુઃખની વ્યાખ્યા કરવામાં જીવાત્માની કંઈક ભૂલ થાય છે. વર્તમાન કાળમાં પ્રાણિમાત્રનો વિચાર સુખ મેળવવા તરફ ઢળેલો છે પણુ અંતઃકરણુના રજો અને તમો પ્રાધાન્ય કિરણુને લીધે તે સુખને કે દુઃખને ઓળખી શકતો નથી. જેમ વર્તમાન કાળના ભણેલા લોકો પોતાની જિંદગી ચલાવવા માટે પોતાની ધનમેળવવાની અપરિમિત શકિતને રોકીને તાત્કાળિક ધનના સુખને મેળવવા માટે પોતાના શરીરને ભાડે ફેરવે છે અને ભાડા તરીકે જેટલું ધન મળે તેટલામાં સુખ માની લે છે. ભાડે રાખનાર મા-ણુસ ભાડે રાખેલા શરીરને પોતાનું કરણુ સમજીને તે કરણદ્વારાએ ચોરી, લૂટ, શિકાર, અને પોતાનો લોભ તૃપ્ત કરવા માટે બીજી પ્રજા ઉપર ચઢાઈ કરવાનું કામ લે છે અને તે તે કામ કરતાં બીજા જીવાત્માને શું શું દુઃખ થશે તેનો

વિચાર કર્યા વિના ભાડુતી શરીરરૂપ કરણુ ભાડે રાખનારના વિચારને અનુકુળ કાર્ય કરે છે, ને પોતે એમ માને છે કે શેઠનું કામ કરતાં જે પાપ અને પુણ્ય થાય તેનો દોષ કે પાપ શેઠને છે, કારણકે મારૂં શરીરતો મેં ભાડે આપેલું છે. એવું માનનારા લોકો સુખ મેળવતાં દુઃખ મેળવે છે. કારણકે તેને પોતાને પણ ઉપર કહેલા તમામ કામ કરનારાઓનો ભય રહે છે, એટલે તે ભયને લીધે તે પોતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરવો તેનુજ નામ કરણ નહિ પણ કારણ ગણાય છે. એટલે તે તે કરણરૂપ કાર્ય કરતાં કારણરૂપ માલિક બની જવાથી તે તે ક્રિયાના દોષનું આરોપણ ભાડે આપેલા શરીરને ચલાવનાર જીત્માને થાય છે. એટલે જીવાત્માએ સુખ એટલે શું? અને દુઃખ એટલે શું? તેનો લાંબો વિચાર કર્યો નહિ તેનું આ ફળ છે. તેવીજ રીતે હાલમાં સંસારમાં કેટલાક લોકો એમ માને છે કે યથેચ્છ ખાનપાન મળે, યથેચ્છ ભોગ વિલાસ મળે, યથેચ્છ ધન પ્રાપ્તિ થાય, યથેચ્છ આરામ મળે, યથેચ્છ સગાંકુટુંબી મિત્રો મળે, અને યથેચ્છ આજ્ઞાનું પાલન થાય તેનુંજ નામ સુખ છે, પણ એ માનેલું સુખ કંઇ સુખ નથી કારણ કે એ તમામ સુખો ક્ષણિક છે. જો ખાનપાનમાં સુખ હોય તો તેની પાછળ રોગરૂપ દુઃખ હોય નહિ. જો ધનમાં સુખ હોય તો તેને રાજાકે ચોરનો ભય હોય નહિ. સગાંકુટુંબીમાં સુખ હોય તો તેના વિયોગનો ભય હોય નહિ. જો આજ્ઞાપાલન થવામાં સુખ હોય તો તેને શત્રુનો ભય હોય નહિ. મતલબકે જેને સુખ માનીએ છીએ તેની પાછળ ભય, શોક, અને દુઃખ, દેખાય છે. એટલે માનેલાં સુખો તે સુખ નથી પણ દુઃખનાં કારણ છે. અને દુઃખનાં કારણ ઉત્પન્ન કર્યા પછી તેના કાર્યરૂપ જે દુઃખ ઉત્પન્ન થાય, તે દુઃખ ભોગવેજ છુટકો થાય છે એટલા માટે જગતના પ્રવાહમાં સુખની વ્યાખ્યા હજુ સુધી બરાબર થઇ હોય એમ જણાતું નથી. તેવી રીતે દુઃખની વ્યાખ્યા પણ કોઈએ કરી નથી. જેમ જેને માણસો દુઃખ માને છે તે દુઃખની પાછળ હમેશાં સુખ દેખાય છે. એટલે જ્યાં સુધી સુખ અને દુઃખનું નિશ્ચયાત્મક વિવેચન થાય નહિ ત્યાં સુધી મનુષ્ય પોતાનાં ધારેલાં ફળ મેળવી શકે નહિ. એટલા માટે મનુષ્યોને અખંડ સુખ મેળવવા માટે પ્રયત્ન કરવાના નિયમો એટલે ધર્મશાસ્ત્રો બાંધ્યાં છે.

જગતમાં સુખ અને દુઃખની સાથેજ પાપ અને પુણ્ય કે ધર્મ અને કર્મ જોડાયલાં હોવાથી સુખને માટે પુણ્ય અથવા ધર્મ મેળવવાને લોકો પ્રયત્નવાન થાય છે. આગળ આપણે કહી ગયા તેમ મનુષ્ય પ્રાણી પશુઓની પેઠે જરાયુજ ખાણમાં ગણાય છે અને પશુઓથી વિશેષમાં તે ધર્મ પામી શકે છે, તો પણ મનુષ્યત્વ અને પશુવૃત્તિ એ સાથેજ વર્તતી દેખાય છે આગળ આપણે દીવો અને કાચનું જે દ્રષ્ટાંત આપ્યું છે તેનો ફલિતાર્થ એવો સમજાશે કે કાચના ઉપર કાળો રંગ ચઢેલો હોય તો પ્રકાશને ઠેકાણે અંધકાર દેખાય છે. અને સ્વચ્છ કાચ હોય અથવા જેવા રંગનો કાચ

હોય, તેવો પ્રકાશ પડશે અને પ્રકાશમાં જે રંગનો વિશેષ ભાવ હશે તેવું પરિણામ તે પ્રકૃતિ ઉપર ઉપજાવશે એ દૃષ્ટાંતને હવે આપણે આપણા વિષયને અનુકુળ ગોઠવી શકીશું. જેમ દીવાની ઉપર પાકા કાળા કાચનો પડદો ગોઠવવામાં આવે અને તેથી દીવાનો પ્રકાશ બહાર દેખાય નહિ તેમ આત્માની આસપાસ નવ તત્ત્વનું વાંસનાલિંગ જે આત્માનું શરીર છે, તે પોતાના ચીકણા કર્મને લીધે આત્માનો પ્રકાશ બહાર પડવા દે નહિ. પણ તેનામાં જેટલી જેટલી શકિત હોય તેટલી તેટલી પ્રકૃતિથી તે અધર્મનાં કાર્યોજ કરતો રહેવાનો અને એવા અધર્મનાં કાર્ય કરવાવાળું પંચભુતાત્મક સ્થૂળ શરીર પાંચતન્માત્રા અને ચાર અંતઃકરણવાળું સૂક્ષ્મ શરીર એ બે મળીને પોતાના સજાતીય કર્મને આકર્ષણ કરવાનો. અને પોતાના સ્વજાતીય કર્મથી બીજા ઉપર જે અસર કરવાનો ગુણ ધરાવે છે તેથીજ તે આસુરી પ્રકૃતિ કહેવાય છે અને એથી ઉલટા ગુણ ધરાવનારૂં શરીર તથા વાંસના લિંગ તે દૈવી પ્રકૃતિ ગણાય છે.

જીવાત્મા અનાદિ કાળથી પ્રવાહ રૂપે જગત્‌માં જન્મ ઉપર જન્મ અને પુનર્જન્મ પામતો પામતો અધોગતિમાં અથવા સમય પામીને ઉર્ધ્વ ગતિમાં ફેરા ખાયા કરે છે, પણ જો તે આત્મા આસુરી પ્રકૃતિના ઘરમાં, આસુરી કર્મને યોગે રહેવાને બંધાયલો હોય તો તે નીચે કે ઉંચે જ્યાં જ્યાં જન્મ લે ત્યાં ત્યાં તે તેવાંજ કર્મો કરવાનો દાખલા તરીકે મનુષ્ય જન્મ પામેલો આસુરી પ્રકૃતિનો મનુષ્ય બીજાના પ્રાણ લેવારૂપ, બીજાને દુઃખ ઉત્પન્ન કરવા રૂપ, બીજાનો દ્રોહ કરવા રૂપ કર્મ કરીને અધોગતિમાં એટલે પશુયોનિમાં જાય તો ત્યાં પણ કુતરાં, બિલાડાં, વાઘ, સિંહ, શિઆળ, આદિ હિંસક પ્રાણીમાંજ તેનો જન્મ થાય અને તે યોનિમાં ગયા પછી હિંસક સ્વભાવને લીધે ઘએલાં કર્મને યોગે અધોગતિ પામીને અંડજ ખાણમાં ઉત્પન્ન થાય, તો તે ખાણમાં ઉત્પન્ન થતાં સર્પ, વીંછી, કાનખજુરા, સમડી, ગીધ, મગર, સુસવાળ, વગેરે હિંસક અને કૂડી ખાનારાં તથા ઝેરી જાનવરની યોનિમાં જન્મ પામે. ત્યાંપણ પોતાનો નિદિધ્યાસ ચાલુ રહેવાથી અધોગતિમાં ઉતરતાં તે ઉદ્ભિજ ખાણમાં જન્મ પામે છે અને ત્યાં રહીને પણ ઝેરી, કાંટાવાળાં, વિષવાળાં, કોઇના ઉપયોગમાં નહિ આવે એવાં વૃક્ષ, છોડ, લતાના રૂપમાં જન્મે છે. અને ત્યાંથી અધોગતિને પામતાં સ્વેદજ ખાણમાં જઇને ત્યાંપણ માખી, મચ્છર, ડાંસ જેવા મનુષ્યોમાં, રોગ ફેલાવનારા, મરકી ફેલાવનારા જીવો કે જેનું ક્ષણે ક્ષણે મૃત્યુ અને જન્મ થાય છે તેવી યોનિ પામીને છેલ્લે પૃથ્વીમાં પત્થરરૂપે સ્થિર થઇ જાય છે જેનું નામ શાસ્ત્રકારોએ અંધતામિસ નર્ક કહેલું છે. એટલે સુધી આવ્યા પછી કાળે કાળે કર્મ ભોગવતો ભોગવતો તે આત્મા સ્વેદજમાંથી ઉદ્ભિજમાં, ઉદ્ભિજમાંથી અંડજમાં, અંડજમાંથી જરાયુજમાં

આવીને, પશુમાંથી મનુષ્ય જન્મને પામે છે, પણ મનુષ્ય જન્મ પામ્યા પછી તે શૂદ્રમાં, વૈશ્યમાં, ક્ષત્રિયમાં, અને છેલ્લે બ્રાહ્મણ જેવા ઉંચ વર્ણમાં જન્મીને ધર્મ બોધ પામીને સંસારથી વિરકત થાય છે, તોપણ વિરકત દશામાં તેને વળગેલી આસુરી પ્રકૃતિને લીધે સાધુપણામાં રહીને પોતે અધર્મ માર્ગે ચાલીને કુકર્મ કરીને જગતને પોતા પાછળ દોરીને પાછો નીચી ગતિને પામે છે, અને જે દૈવી પ્રકૃતિના જીવાત્મા છે તેઓ "**मरणेयाव मतिः सागतिः**" એવી રીતે મનુષ્ય જન્મમાં રહીને પંચવિષયમાં ફસાતાં છતાં કર્મના યોગે પશુયોનિમાં જન્મે તો ગાય, ભેંસ, બળદ, પાડા, જેવા જગતને ઉપકારી અને નિર્દોષ પ્રાણીમાં ઉત્પન્ન થાય છે. ત્યાંથી કદાચિત્ અધોગતિએ જાયતો અંડજ ખાણમાં પોપટ, કબૂતર, વગેરે અહિંસક અને નિરુપદ્રવી પક્ષી થાય છે. ત્યાંથી કદાચ અધોગતિએ જવું પડયું તો ઉદ્ભિજ ખાણમાં વડ, પીપળા, આદિ લઇને છાંયા આપનારાં, ફળો આપનારાં, માણસનું જીવન ટકાવનારાં અન્નો આપનારાં, અને પુષ્પમાં પુષ્પથી સુગંધ આપનારા એટલે પ્રાણિમાત્રને સુખ, સંતોષ, તૃપ્તિ, અને આનંદ આપનારાં થાય છે. ત્યાંથી વધીને સ્વેદજમાં તે જીવો જઈ શકતા નથી પણ જડ યોનિ સુધી વખતે જવું પડે છે તો ત્યાંપણ, લોહમાં ઉત્તમ ધાતુ રૂપે, પત્થરમાં પ્રકાશમાન પત્થરરૂપે રહીને પણ પ્રાણીઓને આનંદ આપનાર થાય છે. તે તે યોનિયોમાં પોતાના કર્મનો ભોગ ભોગવીને ઉપર ચડતાં ચડતાં, પાછા મનુષ્યમાં જન્મીને શૂદ્રમાં, સેવાધર્મને, વૈશ્યમાં પોષકધર્મને, ક્ષત્રિયમાં રક્ષકધર્મને, અને બ્રાહ્મણમાં દુનીઆના તારક ધર્મને, અનુસરી પ્રાણીમાત્રનું કલ્યાણ ઇચ્છતા યોગી કે સિદ્ધ પદને પામી ઇશ્વરના સ્વરૂપમાં મોક્ષગતિ ધારણ કરે છે, તેવા જીવાત્માની આસપાસ નવ તત્ત્વ અને પંચભુતાત્મક શરીરમાં પ્રકૃતિરૂપે જે શરીર ગોઠવાયું હોય તે દૈવી પ્રકૃતિ ગણાય છે. એટલે દૈવી પ્રકૃતિવાન મનુષ્ય મોક્ષ જવાનો અધીકારી થઇ શકે છે. અને આસુરી પ્રકૃતિવાળો જીવાત્મા મોક્ષ દશાને પામી શકતો નથી. જો આપણને દૈવી અને આસુરી પ્રકૃતિ ઓળખતાં આવડે તો આપણને જરૂર સમજાય કે આસુરી પ્રકૃતિમાં જે જે વિષયમાં સુખ, આનંદ, મનાયલા છે તે સુખ નથી પણ દુઃખનાં કારણ છે. અને દૈવી પ્રકૃતિમાં જે દુઃખ, કલેશ મનાયલા છે. તે દુઃખ નથી પણ સુખનાં કારણ છે. એ વિષયને વધારે સમજવા માટે આપણે પુનર્જન્મની વ્યવસ્થા અને અવસ્થા સમજવાની જરૂર છે, એટલા માટે આજનું વ્યાખ્યાન પુરૂં કરી, આવતે રવિવારે પૂર્વજન્મ અને પુનર્જન્મ એ વિષય પર બોલવામાં આવશે. ઇતિશમ્.

**ओश्म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥**

**ओश्म शांतिः शांतिः शांतिः**

## ભાષણ ૩જું.

# પૂર્વજન્મ અને પુનર્જન્મ.

સુરત, રવિવાર તા૦ ૨૯-૨-૨૦

ओश्म ऋचं वाचं प्रपद्ये मनोयजुः प्रपद्ये सामप्राणं प्रपद्ये चक्षुः श्रोत्रं प्रपद्ये ॥
वागोजः सहौजोमयि प्राणापानौ ॥१॥
ओश्म शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે દૈવી અને આસુરી પ્રકૃતિ સાથે જોડાયલા જીવાત્માનું વર્ણન કરતાં આસુરી પ્રકૃતિના ભોગ થઇ પડેલા જીવાત્માને મોક્ષ મળતો નથી. મોક્ષ તો દૈવી પ્રકૃતિના જીવોનેજ મળે છે તે વાતને પુષ્ટિ આપવા માટે પૂર્વજન્મ અને પુનર્જન્મનો આજનો વિષય રાખવામાં આવ્યો છે.

ગૃહસ્થો પુનર્જન્મને માટે ઘણીવાર બોલાયું છે પણ પુર્વજન્મને માટે વધારે બોલાયું નથી પૂર્વજન્મ જો ન હોય તો પુનર્જન્મ થાય નહિ અને પુનર્જન્મ ન માનીએ તો પૂર્વજન્મ હોય નહિ. અને જ્યાંસુધી પૂર્વજન્મની સિદ્ધિ થાય નહિ ત્યાંસુધી પુનર્જન્મ મનાય નહિ, એટલા માટે પ્રથમ પૂર્વજન્મની સિદ્ધિ કરવાનો પ્રયત્ન કરીએ. હાલમાં ચાલુ વ્યાખ્યાનમાળાના પૂર્વની વ્યાખ્યાનમાળામાં પુનર્જન્મની સિદ્ધિ કરેલી છે એટલે તે વિષય અને આ વિષય બે જોડાઇ જાય એવો ભય રહે છે, પરંતુ કદાચ કોઇ ઠેકાણે પિષ્ટપેષણ દોષ આવે તો તેની ક્ષમા માગી મારો વિષય આગળ ચલાવું છું. કેટલાક દાખલામાં એવું બને છે કે પ્રત્યક્ષરૂપે પૂર્વજન્મનો ભાસ દેખાય છે. જેમ એક બાળક જન્મે છે કે તેને કોઇપણ પ્રકારની કેળવણી મળ્યા સિવાય દૂધ ધાવવા મંડી જાય છે; અને દૂધ ધાવવાની ઇચ્છા થાય છતાં જો દૂધ નહિ મળે તો તે રોવા માંડે છે, એટલે પૂર્વનો અહાર કરવાનો અભ્યાસ હતો તે આ જન્મમાં સ્ફુર્યો એમ કહીએ તો કાંઇ ખોટું ગણાય

નહિ. બીજા દાખલામાં કોઇપણ પ્રાણી જ્યારે યુવાવસ્થામાં આવે છે. ત્યારે પોતાના સ્થૂળ શરીરના અને સૂક્ષ્મ શરીરના તમામ અવયવો સંપૂર્ણ રીતે ખીલી રહે કે તેને સ્વાભાવિક કામની વાંસના ઉત્પન્ન થાય છે, અને તે ઇચ્છાનુસાર જગતમાં પોતાનો વંશ વધારવા માટેના કાર્યમાં જોડાય છે. કોઈપણ વિદ્વાન એવું નહિ કહી શકશે કે વંશની વૃદ્ધિ કરવા માટે સ્ત્રી અને પુરુષને પરસ્પર જે ઇચ્છા, લાગણી, આતુરતા, અને પ્રેમ ઉત્પન્ન થાય છે, અને તે પછી માનસિક અને શારીરિક જે ક્રિયા કરવામાં આવે છે. તેની કેળવણી કોઇપિણ ઠેકાણેથી મળી હોય. એટલે પૂર્વજન્મમાં જે પ્રમાણે પ્રજોત્પત્તિ કરવાનો અભ્યાસ હતો તે અભ્યાસની અત્રે સ્ફુરણા થએલી જણાય છે. બાળકને જન્મતાંજ સુખ, અને દુઃખની સમજણ પડી જાય છે. ઘણાં બાળકો જન્મીને થોડા દિવસમાંજ માતાના વાત્સલ્યપ્રેમવાળો હાથ ઓળખી શકે છે, કારણ કે પૂર્વજન્મમાં માતારૂપે, પિતારૂપે કે પુત્રપુત્રીરૂપે તેણે વાત્સલ્યપ્રેમનું આસ્વાદન કરેલું છે; કારણ કે પશુ, પક્ષી, મનુષ્ય જેવી સંજ્ઞાને સમજનારા, કીટ-પતંગાદિ પ્રાણીઓ પણ પોતાની સંતતિ ઉપર વાત્સલ્યપ્રેમથી ભરેલાં જોવામાં આવે છે, એટલે કે જ્યાંસુધી પોતાની સંતતિ સ્વતંત્રપણે આહારવિહાર મેળવવાને શક્તિમાન થાય નહિ, ત્યાંસુધી તેનું રક્ષણ અને પોષણ પોતાના જીવની સાટે કરે છે. અને જો તેના ઇંડાને કે બચ્ચાંને કોઇ સ્પર્શ કરવા જાય તો તેની સામા પોતાથી બની શકે તેટલો પ્રતિકાર કરવાને તે પ્રયત્નવાન થાય છે. જેમ કામાસક્તિ, પુરુષ અને સ્ત્રીમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે, તેમ એક સ્ત્રી જે બાળાપણમાંથી યુવાવસ્થામાં આવી સંતતિ પ્રસવ થતા પહેલાં વાત્સલ્યપ્રેમનો એક અંશ પણ જાણતી નહોતી, તેને બાળક પ્રસવ થતાની સાથેજ સંપૂર્ણ વાત્સલ્યતા ઉત્પન્ન થાય છે. જેમ યુવાવસ્થામાં આવેલાં સ્ત્રીપુરુષોને વિષયવાંસનાનો સંકલ્પ થતાં પ્રજોત્પત્તિના અવયવોમાં સ્થિત્યંતર થાય છે અને તેનું ફળ સંતતિ ગણાય છે; તેમ ગર્ભવંતીને પ્રસવ થતા પહેલાં વાત્સલ્યપ્રેમ નથી હોતો તેનું પ્રત્યક્ષ પ્રમાણ એવું છે કે સ્ત્રીના સ્તનનું દૂધ કોઇપણ કાર્યને માટે અથવા બીજાની સંતતિને દૂધપાન કરાવવા માટે જોઇતું હોય તો એક લેશ માત્ર પણ મળી શકતું નથી, પણ તેની બીજી ક્ષણે તે સ્ત્રીને પ્રસવ થાય અને પોતાની સંતતિને ખોળામાં લઇ સ્તનપાન કરાવવાની ઇચ્છા કરે, તેજ સમયે વાત્સલ્યપ્રેમ ઉત્પન્ન થઇને પોતાની સંતતિને જોઇએ તેટલું અને વધે તો બીજાને માટે પણ દૂધ આપી શકે છે. તે જેમ પ્રજોત્પત્તિના સમયમાં વિષયવાંસનાને યોગે વીર્યનું સંચલન થાય છે. તેમ સ્તનમાંથી દુધનું સંચલન થાય છે. અને જો તે દૂધ બાળક ન ધાવી શકે તો કૃત્રિમ રીતે તે દૂધને બહાર કાઢી નાંખવું પડે છે. કહેવાની મતલબ એ છે કે પૂર્વજન્મનો વાત્સલ્યપ્રેમ સમય આવતાં પ્રકટ થાય છે. એવી રીતે કોઇપિણ પ્રાણીના ગર્ભસ્થાનમાં બાળક સ્થિત થાય અને

પછી જેમ જેમ તે અવયવથી પૂર્ણ થતું જાય તેમ તેમ બાળકના અને તેની માતાના શરીરમાં અને મનના વિચારમાં ફેરફાર થતો જાય અને એટલાજ ઉપરથી કહેવામાં આવ્યું છે કે, અહાર, નિદ્રા, ભય અને મૈથુન, ક્ષુધા, તૃષા, નિદ્રા, સુખ અને દુઃખની લાગણી પૂર્વ જન્મનાં સંસ્કારને લીધેજ સ્ફુરાયમાન થાય છે. એટલા ઉપરથી આપણે એવા વિચારપર આવી ચૂકયા કે પૂર્વજન્મના અભ્યાસને લીધે કોઈપણ ક્રિયા જોયા વિના, જાણ્યા વિના, અનુભવ વિના અને શીખવ્યા વિના દરેક પ્રાણી કરી શકે છે. એથી વધીને આગળ વિચાર કરતાં બીજી પણ એક વાત સમજાય છે કે ગર્ભમાં આવેલો જીવાત્મા કયી ખાણમાંથી કયી યોનીમાંથી કે કયી જાતમાંથી આવેલો છે તે જાણવા માટે આપણી પાસે પ્રત્યક્ષ પ્રમાણ છે કે જ્યારે ગર્ભને આઠમો માસ બેસે છે ત્યારે ગર્ભનું હૃદય તૈયાર થાય છે. તેની સાથે ગર્ભનું મસ્તક પરિપકવપણાને પામે છે અને અંતઃકરણ સ્થિર થાય છે. એટલે માતાના હૃદયમાં, માતાના અંતઃકરણમાં, અને માતાના મસ્તિષ્કમાં ગર્ભનાં અંતઃકરણનાં અને હૃદયના ફેરફારોની અસર થવા માંડે છે. તે અવસ્થાને આપણા લોકો દોહદ નામ આપે છે એટલે જો કોઇ સ્ત્રી ભક્તિવાન હોય અને તેના મનમાં નાસ્તિકતા ઉત્પન્ન થાય તો તે ગર્ભનો જીવ નાસ્તિકના કુળમાંથી આવ્યો છે. કોઇ સ્ત્રી અહિંસક ધર્મને માનનારી હોય તેને હિંસા કરવાના, અભક્ષાભક્ષ કરવાના કે અપેયાપેય કરવાના દોહદ ઉત્પન્ન થાય તો તેના ગર્ભનો જીવાત્મા મ્લેચ્છ, રાક્ષસ, ચાંડાળ કે હિંસક જાતિમાંથી આવેલો છે એમ સમજાય છે. કોઇ ગર્ભિણીને કુટુંબ કલેશ કરવાનું, ચોરી કે વ્યભિચાર કરવાનું દોહદ ઉત્પન્ન થાય તો તે ગર્ભનો જીવાત્મા હિંસક પશુઓના કુળમાંથી આવેલો છે એમ મનાય છે. એ પ્રમાણે ઉંચ વર્ણના ધાર્મિક દંપતીના ગર્ભમાં નીચવર્ણનો અધર્મી જીવાત્મા આવી શકે છે, અને નીચ વર્ણના અધર્મી કુળમાં ધાર્મિક અને મહાત્માનો આત્મા આવી શકે છે. અને તેનેજ લીધે ઉંચ અને ધાર્મિક ગણાતા કુળોમાં નીચ અને અધર્મી કુલાંગારો ઉત્પન્ન થાય છે અને નીચ તથા અધર્મી કુળોમાં ધાર્મિક, નીતિમાન અને ભક્તિમાન પુત્રો ઉત્પન્ન થાય છે. એટલે દુનીઆમાં ચાલતા સાત મુખ્ય ધર્મો અને તેની અંતર્ગત રહેલા મત, પંથ–સંપ્રદાયો પૈકીના જે જે આચાર્યો પૂર્વ જન્મને માનતા નથી પણ બ્રહ્મ જીવાત્મા બની ગયો, અથવા ઇશ્વરે જીવાત્મા કુંકયો, અથવા જીવાત્મા જેવી કોઈ વસ્તુજ નથી એવું માનનારાઓ ઉપરોક્ત વિચારોનું મનન કરશે તો તેને પૂર્વજન્મ પ્રત્યક્ષ રીતે દેખાશે. જો પૂર્વજન્મ હતેજ નહિ તો આ જન્મમાં ઉપર કહેલી ગુપ્ત બાબતોની સિદ્ધિ થઈ શકતે નહિ. પરંતુ આ જન્મમાં જે પ્રાણી અથવા જે જીવાત્મા જે જાતના અધ્યાસમાં રચી પચી રહે છે તેવો અધ્યાસ છતાં મરણ સમયે જે પ્રકારની શુભ કે અશુભ ઉર્મિ ચાલતી હોય અને તે ઉર્મિના પ્રવાહમાં વાંસનાલિંગ જોડાયલું હોય તે પ્રમાણેના

ધર્મ કે અધર્મ પામેલા માતાપિતાના રજવીર્યમાં મળીને ગર્ભરૂપે સ્થિર થાય છે, અને જન્મ્યા પછી ઉત્પન્ન થએલા કુળોને ઉંચેથી નીચે ગબડાવી પાડે છે અથવા નીચેથી ઉંચે ચઢાવે છે. ઉંચ અને ધાર્મિક વૃત્તિવાળાના કુળમાં નીચ અને અધર્મી વૃત્તિનો આવિર્ભાવ થઈ તે કુળો નાશ પામે છે અને નીચ અને અધર્મી કુળોમાં ભક્તરાજો ઉત્પન્ન થઇ તે કુળોનું તારણ કરે છે. એટલે આપણે એમ માનવુંજ જોઇએ કે આ જન્મમાં આપણને જે જે ગુપ્ત પ્રેરણાઓ થાય છે, અને અસંભવિત કાર્યો કરવા માટે આપણને જે પ્રેરણાઓ થાય છે તે પ્રેરણાઓના કાર્યમાં પૂર્વ જન્મમાં આપણે રચીપચી રહેલા હતા એમ માનવામાં જરાપણ આપણે ખોટું કરતા નથી. હવે આપણે પુનર્જન્મ માટે થોડો વિચાર કરીએ.

એટલું તો નક્કી થયું કે પૂર્વજન્મનાં કૃતકર્મને લીધે આપણને આ જન્મ પ્રાપ્ત થયો છે. તેમાં મનુષ્ય જન્મમાં જન્મેલા કેટલાક વિદ્વાન ગણાતા મનુષ્યોનો એવો તર્ક છે કે આ મનુષ્યજન્મ છેલ્લોજ છે. એટલે મનુષ્ય થયા પછી પુનર્જન્મ નથી અને કદાચ જન્મ લેવો પડે તો મનુષ્યનોજ જન્મ થાય. તેવા લોકો દાખલો આપે છે કે જુવારમાંથી બાજરી ઉત્પન્ન થાય નહિ, ઘઉંમાંથી દૂધી ઉત્પન્ન થાય નહિ, તેમ મનુષ્યજન્મ મળ્યા પછી બીજો જન્મ થાય નહિ. એટલે સુધી વિચાર કરનારા વિદ્વાનો એટલું ભૂલી જાય છે કે કુતરાંને પેટે બિલાડાં, ગાયને પેટે બકરાં, વાઘને પેટે કુતરાં જન્મી શકતાં નથી પણ એ સ્થૂળવાદ છે, દેહને અને જીવાત્મા તથા અંતઃકરણને કંઈજ સંબંધ નથી. જેમ એક નાટકી, પુરુષ છતાં સ્ત્રી વેશ ધારણ કરે તેમ આત્મા કર્મ પ્રમાણે કોઇપણ યોનિમાં જન્મ ધારણ કરે. અને કોઇપણ યોનિમાં જન્મવું તેમાં યોનિમાં ફેરફાર થાય નહિ, પણ આત્મા તો ગમે તેવા આકારનું ગમે તેવા રંગનું અને ગમે તેવા ઘાટવાળું શરીર મૂકીને ચાલ્યો જાય અને તે પછી બીજા આકારમાં જઇને સમાય. ત્યાં તેને તેવા રૂપ પ્રમાણે નામ અપાય અને જેવા સ્થૂળમાં તેણે પ્રવેશ કર્યો હોય તે સ્થૂળના બંધારણ પ્રમાણે તેને ક્રિયા કરવી પડે. જેમ વાઘ અને સિંહનું સ્થૂળ શરીર અન્ન કે ઘાસ ખાઈ શકેજ નહિ. ગાય કે ભેંસ કોઈ પણ પ્રાણીને મારીને ખાઈ શકેજ નહિ. તે પ્રમાણે જીવાત્મા જેવા સ્થૂળમાં આવ્યો હોય તે સ્થૂળ દેહના બંધારણ પ્રમાણે પોતાની ક્રિયા કરવાનોજ. એટલે મનુષ્ય જો સત્કર્મ કરે અને તે સત્કર્મ જો સકામ હોય તો તે સ્વર્ગમાં દેવતાનાં સુખ ભોગવવા જાય, અને જો તે સત્કર્મો નિષ્કામ હોય તો તે સીધો મોક્ષમાં જાય, પણ સત્કામને ઠેકાણે દુષ્કર્મ કરતો હોય તો તે કર્માનુસાર મનુષ્યમાંથી મનુષ્યમાં અને મનુષ્યમાંથી સ્થળચર, ખેચર, કે ઉદ્ભિજમાં પણ જન્મ પામે એટલે પુનર્જન્મમાં સુખ અથવા દુઃખ મેળવવું તે બીજા પ્રાણીઓ

કરતાં મનુષ્ય પ્રાણીના હાથમાં વધારે છે. દાખલા તરીકે એક મનુષ્ય યાત્રાર્થે મુસાફરીને માટે નીકળવાનો નિશ્ચય કરે, અને તે માટે જોઇતા ધનનો સંગ્રહ કરે, તે સંગ્રહ લઈને જગત્માંથી તારણ પામવા માટે તારનારૂં જે તીર્થ હોય ત્યાંસુધી પહોંચે, ત્યાં પહોંચ્યા પછી તે દેશની રીતભાત જોઇને ધર્મકાર્યને થોડા વખત માટે મુલ્તવી રાખીને ત્યાંના વેશ્યા, વ્યસન, અને આતતાયીપણા જેવા કુમાર્ગે ચઢી જાય, એટલે યાત્રાર્થે સાથે રાખેલું ધન ખર્ચાઈ જાય અને ધર્મ કરવાના વિચાર પડતા મૂકીને ભીખ માગતા માગતા પોતાને દેશ પાછા ફરવું પડે; તે પ્રમાણે જીવાત્મા ઇશ્વરરૂપ તીર્થનાં દર્શન કરવાર્થે પૂર્વજન્મમાં સામગ્રી એકઠી કરીને મનુષ્યદેહરૂપ તીર્થને પામે, પરંતુ મનુષ્ય થયા પછી પંચ વિષયના પાંચ ગોરો ( પંડયાઓ ) પોતાના યજમાનને આગ્રહ કરીને અથવા હક કરીને પોતા તરફ ખેંચી જાય, અને તેને તાબે થયા પછી યાત્રાનું સ્મરણ ભૂલી જઈને ગોરનું પોષણ કરવામાં અથવા ગોરની તૃપ્તિ કરવામાં પોતાના ધર્મરૂપ ધનને વાપરી નાંખે. એટલે આગળના વિચાર પડતા મૂકી પંચ વિષયના પ્રેમમાં લુબ્ધ થએલો નિર્ધન જેમ તિરસ્કારને પ્રાપ્ત થાય છે તેમ તિરસ્કાર, અપમાન અને ધક્કા ખાતો ખાતો જીવાત્મા કયાંનો કયાં રખડી જાય છે. એટલે પુનર્જન્મમાં કયે સ્થળે જવું અથવા કયી યોનિમાં જવું એ મનુષ્યના હાથમાં છે તો જો કે કોઇ પણ મનુષ્ય એવો વિચાર તો કરતો નથીજ કે હું મરણ પામ્યા પછીજ મનુષ્ય સિવાયની યોનિમાં જન્મ પામું, છતાં તેને મનુષ્ય સિવાયની બીજી યોનિમાં જન્મ લેવો પડે છે તેનું કારણ જયાંસુધી સમજાય નહિ ત્યાંસુધી પુનર્જન્મ પામનારો આત્મા પવનના સપાટાથી જેમ સુકું પાંતરૂં ગમે તે દિશામાં વહી જાય, તેમ દેહથી છૂટો પડતો જીવાત્મા કર્મના ધક્કાથી ગમે તે યોનિ તરફ ઘસડાઇ જાય છે. એટલા માટે પુનર્જન્મ શી રીતે થાય છે તેનો વિચાર કરવાનો રહ્યો. આગળ કહેવામાં આવ્યું છે કે આ દેખીતું પંચભુતાત્મક શરીર એ કંઇ આત્મા નથી. એ તો જીવાત્માને માટે જુદી જુદી દિશામાંથી જોઇતા પદાર્થો આકર્ષણ કરવાના તથા નકામા પદાર્થો ફેંકવાના દશ દ્વારવાળું એક ઘર છે. જેમ સંસારમાં આપણે ઘર બંધાવ્યા પછી તે ઘર આગ લાગવાથી અથવા રેલ આવવાથી અથવા ધરતીકંપથી નાશ પામે તેથી ઘરધણીનો નાશ થતો નથી, તેમ પંચભુતાત્મક શરીરરૂપ ઘરથી છૂટા પડતાં જીવાત્માનો નાશ થતો નથી. પણ જેમ આપણે પડી ગએલા ઘરથી છૂટા પડીએ તો પણ આપણું શરીર આપણી સાથે રહે છે તેમ જીવાત્માનું પંચ તન્માત્રા અને ચાર અંતઃકરણ મળી નવ તત્ત્વનું વાંસનાલિંગ જેને લિંગશરીર કહેવામાં આવે છે, તે શરીરથી આત્મા છૂટો પડતો નથી. આપણા શાસ્ત્રમાં એક સિદ્ધાંત

સ્થપાયલો છે કે જે મનુષ્ય જેવા પ્રકારનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરે, તેવી સંપત્તિ તે મેળવી શકે છે. એટલે મનુષ્ય જન્મ પામ્યા પછી મનની ષટ્-ઉર્મિ પૈકી પાંચ ઉર્મિઓ જે પંચ વિષયના નામથી ઓળખાય છે તેમાં જે વિષયમાં જેનો શ્રવણ, મનન અને નિદિધ્યાસ વધારે હોય છે તેમાં તે જીવાત્માનું સૂક્ષ્મ શરીર તલ્લીન થઇ રહેલું હોય છે. બીજી વાત એવી છે કે જીવાત્માની સાથે જીવાત્માની અગિયારમી ઇન્દ્રિય જે મનના નામથી ઓળખાય છે તે સ્થાન પરત્વે જુદાં કાર્યો કરે છે. મનને જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ ને તૂર્યા એ ચાર સ્થાન ઉપરની ચાર અવસ્થા અનુક્રમે ભોગવવી પડે છે. મનુષ્યો ઘણાખરા જાગૃત અને સ્વપ્નાવસ્થા ભોગવીને સુષુપ્તિના કંઈક અંશને ભોગવે છે અને કેટલાક જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ સુધી જઈ શકે છે, પણ તૂર્યાવસ્થામાં પહોંચવાને તો યોગીઓ, મહાત્માઓ અને સિદ્ધોજ શક્તિવાન થઇ શકે છે. એટલે આપણે જાગૃત અવસ્થામાંથી નિદ્રાવસ્થામાં જવું હોય તો જાગૃત અને નિદ્રાની વચમાં સ્વપ્નાવસ્થા ભોગવવી પડે. જો આપણને સુષુપ્તિ અવસ્થા સુધી જવાની શક્તિ હોય તો સ્વપ્નાવસ્થા એક ક્ષણમાં લીન થઈ જાય પણ જેનામાં સુષુપ્તિ સુધી જવાની શક્તિ નથી, તેઓની નિદ્રા તો સ્વપ્નમાંજ પૂરી થાય છે. એ સ્વપ્નાવસ્થાનું સ્વરૂપ એવું છે કે જાગૃત અવસ્થામાં જે જોયું હોય અથવા સાંભળ્યું હોય, કર્યું હોય, અથવા કરાવ્યું હોય, તે વર્તમાન જાગૃત અવસ્થાની વૃત્તિ શાંત થવાથી ભૂત કાળમાં કરેલાં કાર્યો તદ્રુપ ખડાં થાય છે. તેથી તેને સ્વપ્નાવસ્થા કહેવામાં આવે છે, અને જેમાં ભૂતકાળની વર્તમાનકાળની કે ભવિષ્યકાળની કોઇ પણ વાત દેખાતી નથી તેને સુષુપ્તિ અવસ્થા એટલે ઘાઢ નિદ્રા કહેવામાં આવે છે. તેવી રીતે જીવાત્મા જ્યારે સ્થૂળ શરીર છોડવાને લાયક થાય છે ત્યારે તે વખતે તેને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે. તે સ્વપ્નાવસ્થામાં પોતે આખી જિંદગીમાં જે જાતનો ઉગ્ર નિદિધ્યાસ સેવેલો હોય છે તે જાતનું સ્વપ્ન જુએ છે અને તે સ્વપ્નમાંજ તેજ ક્ષણે તેને વર્તમાન દેહ છોડવાનો સમય હોય છે, જેથી સ્વપ્ન સૃષ્ટિમાં તલ્લીન થએલું નવ તત્ત્વનું વાંસનાલિંગ કે જે જીવાત્માનું સૂક્ષ્મ શરીર છે, તે શરીર સાથે જીવાત્મા બાહેર નીકળીને પોતાના પંચ વિષય કહો કે પંચ યમ કહો, તે યમને તાબે થઈ સ્વપ્નાવસ્થામાં જે દૃશ્યને જોતો હતો તે દૃશ્ય-વાળી યોનિમાં ગર્ભરૂપે ધારણ થાય છે, અને જે જાતનાં કર્મોનો અભ્યાસી હતો તે જાતનાં કર્મને અનુકુળ પોતાનું શરીર રચે છે, અને તે રચના સ્થૂળ અને સૂક્ષ્મરૂપે પૂર્ણ થતાંજ જન્મ ધારણ કરી સૃષ્ટિમાં વિચરતો થાય છે, તેનેજ આપણે પૂનર્જન્મ કહીએ છીએ. જો મનની પાંચ ઉર્મિઓ એટલે હિંસાત્મક, અસત્યાત્મક, સ્તેયાત્મક, વ્યભિચારાત્મક અને લોભાત્મકનોજ અભ્યાસી હોય તો તે જે ઉર્મિનો અભ્યાસી હોય તે ઉર્મિવાળા સ્થૂળ શરીરમાં જન્મ ધારણ કરે છે.

અને અંતઃકરણની છઠ્ઠી ઉર્મિ કે જેને પાંચ ઉર્મિઓએ ન્યાતબહાર મૂકેલી હોય છે અથવા જો તે બળવાન થાય તો પાંચે ઉર્મિઓને ચોર મટીને વળાવા થવું પડે છે; તેમ વળાવા થાય તે ઉર્મિ જેનું નામ જ્ઞાન અથવા ધર્મ છે. એટલે જેટલા જેટલા પ્રમાણમાં જ્ઞાન અને ધર્મની ઉર્મિ વધારે વધારે સતેજ અથવા બળવાન થએલી હોય તેટલા તેટલા પ્રમાણમાં જીવાત્મા ઉંચ યોનિમાં, ઉંચ કુળમાં, ઉંચ વિચારવાળા અને ઉંચ અહારવિહારવાળા ગર્ભક્ષેત્રમાં જન્મ ધારણ કરે છે, તે તેવી રીતે ઉંચ ક્ષેત્રમાં જન્મ પામવા માટે આ જન્મમાં ઉંચ કર્મનું સેવન થવુ જોઈએ. એટલે મનુષ્યમાત્રે સાંસારિક અને પારમાર્થિક કાર્યો ધર્મયુક્ત આચરણથી આચરવાં જોઇએ. અને જેમ હાલ એક ઉંચ વર્ણનું મનુષ્ય નીચ વર્ણનો છાંયો લેતાં અભડાય છે તેમ ઉંચ વર્ણના એટલે ધાર્મિક મનુષ્યોએ નીચ વર્ણનો એટલે અધર્મનો છાંયો લેતાં. પણ અભડાવાની બીક રાખવી જોઇએ, એટલે સંસારમાં જન્મીને બીજા જન્મને માટે સુખરૂપ સંપત્તિ મેળવવાના પ્રયત્નમાં રચીપચી રહેવું જોઈએ તેટલા માટે પંચ વિષય પૈકી મહા બળવાન અને જેની પાછળ તમામ જાતના દુરાચારોનું લશ્કર ગોઠવાયેલું છે એવો જે કામ તે કામને વશ કરવા અને તેના વિષયસુખમાં આસક્ત નહિ થવા માટે મનુષ્યોએ લગ્ન કરવાની ફરજ સમજવી જોઈએ. એટલે મોક્ષમાર્ગના સાધનભુત વિષયો પૈકી ધર્મ સાધવા માટે ધર્મની અગત્ય જાણીને ઉત્તમ પ્રકારનો અથવા ચઢતા દરજ્જાનો પુનર્જન્મ મેળવવા માટે પ્રયત્નવાન થવું જોઇએ. એટલું કહીને આ વિષય પૂરો કરી આવતે રવિવારે લગ્ન અને તેના હેતુ, એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



ભાષણ ૪થું.

# લગ્ન અને તેના હેતુ

સુરત, રવિવાર તા૦ ૭—૩-૨૦

ओ३म् यतोयतः समीहसे ततोनोऽभमयंकुरु ॥
शंनः कुरुप्रजाभ्योऽ भयंनः पशुभ्यः ॥ १ ॥
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્ગૃહસ્થો !

આ જગતમાં મનુષ્ય જન્મ પામ્યા પછી બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યસ્થ એવાં ચાર પગથીઆં ઇશ્વરને પ્રાપ્ત કરવા માટે અથવા મોક્ષ મેળવવા માટે મનુષ્યે ચઢવાનાં છે, તેમાં બીજુ પગથીઉં ગૃહસ્થાશ્રમીનું છે. ગૃહસ્થાશ્રમીને પ્રથમ લગ્ન કરવાની ફરજ પડે છે કારણ કે જેમ એક પૈંડાની ગાડી, અને એક હાથનો મનુષ્ય રહી શકતો નથી, તેમ સ્ત્રીવિના ગૃહસ્થાશ્રમી રહી શકતો નથી. જગતનો પ્રવાહ જોતાં શિવ અને શકિત, જડ અને ચૈતન, પુરુષ અને પ્રકૃતિ, નર અને માદા, જેમ એક બીજાવિના નકામાં ગણાય છે તેમ પુરુષ સ્ત્રીવિના અને સ્ત્રી પુરુષવિના નકામી ગણાય છે, એટલા માટે વેદાદિશાસ્ત્રે પુરુષને બાવીસ વર્ષ અને સ્ત્રીને સોળ વર્ષ બ્રહ્મચર્ય પાળી ગૃહસ્થાશ્રમમાં જોઇતું જ્ઞાન મેળવી લગ્ન કરવાની ફરજ પાડેલી છે. અત્રે લગ્ન એ શબ્દનો જરા આપણે વિચાર કરીએ. વ્યવહાર પક્ષે લગન એટલે જોડાવું, જ્યોતિષ્ પક્ષે લગન એટલે પાંચ ઘડી, સંસાર પક્ષે લગ્ન એટલે આમરણાંત અનન્ય ભાવથી સ્નેહયુકત થઇને બેઉના બળથી સંસારસમુદ્રને તરી જવું એનું નામ લગ્ન છે. અહીં કોઇ પ્રશ્ન કરે કે મનુષ્યો અને તેમાં વળી આર્યાવર્તના લોકો લગ્નને ધર્મ માની મિથ્યા આડંબર કરી પુરોહિતોને લાભ થાય એવી ક્રિયાઓ ગોઠવી લગ્ન કરે છે, અને બીજી પ્રજાઓનાં લગ્ન એ વિધિ પ્રમાણે થતાં નથી. તેમ પશુપક્ષીઆદિ પણ નર ને માદાના રૂપે જોડાય છે એટલે આર્ય લોકો સિવાય ઇતર પ્રજાઓ અને પશુપક્ષીઓ પુરુષ અને સ્ત્રીરૂપે સંસારમાં રહીને

પ્રજોત્પત્તિ કરીને સંસારની શોભાની વૃદ્ધિ કરે છે. અને જેમ ઇતર પ્રજાઓ પોતપોતાનો નિર્વાહ પદ્ધતિસર કરી લે છે તેમ આર્ય પ્રજા કરે તો શું હરકત છે. એથી વધીને કેટલાક વિદ્વાનો એવો પણ વિચાર બતાવે છે કે જેમ પશુપક્ષીઓ નરમાદા તરીકે જોડાઇને વંશની વૃદ્ધિ કરે છે જેથી તેની ન્યાતમાં કે જાતમાં, શરીરમાં કે પ્રકૃતિમાં કોઇપણ જાતનો ફેરફાર પડતો નથી તો પછી આર્ય પ્રજા કે ઇતર પ્રજા પોતપોતાની રૂઢિ પ્રમાણે લગ્ન કરીને પરસ્પરના બંધનમાં રહી છૂટા નહિ પડી શકાય એવી સ્થિતિમાં ઇર્ષા, દ્વેષ, કલેશ, ભય, અને શોકમાં જિંદગી ગુજારે છે, તેનું કંઈ કારણ જણાતું નથી માટે મનુષ્યોએ પણ પશુઓની પેઠે સ્વતંત્રતાથી યથેચ્છ સંસાર સુખ ભોગવી, પશુઓ જેમ પોતાની સંતતિ નિર્ભયપણે સ્વતંત્રતાથી વર્તતી થાય, ત્યાં સુધી તેનું લાલનપાલન કરે છે તેમ મનુષ્યો પણ પોતાની ઇચ્છાનુસાર વિષય ભોગ ભોગવી સંતતિ ઉત્પન્ન કરી બાલ્યાવસ્થામાં તેનું લાલન પાલન કરી યુવાવસ્થા આવતાંજ તેને છોડી દે, ને તે બાળક પણ સંસારમાં સ્વતંત્રાથી વિચરે તો તેમાં ખોટું શું કહેવાય? કારણકે અનાદિકાળથી જગત્‌ના પ્રવાહમાં સ્ત્રી અને પુરુષ બે મળીને સંતતિ ઉત્પન્ન કરે છે અને તે પ્રમાણે સંતતિ ઉત્પન્ન થયા પછી તેઓ છૂટાં પડી જાય છે તો પછી લગ્ન જેવી ક્રિયા કરી પરસ્પર બંધનથી બંધાઇ એક બીજાની સ્વતંત્રતાને વેચી મરણ પર્યંત છૂટાં નહિ પડી શકાય એવા બંધનમાં બંધાવાની જરૂર શું ? દરેક દેશમાં, દરેક કોમમાં, એક એવો રિવાજ છે કે કોઇપણ જાતનું શાસ્ત્ર કોઇપણ જાતની રૂઢિ, અથવા કોઇપણ જાતની ક્રિયા જો જનસમૂહે મળીને સ્થાપી હોય તો તે શિષ્ટાચાર ગણાય છે. જેમ પુનર્લગ્ન કરવાનો ચાલ જે જ્ઞાતિએ સ્વીકાર્યો નથી તે જ્ઞાતિમાં થએલું પુનર્લગ્ન નિંદનીય ગણાય છે પણ જે જ્ઞાતિમાં પુનર્લગ્ન થાય છે, તે જ્ઞાતિમાં થએલું પુનર્લગ્ન વંદનીય ગણાય છે. પુનર્લગ્ન કરવું કે ન કરવું એ પોતપોતાની ન્યાતિના ધારા પ્રમાણે સારૂં અથવા માઠું ગણાય છે અને તે શુભાશુભ રિવાજને બીજી ન્યાતના બીજા પ્રાંતના કે બીજા દેશના મનુષ્યો શુભાશુભ ગણતા નથી તો પછી એક દેશમાં વસતો જનસમૂહ લગ્નની રીતથી નહિ જોડાઇ યથેચ્છ સ્વચ્છંદાચારી બની નિરાબાધ થઇ, નિર્બંધ રહે તો તેથી જગતને શું નુકસાન થાય? તેઓતો એમ માને છે કે લગ્નની ગાંઠથી જોડાઇને દુ:ખ ભોગવવા કરતાં લગ્નની રૂઢિને કાઢી નાંખી સ્વેચ્છાચારી થવું એજ અતિ ઉત્તમ છે કારણ કે ઇશ્વરી સૃષ્ટિમાં પ્રાણિમાત્ર સ્વતંત્ર છે. અને પ્રાણિમાત્રમાં વિષયવાંસના તે સ્વાભાવિક છે. જેમ યોગ્ય ઉમ્મરે આવતાં ગમે તે જાતનો નિષેધ કે પ્રતિબંધ કર્યો હોય તો પણ મનુષ્ય પોતાની ભાષા બોલવાનોજ તેમ પુરુષ કે સ્ત્રીને ગમે તેટલા પ્રતિબંધથી રોકો અથવા સ્ત્રીને પુરુષનું અને પુરુષને

સ્ત્રીનું દર્શન કે સ્પર્શન પણ નહિ થવાદો, અને પુરુષ તથા સ્ત્રી બે મળવાથી વિષયવાંસના ઉત્પન્ન થાય છે એવો શબ્દ તેને કાને પણ નહિ પડવા દો, અથવા જગત્‌માં સ્ત્રી જાતિ સિવાય પુરુષજાતિ છે અથવા પુરુષજાતિ સિવાય સ્ત્રીજાતિ છે એવું પરસ્પર ભાન પણ થવા નહિ દો, તો પણ યોગ્ય વયે આવતાં તે સ્ત્રી અથવા પુરુષને કામવાસના ઉત્પન્ન થવાનીજ અને શાસ્ત્રમાં કહ્યા પ્રથાણે તે પોતાને થતી પીડા કે પોતાની અવસ્થાને સમજી શકશે નહિ તો પણ.

कामजे चित विभ्रंशस्तन्द्रा ह्रस्यम भोजनंम ।
शिरसो वेदना चास्य गात्रंच परीशुष्यति ॥

અર્થાત્ વિષયવાંસના ઉત્પન્ન થવાથી ચિત્તભ્રમ થાય છે, તંદ્રા તથા આળસ આવે છે, ભોજન ભાવતું નથી માથું દુઃખે છે અને શરીર દુર્બલ થાય છે તેના સેંકડો ઉપાય કરો પણ એ દુઃખની શાંતિ થતી નથી. પરંતું સ્ત્રી પુરુષનો યોગ થઇ વિષયવાંસના તૃપ્ત થાય તોજ તે પુરુષ અથવા સ્ત્રીને આરોગ્યતા પ્રાપ્ત થાય છે એટલે આપણને સમજાય છે કે વિષયવાંસના તૃપ્ત કરવા માટેનો પ્રતિબંધ કરવો એ ઇશ્વરી ન્યાયનું ઉત્થાપન કરવા બરાબર છે, અને જ્યારે વિષયવાંસના એ સ્વાભાવિક રીતે શારીરિક કે માનસિક ધર્મ છે તેને માટે આર્યાવર્તના નિયમ પ્રમાણે લગ્ન કરો અથવા બીજી પ્રજા પ્રમાણે સંબંધ કરો કે વગર લગ્ને પ્રજોત્પત્તિ કરો તેમાં કાંઈ કુદરતના કાયદાનો કે ઇશ્વરી ન્યાયનો ભંગ થતો નથી.

આર્યવર્તમાં સ્થાપિત થએલા લગ્નવિધિ પ્રમાણે લગ્નને ધાર્મિક રીતિનું માન આપવામાં આવેલું છે. તેના ઉપર આગળ કહ્યા પ્રમાણેના પ્રશ્નો ઉદ્ભવ થાય અથવા કરવામાં આવે. જો કે પૂર્વ પક્ષ કરનારને તમામ બાબતોની છુટ હોય છે અને તે ગમે તેવો પ્રશ્ન કરી શકે છે પરંતુ અમારા ઋષિમુનિઓએ સઘળી વાતનો સંપૂર્ણ વિચાર કરીને ધારા ઠરાવેલા છે જો કે મૂળ ધારા કરતાં આપણે કાળચક્રના યોગે તેથી ઘણા દૂર ખસી ગયા છીએ તોપણ દામ્પત્યધર્મમાં એક તસુમાત્ર પણ આઘા ખસ્યા નથી. ઉચમાં ઉંચ બ્રાહ્મણ ગણાતા અને નીચમાં નીચ અંત્યજ ગણાતા અથવા જંગલી ગણાતા આર્યાવર્તના લોકોમાં ગમે તે અવસ્થામાં અને ગમે તેટલી ઉમ્મરમાં ગમે તેવી ક્રિયા કરીને લગ્ન કરવામાં આવ્યું હોય તો પણ તે લગ્ન કાયદેસરનું ગણાય છે એટલુંજ નહિ પણ લગ્નથી જોડાયલા દમ્પપતિના અંતઃકરણમાં પતિપત્ની અથવા ધણી ધણીઆણીનો ભાવ અવિચ્છિન્નપણે વહે છે. પતિ એમ જાણે છે કે સુખમાં અથવા દુઃખમાં આરોગ્યતા અથવા રણમાં સુકાળ અથવા દુષ્કાળમાં તંન્દુરસ્ત અથવા અપંગ હાલતમાં મારે મારી સ્ત્રીનું ભરણપોષણ કરવુંજ જોઇએ તેમ સ્ત્રીપણ એમ માને છે કે પતિરોગી હોય દુર્ગુણી

હોય, કદરૂપો હોય, વ્યસની હોય, વ્યભિચારી હોય, હીનકમાઉ હોય, ક્રોધી કે ક્રૂર સ્વભાવનો હોય, તોપણ તે મારો ધણી છે તેને ગમે તેમ કરવાનો હક છે અને મારે તેની સંભાળમાં, આજ્ઞામાં અને સુશ્રુષામાં રહેવાનો ધર્મ છે. એવી માન્યતા આર્યાવર્તના લોકો સિવાય બીજી કોઇપણ પ્રજામાં જોવામાં આવતી નથી. એમ કહેવામાં આવે છે કે સમુદાયે મળીને અથવા ન્યાતે મળીને જે ઠરાવ પસંદ કર્યો હોય તેમાં દોષ કે પાપ નથી, અને તેથી જુદી જુદી જાતો અને જુદી જુદી ન્નાતોના લગ્નનું જોડાણ તેનું બંધારણ અને તેનું છૂટાથવાપણું જુદું જુદું હોવા છતાં તેની નિંદા કે તિરસ્કાર કરતું નથી. વાત તો ખરી છે પણ જેમ એક સમુદાય જુદી જુદી રીતના વેશ બનાવી પાખંડ કરી, લોકોને ધૂતી ધન કમાઇ લાવે તેને આબરૂવાળો ગણે છે. એક સમુદાય પોતાની ન્યાત જાતમાંનો કોઇ પણ માણસ ધાડ પાડી, લૂંટ મચાવી ખૂન કરી, લોકોને લુંટીને ધન કમાઈ લાવે તેને આબરૂદાર ગણે છે. એવી રીતે સમુદાયે પસંદ કરેલા રિવાજનું સમજી લેવું. જેમ ધર્મ એ પ્રાણિમાત્રના કલ્યાણનો તથા સુખનો હેતુ થવો જોઇએ તેમ પતિ-પત્નીનાં જોડાં પણ એકબીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી તથા સુખમાં અને દુઃખમાં એકબીજાનાં સહાયક હોવાંજ જોઇએ. એટલે સમુદાયે કરેલો ઠરાવ, સમુદાયમાં ભલે માન્ય ગણાતો હોય પણ તે મનુષ્યમાત્રને અથવા દમ્પતિની આખી જિંદગીને સંતોષ, આનંદ, અને સુખ આપનારો નીવડી શકતો નથી. બીજો ભાગ સ્વચ્છંદાચારીઓનો પશુઓનો દાખલો આપીને યથેચ્છ વિહારી થવાનું મથન કરે છે. એટલે તેને આ બંધનરૂપ કાયદો અપ્રિય લાગે પણ જો તેઓ પરિણામને માનતા હોય તો થોડોક વિચાર કરતાં તેનું સ્વચ્છંદપણું કેવું દુઃખરૂપ નીવડશે તેનો ભયંકર ચિતાર તેની સામો ખડો થાય. પશુપક્ષીઓ યથેચ્છ વિહારી છે ખરા તો પણ દરેક પશુમાં કે દરેક પક્ષીમાં નરમાદાનું જોડું એકબીજાના સહાયક રૂપે જોડાયલું હોય છે. કુતરાનાં, બિલાડાનાં, વાઘનાં, સિંહનાં, હાથીનાં, ગાયનાં, ભેંસનાં, ચકલીનાં, પોપટનાં, કબુતરનાં, મરઘાનાં, મોરનાં, અને સાપવિંછીનાં પણ જોડાં બંધાયલાં હોય છે. અને તેમાં એવું જોવામાં આવે છે કે જે પુરુષજાતિથી સ્ત્રીજાતિ ગર્ભને ધારણ કરે છે તે સ્ત્રીજાતિને જે કોઇ બીજો નરજાતિ ગર્ભાધાન કરવાને પ્રયત્નવાન થતો જણાય તો તેઓમાં ભારે કલહ ઉત્પન્ન થાય છે. બેમાંથી એકને મરવું પડે છે અથવા નાસી જવું પડે છે, અને તે પછીજ બીજો નર પહેલી માદાનું સેવન કરી શકે છે. એવું છતાં પણ કેટલાંક પશુપક્ષીઓમાં એવું પણ જોવામાં આવે છે કે નરનું મૃત્યુ થતાં માદાઓ પણ પોતાનું મરણ નીપજાવે છે પણ બીજા નર સાથે જોડાઇને રહેતી નથી. જ્યારે પશુઓમાં પણ પોતાની માદાને બીજા નર સાથે સંભોગ કરતાં ઇર્ષા ઉત્પન્ન થાય છે તો પછી મનુષ્યમાં ઇર્ષા ઉત્પન્ન થાય એ અનિવાર્ય છે. એટલે સ્વેચ્છાચારી-

ઓમાં ઇર્ષા, દ્વેષ અને કલેશ નહિ ઉત્પન્ન થાય એ અસંભવિત વાત છે. કુદરતનો એક એવો કાયદો છે કે માદા ગર્ભવતી થઇ કે તે પુરૂષ સમાગમનો ત્યાગ કરે છે, અને નર પણ માદાને ગર્ભવતી થએલી જાણી તેનો સ્પર્શ પણ કરતો નથી. તેમ સ્ત્રી પણ ગર્ભ રહ્યા પછી કામચેષ્ટા કરતી નથી એવી રૂઢિ, એવું જ્ઞાન, મનુષ્ય સિવાયનાં તમામ પ્રાણીઓમાં જોવામાં આવે છે. તેના પુરુષો ગર્ભવાળી સ્ત્રીને ઓળખી શકે છે, અને તેની માદાઓ ગર્ભ રહ્યા પછી પુરુષપ્રેમની ઇચ્છા કરતી નથી. માત્ર મનુષ્યજ એથી અજ્ઞાન છે. મનુષ્યની માદાઓ પોતાને ગર્ભ રહ્યો છે કે નહિ તે લગભગ ત્રણ માસ સુધી જાણી શકતી નથી અને પુરુષ વર્ગને તો એ વાતનું ભાનજ નથી, જેથી તે પ્રસવ થતા સુધી તેનો ખ્યાલ છોડતો નથી. કુદરતનો કાયદો એવો છે કે ગર્ભ રહ્યા પછી મંથન કરવામાં આવે તો ગર્ભસ્થિત બાળકને દુઃખ ઉત્પન્ન થાય, અથવા નિર્બળતા પ્રાપ્ત થાય. આવું સ્પષ્ટ હોવા છતાં યથેચ્છ વિહારીઓ કેવી રીતે સંસારસુખ ભોગવશે એ સમજી શકાતું નથી. પશુઓમાં ગર્ભ ધારણ કર્યા પછી ગર્ભને પોષવામાં અને પ્રસુતા થયા પછી સ્ત્રીને સુવાવડમાં કોઈ જાતની સહાય જોઇતી નથી. મનુષ્યને ગર્ભ રહ્યા પછી ગર્ભ અને ગર્ભિણીના પોષણમાં. ગર્ભ અને ગર્ભિણીના રોગમાં, અને પ્રસુતા થયા પછી પ્રસુતા અને બાળકના રોગમાં, પોષણમાં, પુરુષની જરૂર પડે છે. તે અવસ્થામાં યથેચ્છ વિહારીઓથી થએલી ગર્ભિણીઓ, પ્રસુતાઓ અને બાળક યોગ્ય ઉમ્મરે આવતા સુધી તેનું ભરણ-પોષણ કોણ અને કેવી રીતે કરશે? કારણ કે પશુ તથા પક્ષીઓ તો એમ સમજે છે અથવા જાણે છે, કે આ માદામાં રહેલો ગર્ભ મારા વીર્યથી ઉત્પન્ન થએલો છે. પણ યથેચ્છ વિહારીઓ એટલે મનુષ્યોમાં નર કે માદા કોઇપણ જાણી શકતાં નથી કે આ ગર્ભ કોના પેટનો છે? તો પછી યથેચ્છ વિહારીથી થએલી ગર્ભિણી કે પ્રસુતા કયા પુરુષનો આશ્રય લઇ શકશે અથવા કયો પુરુષ તેને મદદ આપશે કે રક્ષણ કરશે? કુદરતના કાયદા પ્રમાણે પશુપક્ષીઓને વૃદ્ધાવસ્થામાં પણ કોઇની સહાયની જરૂર પડતી નથી, કારણ કે તેનો આહાર-વિહાર નિયમિત હોવાથી તેઓ નિરોગી રહી શકે છે. અને જ્યારે રોગ આવે છે ત્યારે મરણ પામે છે. પણ મનુષ્યોમાં આહારવિહારનું ભાન નહિ હોવાથી તેનો પુરુષ કે સ્ત્રી વર્ગ રોગી કે દીર્ઘ રોગી બનીને અથવા વૃદ્ધાવસ્થામાં અપંગ બનીને બીજાની સહાયવિના રહી શકતો નથી; તો પછી યથેચ્છ વિહારીઓ પોતાના સ્વચ્છંદીપણાથી જ્યાંસુધી શરીરમાં શક્તિ હોય, જ્યાંસુધી શરીર નિરોગી હોય, જ્યાંસુધી યુવાવસ્થા હોય ત્યાંસુધી ભલે વિષય સુખ ભોગવી આનંદ માને, પણ જ્યારે શરીર રોગી થાય, જ્યારે યુવાવસ્થા ચાલી જાય, જ્યારે વૃદ્ધાવસ્થામાં અપંગ થાય ત્યારે પિતાને પુત્રવિના, પતિને પત્નીવિના, માતાને દીકરીવિના, દીકરીને માતાવિના કોણ કોણને સહાય થશે? અથવા કોણ કોણનું પોષણ કરશે ? અથવા

કોણુ કોણુનું રક્ષણુ કરશે ? તેનો વિચાર કામમદથી મોહ પામેલા, વિષયવાંસનાથી અંધ થએલા સ્વેચ્છાચારીઓ કરી શકતા નથી. એટલા માટે યથેચ્છ વિહારી થવું એ કેટલું દુઃખદાયક, ભયંકર, અને નર્કયાતના ભોગવાવનારૂ છે! તે ધ્યાનમાં આવશે. એ પ્રમાણેનો ઉંડો વિચાર કરીને આર્યશાસ્ત્રે લગ્નને મોટામાં મોટી ધર્મક્રિયા માનેલી છે, અને તેથી લગ્નથી જોડાયલી સ્ત્રીને ધર્મપત્ની અથવા સહધર્મ-ચારિણીનું નામ આપવામાં આવ્યું છે. જેમ એક હાથે તાળી પડી શકતી નથી તેમ એકલો પુરૂષ રહી શકતો નથી. આર્યશાસ્ત્રનું એવું બંધારણ છે કે સ્ત્રીએ માતા તરીકે બ્રહ્મચારીનું રક્ષણુ કરી બ્રહ્મચર્યાશ્રમમાં મદદગાર થવું. સ્ત્રીએ પત્ની તરીકે ભાર્યા તરીકે, ગૃહિણી તરીકે અને વહુ તરીકે ગૃહસ્થાશ્રમમાં જોડાઈ ગૃહસ્થાશ્રમની શોભારૂપ સંતતિ ઉત્પન્ન કરીને ઘરનો, સગાંઓનો, કુટુંબીઓનો, ન્યાતનો અને આખા દેશનો ભાર ઉપાડવાને પોતાનો પતિ જેટલો જેટલો શક્તિમાન હોય તેટલે તેટલે અંશે સ્ત્રીએ તે તે કામમાં મદદગાર થતાં રહેવું અને તે પ્રમાણે સ્ત્રીઓ રહી શકે છે. એટલા માટે તેનું નામ અર્ધાંગના કહેવામાં આવે છે. સ્ત્રીએ પુત્ર અથવા પુત્રીરૂપ સંતતિ ઉત્પન્ન કરીને, તેનું સમાવર્તન કરીને, પુત્રને લગ્નવિધિથી જોડીને, ગૃહસંસારનાં અને વ્યવહારનાં તમામ કાર્યોમાં કુશળ કરીને માતા તથા પિતારૂપ પતિપત્નીએ પોતાના ઘરનો ભારા પોતાના પુત્ર તથા પુત્ર વધૂને સોંપીને પોતાના ધણી સાથે વાનપ્રસ્થાશ્રમમાં જઇને, ત્યાં જેજે ધર્માનુષ્ઠાન કરવામાં આવે અથવા જેજે સંતો—મહાત્મા સાથે કરવામાં આવે, અથવા જેજે ગુરુઓ, યોગીઓ, સાધુઓ, સાથે વૈરાગ સંબંધી, ધર્મ સંબંધી, તત્ત્વ જ્ઞાન સંબંધી કે યોગવિદ્યા સંબંધી જે જે જ્ઞાન ચર્ચા કરવામાં આવે તેનું શ્રવણુ મનન અને નિદિધ્યાસ કરવામાં ને તે સંબંધી દરેક ક્રિયાઓ કરવામાં પોતાના પતિને સહાયકારી થાય અને દરેક કાર્યમાં સરખી તત્પરતા બતાવે તથા વિષયવાંસનાને જીતીને નૈષ્ઠિક બ્રહ્મચારિણી બનીને પતિના સુખમાં અને દુઃખમાં, ધર્મમાં અને કર્મમાં, જ્ઞાનમાં અને વિજ્ઞાનમાં, ખાનમાં અને પાનમાં, એક સરખો ભાગ બજાવનારી હોવાથી તેને સહધર્મચારિણી એવું નામ આપવામાં આવે છે. અને જયારે પોતાનો સ્વામી સન્યસ્થાશ્રમમાં દાખલ થઈ નિર્વિકલ્પ સમાધિ સાધવા તત્પર થાય ત્યારે પતિને આનંદથી તે કાર્યમાં પ્રેરી પોતે એકાકી કોઇ તીર્થક્ષેત્રમાં રહીને ઇશ્વર ભકિતમાં નિમગ્ન થાય. મતલબ કે જો આર્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્ન થયું હોય, જો આર્યધર્મ પ્રમાણે લગ્ન થયા પછી શારીરિક, માનસિક, અને આત્મિક મન, વચન અને કાયાથી પતિપત્ની વર્તન ચલાવે તો તે આરોગ્યતાથી જિંદગી ગુજારી સો વર્ષ પર્યંતનું, રોગ વિનાનું, કલેશ વિનાનું, અને દુર્બળતા વિનાનું આયુષ્ય ભોગવે. સંસારમાં પતિ અને પત્નીના એકજ સ્વાર્થ હોય, એકજ ક્રિયા હોય, એકજ વિચાર હોય, એકજ ધર્મ હોય, અને એકજ કર્મ હોય, તો તેમાં ઇર્ષા, દ્વેષ, કલેશ, વૈર્ય,

અને ભય પ્રવેશ કરી શકતાં નથી એટલા માટે વેદાદિશાસ્ત્રે બાંધેલા નિયમ પ્રમાણે લગ્નવિધિથી જોડાયલા લોકોમાં જે શાન્તિ અને સુખ દેખાય છે તે ઇતર પ્રજામાં દેખાતાં નથી. આર્યશાસ્ત્રમાં એક એવો નિયમ છે કે સગોત્રી સાથે વિવાહ થાય નહિ. તેનું કારણ એવું છે કે પુત્રીનું બીજું નામ દુહિતા રાખવામાં આવ્યું છે. દુહિતા–દુરે હિતા એવું વાકય છે. અર્થાત્ પુત્રીને સગાસંબંધે, ગ્રામ સંબંધે કે દેશ સંબંધે જેમ જેમ અપરિચિત્ પુરુષો સાથે લગ્ન કરવામાં આવે તેમ તેમ તેઓમાં પ્રેમ અને આનંદ વધારે દેખાય છે. જો પાસે પાસેના પરિચિત લોકોમાં લગ્ન સંબંધ કરવામાં આવે તો પરિણામે તેમાં કલેશ અને વૈરની ઉત્પત્તિ થાય છે. આપણા દેશમાં જ્યારથી ચાર વર્ણ તૂટીને અઢાર વર્ણનું સ્થાપન થયું, અને તે અઢાર વર્ણમાં પણ હજારો ન્યાતરૂપી પેટા ભાગ પડીને તેની નાની નાની ન્યાતો પડતી ગઈ, અને તે ન્યાતોમાં પણ પક્ષ બંધાતા ગયા એટલે તે પક્ષના પ્રતિબંધ પ્રમાણે પોતાની કન્યા કોઇપણ બીજા પક્ષમાં કે ન્યાતમાં આપી શકાય નહિ, જેથી પાસે પાસેના સગામાં, પાસે પાસેના પરિચિત મનુષ્યમાં, પાસે પાસેના સ્થાનવાળા લોકોમાં, કન્યા આપવાનો અને તેમાંથી કન્યા લાવવાનો રિવાજ પડવાથી, પરસ્પરના દામ્પત્ય ધર્મમાં વિક્ષેપ પડવા માંડયો. જેને પરિણામે દિનપરદિન પ્રજા હીનવીર્ય અને કુસંપી તથા ઇર્ષાળુ ઉત્પન્ન થતી ગઈ; તો પણ બીજી પ્રજાઓ કરતાં આર્ય પ્રજાનું સંસાર બંધારણ બગડવા છતાં પણ ઉત્તમ અને સુખમય તથા શાન્તિમય જણાય છે. કેટલીક પ્રજામાં ઘણાજ નિકટના સગામાં, તે એટલે સુધી કે બાપ એક હોય અને મા જુદી હોય તો તે બે ભાઈ બેનનાં લગ્ન થઈ શકે છે, માત્ર એટલુંજ તપાસવામાં આવે છે કે પુત્ર પુત્રીએ એક માતાનું દૂધ પીધું ન હોય. એથી ઉલટું બીજો એક ચાલ જોવામાં આવે છે કે એક પુત્રીની માતા મરી ગઈ હોય અને બીજાના પુત્રની પણ માતા મરી ગઈ હોય અને તે બે બાળકો વચ્ચે કોઈ પણ જાતનો સગાઈનો સંબંધ નથી હોતો તો પણ એક ધાવને ધાવેલાં હોવાથી તેનાં લગ્ન થઈ શકતાં નથી. એટલા ઉપરથી સમજાય છે, કે આવી પ્રજાને પિતા કરતાં માતાની સગાઈ વધારે ગણવાનો ચાલ છે. જો કે ઉપરથી જોતાં આ વાત ઘણી નજીવી જણાય છે અથવા ઘણી સારી લાગે છે પરંતુ એક ક્ષણમાં કાકો હોય તે સસરો બની જાય છે, કાકી હોય તે સાસુ બની જાય છે. અને ભાઈબેન ગણાતાં હોય તે પતિપત્નીરૂપ થાય છે. અને છેલ્લે પરિણામ એ આવે છે કે તેમાં સહધર્મચારિણીનો ભાવ ઉત્પન્ન થતો નથી પણ થોડા કલેશનું, થોડા દ્વેષનું, કે થોડા વૈમનસ્યનું કારણ ઉત્પન્ન થયું કે તુર્ત તે દંપતિ છૂટાં પડી જાય છે ને વળી બીજા સાથે જોડાય છે. જો પતિપત્નીનો સ્વભાવ મળતો નહિ આવે અથવા એક બીજામાં ઈર્ષા પેદા થાય છતાં સગાંસંબંધીઓ તેને છૂટાં પડવા નહિ દે તો તેની આખી જિંદગી કલેશમય કે દુઃખમય ગુજરવાની. અને જો તે જોડું છૂટું પડી જાય તો આખા

કુટુંબમાં પરસ્પર ક્લેશનાં બીજ વવાવાનાં. જેથી બહારથી ભલે સારૂં દેખાતું હોય પણ ભિતરમાં વ્યભિચારી ભાવ ઉત્પન્ન થવાનોજ. એ સિવાયની બીજી પ્રજામાં મોટી ઉમરે પતિપત્નીએ લગ્નથી જોડાતાં પહેલાં એક બીજાની સાથે ફરીને, ખાનગીમાં વાતો કરીને, હાસ્ય વિનોદથી પરસ્પરનો પ્રેમ બતાવીને એક બીજા સાથે જોડાવાને માત્ર માબાપની આજ્ઞા લેવાની બાકી રાખવામાં આવે છે. અને તે પછી તેઓના પ્રેમનો છેડો લાવનારો એક દસ્તાવેજ બનાવવામાં આવે છે. તે દસ્તાવેજ પ્રમાણે પતિપત્નીએ ચાલવાનું હોય છે અને તેમાં જો કંઇ વાંધો આવ્યો તો કોર્ટમાં દાવો કરી છૂટા છેડા કરવા પડે છે, એટલે આ વિવાહમાં આગળ કહેલા એક દૂધવાળા અથવા એક કુટુંબવાળા સંસાર કરતાં વધારે દુઃખ દેખાય છે. અને યોગ્ય ઉમ્મરે થએલાં દંપતિ બનવાને ઇચ્છનારાં પણ અવિવાહિત યુવાવસ્થાને પામેલાં સ્ત્રીપુરુષો એકાન્તમાં પ્રેમની પરીક્ષા આપવામાં આતુર હોવાથી વિષયવાંસનામાં લુબ્ધ થઈને, અવિવાહિત સ્થિતિમાં ગર્ભ ધારણ કરીને હજારોની સંખ્યામાં બાળકોના જન્મ આપે છે અને તે પછી તે દંપતિઓ છૂટાં પડી વળી બીજાઓ સાથેજ પ્રીતિમાં જોડાય છે, કે જેના લગ્નમાં પ્રીતિજ દેખાય છે પણ સ્નેહનો છાંટોએ દેખાતો નથી. તો પણ તે તે દેશોના કાયદા પ્રમાણે ગર્ભ ધારણ કરાવનાર પુરુષના ઉપર ગર્ભનું અને ગર્ભિણીનું પોષણ કરવાનો કેટલોક ભાર મૂકેલો હોવાથી, તે ભાર નહિ સહન કરી શકનારા કેટલાક પુરુષો કુંવારી સ્ત્રીઓને ફરાવવા માટે યથેચ્છવિહારી કે સ્વચ્છંદાચારીનો એક નવો પંથ સ્થાપવાનો પ્રયત્ન કરી રહ્યા છે. તેવો બગાડો થાય નહિ, પતિપત્નીની જિંદગી આનંદમાં ગુજરે, સુખમાં કે દુઃખમાં, આરોગ્યતા કે રોગમાં, બાલ્યાવસ્થામાં કે વૃદ્ધાવસ્થામાં, એક બીજાનું રક્ષણ અને પોષણ થાય એટલુંજ નહિ પણ પતિપત્ની દામ્પત્ય ધર્મને બજાવતાં, ધર્મક્રિયા કરતાં, જગતમાં શાન્તિ અને સુખનાં બીજ વાવતાં, પોતાના પૂર્વજન્મના કૃતકર્મને ભોગવતાં પાપકર્મથી મુક્ત થઈ મોક્ષપર્યંત પહોંચવાને શકિતમાન થાય, એવા હેતુથી આર્ય લોકોએ પોતાની લગ્નવિધિ બાંધીને ઇશ્વર-સાનિધ્ય, ગુરુ સમક્ષ સજ્જન કુટુંબીઓ સહવર્તમાન, અગ્નિની સાક્ષીથી પોતાનો ધર્મ જાણીને ધર્મરૂપ લગ્નથી જોડાય છે એજ અમારાં આર્ય લગ્નનો હેતુ છે અને તે હેતુ પૂર્ણ કરવા માટે લગ્નથી જોડાઈ, સંસાર કાર્યમાં પ્રવેશ કરી, સંતતિ ઉત્પન્ન કરવાની પોતાની ફરજ સમજી ગર્ભાધાન કરે છે. એટલું કહીને આજનું વ્યાખ્યાન પૂર્ણ કરી આવતે રવિવારે **ગર્ભાધાન સંસ્કાર** એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. તે દર્શાવી વિરામ પામું છું.

**ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।**
**तेजस्विना वधीतमस्तु मा विद्विषा वहै ॥ १ ॥**

**ओ३म शान्ति : शान्ति : शान्ति :**

## ભાષણ ૫મું.

# ગર્ભાધાન સંસ્કાર.

સુરત રવિવાર તા ૧૪-૩-૨૦

ओ३म् वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ॥
तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्थाविद्यतेऽनाय ॥ १ ॥
ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

ગયે રવિવારે આપણે લગ્ન અને તેના હેતુ ઉપર બોલતાં એટલો નિશ્ચય કર્યો હતો કે લગ્ન કરવું એ ફરજીઆત છે, લગ્ન કરનારી સમસ્ત પ્રજા પૈકી આર્ય લોકોમાં જે લગ્ન વિધિ છે, તે સર્વોપરિ હોવા ઉપરાંત ઘણાજ પુખ્ત વિચારથી રચાયલી છે; કારણ કે બીજા દેશો કરતાં આર્ય લોકોએ એને ધર્મ માનેલો છે અને તેમાં સ્ત્રીને ધર્મપત્નીનું ઉપનામ આપેલું છે. જ્યારે સ્ત્રીને ધર્મ-પત્ની કહેવામાં આવે છે ત્યારે એટલું સાબિત થાય છે કે તેઓ આ જન્મપર્યંત છૂટાં પડી શકતાં નથી અને એવાં ધર્મથી બંધાયલાં પતિપત્નીઓનેજ ગર્ભાધાન સંસ્કારનો અધિકાર છે. ગર્ભાધાન સંસ્કાર કરતી વખતે ગર્ભ કેવો, કેવા રંગનો, કેવા વર્ણનો, કેવી જાતનો સ્થાપન કરવો છે; એનો વિચાર કર્યા પછી તેઓ ગર્ભ સ્થાપન કરવાના કાર્યમાં જોડાય છે. એ વિષયનું પ્રતિપાદન આ વ્યાખ્યાનમાળાના પૂર્વની વ્યાખ્યાનમાળામાં કરવામાં આવ્યું છે. એટલે આ સ્થળે તેનું પુનરાવર્તન કરી શકાય નહિ. એટલા માટે ગર્ભાધાન સંસ્કાર થયા પછી, તે ગર્ભને સંસ્કારિત કરવાને માટે જે ક્રિયા કરવામાં આવે તેને ગર્ભાધાન સંસ્કાર ગણીને જ્યાં સુધી બાળક જન્મે તેની પૂર્વના કાળમાં જ્યાં સુધી તે ગર્ભિણી ગણાય અને ગર્ભમાં રહેલું બાળક ગર્ભ ગણાય ત્યાં સુધી ગર્ભાધાન સંસ્કારનો કાળ ગણી શકાય છે. ગર્ભાધાનનો હેતુ માત્ર ગર્ભાધાન થવાથી ફળીભુત થતો નથી. જેમ એક ખેડુત

પોતાના ખેતરમાં વાવણી કરવાનું કામ યોગ્ય સમયે કરે અને પછી તે વાવેલું ધાન્ય પોતાની મેળે ઉગીને ફળ આપવાવાળું થાય ત્યાં સુધી તેની સંભાળ નહિ લે તો તેને ફળ આવતાં છતાં તે ફળ મરજીલાયક થઈ શકે નહિ, પણ જેમ એક ખેડુત પોતાના ખેતરમાં બીજ વાવ્યા પછી, તે સંસ્કારથી ઉત્પન્ન થતા છોડને, બીજા કોઈ તરફથી અડચણ કે અટકાયત થાય નહિ એવી સંભાળ રાખીને જે ફળ મેળવવાની કોશીશ કરે તે ખેડુત જેમ ઉત્તમ પ્રકારના ફળને મેળવે, તેવું ફળ બીજ વાવ્યા પછી તેની સંભાળ નહિ લેનાર ખેડુત મેળવી શકે નહિ. તેમ જે પુરુષ પોતાની ધર્મપત્નીરૂપ ક્ષેત્રમાં ગર્ભરૂપ બીજ વાવ્યા પછી ગર્ભને વિક્રિયા પમાડનારી અડચણોને દૂર કરે નહિ, તેનો ગર્ભાધાન સંસ્કાર નિષ્ફળ નીવડે છે. અર્થાત્ જેમ ખેડુતનું આખું કુટુંબ ખેતીમાંથી અન્ન પકાવવા માટે એક વિચારનું થઈ, એકજ હેતુ ઉપર કાયમ રહી, જે જે વખતે, જે જે કાર્યો, જેણે જેણે કરવાનાં હોય તે તે વખતે તે તે માણસો તે તે કાર્યો કરે છે. તેની ખેતી આબાદ ઉતરે છે. તેમ ગર્ભાધાન થયા પછી તે ગર્ભને ધારેલા ગુણકર્મ સ્વભાવવાળો, અને ધારેલા ફળને આપવાવાળો, ધારેલા સ્વભાવવાળો બનાવવા માટે તે સ્ત્રીનો કુટુંબ વર્ગ મળીને, જે જે વખતે, જે જે કાર્ય કરવાની જરૂર હોય, તે તે વખતે તે તે કાર્ય કરે, તોજ ગર્ભાધાન સંસ્કાર ફળીભુત થાય છે.

આપણા ઋષિમુનિઓએ જે સંસ્કાર બાંધ્યા છે તે સંસ્કાર બાંધ્યા છે તે સંસ્કાર એવા નથી કે જે નાટકના ફારસની પેઠેમ એક ક્ષણમાત્રમાં હતો નહતો થઈ જાય. જેમ ઉપનયન સંસ્કાર કર્યા પછી બ્રહ્મચારીને આદર્શ ગૃહસ્થ બનાવવા માટે બાર વર્ષ સુધી તેની સંભાળ રાખવાની જરૂર પડે છે, અને ત્યારેજ ઉપનયન સંસ્કાર પૂરો થઈ સમાવર્તન સંસ્કાર કરવામાં આવે છે, અને ત્યાંસુધીનો કાળ તે સંસ્કારજ ગણાય છે, તેમ ગર્ભાધાનસંસ્કાર પણ ગર્ભનું સ્થાપન થયા પછી જ્યાંસુધી સ્ત્રી ગર્ભિણી ગણાય અને ગર્ભનો પ્રસવ થયા પછી તે પ્રસૂતા ગણાય ત્યાંસુધીનો કાળ ગર્ભાધાનનો ગણીએ તો ચાલી શકે છે.

આજના વ્યાખ્યાનને વ્યાખ્યાન સાંભળનારા નુકતેચીન લોકો વિષયાન્તર ગણે, પણ ઉપરની બાબત ઉપરથી તેને વિષયાન્તરનો દોષ લાગી શકતો નથી, એમ અમારૂં માનવું છે અને તેથીજ આ વિષયને આગળ ચલાવવામાં આવે છે.

જેમ ખેડુત લોકો પોતાના ખેતરમાં બીજ વાવ્યા પછી તે બીજને ઉગવાનો કાળ જ્યાંસુધી નહિ આવે ત્યાંસુધી તે ખેતરમાં બીજું બી વાવવાને જતા નથી. જ્યારે તેની ખાતરી થાય કે અમુક કારણથી વાવેલું બીજ નિષ્ફળ ગયું

છે, તોજ તે ફરીથી બીજને વાવે છે, અને તે અધિકાર ખેડુતના કુટુંબ પૈકી મુખ્ય માણુસનેજ હોય છે, તેમ સ્ત્રીમાં ગર્ભાધાન થયા પછી તેના કુટુંબનો મુખ્ય માણુસ કે જે સ્ત્રીનો પતિ કહેવાય છે તેણે થએલા ગર્ભનો પ્રાદુર્ભાવ થાય નહિ ત્યાંસુધી તેને તપાસતા રહેવું જોઇએ. અને જ્યારે બીજો માસ શરૂ થાય અને સ્ત્રીને ફરી રજોદર્શન થાય ત્યારેજ તેની ખાતરી થાય કે મારૂં વાવેલું બીજ નિષ્ફળ થયું છે, ને એવી ખાતરી થાય તોજ તે પુરુષ તે સ્ત્રીમાં ફરીથી ગર્ભાધાન કરે. પશુપક્ષીઓ આદિ મનુષ્ય સિવાયના ઈતર ચારે ખાણુના પ્રાણીઓ, ગર્ભાધાન થયા પછી, જ્યાંસુધી પ્રસવ ન થાય ત્યાંસુધી, તેઓ ગર્ભાધાન થએલી માદામાં ફરીથી બીજનું સીંચન કરતા નથી. તેમ તેની માદાઓ પણ વીર્ય સીંચનની ઇચ્છા રાખતી નથી. પરંતુ મનુષ્યો કે જે સર્વ ગુણ સંપન્ન અને સર્વ વાત જાણવાનો હક્ક ધરાવે છે તેઓ આ ક્રિયામાં પશુપક્ષી જેટલું પણ જ્ઞાન ધરાવતા નથી. એટલે પશુપક્ષીઓ તો ગર્ભનું સ્થાપન થાય છે કે તુરત તે જાણી જાય છે, પણ મનુષ્યો તે જાણુતા નથી; પરંતુ અફસોસ અને આશ્ચર્યની વાત એ છે કે મનુષ્યો પોતે જાણે છે કે આ સ્ત્રીમાં ગર્ભનું સ્થાપન થયું છે, મારી સ્ત્રીમાં ગર્ભનો પ્રાદુર્ભાવ થયો છે, મારી સ્ત્રીનો ગર્ભ ક્રમેક્રમે વૃદ્ધિ પામતો જાય છે, એવું જાણુવા છતાં પણ જે પુરુષો સ્ત્રીમાં ગર્ભાધાન કરવાનું ચાલુ રાખે છે, તે પુરુષોને ચાર ખાણુનાં પ્રાણીઓ કરતાં બીજા કયા પ્રાણીની ઉપમા આપવી તે અમારાથી તો સમજી શકાતું નથી; કારણુ કે મનુષ્યો પોતે પશુ, પક્ષી, સ્થળચર, જળચર, ખેચર, સ્વેદજ, અંડજ, અને મનુષ્ય સિવાયના જરાયુજ પ્રાણીને પોતાથી ઉતરતી પંક્તિના, જ્ઞાન વિનાના, આચારવિચાર વિનાના માને છે, તેવા ક્ષુલ્લક પ્રાણીના જેટલું પણ જ્ઞાન મનુષ્યો ધરાવે નહિ તો પછી તેને પશુની ઉપમા તો આપી શકાયજ નહિ!!! એટલા માટે કહેવું પડે છે કે એવા મનુષ્યોને ઉપમા આપવાનો શબ્દ આર્ય ધર્મશાસ્ત્રના કોશમાં નથી; પરંતુ આટલા ઉપરથી આપણુને એટલું સમજાયું કે જેમ ઉત્તમ ફળની ઈચ્છા રાખનાર ખેડુત પોતાની જમીનમાં બીજી વાર બીજને વાવતો નથી તેમ ઉત્તમ સંતતિની આશા રાખનાર પુરુષે બીજીવાર ગર્ભાધાન કરવું નહિ, પણ પુરુષે જ્યાંસુધી સ્ત્રી ગર્ભાવસ્થામાં હોય ત્યાંસુધી પોતાના પતિ તરીકેના હકને છોડી દઈ, પોતે તેના મિત્ર, સહાયક, કે રક્ષકનું રૂપ ધારણુ કરી તેને આવતી અડચણો દૂર કરતા રહેવું. જેમ ખેતીમાં અનાજ વાવનારા મુખ્ય પુરુષનું કામ પુરૂં થયા પછી તે ખેતીમાં અનાજની સાથે બીજા છોડો ઊગે છે તેને દૂર કરવાનું કામ ખેડુતના કુટુંબના બીજા માણુસો કરે છે, તેમ ગર્ભનું સ્થાપન થયા પછી ગર્ભિણીના મન ઉપર ઈર્ષા દ્વેષ, વૈર, શોક, ભય અને પોતાને ઇચ્છિત વસ્તુની ખોટથી થતી જુદીજુદી અસરો જે ગર્ભને પોષાવામાં,

પ્રફુલ્લ થવામાં, વૃદ્ધિ પામવામાં, અડચણરૂપ હોય તે ગર્ભ ધારણ કરનાર પતિના કુટુંબી વર્ગોએ દૂર કરતા રહેવું. એટલે કે હાલનો સંસારવ્યવહાર જોતાં જણાય છે કે, કેટલાક કુળોમાં સ્ત્રીઓને પરણવી એટલે એક કામ કરનાર લૌંડી ખરીદી લાવવી એવું હોવાથી, તેની સાથે તેના સસરા, સાસુ, નણંદ, જેઠાણી, દીઅર અને જેઠ એવો વ્યવહાર ચલાવે છે કે તે પોતાને કનિષ્ઠમાં કનિષ્ઠ પંક્તિની માને અને તેની ઇચ્છિત વસ્તુ મેળવી આપવી એ વાત તો દૂર રહી, પરંતુ તેને જરૂઆતની વસ્તુ પણ મળી શકે નહિ એવો પ્રબંધ બંધાયલો હોય છે. એટલે તેવી અવસ્થામાં આવેલી સ્ત્રીને ચોરી, વ્યભિચાર, આદિ દુર્ગુણોનો આશરો લેવો પડે અથવા તે સદાને માટે લજ્જામાં, શોકમાં અને ભયમાં ડૂબેલી રહે, તેવી અવસ્થામાં થએલું ગર્ભાધાન જે સંતતિ ઉત્પન્ન કરે તે, માતાના જેવા વિચાર સેવાતા હોય, તેવા ગુણવાળું બાળક થાય એમાં આશ્ચર્ય શું ?!

આપણા દેશમાં જ્યાંસુધી વર્ણાશ્રમ વ્યવસ્થા રહી અને સ્ત્રી અને પુરુષને લગ્ન વખતે સંભળાવવામાં આવતો "વધુવરયો વધુવરયો સાવધાન" એ એ સૂત્રમાં રહેલો અર્થ ચાલુ સમજાતો રહ્યો, ત્યાંસુધી ચારે વર્ણમાં ઉત્તમ ગુણવાળા, આદર્શ આચરણવાળા, પુરુષો ઉત્પન્ન થતા રહ્યા. પણ જ્યારથી ચાર વર્ણની વ્યવસ્થા તૂટી અઢાર વર્ણ નક્કી થઈ અને અઢાર વર્ણ પછી અસંખ્ય નાતો ઉત્પન્ન થઈ ત્યારથી જેમ જેમ વર્ણો અને ન્યાતો વધતી ગઈ તેમ તેમ વ્યવહારનો પ્રદેશ સંકુચિત થતો ગયો, અને જેમ જેમ વ્યવહારનો પ્રદેશ સંકુચિત થતો ગયો તેમ તેમ કન્યા આપવામાં અને લેવામાં અડચણ ઉત્પન્ન થતી ગઈ, એટલે જે ન્યાતિમાં કન્યાની છત વધી પડી તે ન્યાતિમાં કન્યાની કિંમત રહી નહિ અને જે ન્યાતિમાં વરની વસ્તી વધી પડી તે ન્યાતિમાં વરને કન્યા મળતી બંધ થતી ગઈ, જેથી પરિણામ એ આવ્યું કે, જે ન્યાતોમાં કન્યાની કિંમત નહિ રહી તે ન્યાતિની કન્યાઓનો જન્મારો ગુલામડી તરીકે વીતવા માંડયો, અને જે ન્યાતિમાં કન્યાની અછત જણાવા માંડી, ત્યાં એકની ઉપર બીજીની વાત તો દૂર રહી પણ, એક કન્યા મેળવતાં હજારો રૂપીઆ ખરચવા પડે, અને જેની પાસે રૂપીઆ ન હોય તેણે કુંવારી જિંદગી ગુજારવી પડે, એટલે પુરુષ કરતાં સ્ત્રીની કિંમત વધારે અંકાઈ જેને પરિણામે સ્ત્રીઓ સ્વચ્છંદાચારી બની ગઈ ! એક કુળમાં કન્યા ભય, ત્રાસ અને શોકમાં જિંદગી ગુજારે અને બીજી તરફ કન્યા પોતાને શ્રેષ્ઠ માની પતિને તુચ્છ ગણે, જેથી દામ્પત્ય ધર્મ, પતિવ્રતા ધર્મ ડુબી જઇને સહધર્મિણીકે ધર્મપત્નીનું નામ ભુલાઇ ગયું! એટલે ગર્ભાધાન સંસ્કારનો હેતુ કે જગતની શોભારૂપ આદર્શ ગુણવાળી સંતતિ ઉત્પન્ન કરવી તે હેતુનો નાશ થયો. મોટા મોટા વિદ્વાનો અને ઋષિમુનિઓ તથા દેશના નેતાઓનો એવો

સિદ્ધાંત છે કે જ્યાં સુધી સ્ત્રીઓની ઉન્નતિ થાય નહિ, સ્ત્રીઓના વિચાર બદલાય નહિ, દરેક કામમાં સ્ત્રીઓ મદદગાર થાય નહિ, ત્યાં સુધી કોઈપણ દેશની ઉન્નતિ થાય નહિ. વર્તમાન કાળમાં એવો પોકાર ઉઠાવનારા તરફથી સ્ત્રીઓને કેળવણી આપવામાં આવે છે, પરંતુ તે કેળવણીનું દામ્પત્ય ધર્મમાં કે ગર્ભાધાનની અવસ્થામાં ફળ થયું હોય એવું જણાતું નથી. કારણ કે હાલની કેળવણી, વિચારને પોષવાવાળી નથી, આચારને સમજાવનારી નથી, ધર્મને જણાવનારી નથી, કર્મનું ભાન કરાવનારી નથી પણ માત્ર અક્ષરનું જ્ઞાન કરાવનારી છે. એટલે જે જાતનું જ્ઞાન મેળવ્યું હોય, જેના સહવાસમાં જ્ઞાન મેળવ્યું હોય, જેના આચારવિચાર તરફ દૃષ્ટિ હોય, તેનાજ તરફ તેનું મન અનુકરણ કરવા દોરાય છે. એટલે એ વિદ્યાનું ફળ વહુ, ગૃહિણી, માતા કે સાસુની વિદ્યા શિખવનારૂં નહિ પણ માત્ર પોતાની સ્વાર્થવૃત્તિને, પોતાની સ્વતંત્રતાને, પોતાના સ્વચ્છંદીપણાને અને પોતાની મનોભિલાષા પૂર્ણ કરવાને તત્પર થઇ રહેલી સ્ત્રીયોના દાંપત્ય ધર્મનો નાશ કરવાના કામમાં આવે છે. એટલે વેદાદિશાસ્ત્રોએ ફમાવ્યા પ્રમાણે ગર્ભાધાન થઇ શકતુંજ નથી. જ્યારથી આપણા દેશમાં વેદ ધર્મે સ્થાપિત કરેલા નિયમોનો ભંગ થવા માંડયો ત્યારથી ઉત્તરોત્તર પ્રજા શરીરબળથી અને મનોબળથી હલકી પંકિતની ઉત્પન્ન થવા માંડી, તે એટલે સુધી હલકટપણું વધતું ગયું; કે જ્યારે પોતાના શત્રુનો પરાજય પોતાથી નહિ થઇ શકે તો બીજા બળવાન માણસ પાસે તેનો પરાજય કરાવી, તેના ઉપકારના બદલામાં પોતે તેના ગુલામ બની, પોતાનું સર્વસ્વ આપી દેવું. એટલુંજ નહિ પણ પોતે પોતાના શરીરથી, મનથી અને આચારવિચારથી પણ ગુલામ બનવું. એથી વધીને કેટલાક દાખલામાં એવું જોવામાં આવ્યું છે કે એક વ્યકિતએ એક વ્યકિતનો અપરાધ કર્યો હોય અને તેની પાસે તેનું વેર લેવાને તે અશકત હોય, છતાં તે વેરનું પ્રતિફળ મેળવતાં આખો દેશ લુંટાઇ જાય, દેશના લાખો માણસોનો સંહાર થાય, દેશનાં હજારો કુટુંબો જડમૂળથી ઉખડી જાય તેનો જરા પણ વિચાર નહિ કરતાં પોતાના વેરની ધૂનમાં આંખે અંધ અને કાને બહેરા થઈને પોતાના વેરની વસુલાત કરેલી છે. આ ઉપરથી સમજી શકાશે કે ગર્ભાધાન સંસ્કારમાં જે જાતના વિચારથી ગર્ભનું સ્થાપન કરવામાં આવે અને ગર્ભ રહ્યા પછી માતાને જેવા વિચાર, જેવા આચાર, જેવા રીતરિવાજ, અને જેવા સંસર્ગને સેવવાનો સમય આવે તેવી જાતનું અને તેવા વિચારનું બાળક ઉત્પન્ન થાય એ નિર્વિવાદ છે. એટલા માટે વેદાદિ શાસ્ત્રે આર્ય લોકોને માટે ગર્ભાધાનના જે નિયમો બાંધ્યા છે તે નિયમ પ્રમાણે ચાલી દંપતિઓ દામ્પત્ય ધર્મનું યથાર્થ પાલન કરી, મારી સંતતિ જગતની શોભા માટે, જગતના ઉપકાર માટે, જગતના ઉદ્ધાર માટે, કે જગતના રક્ષણ માટે લાયક થાય એ હેતુ ઉપર ધ્યાન આપી ગર્ભાધાન સંસ્કાર વખતે જે ક્રિયાઓ કરવામાં આવે છે, તે ક્રિયામાં રહેલી

પ્રતિજ્ઞાઓને પાળી, સંસારનું સુખ વિષયવાંસના તૃપ્ત કરવા માટે નહિ, પરંતુ આદર્શ સંતતિ ઉત્પન્ન કરવા માટે છે, એવું પોતાનું લક્ષબિંદુ રાખીને ગર્ભાધાન કરવામાં આવે અને ગર્ભાધાન થયા પછી ગર્ભિણી અવસ્થામાં તે ગર્ભને તે ક્રિયામાં રહેલાં ગૂઢતત્ત્વોને સમજી, કોઈપણ જાતના અનર્થરૂપ સંસ્કારનો સ્પર્શ ન થાય એવા હેતુથી જ્યાં જ્યાં જે જે જાતની ખામીઓ દેખાય અથવા જ્યાં જ્યાં જે જે જાતની અડચણો દેખાય, ત્યાં ત્યાંથી તેવી તેવી જાતની અડચણો તથા ખામીઓ દૂર કરવા માટે, કુટુંબી વર્ગ તરફથી સગવડ, સૂચના, સહાય અને અનુકુળતા મળતી જાય તો ગર્ભાધાનનો યથાર્થ હેતુ સફળ થઇ ધારેલું ફળ પ્રાપ્ત કરી શકાય, એટલા માટે ઉપર આપેલા ખેડુતના દૃષ્ટાંત પ્રમાણે જેમ ખેડુત અને તેનાં કુટુંબીઓ બીજને વાવવામાં અને બીજનું રક્ષણ કરવામાં સહાયભુત થાય, તેવી રીતે ગર્ભાધાન કરવામાં અને ગર્ભને કોઈપણ દુરાચાર કે દુર્ગુણનો સંસર્ગ નહિ થાય એવી રીતના બીના સંબંધીઓ વ્યવહાર ચલાવે અથવા મદદગાર થાય, તોજ ગર્ભાધાનનું શુભ ફળ મેળવી શકાય અને જે ગર્ભ જન્મ પામી બાળક નામ ધારણ કરી, જગતમાં પ્રવાહરૂપે પગ મૂકે તેને માટેની બીજી ગોઠવણ કરવાની હોવાથી આજનું વ્યાખ્યાન અત્રે પૂરૂં કરી આવતે રવિવારે બાળકને કેળવણી કેવી રીતે આપવી? અથવા બાળકને કેવી રીતે કેળવવું? એ વિષય ઉપર બોલવામાં આવશે, એટલા માટે આજનું વ્યાખ્યાન સમાપ્ત કરવામાં આવે છે. ઇતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥
ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૧૬ મું.

# બાળ કેળવણી.

સુરત, રવિવાર તા. ૨૧-૩-૨૦.

ओ३म् तदेजति तन्नैजतितद्दूरे तद्वन्तिके ॥
तदन्तरस्य सर्वस्य तदुसर्वस्यास्य बाह्यतः ॥१॥
ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदितांम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

ગયે રવિવારે આપણે ગર્ભાધાન કેવી રીતે કરવું જોઇએ અને જો યથાર્થ રીતે ન થાય તો ધાર્યા પ્રમાણેનું બાળક ઉત્પન્ન થઈ શકે નહિ, એટલા માટે વેદાદિ શાસ્ત્રે જે પ્રમાણે ઉપદેશ કરેલો છે તે પ્રમાણે ગર્ભાધાન થવાની જરૂર છે. ગર્ભાધાન થયા પછી સ્ત્રી જ્યારે પ્રસુતાવસ્થામાં હોય ત્યારથીજ બાળકને કેળવણી આપવાની જરૂર છે. જે વખતે ગર્ભશય્યામાંથી ખસીને બાળક પ્રથમ સૃષ્ટિને જુએ ત્યારથીજ તેની કેળવણીની શરૂઆત કરવી જોઇએ. તે શરૂઆત કરતા પહેલાં માતા અને પિતાએ નિશ્ચય કરી રાખવો જોઇએ કે મારા ઘરમાં જે સંતતિ ઉત્પન્ન થવાની છે, તેને હું અમુક માણસના જેવી બનાવીશ. એટલે જે માણસના જેવી સંતતિ બનાવવાની હોય તે માણસ જે જે સાહિત્યો વાપરતો હોય તે તે સાહિત્યો અથવા તેનાં પ્રતિબિંબો સિવાય તરતના જન્મેલા બાળકને બીજી વસ્તુ નજરેજ પડવા દેવી નહિ. અને તે પછી જેમ જેમ બાળક વૃદ્ધિ પામતું જાય તેને બોલવા શીખતા પહેલાં જેમ હાલમાં ભાઈ તું તો ઘણો લુચ્ચો છે, તું તો હરામી, છે, તું ચોર છે, તું ઘણો પાકો છે, એવા એવા શબ્દો બોલી બોલીને માતાપિતા અને અન્ય કુટુંબીઓ તે બાળકને લાડમાં ગાંડાઘેલા થઇ, ગાંડાઘેલા શબ્દોથી રમાડે છે, તેમ નહિ થતાં અથવા તેમ નહિ કરતાં, સઘળા કુટુંબીઓએ જેવા સ્વભાવનો અથવા જેના જેવો તે બાળકને બનાવવો હોય તેના જેવાજ શબ્દોથી

તેને રમાડવાની શરૂઆત કરવી જોઈએ, અને જ્યારે તે બોલતાં શીખે ત્યારે પણ તેને જેમ હાલમાં પિતાને ભાઈ, માતાને ભાભી અને એવાજ બીજા શબ્દો કે જે અસત્ય શબ્દ ગણાતા શિખવાય છે તેમ નહિ શિખવતાં તેને દરેક વસ્તુનાં, દરેક પદાર્થનાં, દરેક સગાંવહાલાંનાં, સત્યપૂર્ણ યથાર્થ નામ બોલતાં શિખવવું. તે પછી જ્યારે સાત વર્ષની ઉમ્મર થાય એટલે તેને વિદ્યાગુરુને ત્યાં ભણવાને મૂકવો. તે વખતે જેમ હાલમાં વિદ્યાર્થીઓ ઘરમાં અને બહાર ટંટાખોર–ફિસાદી, છળ–કપટી, આજ્ઞાભંગી અને અમર્યાદિત સ્વરૂપ ધારણ કરીને ઉછૃંખલવૃત્તિથી પોષાય છે, તેમ નહિ કરતાં તે બાળક સ્કુલમાં એવો શબ્દ ભણતો હોય કે "જૂઠું બોલવામાં પાપ છે" તો તે વાત તેના મન ઉપર ઠસાવવા માટે જ્યારે જ્યારે તે બાળક જુઠા શબ્દનું ઉચ્ચારણ કરે અથવા જુઠું બોલે ત્યારે ત્યારે માબાપોએ જુઠું બોલવામાં પાપ છે. એ વાત તેને હંમેશાં યાદ કરાવવી જોઇએ. ઉપર ઉપરથી જોતાં માબાપ પોતાના દીકરાને સત્યવકતા બનાવવા ઇચ્છતા હોવાથી આ સૂત્ર અજમાવવા તૈયાર થશે, પણ એ સૂત્ર એટલું બધું કઠીન છે, કે જે બાળકને સત્ય વકતા બનાવવો છે તે બાળકનાં માતાપિતા અને ઇતર કુટુંબીવર્ગ, તથા સમીપમાં આવનારાં ઈતર વર્ગનાં માણસોએ પણ અસત્યનો ત્યાગ કરવો જોઇએ. કારણ કે કુદરતના કાયદાનો એવો નિયમ છે, કે જુઠું બોલનાર સત્યનો ઉપદેશ કરે, વ્યભિ-ચારી બ્રહ્મચર્યનો ઉપદેશ કરે, વ્યસની વ્યસનના ત્યાગનો ઉપદેશ કરે, લોભી મનુષ્ય સામાને નિર્લોભ થવાનો ઉપદેશ કરે, પોતે કંજુસ બીજાને ઉદાર થવાનો ઉપદેશ કરે, તો તે વાત લોકો સાંભળે ખરા પણ તેના કાનેથી અથડાઇને પાછી ફરે, પણ અંતરમાં ઉતરેજ નહિ; તેમ એક બાળકને સત્યવકતા બનાવવા માટે તેનાં સ્વજન કુટુંબીઓ અસત્યનો વિચાર પણ કરવો જોઇએ નહિ. એ પ્રમાણે મનુષ્ય પ્રકૃતિ વિરૂદ્ધ જે જે દુર્ગુણો છે, તે તે દુર્ગુણો બાળક શીખે નહિ એવા ભયથી બાળકનાં માબાપોએ પોતે તે તે દુર્ગુણ છોડી દેવા જોઇએ.

એ પ્રમાણે સ્કુલનો અભ્યાસ ચાલતો હોય તોપણ જેમ હાલમાં સ્કુલની કેળવણી બાળકોને બોજારૂપ થઈ પડેલી છે, તેવી કેળવણી આપવા કરતાં બાળક વિદ્વાન્ નહિ બને અને લખતાં વાંચતાં શીખે એટલીજ કેળવણી અપાય તોપણ બાળક બુદ્ધિમાન અને આયુષ્યમાન નીવડે. હાલમાં બાળકોને દરેક વિષય ફરજી-આત શિખવવામાં આવે છે. અને તે દરેક વિષય પૈકી એક પણ વિષયમાં બાળક નાપાસ થાય તો તેના બીજા ઉત્તમ પ્રકારે તૈયાર કરેલા વિષયો છતાં તે નાપાસ ગણાય છે. જ્યાંસુધી એવો શિક્ષણ ક્રમ ચાલુ છે. ત્યાંસુધી તે સ્કુલમાં બાળકોને ભણાવવા એ બાળકોની હત્યા કરવા જેવું છે. કારણ કે દુનીઆમાં કવિ, ચિત્રકાર, શીલ્પી. તત્ત્વજ્ઞાની, પદાર્થ વિદ્યાને જાણનાર, અધ્યાત્મવાદી, ઇશ્વરભકત, ગાયન-

કળામાં નીપુણ, અર્થશાસ્ત્રી, વૈયાકરણી અને બીજી કળાઓ તથા વિદ્યાઓના ઉસ્તાદો ઘણાજ થોડા જોવામાં આવે છે, તો પછી તમામ વિષયનો બોજો એક વિદ્યાર્થીપર નાંખવાથી તેનું શરીર અને મન કેવું નાદાર બની જાય છે તેનો વિચાર બાળકના માબાપોએ કરવાની ખાસ જરૂર છે. અમે નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે કેટલાક બાળકોમાં ગણિતનું, કેટલાકમાં વૈયાકરણનું, કેટલાકમાં ગાયન કળાનું, કેટલાકમાં ભૂગોળ ઇતિહાસનું, અને કેટલાકમાં ખગોળ, ભૂગોળ કે ભુસ્તરવિદ્યાનું તત્ત્વ પણ હોતું નથી અને તે સ્વજાતીયતત્ત્વ વિનાની વિદ્યા કોટી પ્રયત્ને પણ તે બાળક શીખી શકતો નથી; એટલે પોતાના મનમાં ઉમંગ વિના, પોતાના મનની ઉર્મિ વિના, પોતાને પ્રિય નહિ એવા વિષયને બળાત્કારે ગોખવાથી તેના મગજને, તેના હૃદયને, તેના ફેફસાને, તેના યકૃત, બરોળ, અને હોજરીને, નુકસાન પહોંચે છે, જેથી તે બાળક પરીક્ષામાં પાસ થયા પછી ક્ષયના કે સંગ્રહણીના રોગનો ભોગ થઇ પડી મોતને શરણ થાય છે. એટલા ઉપરથી આપણે ફરજીઆત વિષયો શિખવનારી કેળવણી બંધ કરી પસંદ પડતા વિષયો શિખવવાનું રાખીએ તોજ કેળવણી શબ્દનો અર્થ સંપૂર્ણ થાય. હાલના વખતમાં સ્કૂલની કેળવણી માત્ર પરીક્ષક કેળવણી છે પણ તે શિક્ષક કેળવણી તો નથીજ. કારણ કે વિદ્યાર્થીને માત્ર પાઠ આપવામાં આવે અને તે પાઠ સહેજ સાજ સમજાવવામાં આવે પછી આપેલા વિષયોના પાઠ વિદ્યાર્થી ઘેર જઈને તૈયાર કરી સ્કૂલમાં બીજે દિવસે જાય એટલે શિક્ષકો તેની પરીક્ષા લે અને જે પ્રમાણે પરીક્ષામાં તે વિદ્યાર્થી ઉત્તીર્ણ થાય તે પ્રમાણે તેને માર્ક અથવા નંબર મળે છે તેમ પૂર્વ કાળમાં થતું નહતું. પૂર્વ કાળના ઋષિઓ (વિદ્યાર્થીઓને જેમ હાલમાં ઘર આગળ અભ્યાસ કરાવવા માટે માસ્તરોને રોકવા પડે છે તેમ) તે માસ્તરોનું કામ ગુરુઓ બજાવતા હતા, એટલે જે ગુરુની પાસે જે જે વિદ્યા ભણનારા વિદ્યાર્થીઓ હોય તે તે વિદ્યાના પાઠો ગુરુઓ તેને પ્રેમપૂર્વક, કાળજીપૂર્વક, બુદ્ધિપૂર્વક અને પોતાના જ્ઞાન પ્રમાણે બરાબર શિખવતા હતા. તે રીતી ધીમે ધીમે બંધ પડતી ગઈ અને છેલ્લે ખાનગી નિશાળો બંધ થઈ સરકાર તરફથી કેળવણી આપવાની શરૂઆત થઈ, ત્યારથી ધીમે ધીમે ગુરુ અને શિષ્ય પણું મટતું ગયું. અને માસ્તર તથા સ્કોલર નામ ધારણ થતું ગયું. હાલમાં જેમ સ્કુલના માસ્તરો વિદ્યાર્થીને કોઇપણ જાતની શિક્ષા કરી શકતા નથી અને જો કોઈ માસ્તર વિદ્યાર્થીને શરીરમાં કષ્ટ ઉત્પન્ન થાય એવી શિક્ષા કરે તો તે વિદ્યાર્થીનાં માબાપો શિક્ષક સામાં ફોજદારી માંડવા તૈયાર થાય છે, તેમ પૂર્વે હતું નહિ. પૂર્વે તો ગુરુને ઘેર વિદ્યાર્થીને મૂકવા આવેલા માબાપો ગુરુને કહેતા કે આ છોકરાને વિદ્વાન્ બનાવવો છે, માટે માંસ તમારૂં

અને હાડકાં અમારાં, આ વિદ્યાર્થી આજથી અમારો પુત્ર નથી પણ આપનો પુત્ર છે. જેમ એક પુત્ર પિતાની આજ્ઞા પાલન કરવાને તત્પર રહે તેમ આ પુત્ર આપની આજ્ઞા પાળવાને તત્પર રહેશે, એવું કહીને પુત્રને વિદ્યા ભણુવા બેસાડતા હતા. એ પ્રથા થોડે કે ઘણે અંશે જ્યાં સુધી આપણા દેશમાં ખાનગી નિશાળો ચાલુ હતી ત્યાં સુધી ચાલુ રહી પણ જ્યારથી કેળવણી ખાતુ સરકારના હાથમાં ગયું અને વિદ્યાર્થીની કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ તે સત્તા માબાપો કે ગુરુઓએ ગુમાવી ત્યારથી દેશમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યવૃત્તિનો નાશ થઈને માત્ર શૂદ્રવૃત્તિ વધી પડી. એટલે સેવાધર્મ સિવાય બીજો ધર્મ કોઇને સૂઝ પડતો નથી. તે પછી જેમ જેમ સરકારને જોઇતા સેવકો મળવામાં સરળતા થતી થઈ તેમ તેમ જેમ બને તેમ ઓછા વિદ્યાર્થીઓ પાસ થાય તેવી કેળવણીની પદ્ધતિ રચાતી ગઈ, અને હાલમાં જેમ ભણેલાઓ નોકરી સિવાય કોઈપણ ધંધો કરી શકતા નથી એટલે દેશમાં અનુત્પાદક ધંધાની ઉન્નતિ થતી ગઇ તે તરફ હાલના સાક્ષરો કે નેતાઓનું ધ્યાન પહોંચતું નથી.

વર્તમાન કાળનાં સંસારના વહન તરફ જોતાં ઋષિઓના આશ્રમમાં જઇને વિદ્યાર્થીઓ વિદ્યા ભણીને બરાબર ક્ષત્રિય, વૈશ્ય, કે શૂદ્રનું, ઉપવિત (સર્ટિફિકેટ) મેળવે એવો જમાનો આવી શકે એમ જણાતું નથી. તેમ ચાલુ પદ્ધતિની કેળવણી પ્રમાણે જો બીજાં પચાસ વર્ષ પ્રજા કેળવાય તો આર્ય ધર્મના, આર્ય પ્રજાના, મનુષ્યત્વના અને પ્રાચીન વહેવારના નિયમોનું નામ કે નિશાન પણ રહે નહિ. કારણ કે હાલની કેળવણી પોતાનું, પોતાપણાનું, પોતે કોણ છે તેનું, ભાન ભુલાવનારી છે. એટલા માટે ચાલુ જમાનાને બંધબેસતી પ્રજાને પ્રજાપણું બતાવનારી, મનુષ્યને મનુષ્યત્વ શિખવનારી અને આર્ય લોકોને વેદાદિશાસ્ત્રનું જ્ઞાન કરાવનારી કેળવણી આપવાનો એક માર્ગ મને દેખાય છે. તે તરફ આપ લોકોનું ધ્યાન ખેંચું છું.

આપણા દેશમાં વિદ્વાનોની ખોટ નથી અને સરકારી નોકરીમાં દાખલ થએલા ગ્રેજ્યુએટો સકળ વિદ્યા સંપૂર્ણ હોય છે. એટલુંજ નહિ પણ તેણે આખા સંસારને જે જે વાતની જરૂર છે તે તે વાતો જાણેલી હોય છે. તે ગ્રેજ્યુએટોને સરકાર છપ્પન વર્ષની ઉમ્મર થતાં પેન્શન આપી નોકરીથી છુટા કરે છે. એક તરફ કુદરતનો નિયમ એવો છે કે તમામ ગ્રેજ્યુએટો એકસરખા વિષયનું અધ્યયન કરે છે. તો પણ દરેક ગ્રેજ્યુએટમાં એક એક વિષયનો સંપૂર્ણ શોખ હોય છે. અને ગ્રેજ્યુએટ થતાં પહેલાં જેટલા વિષયનો બોજારૂપે અભ્યાસ કર્યો હોય તેટલા વિષય તો તેઓ ભૂલી જવાના પણ જે વિષયમાં પોતાને આનંદ મળતો જે વિષય મોજને ખાતર અભ્યાસમાં ઉતરતો તે વિષયને તેઓ ભૂલી શકતાજ નથી. એટલે હાલની રૂઢી પ્રમાણે પેન્શનર અને આપણી પ્રાચીન રીતી પ્રમાણે વાનપ્રસ્થ

થએલા વિદ્વાનોએ પોતાને ઘેર શાળા ઉઘાડવી અને જેને જે વિષય સંપૂર્ણ આવડતો હોય તેણે તે વિષય પોતાને ઘેર આવતા વિદ્યાર્થીઓને શિખવવો. જેથી વિદ્યાર્થીઓના માબાપોને માથે તથા મ્યુનિસિપાલિટીઓ કે લોકલબોર્ડને માથે જે ખરચનો બોજો આવી પડેલો છે, તે ઉતરી જાય. અને પેન્શનરોને સરકાર તરફથી પેન્શન મળવાને લીધે આજીવિકાનું સાધન શોધવાની અગત્ય નહિ હોવાથી તેઓ પોતાની વિદ્યાને વેચે નહિ પણ વિદ્યાનું દાન કરી શકે. અને પોતાને રૂચતો વિષય શિખવવાનો અને વિદ્યાર્થીને શીખવાનો હોવાથી હાલની પેઠે વિદ્યાર્થીઓના માબાપને વિદ્યા ભણવાના સાહિત્યના ખરચનો બચાવ થાય. હાલમાં જેમ એક વિદ્યાર્થીએ પોતાનાં પુસ્તકો સંભાળથી સાચવી રાખ્યાં હોય તો પણ તે બીજા વિદ્યાર્થીને ઉપયોગી થઈ પડતાં નથી. તેમ નહિ થતાં એકનું એક પુસ્તક ઘણા વિદ્યાર્થીઓને કામ આવી શકે. વિદ્યાર્થીઓને આત્મસંયમી, સ્વાત્માવલંબી, અને સ્વતંત્ર બનાવવા માટે વિદ્યાની સાથે કળાનું શિક્ષણ પણ આપી શકાય એટલે નીતિશાસ્ત્રમાં કહ્યા પ્રમાણેઃ—

विद्वत्वं च नृपत्वं च नैवतुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥

અર્થાત્ રાજા અથવા ધનવાન પોતાના દેશમાંજ પૂજા અથવા સત્કારને પામે છે, પણ વિદ્વાન્ દેશમાં કે પરદેશમાં સર્વત્ર સત્કારને પામે છે. એટલા માટે કેળવણી એવી હોવી જોઇએ કે જેથી ભણેલા નહિ પણ વિદ્વાન્ પુરુષો ઉત્પન્ન થાય. અને તે ખોટ પૂરી પાડવા માટે અથવા તે કાર્ય ઉપાડી લેવા માટે જ્યારે દેશના તમામ પેન્શનરો તૈયાર થશે અને પોતાનો વખત જેમ હાલમાં આળસમાં, ઊંઘમાં, દેવમંદિરમાં, યાત્રાપખાત્રામાં, મોજશોખમાં, ગામગપાટા મારવામાં, કે હવા ખાવામાં વીતાડવામાં આવે છે, તેમ નહિ થતાં દેશનો ઉદ્ધાર કરવામાં, વિદ્યાનું દાન કરવામાં, દેશમાં મનુષ્ય ઉત્પન્ન કરવામાં ગુજારશે, ત્યારે પોતાના આત્માનું કલ્યાણ થશે અથવા પોતાની વિદ્યાનું સાર્થક થશે, અને દેશ જે પારકાના ભાગ્યપર આશા રાખી આજીવિકાના સાધન માટે ફાંફાં મારી રહ્યો છે તેમાંથી ઉદ્ધાર થશે. એટલુંજ કહીને આ પ્રમાણે બાળ કેળવણીના વિષયની રૂપ રેખા દોરીને બાળકને મનુષ્ય બનાવવા માટે કેળવણી અંતર્ગત જે ક્રિયાઓ અને અધિકારો મેળવવાના હોય છે, તે તરફ આપ લોકોનું ધ્યાન ખેંચવા માટે આવતે રવિવારે ઉપનયન સંસ્કાર એ વિષય ઉપર બોલવામાં આવશે. ઇતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

## ભાષણ ૭મું.

# ઉપનયન સંસ્કાર.

સુરત, રવિવાર તા૦ ૨૮–૩–૨૦

ओ३म सनः पितेवसूनवेऽग्ने सूयायनोभव ॥ सचस्वानः स्वस्तये ॥१॥
ओ३म शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

ગયે રવિવારે બાળકેળવણીની આવશ્યકતા અને બાળકમાંથી તેને જ્ઞાની બનાવવા માટેના વિચારોનું દિગ્દર્શન કર્યું. હવે આપણે આપણી પ્રાચીન રીતિ પ્રમાણે દરેક કાર્યમાં પ્રથમ સંસ્કારની જરૂર જોએલી છે. તેથી આજનો વિષય **ઉપનયન સંસ્કારનો** રાખ્યો છે. ઉપનયન એટલે ઉપ=સમીપે–નયન=આવવું. ઉપનયન એટલે સમીપે આવવું. બીજી રીતે જોતાં ઉપ=સમીપે, નયન=નેત્ર એટલે નેત્ર સમીપે આવવું. આ વાકયોનો ફલિતાર્થ એવો છે કે, જે વસ્તુ જોવામાં આવે તેનો મન સાથે તોલ કરી તે વસ્તુમાં કેવી રીતના ગુણદોષ રહેલા છે, અથવા તે વસ્તુથી કયાં કયાં શુભાશુભ કાર્યો સાધી શકાય છે, તે જાણવાની લાયકાત મેળવવા માટે જે ભૂમિકામાં પ્રવેશ કરવાનો હોય છે, તેમાં પ્રવેશ કરતાં જે સંસ્કાર પામવા જોઇએ તે સંસ્કાર પામવાની ક્રિયા તેને ઉપનયન સંસ્કાર કહે છે. કદાચ કોઇ એમ કહે કે ઉપનયન સંસ્કાર કરવાથી લાભ શું? કારણ કે વિદ્યાર્થી યોગ્ય ઉમ્મરનો થાય એટલે તે સ્કુલમાં ભણવા જાય, અને સ્કુલમાં ભણ્યા પછી તે ગૃહસ્થાશ્રમી થાય, **ગૃહસ્થાશ્રમી** થયો એટલે કોઇપણ જાતના વ્યવસાયથી ધન કમાતો થાય. જેથી પોતાનો સંસાર ચલાવી શકાય. તો પછી ઉપનયન સંસ્કારથી વધારે શું? આના જવાબમાં જણાવવાનું કે જ્યારથી ઉપર કહેલા વિચારો પ્રજાના મનમાં પ્રવેશ થવા માંડયા ત્યારથી ઉપનયન સંસ્કારની કિંમત ઘટવા માંડી બલકે ઘટી ગઈ; અને જે લોકોમાં ઉપનયન સંસ્કાર કરવામાં આવે

છે, તે માત્ર રૂઢિરૂપે ફારસ ભજવવામાં આવે છે. આ પ્રશ્નના જવાબ માટે અત્રે એક દાખલો આપીશું કે બે માણસ એકજ ગામમાંથી અથવા એકજ સ્થાનમાંથી એકજ ઠેકાણે, એકજ કામની સિદ્ધિ કરવા માટે નીકળવાનાં હોય તેમાંનો એક માણસ જે સ્થાનપર જવાનો હોય તે સ્થાનપર જતાં પોતાને કયી કયી વસ્તુની જરૂર પડશે, કયાં કયાં સાધન રાખવાં પડશે, અને કેવા કેવા પ્રસંગમાંથી પસાર થવું પડશે તેનું જ્ઞાન મેળવીને જે સ્થાનપર જવું છે તે સ્થાનની આવશ્યકતા પૂરતુ સાધન મેળવીને જવાની તૈયારી કરે અને બીજો માણસ કોઈ પણ જાતના વિચાર કર્યા વિના પોતાના ઘરમાં જે જે જાતનાં ઉપકરણો પછી તે ઉપકરણો મુસાફરીની જરૂરીઆત કરતાં ઓછાં હોય અથવા વધારે હોય, તે તમામ સાથે લઇને બહાર નીકળે, માર્ગમાં ચાલતાં જે માણસે વિચારપૂર્વક દેશકાળને અનુસરતો સામાન સાથે રાખ્યો હોય તે ધારેલે મથકે કોઈપણ જાતના ભય, શ્રમ કે આપત્તિ વિના નિર્વિઘ્ને પહોંચી જાય છે. બીજો માણસ જિંદગીની જરૂરીઆત કરતાં વધારે અથવા ઓછો સામાન લઈને મુસાફરીએ નીકળે છે, તેને હજારો જાતની આપત્તિઓ વેઠવા છતાં ધારેલે ઠેકાણે પહોંચવું મુશ્કેલ થઈ પડે છે. એટલે એવું સમજાવવામાં આવ્યું કે અમારા લોકોમાં પ્રાચીન પદ્ધતિ પ્રમાણે દરેક બાબતમાં સંસ્કારિત થઈને પ્રવેશ કરવામાં આવે છે. જેથી થોડે શ્રમે ઘણું ફળ મેળવી શકાય છે. આપણે વિચાર કરી જુઓ કે એક બ્રહ્મચારીને નિશ્ચય કરી આપવામાં આવ્યો કે, આ ઉપનયન સંસ્કાર કર્યા પછી તારે બાર વર્ષ સુધી ઉઘાડે પગે, ઉઘાડે માથે, ઉઘાડે શરીરે, એક વલ્કલનું વસ્ત્ર અથવા એક મૃગચર્મથી નિર્વાહ કરવાનો છે. અને એટલા કાળપર્યંત સાંસારિક વ્યવસાયમાં જરાપણ ધ્યાન આપવાનું નથી. તેમ તે ધનવાન, વિદ્વાન્ કે બળવાનનો પુત્ર હોય છતાં તેને પોતાની કુળમોટપ મૂકીને કોઈપણ જાતના સ્વાદ વિનાનું, માત્ર શરીરને ટકાવી રાખે એવું ભિક્ષાન્ન લાવીને ખાવાનું છે. જેથી તે વિદ્યાર્થીમાં પોતાની પાસે જે સાધનો નહિ હોય તેવાં સાધનો મેળવવા માટે જે પ્રયત્નો કરવા પડે અને જ્યારે કોઇ તરફથી તે સાધનો મળી આવે, ત્યારે તેને જે આનંદ થાય તેની છાપ સદોદિત તેના અંતઃકરણ ઉપર પડેલી હોવાથી, જ્યારે તે ગૃહસ્થાશ્રમી થાય ત્યારે તેનામાં માન, બડાઇ, ઇર્ષા, સ્વાર્થવૃત્તિ અને એકલપેટાપણાનો લેશ પણ રહે નહિ. અને બીજો વિદ્યાર્થી ઉપનયન સંસ્કાર કર્યા સિવાય સ્કુલમાં ભણવાને જાય, તેને સ્કુલમાં પ્રવેશ કરતાંજ પગથી તે માથા સુધી સારાં સારાં વસ્ત્રોથી આચ્છાદિત થવુંજ જોઇએ, તેની સાથે કેટલાક અલંકારો પણ જોઇએ, પોતાના માબાપને ત્યાં ખાવાનું હોવાથી અને માબાપની શકિત અનુસાર લાડપાડનાં સાધનો મળેલાં હોવાથી તેનામાં એક જાતનું અભિમાન ઉત્પન્ન થાય. જે અભિમાનને લીધે તેનામાં માન, બડાઈ, ઇર્ષા સ્વાર્થવૃત્તિ અને એકલપેટાપણાની વજ્રલેપ જેવી છાપ પડે છે. જેનું પરિ-

ણામ એ થાય છે કે જ્યારે સંસ્કાર પામેલો વિદ્યાર્થી, કર્મવીર સાથે ધર્મવીર થવાનો, ત્યારે સંસ્કાર નહિ પામેલો વિદ્યાર્થી, પારકાના સુખને ભોગે પોતે સુખ ભોગવવાની ઇચ્છાવાળો અને કોઇનો પણ ઉપકાર નહિ માનનારો સ્વચ્છંદી થવાનો. આપણી પાસે પ્રત્યક્ષ પૂરાવો છે કે જેમ જેમ સંસ્કારની પદ્ધતિને છોડવામાં આવી તેમ તેમ આપણા વિદ્યાર્થીઓ માતા, પિતા અને ગુરુની અવગણના કરતા જોવામાં આવે છે. પૈસો પેદા કરવાની યોગ્યતા પ્રાપ્ત કર્યા સિવાય અને વિદ્યા ભણવાની હદ સુધી પહોંચતાં પહેલાં લગ્ન થઇ ગએલું હોવાથી, કાચી વયે વિષયાસક્ત થવાથી શરીરનો, મનનો અને ધનનો અનુત્પાદક વ્યય થવાથી, તે પાછું મેળવવા માટે હજારો જાતનાં, હજારો પ્રકારનાં, છળકપટ અને પ્રપંચમાં ફસાઈ જાય છે. એટલા માટે અમારે કહેવું પડે છે કે ઉપનયન સંસ્કારની જરૂર છે.

દરેક બાબતમાં કાર્યની હદ હોવી જોઇએ અને તે કાર્યના ફળનો નિશ્ચય હોવો જોઇએ. તે નિશ્ચયાત્મક બુદ્ધિવડે નિર્માણ થએલું કાર્ય કરવાને જેઓ પ્રેરાય છે, તેઓજ તે કાર્યમાં સર્વાંગે સફળ થાય છે. ઉપનયન સંસ્કાર વિનાનાં વર્તમાન કાળમાં સ્કુલોમાં અભ્યાસ કરતા કોઇપણ વિદ્યાર્થીને પોતાના અભ્યાસનું અંતિમ પરિણામ શું આવવાનું છે, અથવા શું લાવવાનું છે તેનો જરાપણ નિશ્ચય હોતો નથી; એક વિદ્યાર્થી ગુજરાતી છ ચોપડી ભણીને પછી અંગ્રેજીમાં જાય ત્યાં સાત ચોપડી ભણે એટલે ચૌદથી સત્તર વરસની ઉમ્મર પૂરી થાય, અને તેણે તે પરીક્ષા પાસ કરવાને તૈયારી કરી હોય તે વખતમાં તેને પૂછવામાં આવે કે હવે અતઃપર તમારે શું કરવું છે ? તેનો ડરત જવાબ મળશે કે કાંઈ લાઇન નકકી કરી નથી. તે પછી કૉલેજમાં જાય ત્યાં પ્રિવીયસ, ફર્સ્ટ બીએ, સેકંડ બીએ, અને એમએની પરીક્ષા પાસ કરવાની તૈયારી કરે, તે વખતમાં તેને પૂછવામાં આવે કે અતઃપર આપ શું કરવા માંગો છો ? જવાબમાં એજ જણાવશો કે હજુ કંઇ લાઇન નકકી કરી નથી. જો કે એટલા વખતમાં બ્રહ્મચર્ય ભંગ કરીને ગૃહસ્થાશ્રમની લાયકાત મેળવ્યા સિવાય એક બે છોકરાંનો બાપ થએલો હોય, તો પણ પોતાને તથા પોતાનાં સ્રીછોકરાંઓને આજીવિકાનું સાધન પુરૂં પાડવા જેટલું ધન ઉપાર્જન કરવાનો માર્ગ નકકી નહિ કરેલો હોવાથી, અને કર્મ સંયોગે માબાપ ધનવાન નહિ હોવાથી, તેની મુંઝવણમાં તે પોતાના આખા શરીરને પાયમાલ કરી નાંખે છે. બી. એ, કે એમ એ ની પરીક્ષા પાસ કર્યા પછી વકીલ, ડૉકટર કે ઇન્જીનીયર થવાના ત્રણમાર્ગો તેની સામા દૃષ્ટિગોચર થાય છે. એ ત્રણ માર્ગમાંથી કયે માર્ગે પ્રયાણ કરવું, તેનો નિશ્ચય કરતાં જરાક થોભવું પડે છે; કારણ કે જેમ જેમ આગળ વધતો જાય તેમ તેમ પૈસાનો ખર્ચ અને તેની આવશ્યકતા વધતી જાય. અને તેને પહોંચી વળવાને શક્તિ ન હોય, તો ત્યાંજ અટકી પડી કોઇપણ જાતની

સ્કુલની યાતો કારકુનની નોકરીની શોધમાં શેકાવું પડે છે. કદાચ ભાગ્ય યોગે નોકરી મળી ગઈ તો તો કંઈક મનને આનંદ થાય છે પરંતુ જો નોકરીનો ઘાટ નહિ બેઠો અથવા પોતાને ગ્રેજ્યુએટનું અભિમાન હોવાથી ટુંકા પગારની નોકરીનો અસ્વીકાર કર્યો, તો પછી તેના દુઃખનો પાર રહેતો નથી. એક તરફ ઉપનયન સંસ્કાર કર્યા સિવાય વિદ્યાર્થી પોતાનું કેન્દ્ર નક્કી કરી શકતો નથી. જેથી તે દ્રવ્યોપાર્જન નાહ કરી શકવાથી પઠિત મૂર્ખ ગણાય છે. ત્યારે બીજી તરફ જે વિદ્યાર્થીને ઉપનયન સંસ્કાર થયો હોય, અને તે પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ગુરુદ્વારમાં વિદ્યાભ્યાસ કરવા ગયો હોય, ત્યાં તેને તે સંસ્કારને લીધે એટલું તો નિશ્ચય થએલું હોય છે, કે બાવીસ વર્ષ પર્યંત મારે વિદ્યાભ્યાસ કરવાનો છે. બાવીસ વર્ષ પર્યંતમાં મારે લગ્ન કરવાનું નથી, બાવીસ વર્ષ પર્યંત મારે જિંદગીની જરૂરીઆત કરતાં વધારે ઉપકરણોની જરૂર નથી, પરંતુ બાવીસ વર્ષ સુધીમાં મારાથી ભણાય તેટલી વિદ્યા અને શિખાય તેટલી કળા શીખવાની છે. કારણ કે તે વિદ્યા અને કળાની પાછળ ધનનો અખૂટ છુપો ખજાનો રહેલો છે. એટલે ગુરુદ્વારમાં પ્રવેશ કર્યા પછી ગુરુ તેના અંતઃકરણની લાગણી તપાસી, કયા પ્રકારની વિદ્યા ભણવાને તે લાયક છે; અથવા કયા પ્રકારની કળામાં તેનું મન આનંદથી પ્રવેશ કરે છે તે જાણ્યા પછી, ગુરુ તેને તે કળાનો અભ્યાસ કરાવે છે. એટલે જ્યારથી વિદ્યાશાળામાં ઉપનયન સંસ્કાર કરેલો વિદ્યાર્થી દાખલ થાય છે ત્યારથી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા પછી ધનની જરૂર પડશે અને તે ધન આ કળા શીખવાથી ઉત્પન્ન કરી શકાશે એવો નિશ્ચય હોવાથી તે વિદ્યાર્થી તે માર્ગે સરળતાથી ચાલ્યો જાય છે. તે દરમિયાન જ્યારે જ્યારે તેને પૂછવામાં આવે કે તમે વિદ્યા ભણ્યા પછી શું કરવા ધાર્યું છે? તો તરત તેનો જવાબ દેશે કે મારે જોષી, વૈદ્ય, શાસ્ત્રી, શિલ્પી, સ્વર્ણકાર, લોહકાર, અથવા રાજ્યકારોબારી, વગેરે પૈકી અમુક કામ કરવાનું છે ને હું તેનોજ અભ્યાસ કરૂં છું. એટલે ગુરુદ્વારમાંથી વિદ્યાની પરીક્ષા આપી સમાવર્તન સંસ્કાર કરી, પોતાના ગુણ–કર્મ–સ્વભાવવાળી સ્ત્રી સાથે લગ્ન કરી, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે. જેથી તેને દરેક સમયમાં, દરેક કાર્યમાં કોઈપણ પ્રકારની પ્રતિકુળતા જણાતી નથી. પરંતુ પોતાનો નિર્વાહ સરળતાથી, શુદ્ધતાથી, સ્વતંત્રતાથી, મુંઝાયા વિના જિંદગીની જરૂરીઆત જેટલો ઉત્પાદક વ્યય રાખીને, અનુત્પાદક વ્યયથી દૂર રહીને આનંદથી કાળ ગુજારે છે. એટલે હાલના વિદ્યાર્થીઓની પેઠે ઘરની, કુટુંબની, રૂઢિની, ધંધાની, ઉપરી અધિકારીઓની, સગાં કુટુંબીઓની, બાયડી છોકરાંઓની, મિત્રો અને ઈતર લોકોની પરતંત્રામાં રહીને, સંસારનો ભાર વહન કરતાં અતિશ્રમ થવાથી સુખને ઠેકાણે દુઃખ, આનંદને ઠેકાણે ક્લેશ, શાન્તિને ઠેકાણે ઉદ્વેગ, આરોગ્યતાને ઠેકાણે રોગ, બળને ઠેકાણે નિર્બળતા, ધનને ઠેકાણે નિર્ધનતા, ઉદારતાને ઠેકાણે કંજુસાઇ, હસમુખા સ્વભાવને ઠેકાણે ચીડીઆપણું, પ્રાતઃકાળનાં દેવદર્શનને ઠેકાણે વૈદ્ય ડાકટરનાં ઘરોમાં

અથડાતા કુટાતા, અછડાતા પછડાતા, જેમ બને તેમ ઉતાવળથી આયુષ્ય પૂરૂં કરી, સદાની શાન્તિ મેળવવા, પોતાના ઈષ્ટ મિત્રો તથા આપ્તજનોને રોતા અને રખડતા મૂકીને, પોતે શાન્ત નિદ્રામાં કે અખંડ સુખમાં લીન થઇ જાય છે. તેવી રીતે ઉપનયન સંસ્કાર કરી, વિદ્યા તથા કળાનું અધ્યયન કરી, પોતાના ગુણ–કર્મ–સ્વભાવવાળી સ્ત્રી સાથે લગ્ન કરી, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારો પુરુષ સ્વતંત્રતાથી, સુખથી, શાન્તિથી, આનંદથી, આરોગ્યતાથી, પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવી, દિવસના સુખચેનથી ભોજન કરી, રાત્રિની શાન્ત નિદ્રા લઈ, પ્રાતઃકાળે દેવદર્શન કરી અથવા સંધ્યોપાસના કરી, દેવઋણ, ઋષિઋણ, અને પિતૃઋણ અદા કરી, એકસો વર્ષનું પોતાનું આયુષ્ય સુખરૂપે ભોગવી, પુત્ર, પૌત્ર, અને પ્રપૌત્રરૂપ બગીચાને ફુળ ફૂલવાળો બનાવી, તેનું સુખ ભોગવી, આનંદથી, હિમ્મતથી, દૃઢતાથી, નિર્ભયતાથી, સંતોષથી, મૃત્યુને શરણ થાય છે.

ગૃહસ્થો ! આ પ્રમાણે સંસ્કાર અને અસંસ્કાર પામેલી બે વ્યક્તિઓના બે માર્ગોનાં સુખદુઃખનો વિચાર કરતાં, અમને તો સમજાય છે કે હાલના જડ અને નાસ્તિકવાદીઓના વિચાર પ્રમાણે, વેદાદિશાસ્ત્રો અને તેના સંસ્કારો નિરર્થક અને અનુત્પાદક વ્યય કરનારા ઠેરવવાનો જે પ્રયત્ન કરવામાં આવે છે, તેઓ કેટલી ભૂલ કરે છે તે આ વ્યાખ્યાન સાંભળવાથી આપની ધ્યાનમાં આવ્યું હશે. અમારે એટલી વાત તો કબુલ કરવી પડશે કે જ્યારથી દેશમાં ધર્મભાવના ઘટવા માંડી અને ધર્મભાવના સિવાયની અર્થભાવનાનો વધારો થવા માંડયો, ત્યારથી અમારાં આશ્રમો અને વર્ણોનો સાર્થકભાવ ઘટવા માંડયો અને ઘટતાં ઘટતાં તે માત્ર એક રૂઢિરૂપ કે ફારસરૂપ, હાસ્યરૂપ કે આડંબરરૂપમાં રહી ગયો. તે જ્યાં સુધી આર્ય પ્રજા સંસ્કારના રહસ્યને સમજી સંસ્કારનું આદિ, મધ્ય અને અંતબિંદુ તપાસી, પોતાના સંસ્કારોને ખરૂં સ્વરૂપ આપે નહિ, ત્યાં સુધી આ દેશની શારીરિક, માનસિક, કે આત્મિક, રાજકીય, આર્થિક, કે ધાર્મિક ઉન્નતિની આશા રાખવી એ ફોકટ છે. અને એટલાજ માટે આર્યસમાજ અહોરાત્ર ગર્જના કરીને કહે છે, કે જેમ સંસ્કાર ન કરવાથી બાફેલી રસોઈ કરતાં, સંસ્કારી એટલે વઘારેલી રસોઇમાં અવર્ણનીય સ્વાદ ઉત્પન્ન થાય છે, તેમ અસંસ્કારિત જિંદગી કરતાં સંસ્કારી જિંદગીથી અપૂર્વ આનંદ થાય છે. એટલા માટે દરેક માબાપોએ પોતાના બાળકને વિદ્યારંભ સંસ્કાર, જેનું બીજું નામ ઉપનયન સંસ્કાર છે, તે તરફ જરૂર લક્ષ આપવું જોઇએ. ઉપનયન સંસ્કારની સાથેજ બ્રહ્મચર્યાશ્રમની શરૂઆત થાય છે, તે બ્રહ્મચર્યાશ્રમમાં બ્રહ્મચારીએ શારીરિક, માનસિક, અને આત્મિક ઉન્નતિ કરવા માટે પરા અને અપરા વિદ્યાનું અધ્યયન કરવાનું હોય છે. તે વિષય આવતા રવિવાર ઉપર મુલતવી રાખી આજનો વિષય સમાપ્ત કરવામાં આવે છે. ઇતિશમ્.

ओइम् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओइम् शांतिः शांतिः शांतिः

## ભાષણુ ૮મું.

# બ્રહ્મચર્યાશ્રમ.

સુરત, રવિવાર તા. ૪-૪-૨૦

ओश्म यज्जाग्रता दूरमुदैति दैवं तदुसुप्तस्य तथै वैति ॥
दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मेमनः शिवसंकल्प मस्तु ॥१॥
ओश्म शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે ઉપનયનસંસ્કારના વિષયમાં, ઉપનયસંસ્કાર થએલા અને ઉપનયનસંસ્કાર વિનાના બ્રહ્મચારીના જીવનનું કેન્દ્ર બતાવી, ઉપનયનસંસ્કારની આવશ્યક્તા સિદ્ધ કરવામાં આવી હતી. આજે બ્રહ્મચર્યાશ્રમ એ વિષય ઉપર બોલવાનું છે. આપણા ઋષિમુનિઓનો પરંપરાથી એવો સંપ્રદાય છે, કે જે વ્યક્તિને માટે, જે વસ્તુને માટે, જે વિચારને માટે અથવા જે કાર્યને માટે, જે શબ્દની યોજના કરવામાં આવી હોય, તે શબ્દમાં જેમ બીજમાં આખા વૃક્ષનું સ્વરૂપ પ્રછન્નપણે રહેલું હોય છે, તેમ તે શબ્દમાં આખા વિષયનું સ્વરૂપ પ્રછન્નપણે રહેલું હોય છે; એટલે બ્રહ્મચર્યાશ્રમ એ શબ્દનો અર્થ કરતાં આપણને સમજાય છે, કે બ્રહ્મ=ઇશ્વર, ચર્યા=ક્રિયા, આશ્રમ=સ્થાન એટલે ઇશ્વરી ક્રિયા કરવાનું સ્થાન; અથવા ઇશ્વરી ક્રિયા કરવાનો સમય. આટલું જાણ્યા પછી આપણે એટલો વિચાર કરવો પડશે કે महाजनो येन गतः स पन्थाः ॥ એટલે જેમ દુનીઆમાં મહાજન કહેતાં મોટા પુરુષો જે ચર્યામાં એટલે ક્રિયામાં વહન કરતા હોય, તેજ ચર્યામાં વહેવાનું સર્વને મન થાય છે, તેમ મહાજનનો મહાજન જે પરમાત્મા એની ચર્યા શીખવાને અથવા તેની ચર્યા પ્રમાણે વર્તવાને, અથવા તે ચર્યાને માર્ગે જવાને જેઓ તત્પર થાય છે તેઓ બ્રહ્મચારી કહેવાય છે. બ્રહ્મચારી થયા પછી તેણે બ્રહ્મચર્યાશ્રમમાં રહેવું પડે છે. એટલે આ દુનીઆમાં દરેક સ્થાન, દરેક ઘર,

દરેક શહેર કે ગામ, જ્યાં લોકસમૂહને રહેવાનું છે, ત્યાં તે લોકો પોતાની ચર્યા પ્રમાણે વર્તે છે. જેમ બ્રહ્મને આ સ્થાન મારૂં છે, એવો અભિનિવેષ હોતો નથી તેવી રીતે બ્રહ્મચારી જે આશ્રમમાં જાય છે, તે આશ્રમનો તેના ગુરુને કે તેને અભિનિવેષ હોતો નથી. જેમ બ્રહ્મને જગતમાં મા, બાપ, સગાં, સહોદર, શત્રુ, મિત્ર, ધન, માલ, કોઈની સાથે રાગદ્વેષ નથી, તેમ બ્રહ્મચારીને બ્રહ્મચર્યાશ્રમમાં ગયા પછી પોતાનાં સગાં કુટુંબી, મિત્ર કે શત્રુ, રાજા કે પ્રજા, કોઈના ઉપર પણ રાગદ્વેષ હોતો નથી. એટલે સુધી આવ્યા પછી તે વિદ્યાર્થીને ગુરુ તરફથી પ્રથમ ઇશ્વરના ગુણ–કર્મ–સ્વભાવનું જ્ઞાન આપવામાં આવે છે. એટલે ઇશ્વરના ગુણ જેવા પોતાનામાં ગુણ ઉત્પન્ન કરવા, ઇશ્વરનાં કર્મ જેવાં પોતે કર્મ કરવાં, અને ઇશ્વરના સ્વભાવ જેવો પોતાનો સ્વભાવ બનાવવો, એજ બ્રહ્મચારીનું કર્તવ્ય રહે છે. ગુરુ તે બ્રહ્મચારીને માત્ર એટલુંજ શીખવે છે, કે આ ક્રિયા ઇશ્વરી છે, આ ક્રિયા દૈવી છે, અને આ ક્રિયા માનુષી છે. એ વિષયના સિદ્ધાંતો બ્રહ્મચારીના અંતઃકરણમાં સ્થાપિત થાય તો તે ઇશ્વરી અને દૈવી ગુણોનું અવલંબન કરીને સંપૂર્ણ મનુષ્ય થાય. પ્રથમ તે વિદ્યાર્થીને ઇશ્વરનો ગુણ સમજાવતાં એકજ વાત શીખવવામાં આવે છે કે **જે કામ ઇશ્વર કરે છે, તે કામ મનુષ્યથી થાય નહિ. અને જે કામ મનુષ્યો કરે છે, તે ઇશ્વર કરે નહિ.** આટલા સૂત્ર ઉપરથી વિદ્યાર્થીને એટલું જ્ઞાન થાય છે, કે કોઈપણ ધર્મગુરુએ પોતાનો સ્વાર્થ સાધવા માટે ઈશ્વરને નામે ભાવિક, પ્રેમી, અને ભોળા ભક્તોને લૂંટવા માટે પ્રપંચની જાળ પાથરી હોય, તે જાળને તે બ્રહ્મચારી યથાર્થ રૂપમાં જોઇ શકે છે. દાખલા તરીકે ઈશ્વરને ભોગ આપવા માટે યજ્ઞમાં પશુઓનો વધ કરવામાં આવે છે, ઇશ્વરને તૃપ્ત કરવા માટે વિવિધ પ્રકારના અન્નકુટો કરવામાં આવે છે, ઈશ્વરને પ્રસન્ન કરવા માટે વિવિધ પ્રકારના માદક પદાર્થો વાપરવામાં આવે છે. અને ઇશ્વરની મનકામના તૃપ્ત કરવાને માટે હજારો કુંવારી કન્યાઓ તેને પરણાવવામાં આવે છે, અને તે સર્વ ઇશ્વરને જોઇએ છે, એમ માનીને ફરજીઆત કરવામાં તથા કરાવવામાં આવે છે. પણ તે વિદ્યાર્થીને **મનુષ્ય જે કરે છે તે ઇશ્વર કરતો નથી.** એટલે મનુષ્ય ખાનપાન ભોગવિલાસ કરે છે તે ઇશ્વર કરતો નથી. એવો નિશ્ચય હોવાથી તે વિદ્યાર્થી ધર્મગુરુઓની જાળમાં ફસાતો નથી. હવે ઇશ્વર જે કરે છે તે મનુષ્યો કરી શકતા નથી, તેનો દાખલો એવો છે કે ઈશ્વરી સૃષ્ટિમાં દૃશ્યમાન થતા પંચમહાભુતો અને તેના વિકારોથી ઉત્પન્ન થએલાં ચાર ખાણનાં જીવોનાં શરીર, શું કોઇપણ મનુષ્ય બનાવી શકશે? કોઈપણ રસાયનશાસ્ત્રી રસાયનના પ્રયોગથી મનુષ્ય શરીરમાં ફરતું જીવતું લોહી બનાવી શકશે? કદિ નહિ. એ તો ઈશ્વરનું બીજું સ્વરૂપ જેને સગુણબ્રહ્મ કહેવામાં આવે છે તે ગુણને લીધે જડ ચેતનનો સંયોગ થઇને દરેક પદાર્થ ઉત્પન્ન થાય છે. જે પદાર્થો મનુષ્યો ઉત્પન્ન

કરી શકેજ નહિ. બીજા ભાગમાં બ્રહ્મચારીને એવું શિખવવામાં આવે છે કે ઇશ્વરનો ક્રિયાક્રમ એવો રચાયલો અથવા ગોઠવાયલો છે, કે તે તે ઇશ્વરનિર્મિત વસ્તુઓ અથવા ઇશ્વરના ગુણુથી કર્મમાં આવેલી સૃષ્ટી એક બીજાને સહાય કરવાવાળી હોય છે. પણ તે કોઇનો નાશ કરવાવાળી નથી. એવી રીતે બ્રહ્મચારીને બીજું સૂત્ર સમજાવવાથી તે બ્રહ્મચારી જગતમાં વિચરતાં બીજા પ્રાણીઓને નુકસાન કર્યા સિવાય તેની સહાય મેળવતાં શીખે છે, અને જેને જોઇએ તેને કંઇપણ બદલો લીધા સિવાય પોતાની સહાય આપે છે. એકબીજાની સહાય લઇને, એક બીજાને ઉપકારી થઇને જગતમાં વહેવું એ ઇશ્વરી કર્મ ગણાય છે. અને એક બીજાના સુખના ભોગે પોતાનો સ્વાર્થ સાધવાને એકલપેટા થવું એ ઇશ્વરના કર્મ વિરૂદ્ધ છે. આટલા ઉપરથી બ્રહ્મચારીને બીજો પાઠ શીખવાનો મળે છે, કે આ કાર્ય ઇશ્વરને અનુકુળ છે, અને આ કાર્ય ઇશ્વરી કર્મથી પ્રતિકુળ છે. એટલું થયા પછી ઇશ્વરના સ્વભાવને જાણુવાનું, સમજવાનું, કામ આવે છે. આજદિન સુધીમાં કોઈપણ પ્રાણીએ ઈશ્વરને ઈશ્વરના રૂપમાં પ્રત્યક્ષ જોયો નથી. પણ ઇશ્વરની ક્રિયા જોઈને અથવા ઇશ્વરનું કર્મ જોઇને તે ઈશ્વરનો સ્વભાવ જાણુવાને શક્તિમાન થાય છે. ઇશ્વરના ગુણુથી અને ઇશ્વરના કર્મથી રચાયલી આ પંચભુતાત્મક આ ષડ્રસાત્મક સૃષ્ટિના પદાર્થો કે જેમાં ઠામ ઠામ ઇશ્વરના સ્વભાવનું દર્શન થાય છે. અથવા કહો કે તેના ગુણ–કર્મ–સ્વભાવનું દર્શન થાય છે, તેનું અવલોકન કરતાં બ્રહ્મચારીને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. બ્રહ્મચારી ઇશ્વરની અદ્ભુત સૃષ્ટિનું અવલોકન કરતાં વિચાર કરે છે કે જયારથી મનુષ્ય જન્મે છે, ત્યારથી મરણ પર્યંતમાં રાત્રિ અને દિવસ, ખાતાં અને પીતાં, ઉંઘતાં અને જાગતાં હરેક પ્રાણીમાત્રમાં લોહીને ફરવાની, ફેફસાંને શ્વાસ લેવાની, શરીરને વધવા ઘટવાની, પરમાણુને મળવા વિખરવાની જે ક્રિયા ચાલવાની શરૂ થઇ છે, તે એક નિમેષમાત્ર પણ બંધ રહેતી નથી. તે પ્રમાણે જગત્માં જન્મીને બ્રહ્મચારીએ મરણ પર્યંત એક ક્ષણ પણ આળસુ થઇને, નિરૂદ્યમી રહીને બેસી રહેવાની ટેવ પાડવી નહિ. તેજ પ્રમાણે ઇશ્વરના ગુણ–કર્મ–સ્વભાવનું બીજું દ્દશ્ય એ સમજાવવામાં આવે છે, કે ઇશ્વરી સૃષ્ટિના દરેક પદાર્થોનું અવલોકન કરતાં જણાય છે, કે તે તે પદાર્થો પોતપોતાના સમયે નિયમિત સમયે આળસ કે થાક ખાધા સિવાય પોતાનું કામ પોતાની ફરજ સમજીને બરાબર કરે જાય છે. જો એકજ દિવસ સૂર્ય રજાપર જાય અને થાકવાનું બહાનું કરી પોતાના ઘરમાં પડી રહે તો આ જગત્માં કેટલી અવ્યવસ્થા ઉત્પન્ન થાય !! જો એકજ કલાક વાયુ થાકીને એકજ સ્થાનમાં વિશ્રામ લેવા બેસી જાય, તો આ જગત્માં કેટલી અવ્યવસ્થા ઉત્પન્ન થાય !! એ પ્રમાણે ઇશ્વરી સૃષ્ટિમાં મનુષ્યને અથવા પ્રાણિમાત્રને સહાય કરનારાં જે

તત્ત્વો ગોઠવાયલાં છે તે તત્ત્વો જેમ નિયમિત રીતે પોતાનું કામ બજાવે છે, અને તે કામ બજાવતાં અકળાતા, ખીજવાતા, ગુસ્સે થતા, કે કોઈના ઉપર ઉપકાર કરતા જણાતા નથી તેવી રીતે બ્રહ્મચારીએ ઇશ્વરનો સ્વભાવ જાણીને જગતના વ્યવહારમાં વર્તતાં, એકબીજાના સહાયક થઇને કોઇપણ પ્રકારના અભિનિવેષ વિના જગતનું કલ્યાણ થાય એવું કાર્ય નિરાભિમાનપણે કરતા રહેવું. એટલે બ્રહ્મચર્ય કહેતાં ઇશ્વરના ગુણ–કર્મ–સ્વભાવનું જ્ઞાન મેળવી, ઇશ્વરી વિદ્યા શીખવાને તે બ્રહ્મચારી લાયક ગણાય છે, અને તે પછી તેને વેદાધ્યયન કરાવવામાં આવે છે, એટલે વેદનું જ્ઞાન આપવામાં આવે છે. જ્યારે વિદ્યાગુરુના મનમાં એવો નિશ્ચય થાય કે આ બ્રહ્મચારી વેદ ભણવાને લાયક થયો છે, ત્યારે તેની યોગ્યતા પ્રમાણે તેને વેદત્રયીનું જ્ઞાન આપવાનું શરૂ કરે. ઘણા લોકોનો એવો વિચાર છે, કે વેદત્રયી એટલે ત્રણ વેદ, જુદા જુદા છે પણ ત્રણ વેદ કે ચાર વેદ જુદા છે તેની શાખાઓ જુદી છે એ માન્યતા જ્યારથી ઉત્પન્ન થઇ ત્યારથી ક્રમે ક્રમે વેદ વિદ્યાના ખરા જ્ઞાનનો નાશ થવા માંડયો, કારણ કે જેમ બ્રહ્મચર્યાશ્રમ શબ્દના અર્થમાંજ આખો વિષય આવી જાય છે, તેમ વેદ અને વેદત્રયી એ બે શબ્દોમાં આખા વેદનું જ્ઞાન સમાઇ જાય છે, વર્તમાનકાળમાં જે વેદનાં પુસ્તકો આપણને મળી આવે છે, તેવા રૂપમાં વેદ પ્રકટ થયા નથી, પણ મંત્રદ્રષ્ટા ઋષિઓને જુદે જુદે સમયે જે જે મંત્રો જણાયા તે તે મંત્રોના સંગ્રહરૂપ હાલમાં વિદ્યમાન થતા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ આપણને દેખાય છે. વેદત્રયીના ત્રણ વેદ પૈકી પ્રથમ ઋગ્વેદ, બીજો યજુર્વેદ, અને પછી સામવેદ આવે છે. એકંદરે જોતાં વેદ શબ્દનો અર્થ માત્ર જ્ઞાન થાય છે. અને તે જ્ઞાન જીવાત્માના સ્થૂળ શરીર, સૂક્ષ્મ શરીર અને કારણ શરીરને કશ્મળથી પવિત્ર કરવા માટે હોવાથી તેના ઋગવેદ, યજુર્વેદ, અને સામવેદ, એવાં નામ પાડવામાં આવ્યાં છે. મનુષ્યશરીરની રચના જોતાં સ્થૂળ શરીર વિના સૂક્ષ્મ શરીર રહી શકે નહિ અને સૂક્ષ્મ શરીર સિવાય, કારણ શરીર રહી શકે નહિ. તેમ કારણ શરીર સૂક્ષ્મ શરીરને રચે છે, અને સૂક્ષ્મ શરીર સ્થૂળ શરીરને રચે એટલે પરસ્પર એવો સંબંધ છે, કે એક બીજાને એક બીજાનો આધાર છે. વિચાર કરી જોતાં જણાય છે કે ઋગ્વેદ એ સ્થૂળ શરીરરૂપે, સ્થૂળ શરીરનું રક્ષણ કરવા માટેનું જ્ઞાન ધરાવે છે. યજુર્વેદ સૂક્ષ્મ શરીરનું રક્ષણ કરવા માટે અને કારણ શરીરને અલિપ્ત રાખવાનું કામ કરી સ્થૂળ શરીરને સહાયક થવાનું કામ ધરાવે છે. અને સામવેદ આત્માને શાન્તિ આપી સૂક્ષ્મ શરીર અને સ્થૂળ શરીરમાં શાન્તિ ઉત્પન્ન કરે છે. એટલે વેદત્રયી મળીને શારીરિક એટલે આધિભૌતિક, માનસિક એટલે આધિદૈવિક, અને આત્મિક એટલે આધ્યાત્મિક એ ત્રણે તાપનું નિવારણ કરવાને માટેનું જે જ્ઞાન, અથવા તે જ્ઞાનનો બોધ આપવાનું જે શાસ્ત્ર, તેને વેદ-

મથી એવી સંજ્ઞા આપવામાં આવે છે. થોડો વિચાર કરતાં સમજાશે કે પ્રથમ ઋગ્વેદ આવે છે. ઋગ્વેદ શબ્દનો અર્થ કરતાં સમજાય છે કે, ऋचस्तुतौ એટલે ऋच् ધાતુ ઉપરથી ऋक् શબ્દ બનેલો છે. અને ऋक् શબ્દનો ऋग् થયો છે. તેની સાથે વેદ શબ્દ જોડવાથી ऋग्वेद નામ પડયું છે. મનુષ્ય શરીરમાં આપણી લૌકિક ભાષામાં મનુષ્યને ऋचि ઉત્પન્ન થાય છે. અને ऋचि ઉત્પન્ન થયા પછી રૂચતો ખોરાક મળે તો મનુષ્ય ऋक्ष એટલે નિરોગી રહી શકે છે. એટલે ऋक्ष કહેતાં ઋગ્વેદની ઋચાનું જેમ જેમ સમર્થન કરતા જઇએ, તેમ તેમ સ્થૂળ જગતના નિયમો અને સ્થૂલ શરીરની સંભાળ કેવી રીતે રાખવાની વિદ્યાને જાણવી એનું નામ ઋગ્વેદ છે. જ્યારે મનુષ્યોમાં એટલી મોટી વિચારશકિત નહિ જણાવા માંડી, ત્યારે ઋગ્વેદના જ્ઞાતા ઋષિમુનિઓએ ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ બનાવ્યો. બ્રહ્મચર્યાશ્રમમાં દાખલ થએલો બ્રહ્મચારી જો વધારે બુદ્ધિમાન અથવા વધારે જ્ઞાનવાન અથવા વધારે મેધાવાન ન હોય, તો તેને માત્ર ઋગ્વેદનું અધ્યયન કરાવી, તેનાં તત્ત્વોને સમજાવી સ્થૂળ જગતનો, સ્થૂળ શરીરનો, ચૈતન્ય ઇશ્વર સાથે કે ચૈતન્ય આત્મા સાથે કેવો સંબંધ છે, તે સંબંધ જાણવા માટેનાં તેનાં નિયમરૂપ અંતર્ભુત શાસ્ત્રો શિખવવામાં આવતાં હતાં, એટલે તે બ્રહ્મચારીને ચેતનમાંથી જડ કેમ ઉત્પન્ન થાય છે, જડની સહાયથી ચેતન કેમ કામ કરે છે, એ વિદ્યા જાણવા માટે જયોતિષ વિદ્યા, વિદ્યુત વિદ્યા, વાતાવરણ વિદ્યા, વનસ્પતિ વિદ્યા, ખેતી વિદ્યા, ભુસ્તર વિદ્યા, અને ભુતળ વિદ્યા સુધીનાં શાસ્ત્રો ભણાવવામાં આવતાં હતાં. તે શાસ્ત્રો પૈકી જે જે શાસ્ત્રોને ભણવાની અભિરૂચીવાળો બ્રહ્મચારી હોય તેને તે શાસ્ત્રો શીખવાનાં સાધનરૂપ હથિયારો, ઓજારો અને તેનાં માપો જાણવા તે માટેનાં સાહિત્યો બનાવવાની કળા શિખવવામાં આવતી હતી. એ કળાઓ પૈકી જયારે કોઇ બ્રહ્મચારી માત્ર શારીર શાસ્ત્રનું અધ્યયન કરવાવાળો જણાતો, ત્યારે તે વિદ્યાર્થીને ઉપર કહેલી વિદ્યાનું થોડું થોડું જ્ઞાન આપી મનુષ્યશરીરને આરોગ્યતા આપવાવાળી અથવા મનુષ્ય જિંદગીની જરૂરીઆત જેટલી કળાઓ શિખવવામાં આવતી હતી. એટલે ઋગ્વેદના અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને વેદવિદ્યા સાથે મનુષ્યના સ્થૂળ શરીરને સુરક્ષિત રાખી તેની જરૂરીઆત પૂરી કરે એવાં સાધનો શીખવાની, અને તે સાધનો સાથે સૂક્ષ્મશરીરને કે કારણ શરીરને નિરાબાધ રહી, સહાયક થાય એવી કળાઓ શિખવવામાં આવતી હતી. માત્ર ઋગ્વેદનો ભણાવનાર આચાર્ય ઋગ્વેદના અંતર્ગત જુદી જુદી વિદ્યાઓ, જુદી જુદી કળાઓ, જુદા જુદા બ્રહ્મચારીઓને શીખવતા હોવાથી, તે તે વિદ્યાઓ અને તે તે કળાઓના શીખનારા સહાધ્યાયી બ્રહ્મચારીઓ, એક કક્ષામાં જોડાવાથી તેની એક શાખા મનાવા લાગી. એટલે હાલમાં જેમ વેદની અગિયાર સો બત્રીસ શાખાઓ મનાય

છે, અને તે શાખાઓ મતભેદથી ભરેલી માનવામાં આવે છે, તથા તે પૈકીની ઘણી શાખાઓનો વિચ્છેદ થઇ ગએલો મનાય છે, પણ તેમ માનવાનું કંઇ કારણ નથી. કારણ કે દરેક વિદ્યામાં ઘણી જાતની કળાઓની જરૂર પડે છે, અને દરેક મનુષ્યની જિંદગીને માટે ઘણા પદાર્થોની જરૂર પડે છે, તે તે પદાર્થો બનાવવાની જે કળાઓ તેના સમૂહને શાખાના રૂપમાં ગોઠવીએ તો તે અગિયારસોને બત્રીસ શાખાઓ આજે વિદ્યમાન દેખાય છે. એવી રીતે ઋગ્વેદ ભણેલો વિદ્યાર્થી બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કરી, સમાવર્તન સંસ્કાર કરી ગૃહસ્થાશ્રમી થાય ત્યારે પોતાને ઋગ્વેદી અને તેની ફલાણી શાખાનો છું એમ કહેવડાવે છે. તે ઉપરથી બીજા લોકો જાણી શકે કે આ ગૃહસ્થ વેદ વિદ્યા સાથે ફલાણી કળાનું અધ્યયન કરી બહાર આવ્યો છે. એટલે ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાના જ્ઞાનથી આનંદ પામતો, પોતાની કળાથી, પોતાનો નિર્વાહ ચલાવતો, તેમ પોતાના કાર્યથી આખા જગતને સહાયભુત થતો, સંસારયાત્રામાં વહન કરી પોતે સુખી અવસ્થામાં વિચરે છે. જો એ પ્રમાણેનું જ્ઞાન મેળવવા કરતાં પણ બ્રહ્મચારી વધારે મેધાવાન જણાય, તો ગુરુ તેને ઋગ્વેદ સાથે યજુર્વેદનું જ્ઞાન આપે છે. એટલે તે બ્રહ્મચારી હાલના બગડેલા **દવે** નામવાળો પણ ખરા દ્વિવેદી નામના ઉપનામને ધારણ કરે છે, એટલે યજુર્વેદ શું છે અને તેનું જ્ઞાન સ્થૂળ સૃષ્ટિને સહાયક, સૂક્ષ્મ સૃષ્ટિને નિયામક અને કારણ સૃષ્ટિને શાન્તવન કરનારૂં કેવી રીતે યોજાયું છે, તેનો વિચાર કરવાનો આપણે રહ્યો. યજુર્વેદ શબ્દની વ્યાખ્યા કરતાં આપણને સમજાય છે, કે **यज् देवपूजा, संगति करण, दानेषु** અથવા **यज्**=ગતિ અને પૂજન આટલી વ્યાખ્યામાં આખા યજુર્વેદનો સમાવેશ થઇ જાય છે.

**यज्** કહેતાં યજ્ઞ તેમાં યજન એટલે વસ્તુને હોમવી તે હોમેલી વસ્તુનું યજ્ઞદ્વારાએ એવું પૃથક્કરણ થાય કે અગ્નિથી છૂટા થએલા હુત દ્રવ્યના પરમાણુઓ આકાશમાં રહેલા બીજા દ્રવ્યોના પરમાણુની એવી સંગતિ કરે કે અર્થાત્ એવા રૂપમાં જોડાય કે જો તે પરમાણુઓ જગતના સ્થૂળ કાર્યને કે સૂક્ષ્મ કાર્યને પ્રત્યવાય કરનારા હોય, અથવા તેનાથી વિરૂદ્ધ સ્વભાવના હોય, તો તેઓ પલટાઈ પોતાના સ્વભાવ જેવા એટલે અમૃતરૂપ બની જાય. એવું સંગતિકરણ જ્યારે થાય ત્યારે દાન એટલે જે વસ્તુ આપેલી છે તેનો લાભ લેવાનું એટલે દાન લેવાને આપણે તત્પર થઇએ. દાન શબ્દમાં આપનાર અને લેનાર બે વ્યક્તિ રોકાય છે. સુખી કરવાને માટે આપનાર આપે છે, અને સુખી થવાને માટે લેનાર લે છે. અને આપવું અને લેવું એ બેઉનો સમાવેશ દાનમાં થઇ જાય છે; એટલે યજન કરેલી વસ્તુ જ્યારે ઈતર તત્ત્વોને અમૃતરૂપ બનાવે છે, ત્યારેજ સ્થૂળ જગત્ અને સૂક્ષ્મ જગત્ અથવા સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીર અમૃતરૂપ બને છે. જ્યારે

સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીર અમૃતરૂપ બને છે, ત્યારે તે આત્માને શાન્તિ આપનાર અને આત્મા જે શરીરમાં રહેલો છે તે શરીરની આવશ્યકતા પૂરી પાડનાર બની જાય છે. મતલબ કે ઉપર જે બે વ્યાખ્યા બતાવી તે બે વ્યાખ્યાનો એકજ ભાવમાં સમાવેશ થાય છે. એકમાં આપીને સંગતિ કરીને દાન મેળવવું અથવા આપવું. બીજામાં આપીને આપ્યા પછી ગતિમાં લાવીને તેનો સત્કાર કરવો એટલે યોગ્યતા પ્રમાણે તેની વ્યવસ્થા કરવી. ભાવાર્થ એ સિદ્ધ થયો કે જે દિવ્યગુણવાળા મનુષ્યો અથવા પદાર્થો હોય તેનો યથાર્થ સત્કાર થવાથી એટલે યથાર્થ રીતે કામમાં લેવાથી દેવપૂજા એટલે દૈવીગુણવાળાનો સત્કાર થાય; તો તે દ્વારાએ સંગતિકરણ થઇ તેનું અમૃતરૂપ ફળ પ્રાણિમાત્રને મળે એવી જે પંચભુતાત્મક સૃષ્ટિની ષડ્રસાત્મક વિભુતિઓ અને ત્રિગુણાત્મક કારણ શરીરની વ્યવસ્થામાં સહાયસહાયક ભાવથી સંગતિ કરી અમૃત ફળ એટલે મોક્ષમાં જવાની જે વિદ્યા તેનું જ્ઞાન ગુરુઓ યજુર્વેદ શીખનાર બ્રહ્મચારીને આપે છે. અર્થાત્ યજુર્વેદના અધ્યયન કરનાર બ્રહ્મચારીને જડ અને ચેતન વસ્તુના ગુણ—કર્મ—સ્વભાવ—જાણીને તેમાં કયાં કયાં તત્ત્વો મળવાથી ઉપાધિ કે સમાધિ થાય છે તે વિદ્યા શિખવવામાં આવતી હતી. પણ જ્યારથી સામવેદની શાન્તિ તરફ ધ્યાન આપવામાં આવ્યું નહિ, એટલે સત્વગુણને દૂર કરી, રજોગુણી અને તમોગુણી વ્યવહાર વધવાથી સ્વાર્થવૃત્તિના લોકો એકબીજાના સહાયક મટી એકબીજાના ભક્ષક થવા માંડયા. તેવા ભક્ષકોને પરાસ્ત કરવામાટે તે વખતના ઋષિમુનિઓએ યજુર્વેદમાંથી એક વિષયને જુદો પાડી, તેને ધનુર્વેદ એવું નામ આપ્યું. એટલે ધનુર્વેદ શીખેલો વિદ્યાર્થી જ્યારે સમાવર્તન સંસ્કાર પામી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે ત્યારે તેનું એજ કામ ગણાય કે જગતના જુદી જુદી પ્રકૃતિના, જુદા જુદા પ્રાણીઓને ભયંકર અને ભયભિત કરનારાં સંકટો ઉત્પન્ન થાય તેમાંથી તેનું રક્ષણ કરવું. એ પછી એથી પણ વધારે મેધાવાન વિદ્યાર્થીને સામવેદનું જ્ઞાન આપવામાં આવતું હતું, અને તેનું સંપૂર્ણ અધ્યયન કરનાર બ્રહ્મચારીને ત્રિવેદી જેને હાલમાં બગડેલા નામમાં તરવાડી કહેવામાં આવે છે. તેવું ઉપનામ આપવામાં આવતું હતું. સામવેદનો અર્થ એટલોજ થાય છે કે साम-गाने. એટલે જે શબ્દ જે સ્વરવ્યંજનથી બનેલો હોય અને તે શબ્દ જે સ્થાનથી ઉચ્ચાર કરાતો હોય તેજ સ્થાનથી ઉચ્ચાર કરવામાં આવે તેનું નામ ગાન કહેવાય છે. શંકર પોતાના ડમરૂમાં સપ્તસ્વરમય રાગથી ગાયન કરતા હતા, નારદ પોતાની વીણાથી સપ્તસ્વર પ્રકટાવતા હતા, શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાની મોરલીથી સપ્તસ્વર મેળવતા હતા, તેવીજ રીતે જો રાગને અથવા ગાયનને અથવા કવિતાને સપ્તસ્વરમય યથાર્થ રીતે ગાવામાં આવે તો તે સૂર્યની સાત રશ્મિ ઉપર, ગ્રહમાળાના સાત ગ્રહો ઉપર, પૃથ્વીમાં રહેલી સાત ધાતુ ઉપર, મનુષ્યશરીરમાં રહેલા સાત

ધાતુ ઉપર અને જગતમાં પ્રાણિમાત્રે ઓછાવત્તા રૂપમાં ધારણ કરેલા સાત રંગો ઉપર મારણ, મોહન, ઉચ્ચાટન, સ્તંભન, આકર્ષણ, અને વશીકરણ એવી રીતે છ પ્રકારની અસર ઉત્પન્ન કરે છે. અને જે ગાયનકાર એ છ પ્રકારની અસરો ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે નહિ પણ સાતમો સ્વર જે નાભિમાંથી ઉપડે છે, તેને લઈને ગાયન કરે તો તેના સ્થૂળ શરીરની સાત ધાતુઓ, પાંચ તન્માત્રા અને ચાર અંતઃકરણના વિચારો રજોગુણ અને તમોગુણ આવતાં, પરિણામોને શાન્ત કરી એક સત્વગુણ પ્રાધાન્ય આત્માને નિરાબાધ બનાવી, સર્વવ્યાપક સર્વાનીર્યામી, સર્વજ્ઞ અને અખંડાનંદ પરમાત્માનું દર્શન કરવાને શક્તિમાન થાય છે. એટલે ઋગ્વેદથી જગતને જોઈતા તમામ સ્થૂળ પદાર્થો કે જેની એક હજાર જાત ગણવામાં આવી છે અને તે એક એક જાતનાં સાધનો તૈયાર કરવાવાળાઓની એક એક શાખા મનાયલી છે, એટલે પ્રાણિમાત્રને ઉપયોગી થઈ પડે અને જેનાવડે પ્રાણિમાત્ર સુખપૂર્વક કાળ નિર્ગમન કરે. એવી એક હજાર જાતની કળા ઋગ્વેદની હજાર શાખામાં વહેંચાયલી છે. ઋગ્વેદની હજાર શાખામાં વહેંચાયલી શાખાઓનું વ્યાખ્યાન કરવા બેસીએ તો ઓછામાં ઓછાં એકસો વ્યાખ્યાન કરી શકાય તેથી તે વ્યાખ્યાનોને બાજુપર રાખી ઋગ્વેદની હજાર શાખાથી બીજો અર્થ નહિ કાઢતાં તે શાખાઓ માત્ર કળાઓનાં નામ છે એમ માનવું એજ વાજબી છે. અને ત્યારેજ આપણે સાબિત કરી શકીએ કે વેદમાં સર્વ વિદ્યા કળાનાં મૂળ છે. એ એક હજાર શાખા એટલે વિદ્યા કળાને ગોઠવવા માટે યજુર્વેદની એકસો એક શાખા ગણવામાં આવી છે, એટલે એક જાતની કળાનું પ્રતિપાદન કરતાં તેને અંતર્ગત દશ જાતની કળા જાણનારા દશ માણસનો ખપ પડે છે; એટલે યજુર્વેદમાં જે દેવપૂજા એટલે વિદ્વાનોનો સત્કાર, સંગતિકરણ એટલે સત્કાર પામેલા વિદ્વાનોએ ગોઠવેલાં યંત્રો અથવા તંત્રો, અથવા મંત્રો (વિચાર)થી જે સંગતિ થાય, એટલે પરસ્પર વસ્તુઓનો મેળાપ થાય, જેથી દાન અપાય અને લેવાય. એ પછી સામવેદની એકવીસ શાખા મનાયલી છે. એટલે જે મંત્રને જે યોગી ગાયનમાં ગોઠવે તે મંત્ર સપ્તસ્વરમાં અથવા સપ્તસૂરમાં ગવાય અને તેની અસર રજો, તમો, અને સત્વ ગુણાત્મક પ્રકૃતિ ઉપર થાય, એટલે એક એક સૂરની ત્રણ ત્રણ અસર ઉપજાવનારા એકવીસ ભાગ થાય. એ એકવીસ ભાગ તે ભાગને જાણીને અમુક અસર ઉત્પન્ન કરવી છે. તે અસર ઉત્પન્ન કરનારાં ગાયન, અને વાજિંત્રનો સમૂહ જેની પાસે હોય અથવા જે ગોઠવી શકતા હોય, તેઓની એક શાખા ગણાય અને તે શાખા પોતાના ધાર્યા પ્રમાણે અસર ઉપજાવી શકે. એટલું કહીને આપણે પુનરાવલોકન કરીશું કે સામવેદ સપ્તસૂરથી ત્રિગુણાત્મક સૃષ્ટિ ઉપર એકવીસ જાતની અસર ઉપજાવે, અને તેનું દાન યજુર્વેદની એકસો એક શાખાને આપે, અને તે એકસો એક શાખા તેની પૂજા

એટલે સત્કાર કરીને, તેનું સંગતિ કરણુ કરી તેને ગતિ આપીને તેનું યજન કરે. જેથી ઋગ્વેદની એક હજાર શાખાને એટલે એક હજાર જાતની વિદ્યાકળાને પોષણુ મળે અથવા બળ મળે. એટલે જેમ નાદને નાભિ સુધી પહોંચાડી અથવા નાદને નાભિમાંથી પ્રકટ કરાય તો તે આખા જગત્ ઉપર સાત પ્રકારની અસર કરે છે, અને જો નાદને હૃદયમાંથી પ્રકટ કરાય તો તે એકસો એક જાતની વિદ્યાકળાને સંગિત આપી, ગતિ આપી ત્રણ્વેદની એક હજાર શાખાને બળ આપે છે. એવી રીતે વિદ્યાર્થીઆશ્રમમાં ગએલો વિદ્યાર્થી પોતાની શક્તિ પ્રમાણે વેદ વિદ્યાનું અને તેને લગતી શાખામાં રહેલી કળાનું અધ્યયન કરીને, સમાવર્તન સંસ્કાર થયા પછી મારે જગતમાં કૃલાણી જાતનું કર્મ કરવાનું છે; તેટલા માટે તે કર્મને સહાયક નીવડે અથવા તે કર્મને સમજી મદદગાર થાય એટલા સારૂ પોતાના ગુણુ–કર્મ–સ્વભાવ જેવો જે સ્ત્રીનો ગુણુ–કર્મ–સ્વભાવ હોય તેવી સ્ત્રીની સાથે લગ્ન કરી પોતે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે. એટલે આપણે સમજી શકયા કે ઉપનયન સંસ્કાર કર્યો પછી બ્રહ્મચારી જાણે છે કે મારે આટલું ભણુવાનું છે. અને મારે આટલું શીખવાનું છે. તે કેન્દ્ર બાંધીને બ્રહ્મચર્યાશ્રમમાં પ્રવેશ કરે. જયાં પૂર્વાર્ધમાં ઈશ્વરના ગુણુ–કર્મ–સ્વભાવને જાણી તેના જેવો રજો ગુણથી વસ્તુને ઉત્પન્ન કરનારો, સત્વગુણુથી રક્ષણુ કરનારો અને તમોગુણુથી નાશ કરનારો થઇને ઉત્તરાર્ધમાં પોતે વેદની કયી શાખામાં પ્રવેશ કરી શકશે, વેદની કયી શાખાની ક્રિયા પોતાને અનુકુળ પડશે, તે અનુકુળ પડતી કળાનો અભ્યાસ કરી પોતાનો બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરે છે. એટલે જો તે સંપૂર્ણ વેદત્રયીનો અભ્યાસ કરે તો તેને બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થાય, અને તે પોતાની બ્રહ્મ વિદ્યાના બળે આખા જગત્‌ને ઉન્નતિને માર્ગે દોરનારો બ્રહ્મવિદ્ થાય, જેથી તેને બ્રાહ્મણુનું જનોઇ એટલે ઉપાધિ આપવામાં આવે. એ ઉપનયનનો ધોળો રંગ હોવાથી એવું સર્ટિફીકેટ મનાય છે કે બ્રાહ્મણુ થયો એટલે તેનામાં અશુભ પ્રકૃતિનો બીજો કોઇપણુ જાતનો રંગ હોયજ નહિ. તે કરતાં ઓછા મેધાવાન વિદ્યાર્થી કે જે બે વેદનું અધ્યયન કરે તેને યજન, સંગતિકરણુ અને દાન કરવાનું હોવાથી, દાન કરીને સમસ્ત જગત્‌નું કલ્યાણુ કરવાનું હોવાથી, તેને ક્ષાત્ર વર્ણનું રાતું જનોઇ આપવામાં આવે છે. કારણુ, શરીરમાં ફરતું રાતું લોહી શરીરમાં રહેલી સાતે ધાતુને પોષે છે, તેમ આકાશમાં રહેલી સાતે રશ્મિને ખેંચે છે, તેવી રીતે ક્ષાત્રધર્મનું જનોઇ પહેરેલો માણુસ, પોતાના રકતના ઓજસને લીધે ઋગવેદની એકહજાર શાખાને બળ આપે છે. અને સામવેદની એકવીસ શાખાને ઉજ્વળતાં આપે છે. એ પ્રમાણે ઋગવેદનો અભ્યાસી વૈશ્ય વૃત્તિનો હોવાથી તેને પીળું જનોઇ આપવામાં આવે, એટલે પીળો રંગ પૃથ્વી તત્ત્વનો હોવાથી તેમાં કાળો મળે તો લીલો રંગ થાય, કષાય મળે તો

તો રંગ થાય અર્થાત્ પીળા રંગમાંથી સાતે રંગ ઉત્પન્ન થાય અને તે સાતે રંગને સૂર્યના સાતે કિરણુ સાથે સંબંધ હોવાથી પૃથ્વીમાં તેનું આકર્ષણુ અને પ્રકર્ષણુ થાય જેથી અમુક વસ્તુનો આવિર્ભાવ થાય કે અમુક વસ્તુ તિરોભાવને પામે એટલે ઋગવેદનો અભ્યાસી યજુર્વેદની એકસો શાખા અને એક એક શાખાના દશ દશ પ્રકાર જે ઋગવેદની ચાર શાખાને બળ આપે છે, એટલે પૃથ્વીના ગુરુત્વાકર્ષણુના મધ્ય બિંદુથી માંડીને પૃથ્વીના પડ સુધીની વસ્તુઓ અને પૃથ્વીના પડ ઉપર ઉત્પન્ન થએલી સ્વદેજ, અંડજ, ઉદ્ભિજ, અને જરાયુજ વસ્તુઓને જોઇતા રૂપમાં ગોઠવીને, પૃથ્વી અને સૂર્યની વચમાં રહેલા આકાશમાં, પ્રકૃતિરૂપમાં, કે પરમાણુરૂપમાં જે જે તત્ત્વો હસ્તિ ધરાવે છે તેને આકર્ષીને અથવા પ્રકર્ષીને, આવિર્ભાવ પમાડીને અથવા તિરોભાવ પમાડીને જગતના તમામ જાતના, તમામ વર્ણના, તમામ ગુણુના, તમામ ધર્મના, તમામ ક્રિયાના પ્રાણિમાત્રને સુખ ઉત્પન્ન કરવા માટે પોતાની મર્યાદામાં રહીને, આમરણાંત સેવા બજાવવાને જે શક્તિમાન થાય છે તેજ ખરો બ્રહ્મચારી કહેવાય છે, અને જે સ્થાનમાં આ પ્રમાણે વેદ વિદ્યાનું દાનરૂપે વિદ્યાર્થીને અધ્યયન કરાવવામાં આવે છે તે સ્થાનનું નામ બ્રહ્મચર્યાશ્રમ કહેવામાં આવે છે. ઋષિઓની વિદ્યા સૂત્રરૂપે વર્ણવેલી હોવાથી હાલના ચાલતા નાસ્તિક અને જડવાદના અનુયાયીઓને અપૂર્ણ દેખાય, તેને પૂર્ણ બતાવવા માટે શ્રીમદ સ્વામી દયાનંદનો ઉદ્દેશ હતો, પણ તમામ વિચારોને સ્ફુટ કરવાનો સમય નહિ હોવાથી ઉપનયન સંસ્કાર અને બ્રહ્મચર્યાશ્રમની માત્ર રૂપરેખા દોરીને પ્રાચીન ઋષિમુનીઓ વર્તમાન કાળની અવસ્થા કરતાં કેટલા પ્રગલ્ભ વિચારના હતા તે બતાવી આપ્યું છે. તેમાં રહેલા અથવા તિરોભાવ પામેલા વિચારોને ગ્રહણુ કરી આપ સમક્ષ મેં તેનો અવિર્ભાવ કર્યો છે અને મારા કહેવા પ્રમાણે જો વેદ અને વેદની શાખાઓનો ખરો અર્થ સમજી ઉપનયન સંસ્કાર અને બ્રહ્મચર્યાશ્રમ ગોઠવવામાં આવે તો વર્તમાન કાળમાં દૃશ્યમાન થતી દુઃખરૂપ દુનીઆનો તિરોભાવ થાય અને આખું જગત્ સુખમય, શાંતિમય, અને આનંદમય દેખાય તે આનંદમય જગત્નો લાભ લેતાં મનુષ્યોને માથે કેટલો બોજો આવી પડે છે, તે માત્ર ગૃહસ્થાશ્રમીઓજ જાણે છે, જેથી આજનો વિષય પૂર્ણ કરી આવતે રવિવારે ગૃહસ્થાશ્રમ એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. એટલું કહીને આ મારું રસ વિનાનું શુષ્ક વ્યાખ્યાન, આપે શાન્તિ અને ધીરજથી સાંભળ્યું તેને માટે આપનો ઉપકાર માની બેસવાની રજા લઉં છું. ઇતિશમ્.

ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म शान्तिः शान्तिः शान्तिः

## ભાષણ ૯મું.

# ગૃહસ્થાશ્રમ.

સુરત રવિવાર તા ૧૧-૪-૨૦

ओ३म् भगएव भगवानस्तु देवास्ते नवयं भगवन्तः स्याम ॥
तंत्वाभग सर्व इज्ञोहवीति सनोभगपुर एतामवेह ॥ १ ॥
ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेम भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્ગૃહસ્થો!**

ગયે રવિવારે બ્રહ્મચર્યાશ્રમમાં ઇશ્વરના ગુણ-કર્મ-સ્વભાવને જાણી તેનું અનુકરણ કરવાનો અભ્યાસી બ્રહ્મચારી એક અથવા બે અથવા ત્રણ વેદનું અધ્યયન કરી બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યનું બિરૂદ ધારણ કરી, વેદની વિદ્યા અને પોતાની શાખાની કળામાં પ્રવીણ થઈ, ગૃહસ્થાશ્રમને લાયક બની ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે. એટલે સુધી કહેવામાં આવ્યું તેથી આજે ગૃહસ્થાશ્રમ એ વિષય ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે. હવે વિષયનું પ્રતિપાદન કરતાં જેમ બ્રહ્મચર્યાશ્રમનું અવલોકન કર્યું, તેમ ગૃહસ્થાશ્રમનું અવલોકન આપણે કરવાનું છે. ગૃહસ્થાશ્રમનો અર્થ એટલોજ થાયછે કે પોતાના ઘરમાં રહીને સંસારના પ્રવાહમાં વહેવું. જો એ અર્થ ખરો હોય તો આજે આખી દુનીયાના લોકો સંસારી, સાધુ, બાવા, વેરાગી, સંન્યાસી અને બીજાઓ તમામ ગૃહસ્થાશ્રમી ગણાય. એટલે આપણે વિચાર કરવાની જરૂર પડે છે કે હાલમાં આપણો ગૃહસ્થાશ્રમ તે શું યથાર્થ ગૃહસ્થાશ્રમ છે? ગૃહસ્થાશ્રમની વ્યાખ્યા કરતાં, ગૃહસ્થાશ્રમ શબ્દમાં રહેલો જે ભાવ, તે ભાવ જ્યાંસુધી પ્રકટ ન થાય ત્યાંસુધી તે ગૃહસ્થાશ્રમી કહેવાય નહિ. ગૃહસ્થાશ્રમ શબ્દમાં, ગૃહસ્થ અને આશ્રમ એ બે શબ્દો જોડાયલા છે. જેમ આત્માથી શરીરની શોભા છે, અને શરીરથી આત્માની શોભા છે. તેમ ગૃહસ્થથી ગૃહની શોભા છે, અને ગૃહથી ગૃહસ્થની શોભા છે. જો આશ્રમ બરાબર ન હોય તો ગૃહસ્થ શોભતો નથી, અને

ગૃહસ્થ બરાબર ન હોય તો આશ્રમ શોભતો નથી. દાખલા તરીકે રાજા અને રાજ્ય, એ બે શબ્દને લઇએ. જો રાજા સારો હોય એટલે રાજાના ગુણ-કર્મ-સ્વભાવ પ્રમાણે પોતાની વર્તણુક રાખતો હોય, પણ તેનું રાજ્ય એટલે પ્રજા તે પ્રમાણે વર્તવાને નાલાયક હોય તો તે રાજા શોભતો નથી. તેમ પ્રજા એટલે રાજ્ય ગમે તેટલું લાયક હોય, ગમે તેટલું ધર્માત્મા હોય, પણ રાજા નાલાયક અને અધર્મી હોય તો તે રાજ્ય શોભતું નથી. એટલા માટે ગૃહસ્થે પોતાના ગુણ-કર્મ-સ્વભાવ પ્રણાણે વર્તવાનું જરાપણ વિસારે પાડવું નહિ. જેથી તેના અનુકરણથી આશ્રમ શોભા પામે છે. એટલે આપણે પ્રથમ ગૃહસ્થના ગુણ-કર્મ-સ્વભાવ શું છે? તે જાણવા જોઇએ. ગૃહસ્થ રજો ગુણી, તમો ગુણી કે સત્વગુણી પૈકી એકપણ ગુણે પ્રાધાન્ય હોય છે. અને તે પ્રમાણે તેમાં ઉત્પાદક શક્તિ, રક્ષક શક્તિ, કે ભોગ્ય શક્તિનો આવિર્ભાવ થએલો હોય છે. પહેલી વાત તો એ છે, કે જે ગૃહસ્થમાં ઉત્પાદક, રક્ષક, કે ભોગ્યશક્તિ હોતી નથી. તે ગૃહસ્થ થવાને લાયકજ ગણાતો નથી. એટલા માટે રજોગુણની ઉત્પાદકશકિત, તમોગુણની ભોગ્યશકિત, અને સત્વગુણની રક્ષકશકિત પૈકી પોતાના ગુણ પ્રમાણે તે ગૃહસ્થ તે શકિતથી વિભુષિત થએલો હોવો જોઇએ. એટલે પોતાની શકિતવડે બીજા ગૃહસ્થાશ્રમીઓને સહાયકારી થાય, જેથી ગૃહસ્થાશ્રમ શોભારૂપ ગણાય. જ્યારથી આપણા દેશમાં ઉત્પાદકશકિતએ, ભોગ્યશકિત તથા રક્ષકશકિતને, ભોગ્યશકિતએ રક્ષકશકિત અને ઉત્પાદકશકિતને, રક્ષકશકિતએ ઉત્પાદકશકિત તથા ભોગ્યશકિતને, સહાય કરવાનું છોડી દીધું, ત્યારથી દેશમાંથી સેવ્ય સેવકભાવનો નાશ થવાથી દેશમાં સ્વાર્થવૃત્તિનો પ્રાદુર્ભાવ થયો. જેમ જેમ સ્વાર્થવૃત્તિ વધતી ગઈ તેમ તેમ ગૃહસ્થાશ્રમ સંકુચિત ભાવને પામતો ગયો. જેમ જેમ ગૃહસ્થામ સંકુચિત ભાવને પામતો ગયો તેમ તેમ તેની શકિતઓએ હીનત્વ સ્વીકાર્યું, એટલે તમામ ગૃહસ્થાશ્રમીઓ દીનહીન થઈ ક્ષીણાતા થયા.

જ્યારથી મૂળ વાતને એટલે ગૃહસ્થ ધર્મને ધર્મના પાયા પરથી ખસેડીને અર્થના પાયાપર ગોઠવતા ગયા, અને એટલેથી નહિ અટકતાં અર્થને ખસેડી કામના-(ઇચ્છા) પાયાને વળગતા ગયા, ત્યારથી ગૃહસ્થાશ્રમ ધર્મનો લોપ થઈ ગયો. તો જો કે આપણે ગૃહસ્થાશ્રમી કહેવાઇએ છીએ. પણ આપણો ગૃહસ્થાશ્રમ નાટકમાંના રાજા જેવો કે, વિદ્વાનોમાં ગણાતા લેખકોની ભાષા જેવો થઈ ગયો છે. ગૃહસ્થાશ્રમી ગૃહસ્થ તેજ કહેવાય કે જેના દરેક કાર્યમાં દરેક વચનમાં અને દરેક વિચારમાં કે વ્યવહારમાં, ભય, કે લજ્જાનો અંશ પણ હોય નહિ. જો કે આજે આખું જગત્ ગૃહસ્થાશ્રમી ગણાય છે. તો પણ તે ભયથી ભયભીત થએલું અને લજ્જાથી સંકોચાયલું જોવામાં આવે છે. એજ આપણા ગૃહસ્થાશ્રમની નિષ્ફળતા બતાવે છે.

એટલા માટે દરેક ગૃહસ્થાશ્રમીએ પોતે ગૃહસ્થ થયો છે તેની પરીક્ષા પોતેજ કરી લેવી કે મારા અંતઃકરણમાં ભય અને લજ્જા કેટલી છે, અથવા હું જે જે કામ કરૂં છું તે તે કામમાં ભય કે લજ્જા ઉત્પન્ન થાય એવાં કેટલાં કાર્ય કરૂં છું? આ પરીક્ષામાં જે જે ગૃહસ્થો પોતાના આત્માને અથવા પોતાના અંતઃકરણને જેટલા વધારે અંશે માર્ક આપે છે તેટલો તે વધારે અંશે ઉત્તમ ગૃહસ્થ ગણાય છે. આજે આપણા ગૃહસ્થાશ્રમમાં જે ગૃહસ્થ ગણાય છે, અને તેના તરફથી ગૃહસ્થાશ્રમમાં આવી મળેલા અથવા આવી મળતા આશ્રિત મનુષ્યો સાથે જે વ્યવહાર ચલાવવામાં આવે છે તે વ્યવહારથી ગૃહસ્થ અને આશ્રમમાં રહેલા આશ્રિતોમાં કેટલુંક વૈમનસ્ય જોવામાં આવે છે, તેનું મૂળ શોધી કાઢવાની ખાસ જરૂર છે. ગૃહસ્થ એટલે ઘરનો એક મુખ્ય માણસ ગણાય. પછી તે દાદાના રૂપમાં હોય, પિતાના રૂપમાં હોય, પુત્રના રૂપમાં હોય કે ભાઇના રૂપમાં હોય. તેવા ગૃહસ્થને મદદ કરનાર શકિતરૂપે એક સ્ત્રી હોય પછી તે દાદીના રૂપમાં, માતાના રૂપમાં, કે ગૃહિણીના રૂપમાં હોય તેની પાછળ ગૃહસ્થાશ્રમમાં સંબંધમાં આવેલા ઇતર મનુષ્યો વિટલાયલા હોય એટલે ગૃહસ્થનાં માતાપિતા, કાકી–કાકા, મામીમામા, સાસુસસરા વગેરે કે જેઓ વડીલપણાનો ભાવ રાખતા હોય છે. તેથી બીજે નંબરે ભાઇઓ, ભોજાઇઓ, ગોત્રીઓ, પીતરાઈઓ, ભત્રીજાઓ, દીકરીઓ, વહુઓ, જમાઈઓ, ભાણેજો અને એવા બીજા મનુષ્યો કે જેઓ સહયોગી થઇ આશ્રય લેવાનો અને આશ્રય આપવાનો ભાવ ધરાવતા હોય છે. તેથી ત્રીજે નંબરે ન્યાતિજનો, ન્યાતના ગૃહસ્થો, મહોલ્લાના ગૃહસ્થો, ગામના ગૃહસ્થો, વેપારીઓ, દુકાનદારો, કારીગરો, ખેડુતો વગેરે ધંધાધારીઓ કે જેઓ પરસ્પર લાભ આપવા અને મેળવવાનો ભાવ ધરાવતા હોય છે. ચોથે નંબરે ધર્મગુરુઓ, ઉપદેશકો, વિદ્યાગુરુઓ, આચાર્યો, રાજાઓ અને રાજકર્મચારીઓ, ભિક્ષુકો અને અનાથ તથા અપંગો, ગૃહસ્થ તરફથી જુદે જુદે રૂપે આશ્રય મેળવવાના ભાવવાળા હોય છે. એટલા ઉપરથી આપણને સમજાય છે કે એક ગૃહસ્થ થવું અથવા ગૃહસ્થ ત્યારે થવાય, અથવા ગૃહસ્થ ત્યાર કહેવાય, કે જયારે આશ્રમમાં આવેલા અથવા આશ્રમમાં જોડાયલા. જુદી જુદી જાતના ભાવવાળા વ્યકિતઓના મનનું સમાધાન કરીને પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવી શકાય. આજે આપણે જોઈ શકીએ છીએ કે ગૃહસ્થરૂપે અને ગૃહસ્થની શકિતરૂપે જોડાયલી બે વ્યકિતઓ પોતાના વડીલોથી તિરસ્કાર પામતી, પોતાના આશ્રિતોથી દ્વેષને પામતી, પોતાના સહયોગીથી વૈરને પામતી, અને પોતાના વ્યવહાર સંબંધે સંબંધમાં આવતા મનુષ્યોથી ભય અને લજ્જાથી ભયભિત તથા લજ્જિત થએલી દેખાય છે. ગૃહસ્થપણાને ધારણ કરેલી સ્ત્રી અને પુરુષરૂપ બે વ્યકિતઓ ભય અને લજ્જાના સમાગમમાં રહીને દરેક કાર્ય કરવા દરેક મનુષ્યને પ્રેરણા કરે છે એટલે કાર્યવાહકો

ઉપર તેની ભય અને લજ્જાવાળી અસર થવાથી તેઓ પણ પોતાના કાર્યને કરતાં કરતાં ભય અને લજ્જાનું સેવન કરે છે. તેથી ધારેલું કાર્ય જેમ જેમ આગળ વધતું જાય છે, જેમ જેમ વધારે નંબરના મનુષ્યોની સમીપ જતું જાય છે. તેમ તેમ તેમાં ભય અને લજ્જાનો વધારો થવાથી મૂળ ગૃહસ્થ ભયભિત અને લજ્જાવાન બની જાય છે. જેથી તે ગૃહસ્થ ધર્મના ઉલટા માર્ગ ઉપર ચઢી એકલપેટો, અને સ્વાર્થી બની જાય છે. જેથી આશ્રમમાં આવેલા બીજા મનુષ્યોમાં ઈર્ષા, દ્વેષ, વૈર, અને આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો ગુણ પ્રકટ થાય છે. જેને લીધે તેનો ગૃહસ્થાશ્રમ વિષમય થઈ જાય છે. તેનો સંસાર દુઃખરૂપ બની જાય છે. તેને સંસાર દુઃખરૂપ, અંધકારમય જંગલ જેવો જણાય છે. એટલે તે ગૃહસ્થ ગૃહસ્થાશ્રમ છોડીને નાસી જવાને, અથવા જિંદગી છોડીને મરી જવાને, અથવા વડીલોનો, અને આપ્ત જનોનો, ધર્મગુરુઓ અને ઉપદેશકોનો, તિરસ્કાર અથવા ત્યાગ કરીને નાસ્તિક, અવિચારી, ધનમદ, રાજ્યમદ, યૌવનમદથી અંધ બની સ્વચ્છંદી થઈ જાય છે. એટલે પોતાની ગૃહસ્થાઈ અને ગૃહસ્થાશ્રમની શોભાનું ભાન ભૂલી જાય છે. જેને પરિણામે તે આખા ગૃહસ્થાશ્રમને અવનતિને માર્ગે દોરી જાય છે એટલા માટે ગૃહસ્થાશ્રમીના દરેક કાર્યમાં ભય અને લજ્જાનો લેશ પણ ડાઘ હોવો જોઈએ નહિ; કારણ કે રાજ્યમાં, દેશમાં, ગામમાં, ન્યાતમાં, કે ગૃહમાં જે વડીલ મનુષ્ય હોય તેના શુભાશુભ ગુણનું અનુકરણ અથવા અવલંબન ગૃહસ્થના ઘરના મનુષ્યો કરે છે. તેમાં સદ્ગુણ કરતાં દુર્ગુણની છાપ ત્વરિતગતિએ સચોટ પડે છે. ગૃહસ્થ પોતાના દુર્ગુણને અથવા પોતાની ઍબને ઘણી સફાઈથી, ઘણી દક્ષતાથી, ઘણા પ્રયત્નથી છુપાવવાનું ડૉળ કરે છે, પણ જેમ એક સો તોલા સુવર્ણમાં એક તોલો વિજાતીય ધાતુ મેળવીને પાડેલી ઢાળકીને નવસારનો ધુમાડો આપીને ભેગી થએલી ધાતુને નહિ જણાવા દેવાનો આડંબર કરવામાં આવે પણ કસોટીના પત્થર પર ઘસતાં, અથવા તાપમાં તપાવી ઠંડી પડતાં વિજાતિય ધાતુની છાયા. ઢાળકીની ઉપર દેખાઇ આવે છે. તેમ ગૃહસ્થના અંતઃકરણમાં ઘણી દક્ષતાથી કે ચતુરાઈથી આડંબર સહિત જે એબ છુપાવવામાં આવી હોય, તે બીજા મનુષ્યોના સંસર્ગમાં આવવાથી કે બીજાઓના તાપથી તપવાથી, તે એબની છાંયા તેના મુખ ઉપર પ્રત્યક્ષ આવી જાય છે. અર્થાત્ બહારનો ગમે તેવો આડંબર હોય તો પણ જગત્નો જાણી જાય છે કે આ મનુષ્યના અંતઃકરણમાં કંઇક કાળું છે. એથી ઉલટું જે ગૃહસ્થના મન, વચન અને કાયામાં ભય અને લજ્જા ઉત્પન્ન થાય એવો કિંચિત્પણ સંબંધ ન હોય, છતાં કોઈ મનુષ્ય ઇર્ષાથી તેના ઉપર કોઈપણ જાતનું તહોમત લાવવાનું મંથન કરે અને તેને માટે ગમે એટલા ખોટા સાક્ષીઓ ઉભા કરે, તો પણ સત્ય તે સત્યજ ઠરે છે. *હિતોપદેશમાં કહ્યું છે કે,

मणिर्लुठति पादाग्रे काचः शिरसि धार्यते ।
क्रयविक्रय वेळायां काचः काचः मणिर्मणिः ॥

એટલે જો હીરાને પગે લટકાવીએ અને કાચને માથા ઉપર ધારણ કરીએ તો પણ બજારમાં તો કાચ અને હીરાની પરીક્ષા થઇને, કાચ તે કાચ અને હીરો તે હીરોજ ગણાશે. તે પ્રમાણે જો ગૃહસ્થાશ્રમીએ પોતાના વર્તનમાં ભય કે લજ્જા ઉત્પન્ન થાય એવી ક્રિયા નહિ કરવી હોય તો તેણે માત્ર સત્યનું અવલંબન કરવું. એટલે सत्यात् नास्ति भयं क्वचित् સત્યને કોઈપણ સમયે ભય હોતો નથી. એ-ટલે ગૃહસ્થાશ્રમીએ માત્ર સાચુંજ બોલવું એટલામાં આ સત્યનો સમાવેશ થતો નથી, પરંતુ પોતાના વડીલોને પોતાની પાસેથી સુખ મેળવવાનો હક છે. પોતાના ગુરુ આચાર્ય અને વિદ્વાનોને પોતાની પાસે આશ્રય મેળવવાનો હક છે. પોતાના સહોદર, સ્વજન, કુટુંબ કે ન્યાતિલાઓને પોતાની પાસે આશ્વાસન મેળવવાનો હક છે. પોતાના મિત્રો અને ભૃત્ય (નોકર) વર્ગને પોતાની પાસે આજિવીકાનાં સાધનો મેળવવાનો હક છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં જોડાયા પછી તેણે એટલી વાત યાદ રાખવાની છે કે.

धनानि जीवितं चैव परार्थेप्राज्ञ उत्सृजेत् ।
तन्निमित्ते वरं त्यागो विनाशो नियते सति ॥

અર્થાત્ ગૃહસ્થાશ્રમીએ એવો નિશ્ચય કરવો જોઈએ કે મારી જિંદગીની જરૂરીઆત કરતાં મારી પાસે વધેલું ધન અને મારૂં જીવન પારકાને માટે છે. એટલા માટે તે બીજાઓના સુખને માટે વપરાવું જોઇએ, કારણ કે જો તે બીજાને માટે નહિ વપરાય તો અંતે તેનો વિનાશ થવાનો છે. એવો વિચાર જે ગૃહસ્થાશ્રમીના અંતઃકરણમાં દ્રઢીભુત થએલો હોય, તેનામાં બીજાને ભોગે પોતે સુખ મેળવવાનો, બીજાના હકપર તરાપ મારવાનો, બીજાને દુઃખી દેખી આંખ આડા કાન કરવાનો સ્વપ્ને પણ વિચાર આવે નહિ. જેથી પુત્ર શબ્દની સાર્થકતા મેળવી તે ગૃહસ્થાશ્રમી પોતાની એકોતેર પેઢીને તારે છે.

એ પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલાવનારો, ગૃહસ્થ ગણાય છે અને તે ગૃહસ્થ જ્યારે પોતાના ગૃહસ્થાશ્રમ ધર્મનોત્યાગ કરી, ગૃહસ્થની નીતિથી વંચિત થાય છે ત્યારે પોતાનું અથવા પોતાના આશ્રિતોનું અકલ્યાણ કરી, પોતે પોતાને તથા આશ્રિતોને દુઃખના ખાડામાં ડુબાવે છે. જ્યારે આપણે ગૃહસ્થાશ્રમના ધર્મો અને ગૃહસ્થાશ્રમનો વ્યવહાર, ઉપર કહ્યા પ્રમાણેનો જાણીએ અને તે પછી વર્તમાન કાળમાં ચાલતા

ગૃહસ્થાશ્રમીઓના ગૃહસ્થાશ્રમ તરફ નજર કરીએ, તો પૂર્વના વ્યવહાર કરતાં ઉત્તરાવસ્થાના વ્યવહારમાં ઘણોજ તફાવત માલમ પડશે. તે એટલે સુધી કે પૂર્વમાં કહેલો ગૃસ્થાશ્રમ ખોટો છે અને અમે હાલમાં જે રીતે, જે રૂઢી પ્રમાણે જે પ્રવાહમાં વહેતાં વહેતાં જે જે જાતની અમારી ફરજ બજાવતાં જે દક્ષતા, નુકતેચીનલોકોનો વચનનો આડંબર, કાર્યની ચપળતા, બતાવીએ છીએ તેજ ખરો ગૃસ્થાશ્રમ છે એમ મનાવામાં આવે છે. એટલે **વર્તમાન કાળની પ્રજાના ગૃહસ્થાશ્રમીઓ એટલું નિશ્ચયથી માને છે** કે (૧) ઇશ્વર જગત્નો કર્તા, ભર્તા, ધર્તા, સર્વજ્ઞ, સર્વશકિતમાન, ન્યાયી અને નિયામક હોય તોપણ એ વાતો માત્ર પ્રજાને ઇશ્વરનો ભય બતાવી નિયમિત રીતે ચલાવવા માટે ગોઠવેલી છે, તેથી કોઇપણ કામમાં ઇશ્વરનો ભય રાખવાની જરૂર નથી. (૨)સંસારના વ્યવહારમાં કે વેપારમાં જેઓ છળકપટ, અને અસત્ય બોલતા નથી તેઓ ધનવાન થઈ શકતા નથી. માટે જે જે વેપાર કરવો તેમાં જો ધન મળતું હોય તો ગમે તેટલાં છળકપટ, પ્રપંચ, કરીને અસત્યથી પણ ધન મેળવવું. (૩)આર્ય પ્રજા સંચિત કર્મને પ્રારબ્ધ માની પૂર્વજન્મમાં કરેલાં પાપ અને પુન્યથી સુખદુઃખ પામવા અને તે જન્મમાં કરેલું ઋણ અદા કરવા કે વસુલ કરવા પુનર્જન્મ ધારણ કરે છે એ વાત ભલે શાસ્ત્રમાં લખેલી ખરી હોય, અથવા ભલે લોકોને મોઢે ચચાતી હોય તોપણ ધનવાન થવા માટે મૂકેલી થાપણને ઓળવતાં, ધીરેલાં નાણાંની મુદ્દત ગયા પછી વાંકું બોલતાં જરાપણ ડર રાખવાની જરૂર નથી. (૪)એક જુઠું બોલનારને પોતાની વાત સાચી ઠેરવવી પડે છે, એક ચોરી કરનારને પોતે ચોર નથી પણ ત્યાગી છે એવો ડૉળ રાખવો પડે છે. એક વ્યભિચારીને પોતે મહાત્મા છે એવું વર્તન બહારથી બતાવવું પડે છે. તેજ પ્રમાણે એક વિશ્વાસઘાતીને ભોળા લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાનો અને આખા જગત્ને વિશ્વાસઘાતી બતાવી માત્ર પોતેજ વિશ્વાસપાત્ર છે, એવું બતાવવું પડે છે. એટલે વર્તમાન કાળના ગૃહસ્થાશ્રમમાં ઈશ્વર, સત્ય, વચનનું પાલન, ત્યાગવૃત્તિ અને શિયળ (બ્રહ્મચર્ય) તથા વિશ્વાસ સિવાયની તમામ વસ્તુઓ છે. જેથી રાજા અને પ્રજા જેમ.

ગુરુલોભી ચેલા લાલચુ, દોનો ખેલે દાવ;
દોને બૂડે બાપડે, ચઢ પત્થર કી નાવ.

આ વચન પ્રમાણે હાલમાં આખા જગત્ના ગૃહસ્થાશ્રમ ચાલી રહ્યા છે. જગત્ના ગૃહસ્થાશ્રમીઓમાંથી ઈશ્વરનો ભય નાશ પામ્યો છે. ધર્મની આજ્ઞાઓનું ઉલ્લંઘન થાય છે. અસત્ય અને ચોરી છળકપટ અને અને દંભ એનાથીજ વ્યવહાર ચાલે છે. પૂર્વ જન્મનું પાપ ભોગવવીએ છીએ અને આ જન્મનું પુન-

જન્મમાં ભોગવવું પડશે, એ સિદ્ધાંતનો તદ્દન નાશ થયો છે. આપણે કોઈનો વિશ્વાસ કરવો નહિ. અને જો કોઇ આપણો વિશ્વાસ કરે તો તેનો વિશ્વાસઘાત કરવો તેમાંજ દક્ષતા અને ચતુરાઈ ગણાય છે. આપણા ઉપર કોઈએ ઉપકાર કર્યો હોય પણ તે સમય વહી ગયા પછી. અણીને વખતે કૃતજ્ઞ રહેવાને બદલે કૃતઘ્ન થવું એમાંજ પોતાની દક્ષતા સમાયલી ગણાય છે. એટલે જગતમાં ઇશ્વર, સત્ય, દયા ધર્મ નાશ પામીને માત્ર શબ્દરૂપ તેનાં હાડકાં રખડતાં દેખાય છે. જેથી પરસ્પરનો અણુ વિશ્વાસ વધવાથી, આખું જગત્ અશાન્તિમય ક્લેશમય, અને દુઃખમય દેખાય છે. તે દુઃખમાંથી પ્રજાને છોડવવા માટે અને આ જગત્‌માં શાન્તિ પાથરી મનુષ્યમાત્રને સુખી અને આનંદી બનાવવા માટે અપૌરુષેય એવા જે વેદ અને તેણે બાંધેલી સત્ય વ્યવસ્થા પ્રમાણે ગૃહસ્થાશ્રમની પદ્ધતિની રૂપ રેખા શ્રીમાન્ સ્વામી દયાનંદ સરસ્વતિએ તારવીને, ગોઠવીને દોરી આપી છે. તે પ્રમાણે વરતીને ગૃહસ્થાશ્રમીઓના અંતઃકરણમાંથી જે ધર્મ રિસાઇને ભંડારમાં ભંડારેલા પુસ્તકોમાં સંતાઈ રહેલો છે ત્યાંથી તેને શોધી કાઢી, મનાવી, ગૃહસ્થાશ્રમીના અંતઃકરણમાં તેનું સ્થાપન કરવામાં આવશે ત્યારેજ જગત્‌માં ખરી શાન્તિ અને ખરો આનંદ દેખાશે. તે ગૃહસ્થાશ્રમને સ્થાપવા માટે મનુષ્યના અધિકાર અને યોગ્યતા પ્રમાણે વર્ગ પાડી તેનું વર્ગીકરણ જે વેદધર્મે સ્વીકારેલું છે તે પ્રમાણેનું વર્ગીકરણ કરી, ફરીથી વર્ણ વ્યવસ્થા બંધાવાની અથવા ગોઠવાવાની ખાસ જરૂર છે. એટલા માટે આજનો ગૃહસ્થાશ્રમનો વિષય પૂરો કરી આવતે રવિવારે વર્ણાશ્રમ વ્યવસ્થા એ વિષય પર વ્યાખ્યાન આપવામાં આવશે ઇતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शांतिः शांतिः शांतिः



## ભાષણ ૧૦મું.

# વર્ણાશ્રમ વ્યવસ્થા.

સુરત, રવિવાર તા. ૧૮-૪-૨૦.

**ओ३म् अग्ने व्रतपते व्रतं चरिष्यामितच्छकेयं तन्मेराध्यताम् ॥**
**इदमहमन तात्सत्यमुपैमि ॥ १ ॥**

**ओ३म् शांति : शांति : शांति :**

**कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥**
**निरस्तं व्याख्यामं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥**
**पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।**
**यानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥**

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

ગયે રવિવારે આપણે ગૃહસ્થાશ્રમ વિષે બોલતાં તે **ગૃહસ્થાશ્રમ ભય અને લજ્જા નહિ ઉત્પન્ન થાય એવી નીતિથી ચલાવવો જોઇએ.** એવું પ્રતિપાદન કર્યો પછી આપણે **વર્ણાશ્રમ વ્યવસ્થા** એ વિષય ઉપર આજે બોલવાનું રાખ્યું છે. વર્ણાશ્રમ શબ્દનો અર્થ કરતાં તેમાં વર્ણ અને આશ્રમ એ બે શબ્દો જોડાયલા છે. વેદના કાળમાં જ્યારે વર્ણાશ્રમની વ્યવસ્થા બંધાઈ ત્યારે હાલની વ્યવસ્થા કરતાં તે કંઈ જુદી વ્યવસ્થા હતી. કારણકે વર્ણ શબ્દનો અર્થ રંગ થાય છે અને આશ્રમ શબ્દનો અર્થ તેને રહેવાનું સ્થાન થાય છે. એટલે ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા ઘણા પ્રાચીન કાળથી રચાયલી છે. પ્રાચીન ગ્રંથો તપાસતાં એવું મળી આવે છે કે બ્રાહ્મણનો ગૌર વર્ણ હોય છે, ક્ષત્રિયનો રક્તવર્ણ હોય છે, વૈશ્યોનો પીત વર્ણ હોય છે, અને શૂદ્રોનો કૃષ્ણ વર્ણ હોય છે આજે પણ આખી પૃથ્વીના લોકોને તપાસતાં જણાય છે કે ગોરી પ્રજા, રાતી પ્રજા, પીળી પ્રજા, અને કાળી પ્રજા એ પ્રમાણે ચાર પ્રજા આજે પણ દૃષ્ટિગોચર થાય છે. જેથી વર્ણ એટલે રંગ અને તે ઉપરથી આશ્રમની ગોઠવણ થએલી સંભવિત છે. પૃથ્વીના પટ ઉપર ફરતા વાતાવરણમાં સૂર્યનાં કિરણને લીધે ઓછો વત્તો તાપ પડે છે. તે પ્રમાણે તે તે દેશના અથવા તે તે અક્ષાંસના મનુષ્યોના જુદા જુદા રંગો બને છે. જેમ જેમ શીત પ્રદેશમાં જતા

જઇએ તેમ તેમ મનુષ્યો ગૌર વર્ણના જણાતા જાય છે. અને જેમ ઉષ્ણ પ્રદેશમાં જઇએ તેમ તેમ મનુષ્યો કાળા રંગના દેખાય છે. શીત પ્રદેશના મનુષ્યોમાં ચપળતા, દક્ષતા, અને વિદ્વત્તા સ્વાભાવિક હોય છે. અને ઉષ્ણ પ્રદેશના લોકોમાં આળસ, નિરુદ્યોગીપણું, ભીરૂતા, અને મૂર્ખતા સ્વાભાવિક રીતે હોય છે. અને તેથી કાળા રંગની પ્રજા ઉપર પીળી પ્રજા અને પીળી ઉપર રાતી પ્રજા અને રાતી ઉપર ગોરી પ્રજા વિશેષ બળ ધરાવે છે. સાયન્સના સિદ્ધાંત પ્રમાણે ગૌર વર્ણમા સાતે વર્ણ મળેલા હોય છે. રકત વર્ણ (રંગ)માં તેથી ઓછા, પીતમાં તેથી ઓછા અને કૃષ્ણમાં તેથી ઓછા રંગો છે, પરંતુ કૃષ્ણ વર્ણ (રંગ)ને રસાયન પ્રયોગથી સુધારવામાં આવે તો તેનો ગૌર વર્ણ થઇ શકે છે. તેમ પીળા, તથા લાલ, પદાર્થનો પણ ગૌર વર્ણ બની શકે છે. એથી ઉલટું ગોરો, લાલ, અને પીળો રંગ, ઉત્તરોત્તર કાળા રંગમાં સમાઇ જાય છે. એટલે દરેક વસ્તુના દરેક રંગોમાં અનુલોમ પ્રતિલોમના કાયદા પ્રમાણે ફેરફાર થવો તે સ્વાભાવિક છે.

પ્રાચીન કાળમાં પોતાનો વર્ણ સાચવી રાખવા માટે બ્રાહ્મણો ગૌર વર્ણની રક્ષા કરતા હતા, કારણ કે જો ગૌર વર્ણ ન હોય તો તે બ્રાહ્મણ ગણાતો નહિ. એટલે જે જે વર્ણમાં પોતાના વર્ણનો અભાવ હોઈને બીજો વર્ણ થાય તો તેને બીજા વર્ણમાં દાખલ થવું પડતું હતું. એકવાર શરીરના રંગ ઉપરથી વર્ણ સ્થપાયા પછી તે તે વર્ણનાં જ્ઞાન અને ક્રિયા પ્રમાણે બીજી પરીક્ષા થતી હતી. એટલે બ્રાહ્મણ, જ્ઞાનવાન હોવોજ જોઈએ, ક્ષત્રિય બળવાન હોવોજ જોઈએ, વૈશ્ય ધનવાન હોવોજ જોઇએ, અને શૂદ્ર મિશ્ર બુદ્ધિમાન હોવોજ જોઇએ. અને તે પ્રમાણે વર્ણથી જાતિ બંધાયા છતાં તે વર્ણનો ગુણ–કર્મ–સ્વભાવ જે મનુષ્યમાં ન હોય, તેને જે જાતના ગુણ-કર્મ–સ્વભાવ તેનામાં હોય તે જાતની વર્ણમાં તેને દાખલ થવું પડતું હતું એટલે ઉંચ વર્ણને નીચે આવવાનો ભય હોવાથી તેઓ પોતાના ગુણને સાચવી રાખવામાં દત્ત ચિત રહેતા હતા. તેમ નીચ વર્ણને ઉંચ પંક્તિએ જવાનો માર્ગ ખુલ્લો હોવાથી પોતાના ગુણ–કર્મ–સ્વભાવ કરતાં પણ વિશેષ દક્ષતા મેળવીને ઉપલા વર્ગમાં દાખલ થવાનો ઉત્સાહ રહેતો હતો. એટલે વર્તમાન કાળની પેઠે કામ શૂદ્રનું કરતો હોય તો પણ તે બ્રાહ્મણજ ગણાય, અને બ્રાહ્મણનું કામ કરતો હોય તોપણ તે શૂદ્રજ ગણાય, એવી વ્યવસ્થા પ્રાચીન કાળમાં હતી નહિ. ઘણા પ્રાચીન કાળમાં એવું મનાતું હતું કે सर्वं ब्राह्ममिदं जगत् એટલે આ જગતમાં પ્રાણિમાત્ર અથવા મનુષ્યમાત્ર બ્રહ્મરૂપ હતા તે પછી જેમ જેમ જે જે માણસો પોતાની યોગ્યતા પ્રમાણે જગતને ઉપયોગી થઇ પડે, જગતને સહાય આપી શકે એવાં કાર્યો કરવા લાગ્યા તે કાર્ય પ્રમાણે તેનાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર ભાગ પડતા ગયા.

આ વર્ણાશ્રમ વ્યવસ્થામાં એક જંગલનો દાખલો લઈએ જંગલમાં જુદા જુદા ગુણ-ધર્મ-સ્વભાવવાળાં અનેક વૃક્ષો હોય છે. તે વૃક્ષો પૈકી જે વૃક્ષોને ઉપયોગી ફળ આવતાં નથી તે વૃક્ષો ઇમારત બાંધવાના કામમાં કે ફરનીચર બનાવવાના કામમાં વપરાય છે. જે વૃક્ષોને ફળ આવે છે તે ફળ લોકોના પોષણ કરવાના કામમાં વપરાય છે. જેનાં ફળ પોષણ કરવાના કામમાં નથી આવતાં, તેવી વનસ્પતિઓ લોકોનાં દુઃખ નિવારણ કરવાના કામમાં આવે છે. અને જે વનસ્પતિ ઉપર કહેલા ત્રણ કામમાં નથી આવતી તે અગ્નિ ઉત્પન્ન કરવાના કામમાં એટલે બળતણના કામમાં આવે છે. જેમ દુઃખનું નિવારણ કરવા માટેનાં વૃક્ષો બ્રાહ્મણ ગુણવાળાં છે, ઈમારતો અને સાહિત્યો બનનારાં વૃક્ષો ક્ષત્રિય ગુણવાળાં છે, અને પોષણ કરનારાં વૃક્ષો વૈશ્ય ગુણવાળાં છે; પણ જેમ ત્રણે વર્ણના લોકોને શુદ્રની સહાય લેવી પડે છે તેમ ત્રણે જાતનાં વૃક્ષોને અગ્નિ ઉત્પન્ન કરનારાં બળતણની જરૂર પડે છે. તથાપિ તે બળતણવાળા વૃક્ષોમાંથી કોઇક ઉપયોગી વસ્તુ બનાવવાને લાયક નીકળી આવે તો લોકો તેને બાળી નહિ મૂકતાં તેનો બીજા કામમાં ઉપયોગ કરે છે. તે પ્રમાણે ઔષધિ રૂપ, ઈમારત રૂપ, કે ખોરાક રૂપ જે જે વૃક્ષો પોતપોતાનાં કામમાં નહિ આવે એવાં અને છે ત્યારે તેને તેનો ઉપયોગ બળતણ તરીકે થાય છે. તેજ પ્રમાણે બ્રહ્મરૂપ જંગલમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના ચાર ભાગ પાડવામાં આવતા હતા, અને જ્યાં સુધી દરેક ભાગમાં ઉત્પન્ન થએલા મનુષ્યો પોત પોતાના વર્ણ ધર્મ પ્રમાણે કામ કરતા હતા ત્યાં સુધી તેઓ તે વર્ણમાં ગણાતા હતા અને જ્યારે પોતાના વર્ણ ધર્મથી વિમુખ થઇ પોતાનો ધર્મ બજાવી શકતા નહિ ત્યારે તેઓ શૂદ્રમાં ગણાતા હતા. એટલે ચારે વર્ણને પોતાપણું સાચવી રાખવાની ફરજ પડતી હતી. તે પ્રમાણે નીચે પડી જવાનો ભય પણ રહેતો હતો. અને ઉંચે ચઢવાનો ઉત્સાહ પણ રહેતો હતો, જેથી દેશનો વ્યવહાર અવિચ્છિન્નપણે સરળતાથી ચાલતો હતો. એટલા ઉપરથી આપણે કહી શકીએ છીએ કે પૂર્વ કાળની વર્ણ વ્યવસ્થામાં એક બાપના ચાર દીકરા પોતાના ગુણ, કર્મ, સ્વભાવ પ્રમાણે ચાર વર્ણમાં વહેંચાઈ જતા અને ચારે વર્ણમાંથી ઉન્નતિને પામેલા ઉંચ વર્ણમાં દાખલ થતા હતા. એટલે સુધીની વર્ણ વ્યવસ્થા એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો, બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યસ્થ એવા ચાર આશ્રમમાં પ્રવેશ કરી દરેક આશ્રમનું કર્તવ્ય સંપૂર્ણ કરી પોતે સંસારના ત્રિવિધ તાપથી શાંતિ મેળવી ધર્મ-અર્થ-કામ અને મોક્ષ એ ચાર પદાર્થને મેળવતા હતા.

આપણે ગૃહસ્થાશ્રમના વ્યાખ્યાનમાં પ્રતિપાદન કર્યું છે, કે સમાવર્તન સંસ્કાર કર્યો પછી પોતાના ગુણ-કર્મ-સ્વભાવના જેવી સ્ત્રી સાથે લગ્ન કરી

બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે. એ પ્રમાણે થતું હોવાથી વેદના અભ્યાસી પોતે જે શાખાનો એટલે કળાનો અભ્યાસ કર્યો હોય તે કળાને પુષ્ટિ આપે એવી કન્યા સાથે લગ્ન કરવાનું અનુકુળ પડતું હોવાથી તે તે ગુણ-કર્મવાળી કન્યા સાથે લગ્ન કરવાનો રિવાજ પડયો. જેથી મનુષ્ય માત્રમાં વેદ, શાખા ગોત્ર, પ્રવર વગેરે તેનાં તે કાયમ રહેવા છતાં તે તે મનુષ્યો ચારે વર્ણમાં વહેંચાવા માંડયાં. એટલે રજો ગુણરૂપ બ્રાહ્મણ વર્ણમાં એક હજાર શાખા એટલે એક હજાર જાતની કળાના ધારણ કરનારાઓના એક હજાર ભાગ પડવા છતાં તેઓ બ્રાહ્મણ નામને ધારણ કરી, બ્રાહ્મણ વર્ણમાં ગણાયા. તેવી રીતે યજુર્વેદની એકસો શાખા પ્રમાણે ક્ષત્રિયોની સ્થાપના થઈ,અને નાદ બ્રહ્મ તથા અક્ષર બ્રહ્મને જાણનારા વિદ્વાનો,ઉત્પાદક શકિતવાળા અને પોષણ શકિતવાળા હોવાથી વૈશ્યોની સ્થાપના થઇ. આ ઉપરથી એમ સમજવાનું નથી કે વૈશ્યો સામવેદ ભણેલાજ હતા, ક્ષત્રિયો, યજુર્વેદી હતા, અને બ્રાહ્મણો ઋગ્વેદીજ હતા પણ એટલું તો હતું, કે ઋગ્વેદના ભણેલા ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ એટલે આયુષ્યની મર્યાદા પર્યંતની જોઇતી વસ્તુ ઉત્પન્ન કરનારી કળાને જાણનારા હતા. તેમ યજુર્વેદના અભ્યાસકો યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદની પોતાની શાખા પ્રમાણે ગોઠવણ કરીને તેને લગતાં સાહિત્યો બનાવનારા થતા હતા. તેવી રીતે સામવેદના અભ્યાસીઓ પોતાની એકવીસ શાખા પ્રમાણે સામવેદનો ઉપવેદ ગાંધર્વવેદ એટલે ગાયન કળામાં નાદબ્રહ્મને જાણવા માટેનાં સાધનો તૈયાર કરવા માટેની કળાઓના ધારક થતા હતા. એટલે દેશની ઉત્પાદક શક્તિ, રક્ષક શકિત, ભોગ્ય શકિત અને સહાયક શકિત, સમતોલપણે રહેવાથી દેશમાં કોઈ પણ જાતનું વૈમનસ્ય ઉત્પન્ન થતું હતું નહિ, અને બીજા દેશોના લોકો પણ વેદધર્મી દેશોના સહવાસમાં આવીને તેની વિદ્યા-કળા તથા ધર્મને શીખીને પોતાના દેશમાં જઈ, પોતાના દેશકાળને અનુસરતી વ્યવસ્થા કરતા હતા. પણ દરેક વસ્તુને ઉત્પન્ન થઈ વધવાનો, વધીને સ્થિર થવાનો, અને સ્થિર થઇ વૃદ્ધ થવાનો, તથા વૃદ્ધ થઈ નાશ થવાનો અનિવાર્ય નિયમ છે, તે નિયમ પ્રમાણે વેદધર્મ પ્રમાણે સ્થપાયલી વર્ણવ્યવસ્થાને પણ તેજ નિયમ લાગુ પડયો છે, તે નિયમ લાગુ પડવામાં કેવી રીતે પરિવર્તન થતું ગયું ? તેનો થોડો વિચાર કરવાની અગત્ય છે.

ચાતુર્વર્ણનો એવો નિયમ હતો કે બ્રાહ્મણનો દીકરો શૂદ્ર થાય અથવા શૂદ્રનો દીકરો બ્રાહ્મણ થાય અથવા એક બ્રાહ્મણ બાપના ચાર દીકરા હોય તે પૈકી એકેકો ચારે વર્ણમાં દાખલ થાય એ પ્રમાણેની વર્ણવ્યવસ્થામાં સમાવર્તન સંસ્કાર વખતે પોતાના ગુણ-કર્મ-સ્વભાવવાળી સ્ત્રી પરણવાની હોવાથી જે શાખાનું જ્ઞાન જેણે મેળવ્યું હોય તે શાખાની સ્રી, પછી તે ગમે તે માબાપથી ઉત્પન્ન થએલી હોય તેની સાથે લગ્ન થતું હતું.

કુદરતનો સ્વાભાવિક કાયદો એવો છે કે જે માબાપને પેટે જે સંતતિ ઉત્પન્ન થાય તે માબાપના ઘરમાં જે જાતનો ધંધો ચાલતો હોય તે ધંધા તરફ તે સંતતિનું સ્વાભાવિક વલણ હોય છે. અને તે ધંધાનાં સાહિત્યોને ઓળખવા, તેના ઉપયોગને જાણવા, તેને પકડવા અને વાપરવાનું સામાન્ય જ્ઞાન તેને થએલું હોવાથી, જ્યારે તે ગુરુકુળમાં જાય અને ત્યાં જુદી જુદી શાખાઓની વિદ્યાકળાને જુએ ત્યારે સ્વાભાવિક રીતે પોતાના માબાપના ધંધા તરફ તેનું વલણ રહેજ. એટલે તે વેદ અને ઉપવેદનું અધ્યયન કરતાં વિદ્યા કળાની શાખા તેના બાપની શાખાને ઘણી ખુશીથી શીખી શકે. માત્ર કેટલાક બ્રહ્મચારીઓ જે પૂર્વ જન્મના સંસ્કાર સાથે આગલા જન્મમાં મરણ સમયના વાંસનાલિંગને પ્રતાપે દોરાઇને પોતાના પૂર્વજન્મના અભ્યાસ કરતાં જુદી જાતના ગુણ કર્મવાળા માબાપો ને પેટે અવતાર લે છે, તેઓજ પોતાના માબાપથી વિદ્યાકળાની જુદી શાખા પસંદ કરે છે અને એટલા હેતુથી વેદશાસ્ત્રે લોમ પ્રતિલોમ વર્ણાશ્રમમાં નિયમ ઘડીને નીચેથી ઉંચે અને ઉંચેથી નીચે જવાનો માર્ગ ખુલ્લો રાખ્યો છે. તે પ્રમાણે વ્યવહાર ચાલતાં ઉંચ માબાપનો દીકરો નીચા આશ્રમમાં દાખલ થવાથી તેને પોતાને તથા તેના સ્વજન કુટુંબીઓને ગ્લાનિ ઉત્પન્ન થવા માંડી તે ગ્લાનિને દૂર કરવા માટે પ્રથમ બ્રાહ્મણ વર્ણે નવો નિયમ ઘડી કાઢયો કે શૂદ્રો તથા સ્ત્રીઓને વેદ ભણવાનો અધિકાર નથી. અને બ્રાહ્મણ કુળમાંથી ઉત્પન્ન થએલા પણ વૈશ્યવૃત્તિને અનુસરનારા અથવા કહો કે બ્રાહ્મણથી ઇતર વર્ણનો ધંધો કરનારાઓની સાથેનોવ્યવહાર છોડી દેવો. એટલે પોતાને પોતાના વર્ણમાંથી ઉંચે કે નીચે નહિ જવાનું હોવાથી પોતાના સંસ્કાર વિરૂદ્ધ લગ્ન કરવાનું અથવા રોજગાર કરવાનું શરૂ કરવું પડયું અને બ્રાહ્મણો સિવાયના ઇતર વર્ણો જેઓ જુદો ધંધો કરનારા ઠર્યા તેઓ બ્રાહ્મણ વર્ણમાંથી છૂટા પડી ગયા એટલે તેઓની વર્ણ પ્રમાણે કાયમની ગોઠવણ કરવામાં આવી અને ચારે વર્ણના વિદ્યાર્થીઓ એક બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યાભ્યાસ કરીને ગમે તે વર્ણાશ્રમમાં દાખલ થતા હતા તે પ્રથાબંધ થઈને એક ગુરુકુળમાં, એકજ વર્ણના બ્રહ્મચારીઓ દાખલ થઈ પોતાની બુદ્ધિ અનુસાર થોડો કે ઘણો વિદ્યાભ્યાસ કરીને સમાવર્તન સંસ્કાર પછી પોતાના વર્ણની ગમે તેવા ગુણ-કર્મ-સ્વભાવ વાળી સ્ત્રી સાથે ગૃહસ્થાશ્રમ માંડવાની પ્રથા ચાલુ થઇ, તે પછી ઉંચવર્ણમાંથી નીચવર્ણમાં ઉતરવાનો ભય નહિ રહેવાથી ઉંચવર્ણના વિદ્યાર્થીઓનો ક્રમે ક્રમે વિદ્યાભ્યાસ ઘટતો ગયો, તેમ નીચ વર્ણમાંથી ઉંચવર્ણમાં જવાનો માર્ગ બંધ થયાથી તેઓનો ક્રમે ક્રમે વિદ્યાભ્યાસ કરવાનો ઉત્સાહ ઘટતો ગયો તેથી ધીમે ધીમે માબાપોના વિદ્યા અને કળાના સંસ્કાર પ્રમાણેનાં વર કન્યાનાં લગ્ન શરૂ થયાં. એટલે એક વર્ણમાં જુદા જુદા ધંધા વાળી જુદી જુદી ન્યાતો બનવા માંડી જેમ

જેમ બ્રાહ્મણ વર્ગે બ્રાહ્મણની વિદ્યાનો અભ્યાસ છોડવા માંડયો તેમ તેમ તેઓમાં ક્ષત્રિય કે વૈશ્યના સુખભોગની આકાંક્ષા વધવા લાગી, એટલે ત્રણ વર્ણે બ્રાહ્મણ વર્ણનું સંપૂર્ણ હિત સાચવવું એવાં આજ્ઞાર્થક વચનો શાસ્ત્રમાં દાખલ થવા માંડયાં. એક તરફ એ પ્રમાણે બ્રાહ્મણ વર્ગ સર્વ સત્તા પોતાના હાથમાં લઈ બેઠો એટલે બીજી તરફથી ત્રણવર્ણના લોકોનો જે મરજીઆત ભાવ હતો તે ફરજીઆતમાં પલટાવાથી બ્રાહ્મણો ઉપર અણ ગમો ઉત્પન્ન થયો. તે પછી જેમ જેમ બ્રાહ્મણોને જરૂર પડતી ગઈ તેમ તેમ આટલો વિદ્યાભ્યાસ અથવા આટલાં શાસ્ત્રો અથવા આટલા ધંધાઓ બ્રાહ્મણ સિવાય ઇતર વર્ણ કરી શકેજ નહિ, એવા પ્રબંધ ઘડાયા. એટલે ત્રણ વર્ણમાંથી વેદવેદાંગનો અભ્યાસ છૂટવા માંડયો અને છેલ્લે બ્રાહ્મણોએ એટલે સુધી સખ્ત કાયદા ઘડયા કે બ્રાહ્મણ સિવાય કોપપણ વર્ણને વેદવેદાંગ ભણવાનો, કે વૈદિક કર્મ કરવાનો હકક નથી અને જો ભૂલે ચૂકે કોઇના કાનથી વેદનો મંત્ર સંભળાઇ જાય અથવા કોઇ ચોરીછૂપીથી વેદના મંત્રો સાંભળે તો તે સાંભળનારના કાનમાં ગરમ સીસું રેડવાનો કાયદો પસાર કરવામાં આવ્યો. પરિણામ એ આવ્યું કે, બ્રાહ્મણો જેમ જેમ સ્વાર્થી થતા ગયા તેમ તેમ ઇતર વર્ણો તેનાથી કંટાળતી ગઇ, અને બ્રાહ્મણો તથા ઇતર વર્ણોમાંથી વેદવેદાંગ ભણવાની પ્રથા ચાલુ રાખવાની જરૂર રહી નહિ. એટલે ત્રણ વર્ણો વેદ અને વેદની શાખાથી રહીત મનાવા લાગી. અને બ્રાહ્મણોમાં જેના બાપદાદા કે પરદાદા ઋગ્ વેદી, યજુર્વેદી, સામવેદી કે અથર્વવેદી, દ્વિવેદી, ત્રિવેદી કે ચાતુર્વેદી. ગણાતા હતા તેના પુત્રો કોઇ પણ પ્રકારની વિદ્યા ભણ્યા સિવાય ઋગ્વેદી, યજુર્વેદી, સામવેદી કે અથરવેદી સાથે દ્વિવેદીના દવે, ત્રિવેદીના ત્રિપાઠી કે તરવાડી, ચાતુર્વેદીના ચોબેજી મનાવા એને ગણાવા લાગ્યા. એવી રીતે ચારવર્ણની વ્યવસ્થા તૂટીને ચારવર્ણની અઢારવર્ણ ગણાવા તથા મનાવા લાગી. અઢારવર્ણમાં નવ નારૂ, પાંચ કારૂ અને ચારવર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર મળીને અઢાર વર્ણ ગણાવા લાગી. એવી રીતે ચાલતાં ચાલતાં બ્રાહ્મણને ત્રણ વર્ણનું પાણી ખપે નહિ, ત્રણ વર્ણને નવ નારૂનું પાણી ખપે નહિ, નવ નારૂને પાંચકારૂનું પાણી ખપે નહિ એવી વ્યવસ્થા બંધાવાથી આર્યલોકની વર્ણવ્યવસ્થા જે વર્ણ કહેતાં રંગ ઉપર હતી તે પછી જે વર્ણ એટલે ગુણ–કર્મ–સ્વભાવ પ્રમાણે હતી ત્યાંથી ખસીને ધંધા પરત્વે શરૂ થઇ. એટલે એકએક ધંધો કરનારાની એકએક ન્યાત ગણાઇ અને સમાન ધંધો કરનારાએ પોત પોતાને અનુકુળ વ્યવસ્થા બાંધીને પોતાની ન્યાતો નકકી કરી સંસાર ચલાવવા માંડયો. તે પછી દેશમાં સ્વચક્ર અને પરચક્રની ક્રાન્તિઓ શરૂ થવાથી અઢારે વર્ણને પોતપોતાનાં સ્થાન મૂકીને નાસ-ભાગમાં પડવું પડયું, તે આગમચથી દરેક ન્યાતોમાં પરસ્પર ભોજન વ્યવહાર

અને પાણી વ્યવહાર તથા કન્યા વ્યવહાર બંધ થએલો હોવાથી પોતાની ન્યાતનો મનુષ્ય ઓળખી નહિ શકાવાથી પોતે જે ગામથી નાસી આવેલા હોય અને તેમાં જેટલા ઓળખીતા અથવા જાણીતા હોય તેઓની સાથેજ ખાવાપિવાનો અને કન્યા આપવા લેવાનો વ્યવહાર ચાલુ રહેવાથી તે સમૂહનું ન્યાતિનામ પલટાઈને જ્ઞાતિનામ ઉત્પન્ન થયું; કારણ કે જ્ઞાત એટલે જાણવું. જ્ઞાતિલા એટલે જાણીતાની જ્ઞાતિઓ પડવા માંડી જેના ફળરૂપે આજે બ્રાહ્મણોમાં કે ઈતર વર્ણોમાં એકધંધો કરનારી એકગોત્રી એકશાખાની, એકવર્ણની, એકન્યાતની ઘણીજ્ઞાતિઓ જોવામાં આવે છે. મતલબ કે ધંધા પરત્વેની ન્યાતો તૂટીને સ્થાન પરત્વેની જ્ઞાતિઓ ચાલુ થઇ. જેમ ખંભાતથી આવેલા ખંભાતી, સોરઠથી આવેલા સોરઠીઆ, ગુજરાતથી આવેલા ગુજજર, નગરથી આવેલા નાગરો વગેરે ન્યાતિઓ બંધાઇને પોતાનો કાળ વ્યવહાર તેટલીજ ન્યાતમાં કરવાનો હોવાથી જે ન્યાતમાં કન્યાની અછત પડી તે ન્યાતમાં કન્યા વિક્રય અને વરની અછત પડી ત્યાં વર વિક્રય આજે જોવામાં આવે છે.

ગૃહસ્થો ક્યાં પ્રાચીન કાળની વર્ણવ્યવસ્થા અને ક્યાં વર્તમાનકાળની જ્ઞાતિની વ્યવસ્થા !! જરા પાછું ફરીને જોશો તો તમને સમજાશે કે પ્રાચીન અને અર્વાચીન કાળમાં દિવસ અને રાત્રિ જેટલો ફેર પડી ગયો છે. તે અજ્ઞાત્ અંધકારરૂપ રાત્રિમાંથી પસાર થઇને પાછો જ્ઞાનરૂપ સૂર્યના અજવાળામાં જઈને આનંદ પામવા માટે આર્યસમાજ પ્રયત્ન કરી રહી છે. ઘણા લોકો એમ અનુમાન કરે છે કે આર્યસમાજનું અંતીમ લક્ષ આકાશ પુષ્પવત છે અને ચાલુ વર્તન, અરણ્ય રૂદનવત છે. પણ કુદરતના નિયમ પ્રમાણે સો વરસે ફળનારા રાયણના ઝાડને રોપીને તત્કાળમાં ફળની ઈચ્છા રાખનારા જેમ એક જાતની ભૂલ કરે છે તેમ આર્યસમાજના કાર્યને પ્રલાપરૂપ, રૂદનરૂપ કે આકાશ પુષ્પરૂપ ગણનારા પણ એક જાતની ભૂલ કરે છે; કારણ કે આર્ય-સમાજ સિવાયના પોતાને સનાતન હિંદુ ધર્મી કહેવડાવનારાને પણ વેદ, વેદાંગ, ઉપનિષદ્, દર્શનશાત્ર, અને પુરાણો માન્ય છે તે પુરાણો પૈકી ભાગવત અને મહાભારત જે છેલ્લામાં છેલ્લાં ગણાય છે, તેણે પણ ચાર વર્ણ અને ચાર આશ્રમ સ્વીકારેલા છે. એટલે આર્યસમાજ માત્ર મહાભારત પછીની બગડેલી વર્ણ વ્યવસ્થાને સુધારવા પ્રયત્ન કરે તેમાં તે નિષ્ફળ જશે એમ માનવાનું કારણ નથી; કારણ કે કુદરતના કાયદા પ્રમાણે દર પાંચ વર્ષે એક કાળચક્ર બદલાય છે, દર પચ્ચાસ વર્ષે એક નેશન એટલે પ્રજાની રીત અથવા રૂઢિ બદલાય છે, તેમ એક સો વર્ષે દુનીઆં બદલાય છે. તેવી રીતે બદલાતાં બદલાતાં અથવા પરિવર્તન પામતાં પામતાં અથવા નીચે ઉતરતાં ઉતરતાં આર્યપ્રજા દેવ નામ ધારણ કરનારી હોવા છતાં હિન્દુ નામને અને હિન્દુ અવસ્થા તથા હિન્દુ વ્યવસ્થામાં જકડાઇ ગયા છતાં

શાસ્ત્રને કોરાણે મૂકી રૂઢિનેજ શાસ્ત્ર માનનારી થઈ ગયેલી છતાં, જેમ જેમ કાળનું પરિવર્તન થતું જશે, જેમ જેમ જ્ઞાનનો વધારો થતો જશે, જેમ જેમ પોતાની પૂર્વ સ્થિતિનું અવલોકન કરતી જશે તેમ તેમ તે પ્રાચીન વેદ ધર્મ તરફ વળતી જશે એવો આર્ય સમાજનો દૃઢ સંકલ્પ હોવાથી સેંકડો વર્ષે પણ પ્રાચીન વેદ ધર્મ પ્રમાણે વર્ણ વ્યવસ્થા રચાશે અને ત્યારેજ દેશ એટલે આર્યાવર્ત પોતાનો નહિ પણ આખા જગતનો ગુરુ ગણાશે. એટલું વિવેચન કરીને આજનું વ્યાખ્યાન સમાપ્ત કરતાં બીજા ધર્મો કરતાં વેદ ધર્મ ને ઉચ્ચપદ આર્યસમાજ કેવી રીતે આપે છે ? તે હેતુ સમજાવવા માટે આવતા રવિવારે વેદધર્મ અને તેની શ્રેષ્ઠતા એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शान्ति : शान्ति : शान्ति :



## ભાષણ ૧૧મું.

# વેદધર્મ અને તેની શ્રેષ્ઠતા.

સુરત, રવિવાર તા૦ ૨૫–૪–૨૦

ओ३म् यआत्मदा बलदायस्य विश्वउपासते प्रशिषं यस्य देवाः ।
यस्यच्छायामृतं यस्यमृत्युः कस्मैदेवाय हविषाविधेम ॥
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો !**

આજે આપણે વેદધર્મ અને તેની શ્રેષ્ઠતા એ વિષય પર બોલવાનું છે. વર્તમાન કાળમાં જુદા જુદા સિદ્ધાંતથી સ્થાપન થએલા, નહિ ગણી શકાય એટલા મત–પંથ–સંપ્રદાયો છે, પરંતુ તેઓ કોઇપણ ધર્મમાંથી નીકળેલા ફાંટા હોવાથી તેનો સમાસ પોતાના મૂળ ધર્મમાં થઇ શકે છે. એટલે દુનીઆમાં ચાલતા તમામ મત–પંથ–સંપ્રદાયો વેદધર્મ, બૌધધર્મ, મહંમદીધર્મ, ખ્રીસ્તીધર્મ, જૈનધર્મ, પારસીધર્મ, અને નાસ્તિકધર્મ એ સાતધર્મોમાં આખી દુનીઆના મત–પંથ–સંપ્રદાયનો સમાવેશ થાય છે. તેથી જ્યારે આપણે વેદધર્મની શ્રેષ્ઠતા સાબિત કરવાની છે, ત્યારે અનંત શાખાઓને નહિ તપાસતાં તે શાખાઓના મૂળને તપાસવાની જરૂર પડે છે. એટલા માટે પ્રથમ ધર્મતત્ત્વનું નિરૂપણ કરવું જોઇએ, કારણ કે જે જે ધર્મોમાં શ્રેષ્ઠતા જોવાની છે, તે શ્રેષ્ઠતા જોવાને માટે જ્યાંસુધી વસ્તુનું નિદર્શન થાય નહિ ત્યાંસુધી ન્યાયના કાંટામાં સત્યના તોલથી ધર્મને તોળી શકાય નહિ. જેમ સુવર્ણને પારખવા માટે તપાવવું, કસવું, રંગ જોવો, અને વજન કરવું એ ચાર કસોટીમાં ઉતરે ત્યારે તે સુવર્ણ છે એમ મનાય છે. જો માત્ર પીળો રંગ હોય તેજ સોનું છે એમ માનીએ તો પિત્તળ અને સુન્નું એ જુદાં પાડવાં કઠણ થઇ પડે, પણ એક સરખા માપના એટલે એક ઇંચ લાંબા, પહોળા ને ઉંચા પિત્તળના અને સુન્નાના કટકાને તોળી જોઇએ તો સુન્નું પિત્તળ કરતાં

વજનમાં ભારે થવાનું, એટલે એમ કહી શકાય કે કદમાં સરખું હોય અને રંગમાં પીળું હોય તોપણ જેનું વજન વધારે હોય તેનું નામ સુવર્ણ છે. જો કદાપિ તોળવાનું સાધન નહિ હોય તો બેઉ સરખા કદનાં કટકાને તાપમાં તપાવી હવામાં ઠંડા પાડવામાં આવે તો પિત્તળનો કટકો કાળો પડી જશે અને સુવર્ણ તો તેવું ને તેવું પીળુંજ દેખાશે. એ પ્રમાણે ઘસવાથી અને કસવાથી સુવર્ણ અને પિત્તળ એક રંગનું હોવા છતાં તે પરીક્ષકના હાથમાં આવ્યા પછી પારખી શકાય છે, તેમ ધર્મને માટે પણ પરીક્ષા હોવી જોઇએ. ધર્મ એક એવી વસ્તુ છે, કે જેમાં રૂપ, રંગ, વજન, વગેરે દૃષ્ટિએ પડનારા અથવા દશે ઇંદ્રિયથી જાણી શકાનારા કોઈપણ ગુણ નથી. પરંતુ તે ધર્મમાં જે મહત્વ રહેલું છે, તે મહત્વ જેનામાં સંપૂર્ણ રહેલું હોય તેજ ખરો શ્રેષ્ઠ ધર્મ મનાય. એટલે ધર્મનાં લક્ષણ આ પ્રમાણે હોવાં જોઈએ.

(૧) જે ધર્મ મનુષ્યમાત્રના કે પ્રાણિમાત્રના સંપૂર્ણ સ્વતંત્ર હક્કનું રક્ષણ કરતો હોય.

(૨) જે ધર્મ મનુષ્યમાત્ર કોઈ પણ સંયોગમાં પાળી શકે એવો હોય.

(૩) જે ધર્મ કોઈ પણ સમયમાં કોઈ પણ સંયોગમાં કોઈ પણ અવસ્થામાં પોતાનું સ્વરૂપ બદલે નહિ એવો હોય.

(૪) જે ધર્મના સિદ્ધાંતો યુક્તિ, તર્ક અને ન્યાયની કસોટી ઉપર ચઢતાં તે ખલના પામે નહિ એવા હોય.

(૫) જે ધર્મમાં પ્રાણિમાત્ર કે મનુષ્યમાત્રને ક્રમે ક્રમે ઉન્નતિ પામતાં પામતાં મોક્ષપર્યંત જવાની છૂટ અથવા હક્ક હોય.

(૬) જે ધર્મમાં ઇશ્વર, પ્રકૃતિ, જીવ, અને જીવનાં કર્મોનું સંપૂર્ણ સ્વરૂપ સમજાવી, જીવોએ કરેલા કર્મનું ફળ ભોગવવાનો પક્ષપાત, લાગવગ કે ખુશામત સિવાયની ગોઠવણ હોય.

એટલાં છ લક્ષણો જેનામાં હોય તે માત્ર ધર્મને નામે ઓળખાવાને લાયક છે. તે પછી એજ ધર્મના અમુક અંગને કે અમુક અંશને લઈને, જે ધર્મો રચાયા હોય તેમાં તેટલી અપૂર્ણતા દેખાય છે. આર્યસમાજ જે વેદ ધર્મને માને છે, તે વેદ ધર્મ નીચે પ્રમાણે છે.

आर्षं, धर्मोपदेशं च, वेदशास्त्राऽविरोधिना ।
यस्तर्केणानुसंधत्ते, स धर्मोवेदनेतरः ॥

એટલે જે ધર્મ જુનામાં જુનો હોય, અને તે વેદ (જ્ઞાન) અને શાસ્ત્ર (યુક્તિ) થી અવિરૂદ્ધ હોય, છતાં પણ તેને તર્કનું અનુસંધાન હોય એવો જે ધર્મ તે વેદધર્મ છે. અને એ સિવાયના ઇતર કહેતાં બીજા ગુણથી ભરેલા ધર્મો તે વેદધર્મ નથી. આટલું પ્રતિપાદન કર્યો પછી એટલે ધર્મનું સ્વરૂપ સમજાયા પછી, તે ધર્મને વેદ, બૌદ્ધ, મહંમદી, ઇસાઇ, જૈન, જરથોસ્તી, કે નાસ્તિક વિશેષણ લગાડીને તે ધર્મનો ફેલાવો કરવા માટે જગતને ઉપદેશથી, ચમત્કારથી, બળથી, શાન્તિથી, લોભથી, અને સ્વાર્થવૃત્તિથી આકર્ષીને થોડી મહેનતે વધારે લાભ મળવાની લાલચ આપીને લોકોના સમૂહને એકઠા કરીને એક ધર્મ સ્થપાય ખરો, પણ તેમાં ધર્મની જોઇએ તેટલી સંપૂર્ણ શ્રેષ્ઠતા આવી શકે નહિ. તેથી તે શ્રેષ્ઠ ધર્મ ગણી શકાય નહિ.

ન્યાયના નિયમ પ્રમાણે ધર્મની વ્યાખ્યા કરતાં ધર્મ અને ધર્મી, જુદાં પડી શકતાં નથી. જેમ જુદા જુદા દેશમાં વસનારા, જુદા જુદા રંગના અને જુદી જુદી ભાષા બોલનારા મનુષ્યો, ગમે તેટલા જુદા દેખાય પરંતુ મનુષ્યધર્મથી તેઓ વિરક્ત રહી શકતા નથી. કોઇપણ ભાષા બોલનારો મનુષ્ય ગમે તેવો હોય પરંતુ આંખે જોવામાં, કાને સાંભળવામાં, મુખથી બોલવામાં, જીભથી સ્વાદ જાણવામાં અને સ્પર્શથી જ્ઞાન મેળવવામાં જુદો પડી શકતો નથી, તેમ જે મનુષ્યને શારીરિક, માનસિક, કે આત્મિક આવશ્યકતા હોય, તેવી વસ્તુ મેળવવાને માટે પરદેશમાં જઇને તે દેશની ભાષા જાણ્યા સિવાય જે જે વસ્તુની અપેક્ષા હોય તે અપેક્ષા સંજ્ઞાથી પૂર્ણ કરી શકાય છે. તે સંજ્ઞાઓમાં કોઇપણ દેશનો કોઇપણ ભાષા જાણનારો ઉલટસુલટ ફેરફાર કરી શકતો નથી. તેજ પ્રમાણે મનુષ્ય ગમે તે વિચારનો, ગમે તે દેશનો, ગમે તે વર્ણનો કે ગમે તે ભાષા જાણનારો હોય, પરંતુ તે તમામ મનુષ્યોમાં નવ તત્ત્વનું વાંસનાલિંગ હોવાથી પોતાને જે જે પ્રકારની વાંસના ઉત્પન્ન થાય તે વાંસના તેની જ્ઞાનેંદ્રિયોમાં પ્રકટપણે એકસરખી રીતે જોનારને માલમ પડે છે. જેમ નસાડી મૂકવાની, પાસે બોલાવવાની, ભૂખ લાગવાની, તરસ લાગવાની, અને થાક લાગવાની સ્થિતિ જે સંજ્ઞાઓ ઓળખાવી શકે છે, તે ભાવને બતાવવાની કોઈ પણ મનુષ્યમાં જુદી સંજ્ઞા હોતી નથી. તેવી રીતે સૂક્ષ્મ શરીરમાં હર્ષ, શોક, ભય, આનંદ, ગ્લાનિ, ધૈર્ય, લોભ, ઇર્ષા, દ્વેષ, વગેરે વગેરે માનસિક વિચારોની જે છાયા મુખ ઉપર દેખાય છે, તે છાયામાં જુદા ધર્મો માનનારી, જુદાં કર્મો કરનારી, જુદી ભાષા બોલનારી, જુદી જાતનો પોષાક પહે-

રનારી કોઈપણ પ્રજામાં કહો કે પ્રાણિમાત્રમાં ફેરફાર જણાતો નથી. તેવીજ રીતે ધર્મ અને ધર્મી જુદા પડી શકતા નથી. જ્યાં ધર્મ છે ત્યાંજ ધર્મી જણાય છે અને જ્યાં ધર્મી હોય ત્યાં ધર્મ જણાય છે. ધર્મી વિનાનો ધર્મ, અને ધર્મ વિનાનો ધર્મી હોઇ શકતો નથી કિંવા રહી શકતો નથી. એટલે ટૂંકમાં કહેવાનું એ કે જે ધર્મની આજ્ઞા પાળવામાં મનુષ્યમાત્રને કોઈપણ જાતની અગવડ આવે નહિ, તેમ જે ધર્મ પાળતાં કોઇપણ જાતની કિંમત આપવી પડે નહિ, તેમ જે ધર્મ પાળતાં કોઇપણ બળાત્કારથી અટકાવી શકે નહિ, એવો જે ધર્મ તેજ ખરો ધર્મ ગણાય છે. અને આર્યસમાજ તેજ ધર્મને સ્વીકારે છે. ધર્મ શબ્દનો અર્થ કરતાં તો એટલુંજ સમજાય છે, કે મનુષ્યમાત્રનો જુદો ધર્મ હોઈ શકેજ નહિ, અને જ્યારે કોઇ પણ ધર્મનું ફરમાન એવું હોય કે અમુક માણસોજ આ ધર્મ પાળી શકે, અમુક માણસોજ આ મંત્ર બોલી શકે, અમુક માણસોજ આ ક્રિયા કરી શકે; અમારા લોકોએ બીજા ધર્મનાં પુસ્તકો વાંચવાં નહિ, અમારા ધર્મના લોકોએ બીજાના ધર્મસ્થાનોમાં જવું નહિ, એવા જેટલા જેટલા ધર્મો ધર્મને નામે ચાલતા હોય તે તમામ ધર્મો ધર્મ નથી પરંતુ ધર્મને નામે ધર્માભાસ છે. આખી દુનિઆના ધર્મ તપાસતાં અમને સમજાયું છે, કે જેટલી ઉદારતાથી, જેટલી છુટથી, જેટલા જ્ઞાનથી, જેટલા વિચારથી અને જેટલી વિદ્વત્તાથી વેદ ધર્મ સ્થપાયો છે, એટલા ગુણથી ઇતર ધર્મો સ્થપાયા નથી. કેટલાક ધર્મોમાં જ્યારે ઇશ્વર સંબંધી, આત્મા સંબંધી અને મોક્ષ તરફ જવાની ચર્ચાને પ્રાધાન્યપણું આપ્યું છે, ત્યારે તેણે સાંસારિક અને રાજકીય તથા વ્યાવહારિક વિષયનું વર્ણન કર્યુંજ નથી. કેટલાક ધર્મોએ સાંસારિક, વ્યાવહારિક અને રાજકીય વ્યવસ્થાપર ધ્યાન આપ્યું છે ત્યારે તેણે આત્મા, આત્માનાં કર્મો પુનર્જન્મ, ઇશ્વર અને મોક્ષ એ વિષયમાં બીલકુલ ધ્યાન આપ્યું નથી. એટલા ઉપરથી સમજાય છે, કે ઇશ્વરી આદિ સૃષ્ટિમાં મનુષ્યની ઉત્પત્તિ સાથે જે ઋષિઓ, મહાત્માઓ કે યોગીઓ મંત્રદ્રષ્ટા થયા તે મંત્રોનો સંગ્રહરૂપ જે વેદધર્મ કહેવાયો તે વેદધર્મમાં સઘળી જાતના ગુણ હોવાથી તેને શ્રેષ્ઠપણું આપવામાં આવ્યું. મનુષ્ય જન્મતા પહેલાં અને જન્મ્યા પછી તે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યસ્થ આશ્રમમાં ઉત્તરોત્તર કેવી રીતે વધતો જાય અને છેલ્લે પરંપદને પામે એવું વિવેચન ઇતર ધર્માવલંબીઓ કરી શકયા નથી. મનુષ્ય જન્મે અને જન્મ્યા પછી તે જે જે પ્રકારનું કર્મ કરે તે તે પ્રકારના કર્મને આધારે મનુષ્યમાત્રની બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર તરીકેની વ્યવસ્થા, એટલે બ્રાહ્મણ જો બ્રાહ્મણનો ધર્મ ચૂકે તો તે શૂદ્રમાં ગણાય. અને શૂદ્ર જો પોતાનો ધર્મ પાળતો પાળતો, સતકર્મ કરતો કરતો, કર્મનિષ્ઠ નિવડે તો તે બ્રાહ્મણ વર્ણમાં ગણાય. એટલે સુધીની વર્ણવ્યવસ્થા બીજા ધર્મોમાં જોવામાં આવતી નથી. વર્ણાશ્રમ ધર્મને વ્યવસ્થિત રાખવા માટે જે

કાયદાઓ વેદાનુકુળ દષ્ટિથી બંધાયલા છે, અને તે સ્મૃતિઓના નામથી ઓળખાય છે, તે કાયદા પ્રમાણે પ્રજાને નિયમિત ચલાવવા માટે, પ્રજાના તથા પ્રજાના ધર્મનું રક્ષણ કરવા માટે, રાજાની અને રાજસભાની જેવી વ્યવસ્થા કરવામાં આવી છે, અને તેમાં રાજાના તથા પ્રજાના ધર્મનું જે રીતે સ્થાપન કરવામાં આવ્યું છે, તેવી રીતે અદ્યાપિ પર્યંત કોઇપણ પ્રજા કે કોઇપણ ધર્મ સ્થાપન કરી શકયો નથી. રાજા અને પ્રજા પિતા પુત્રવત્, બ્રાહ્મણ અને પ્રજા ગુરુશિષ્યવત્, વૈશ્ય અને પ્રજા સહાય્યી અને સહાયકવત્ અને શુદ્ર અને પ્રજા સેવ્ય સેવકવત્ ગોઠવીને એવી વ્યવસ્થા કરવામાં આવી કે કોઇ કોઇ વર્ણનું કામ બીજી વર્ણ કરે નહિ. અને બીજી વર્ણનું કામ બીજી વર્ણ કરે તો તે મૂળ વર્ણમાં ગણાય નહિ. એવી વ્યવસ્થા કોઇપણ ધર્મમાં જોવામાં આવતી નથી. ઈશ્વર, પ્રકૃતિ, આત્મા, અને આત્માનાં કર્મોના ગુણદોષ સમજીને તેના ગુણ–કર્મ–સ્વભાવ જાણીને સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું સ્વરૂપ જેવું વેદે પ્રતિપાદન કર્યું છે, તેવું ન્યાયસિદ્ધ, યુક્તિસિદ્ધ, અનુભવસિદ્ધ અને પ્રાણિમાત્રને પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આપ્ત પ્રમાણથી સિદ્ધ કરી શકાય એવું કોઇપણ ધર્મશાસ્ત્ર વિવેચન કરી શકયું નથી. જેવું વેદશાસ્ત્રે આત્મા અને આત્માનાં કર્મોથી સુખદુઃખાદિ વિષયને જાણીને તે તે જાતની ક્રિયાઓ કરીને સ્વર્ગમાં અથવા નર્કમાં, પૂર્વજન્મમાં કે પુનર્જન્મમાં, બંધમાં અથવા મોક્ષમાં દરેક પ્રાણીને પેસવા તથા નીકળવા, સમજવા તથા મેળવવાની જે છૂટ આપવામાં આવી છે અથવા જે સ્વતંત્રતા મેળવી શકાય છે તેવી છૂટ કે સ્વતંત્રતા બીજા ધર્મોમાં દેખાતી નથી. એટલે પરમેશ્વર આત્મા, પ્રકૃતિ અને આત્માનાં કર્મોથી ચાલતી વ્યવસ્થામાં પરમેશ્વર સર્વજ્ઞ હોવાથી કોઇપણ આત્મા માટે લાગ-વગ કે ખુશામદ ચાલી શકતી નથી. પણ આત્મા પોતાના કર્મનું ફળ કોઇપણ જાતની છૂટછાટ સિવાય ભોગવે છે. એવો સિદ્ધાંત વેદધર્મનો હોવાથી પ્રાણિમાત્રને સ્વતંત્ર ક્રિયા કરવાની, સ્વતંત્ર કર્મ કરવાની, સ્વતંત્ર વ્યવહાર કરવાની, સ્વતંત્ર વિચાર કરવાની અને સ્વાત્માવલંબી થવાની જે ફરજ અથવા છૂટ અથવા સત્તા અથવા સગવડ વેદધર્મથી મળે છે એવી બીજા કોઇપણ ધર્મથી મળતી નથી, એટલા માટે વેદાદિશાસ્ત્રોને આશ્રયે રહીને આર્યસમાજ એવું પ્રતિપાદન કરે છે કે આખી દુનીઆમાં ચાલતા ધર્મો પૈકી વેદધર્મ એજ શ્રેષ્ઠ ધર્મ છે, અને એજ ધર્મના થોડાથોડા સ્વરૂપનું અવલંબન કરીને ઈતર ધર્મના સંસ્થાપકોએ પોતપોતાના ધર્મની પોતપોતાને સગવડ પડે એવી પોતપોતાના દેશકાળ અનુસાર વ્યવસ્થા ગોઠવી લીધી. પછી પોતાના તે ધર્મને પોતાના નામથી ચાલુ કરી દીધા. કારણ કે આખી દુનીઆના વિદ્વાનો એકે મતે કહે છે કે દુનીઆમાં સર્વથી પ્રથમ પુસ્તક તે વેદનું છે. અને પ્રથમ ધર્મ તે વેદધર્મ હતો ત્યારે હવે આર્ય-

સમાજ એક દલીલ કરે છે, કે જુદા જુદા ધર્મોએ જુદાં જુદાં સ્વરૂપ રચ્યાં તેની આત્મિકશકિત જે ઉપર રચાયલી છે, તે વેદધર્મથી શીરીતે જુદી પાડી શકાય છે? એટલે જે વાત અથવા જે સિદ્ધાંત વેદધર્મે પ્રતિપાદન કરેલો છે, તે વાત અને તેજ સિદ્ધાંત જો બીજા ધર્મે સ્થાપન કર્યો હોય તો તેને નવો ધર્મ કહી શકાય નહિ, અથવા તે ધર્મની જરૂર હતી એમ પણ કહી શકાય નહિ. અને જે ધર્મો વેદ પછીના ઘણા કાળ વ્યતીત થયા પછી એક તેની તે વાતને નવા રૂપમાં ગોઠવી મનુષ્યના એક સમૂહને માટે નિર્માણ થએલો હોય તે કંઇ ધર્મ કહેવાય નહિ. જે ધર્મમાં પ્રાણિમાત્રની સ્વતંત્રતા સચવાતી હોય, જે ધર્મમાં પ્રાણિમાત્રના હક સચવાતા હોય, જે ધર્મમાં કોઇપણ પ્રાણી કોઈપણ પ્રાણીથી દુઃખી થવાનો સંભવ ન હોય તેજ ધર્મ શ્રેષ્ઠ ગણાય છે. અને વેદ ધર્મમાં એજ અને એવી રીતનીજ તથા એવીજ વ્યવસ્થા હોવાથી આર્યસમાજ દુનીઆના ચાલતા તમામ ધર્મો અને તે ધર્મ અંતર્ગત ચાલતા મત–પંથ–સંપ્રદાયો કરતાં વેદધર્મ શ્રેષ્ઠ છે, એમ માની વેદધર્મની શ્રેષ્ઠતા સમજાવવા માટે જે પ્રયત્નો કરી રહી છે, તે ધર્મ યુક્તિ સિદ્ધ છે અથવા તે ધર્મનું સ્વરૂપ કેવું છે તે નિશ્ચય કરવા માટે ધર્મને દશ લક્ષણવાળો હોવો જોઇએ, એમ માને છે. એટલે દશ લક્ષણવાળા ધર્મે જે મનુષ્યના શરીરમાં સ્થાન મેળવ્યું હોય તેજ મનુષ્ય ધર્મી ગણાય છે, એટલા માટે આજનું વ્યાખ્યાન સમાપ્ત કરી આવતે રવિવારે ધર્મનાં દશ લક્ષણો એ વિષય પર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈતિ શમ્.

ओ३म् सहनाववतुसहनौभुनक्तु सहवीर्यं करवा वहै
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૧૨મું.

# ધર્મનાં દશ લક્ષણો.

સુરત, રવિવાર તા. ૨-૫-૨૦

ओश्म सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् ॥
सनिंमेधामयाशिषं स्वाहा ॥ १ ॥
ओश्म शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थं निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે વેદધર્મની શ્રેષ્ઠતા એ વિષય ઉપર બોલતાં આપણે એવું પ્રતિપાદન કર્યું, કે વેદધર્મની શ્રેષ્ઠતા એટલાજ કારણથી છે, કે તે ધર્મ જુનામાં જુનો છે, તે ધર્મમાં સર્વવિદ્યાનાં મૂળતત્ત્વો છે, તે ધર્મ પ્રાણિમાત્રને અનુકુળ છે. તે ધર્મથી કોઈપણ પ્રાણીની સ્વતંત્રતાને હાની પહોંચતી નથી અને તે ધર્મમાં સૃષ્ટિની ઉત્પત્તિ-સ્થિતિ અને લયના સિદ્ધાંતને ન્યાયપુરઃસર સ્થાપન કરી મનુષ્યને જન્મથી મરણપર્યંતના ધર્મો સમજાવી પરમેશ્વરને પામવા સુધીની ક્રિયાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એટલા ગુણવાળો બીજો ધર્મ નહિ હોવાથી વેદધર્મ સર્વ ધર્મમાં શ્રેષ્ઠ મનાયો છે. તે ધર્મનું આખું સ્વરૂપ સમજાવવા માટે સારરૂપે એટલું સમજાવવામાં આવ્યું છે કે જે ધર્મમાં ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયદમન, ધી (બુદ્ધિ), વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ લક્ષણ હોય તેજ ધર્મને પાળનારો મનુષ્ય ધર્મી કહેવાય છે. અને એજ દશ લક્ષણથી જેટલા અંશમાં ઉલટે માર્ગે ચાલવામાં આવે તેટલા અંશે તે મનુષ્ય અધર્મી ગણાય છે.

કુદરતનો કાયદો એવો છે કે જે મનુષ્ય સામા માણુસ પાસે જે કાર્ય કરાવવાની ઇચ્છા રાખે તે માણુસ પાસે સામો માણુસ પણ તેવી ઇચ્છા રાખી શકે. ઇચ્છા રાખનાર માણુસ સામા ઇચ્છા રાખનારના હકનું રક્ષણ કરે તેનું નામ ધર્મ,

અને સામાના હક્કનો ભંગ કરીને પોતાની ઇચ્છા તૃપ્ત કરે તેનું નામ અધર્મ છે. કુદરતનો કાયદો એવો છે, કે જે માણુસ જેટલે દરજ્જે પોતાને સ્વતંત્ર માને તેટલે દરજ્જે બીજાને પણ સ્વતંત્ર થવાનો હક્ક છે, એમ માને તેનું નામ ધર્મ છે. આ બે નિયમને અનુસરીને ચાલનારો માણુસ ધર્મી ગણાય છે અને એથી ઉલટે માર્ગે જનારો માણુસ અધર્મી ગણાય છે. એવા બે નિયમની પુષ્ટી આપવા માટે ઉપરના દશ નિયમ અથવા દશ લક્ષણુ ધર્મમાં હોવાં જોઇએ. પણ આ સ્થળે આપણે એથી ઉલટો વિચાર કરવાનો છે કારણ કે ઉપર કહેલાં દશ લક્ષણવાળો ધર્મ હોય તોપણ તેને રહેવા માટે જેવું સ્થળ જોઇએ, તેવું સ્થળ ન હોય તો તે ધર્મ નકામો થઇ પડે છે. દાખલા તરીકે આપણે હાલમાં હિંદુ ગણાતા અને પૂર્વે મનુષ્ય, આર્ય, કે દેવ પદવીને પામેલા લોકો છીએ. આપણા પૂર્વજોના અંતઃકરણમાં અવિચ્છિન્ન ધર્મ ભાવના હતી જેથી આપણો દેશ દેવભુમિ, ભારતવર્ષ, કે આર્યાવર્ત ગણાતો હતો. આજે આપણે વેદને માનીએ છીએ, આજે આપણે દરેક મત–પંથ–સંપ્રદાયમાં જુદા જુદા વહેંચાઈ જવા છતાં અમે વેદને માનનારા અને અમારો મત વેદાનુકુળ છે એવો દાવો કરીએ છીએ. આજે આપણે આત્મા અને પરમાત્મા, પુરુષ અને પ્રકૃતિ, જીવ અને શિવ, પાપ અને પુન્ય, સ્વર્ગ અને નર્ક, પૂર્વજન્મ અને પુનર્જન્મ વગેરે બાબતો ઉપર અસ્ખલિત વાદવિવાદ ચલાવીએ છીએ. વાદવિવાદમાં પ્રમાણ, પ્રમેય, અર્થાપત્તિ વગેરે ન્યાયનાં સૂત્રોથી એક એક વસ્તુમાં દ્રવ્ય, ગુણુ, પર્યાય અને ઉપલબ્ધિની સિદ્ધિ કરવા મંથન કરીએ છીએ. પરંતુ ખરૂં જોતાં આપણે જે મત–પંથ–સંપ્રદાયમાં હોઇએ, તે મત–પંથ–સંપ્રદાયના મિલનસાર સિદ્ધાંતોને માત્ર મોઢેથીજ કહીએ છીએ પણ તે મત–પંથ–સંપ્રદાયોમાં જે સામાન્ય અને વિશેષ સિદ્ધાંતો ગોઠવેલા છે તેમાનું કશુંજ માનતા નથી. આપણે એટલું નક્કી જાણીએ છીએ કે મનુષ્ય. જિંદગીમાં દરેક વસ્તુમાં જાણવા પ્રમાણે અને માનવા પ્રમાણે બે શબ્દોનુ આરોપણ કરીએ છીએ, તેમાં માનવા કરતાં જાણવા તરફ આપણું લક્ષ વિશેષ દોરાય છે. આપણે એટલું જાણીએ છીએ કે સાપના કરડવાથી અથવા વિષના ખાવાથી મનુષ્યનું મૃત્યુ થાય છે. એટલું જાણ્યા પછી સાપને જોઇને આપણુને ભીતિ ઉત્પન્ન થાય છે. તેથી તે સાપને પકડવાનો અથવા તેને સહયોગી બનાવવાનો આપણે સ્વપ્ને પણ વિચાર કરતા નથી. તેમ એક પદાર્થ દૃષ્ટિને ગમે તેવો રૂપાળો હોય, જીભને ગમે તેવો સ્વાદવાળો હોય, છતાં તેમાં વિષ છે અને વિષ પ્રાણુ હરે છે, એવું જાણ્યા પછી તેને ખાવાની ઇચ્છા કરતા નથી. એટલે જે વસ્તુથી આપણો પ્રાણુ જાય છે, અથવા આપણું મૃત્યુ થાય છે તે વસ્તુ ગમે તેવી રૂપાળી હોય કે સુંદર સ્વાદવાળી હોય તો તે ગ્રહણ કરવાનો કે ખાવાનો વિચાર

નહિ કરવો એનું નામ માનવું છે. પણ વ્યભિચાર કરવાથી, જુઠું બોલવાથી ચોરી કરવાથી, કોઇનો જીવ લેવાથી, અમુક પ્રકારનું પાપ થાય છે તે પાપને લીધે આત્માની અધોગતિ થાય છે, તે પાપને લીધે આત્માને નર્કે જવું પડે છે, એવી રીતના હજારો ભય ઉપજાવે એવાં નર્કનાં દુઃખનાં વર્ણનો કરવામાં આવેલાં જોવામાં આવે છે. છતાં પણ જગતમાં પ્રાણિમાત્ર શાસ્ત્રે કહેલાં પાપોને કરવામાં રચી પચી રહેલા છે. જેમ માણસો સાપથી અને વિષથી મરણના ભયને લીધે દૂરના દૂર રહે છે તેમ જે પાપથી એકવારને બદલે અનંતવાર મરણ થાય છે, નહિ ખમી શકાય એવી વેદના થાય છે, મનુષ્યજન્મ હારી જવાય છે. પશુ, પક્ષી કે કીટ પતંગાદિમાં અવતાર થાય છે તોપણ તેવાં શાસ્ત્રે માનેલાં પાપનું રાત્રીદિવસ સેવન કરવામાં આવે છે. એટલા માટે પાપથી દુઃખ થાય છે એવી વાતને આપણે જાણીએ છીએ પણ માનતા નથી. આટલા ઉપરથી એટલી વાત સિદ્ધ થઈ શકે છે, કે જે ફળ સત્યને સત્ય અને અસત્યને અસત્ય, કર્તવ્યને કર્તવ્ય અને અકર્તવ્યને અકર્તવ્ય માનવામાં છે તેટલું જાણવામાં નથી. અર્થાપત્તિ ન્યાયથી એટલું સાબિત થાય છે, કે માનવું એ ધર્મ છે અને માત્ર જાણવું એ કાંઇ ધર્મ નથી. અને એટલાજ માટે જેમ માનનારો ધર્મી ગણાય છે તેમ નહિ માનનારો ધર્મી ગણાતો નથી. એ પ્રમાણે વિચાર કરીને ધર્મનાં દશ લક્ષણવાળો ધર્મ વેદ છે અથવા વેદમાં છે. અથવા વેદાનુકુળ મત—પંથ—સંપ્રદાયમાં છે. અને એટલાજ માટે અમારાં વેદાદિ શાસ્ત્રો ખરાં છે અથવા અમારા મત—પંથ—સંપ્રદાયો ખરા છે એમ જાણવાથી કંઇ લાભ થતો નથી; પરંતુ જે મનુષ્ય આ દશલક્ષણ યુક્ત ધર્મને પોતાના હૃદયમાં સ્થાપે, પોતે તેને જાણે નહિ પણ માને, તો માણુસ ખરો ધર્મી ગણાય અને એવા માણુસ જગતને કે પોતાને લાભ કરી શકે અથવા તારણ મેળવી શકે. કોઇપણ ધર્મમાં એવી વાત લખવામાં આવીજ નથી કે વર્તમાન કાળમાં વાતવાતમાં ક્ષુલ્લક કારણ ઉત્પન્ન થતાં, મનુષ્યો ધીરજ ખોઇને આપઘાત જેવું સાહસ કરી બેસે. જો તેણે ધર્મનો પ્રથમ પાદ, **ધીરજ રાખવી** એ માન્યો હોત તો તે આપઘાત કરીને અધોગતિએ નર્કનાં દુઃખ ભોગવવા તત્પર થતે નહિ.

કોઇપણ ધર્મમાં એવું નથી કહેવામાં આવ્યું, કે હાલના જમાનામાં જેમ થોડા ગુન્હા માટે મોટું વેર લેવામાં આવે છે તેમ વેર લેવું, પણ તેથી ઉલટું ગુન્હાનો પ્રકાર જોઈને તેને ક્ષમા આપવાને માટેનો બોધ કરવામાં આવ્યો છે. અને તે બોધ વારે વારે કરવામાં આવે છે અને તમામ લોકો તે વાત જાણે છે. પરંતુ જેટલે જેટલે દરજ્જે ગુન્હેગાર સામાના જુલમને, સામાન દંડને, સામાએ ઉત્પન્ન કરેલા દુઃખને સહન કરવાની શક્તિ ધરાવતો હોય અથવા સહન કરે, ત્યાં સુધી તેને ક્ષમા આપી શકાતી નથી. ક્ષમા તો ત્યાંજ આપી શકાય છે કે જેની

સામા આપણું જોર ચાલતું નથી, જેની આપણને હંમેશાં ગરજ હોય છે, જે આપણા ઠપકાને કે કરેલી સજાને સ્વીકારતો નથી પણ "ચોરી ને સરજોરી" એ કહેવત પ્રમાણે તે સામો થાય છે તેને ક્ષમા આપવામાં આવે છે, મતલબ કે કોઈપણ પ્રકારનો કોઇપણ પ્રાણીએ ગુન્હો કર્યો હોય તે અંતઃકરણની ઉર્મિથી આપણે ક્ષમા કરીએ એ ધર્મ કહેવાય છે, અને નહિ છૂટકે ક્ષમા કરીએ તે અધર્મ કહેવાય છે.

હાલના વખતમાં ઇંદ્રિયદમન કરવું એ તેના મૂળ અર્થથી ઘણુંજ વેગળું ગએલું દેખાય છે, ઇંદ્રિયદમનનો અર્થ આજે સ્થૂળ શરીર પર આવી અટકયો છે. એટલે એક માનુષ્ય આંખનું દમન કરવા માટે હંમેશાં આંખ બંધ રાખે, કાનનું દમન કરવા માટે કાનને દાટા મારી મૂકે, નાકનું દમન કરવા માટે નાકને બંધ રાખે, જીભનું દમન કરવા માટે સ્વાદનો ત્યાગ કરે અને સ્પર્શેંદ્રિનું દમન કરવા માટે તેને નકામી બનાવી મૂકે અથવા પોતાના શરીરને કોઇનો સ્પર્શ થવા દે નહિ શરીરના વ્યાપારમાં કુદરતે એવી ગોઠવણ કરેલી છે, કે દશ ઇન્દ્રિય પૈકી પાંચ જ્ઞાનંદ્રિયો, જ્ઞાને કરીને વસ્તુને જાણે અને અગિયારમી ઇંદ્રિયરૂપ મન, જ્ઞાનેદ્રિયની ઇચ્છાને અથવા જ્ઞાનને કર્મેંદ્રિય તરફ પહોંચાડે એટલે કર્મેંદ્રિય તે કામ કરે, એવો ક્રમ હોવા છતાં વિચાર કરતાં માલમ પડે છે, કે ઉપર કહેલી જ્ઞાનેદ્રિયો જેને આપણે જોઇ શકીએ છીએ તે ઇન્દ્રિયો, ઇંદ્રિયરૂપ કારણ નથી પણ જ્ઞાનેંદ્રિયનું કરણ છે. એટલે જેમ એક માણસના હાથમાં લાકડી પકડેલી હોય અને તે લાકડીને કરણ બનાવી, હાથ કારણરૂપ થઇ સામા માણસને મારવાનો પ્રયત્ન કરે પણ એ લાકડીમાં મારવાપણું નથી. મારવાપણું તો માત્ર હાથમાં છે. તેમ જ્ઞાનેંદ્રિયનાં સ્થાનો કરણ હોવાથી તેનામાં જ્ઞાન કે અજ્ઞાનની શકિત નથી પરંતુ તે ઇંદ્રિયમાં રહેલી તન્માત્રાઓ, જે જ્ઞાનેંદ્રિયના કારણરૂપ છે તે કાર્ય કરી રહી છે. એટલે પાંચ જ્ઞાનેદ્રિયનું અને પાંચ કર્મેન્દ્રિયનું સ્થૂળ સ્વરૂપ નાશ પામે અથવા સ્થૂળ શરીરનું દમન થાય તેથી કંઇ તન્માત્રારૂપ ઇન્દ્રિયોનું દમન થાય નહિ. આજ કાલ આ જમાનામાં ઇંદ્રિયદમન કરનારાઓ ઘણા જોવામાં આવે છે પરંતુ તેની વાંસનાલિંગરૂપ પાંચ તન્માત્રાનું દમન થએલું જણાતું નથી. દમ શબ્દનો એટલોજ અર્થ થઇ શકે છે, કે ઉત્પન્ન થએલી ઇચ્છાને રોકવી. તે ઉત્પન્ન થએલી ઇચ્છા કયારે રોકાય છે, કે જ્ઞાનેંદ્રિયના હુકમને મન ગ્રહણ કરી કર્મેન્દ્રિયને પહોંચાડે નહિ. એટલે જેમ એક નવયૌવના શૃંગારથી સજીત હાવભાવ સાથે તૈયાર થએલી સ્રી એક પુરુષને આલિંગન કરે; જો તે પુરુષે દમ સાધ્યો હોય અથવા ઇન્દ્રિયનું દમન કર્યું હોય તો તેના મનમાં કામવાંસના ઉત્પન્ન થાય નહિ. પણ જે પુરુષે કામવાંસનાથી ભોગ મેળવનારી ઇન્દ્રિયનું દમન કરી ઉપસ્થ ઇન્દ્રિયને નકામી કરી મૂકી હોય અને તે મનના

હુકમને માનેજ નહિ, તેથી કંઇ તેનું ઇન્દ્રિયદમન થયું હોય એમ મનાય નહિ. પણ દમ અથવા દમન તો તેનું ગણાય કે સ્ત્રીના આલિંગનથી, તેના દર્શનથી, તેના સ્પર્શનથી, તેના વાણીવિલાસથી, પુરુષની જ્ઞાનેન્દ્રિયમાં પ્રવેશ થયા પછી તેનું મન ઉપસ્થ ઈંદ્રિયને કામવાંસનાનો વેગ પહોંચાડે નહિ એટલે જનકવિદેહીના જેવો દમ થયો કહેવાય. દાખલા તરીકે દરિદ્રી સાધુ થાય, ભૂખ્યો ગમે તે ખાય, તે કંઈ સાધુવૃત્તિ ગણાય નહિ. પણ ધનવાન ધનનો મોહ છોડી, સમૃદ્ધિમાન સમૃદ્ધિનો ભોગ છોડી, સ્ત્રીપુત્રવાન કુટુંબનો યોગ છોડી સાધુ થાય તેજ ખરો સાધુ, ત્યાગી, વૈરાગી, કે દમ કરનારો ગણાય. એ પ્રમાણેના દમને તાબે થઇ ઇન્દ્રિયો બળવાન છતાં જેની ઇન્દ્રિયો વિકારને પામતી નથી તેજ પુરુષ ધર્મના ત્રીજા લક્ષણ દમને પામ્યો છે એમ ગણી શકાય. ચોથું લક્ષણ અસ્તેયનું છે. અસ્તેય શબ્દનો અર્થ ચોરી નહિ કરવી એવો થાય છે. અમે તો એમ કહી શકીએ છીએ કે જે પુરુષનો દમ બરાબર સંધાયો હોય અથવા જે પુરુષમાં ધર્મનું ત્રીજું લક્ષણ દમ બરાબર પ્રકટ થયું હોય તેને અસ્તેયનો ગુણ આપોઆપજ મળી શકે છે. છતાં ધર્મના લક્ષણરૂપ ચોથું લક્ષણ અસ્તેયનું એટલે ચોરી નહિ કરવી એવું લખવામાં આવ્યું છે તેનું પણ કંઈ કારણ હોવું જોઇએ. અમને વિચાર કરતાં સમજાય છે, કે હાલમાં ચોરી તેને કહેવાય છે, કે જે વસ્તુ આપણી નથી છતાં તેને લેવી. અથવા પારકી મિલ્કતને મિલ્કતના માલિકને ખબર પાડ્યા સિવાય ચોરી લાવવી. પણ એટલા અર્થમાં આ શબ્દનો સમાવેશ થતો નથી. જો ચોરી શબ્દનો ધાર્મિક અર્થ કરીએ તો આજે આખું જગત્ અહોરાત ચોરી કરી રહ્યું છે. કારણ કે મિલ્કતની ચોરી એ સ્થૂળ ચોરી છે પણ કાર્યની ચોરી એ સૂક્ષ્મ ચોરી છે. આજે આપણે આખી દુનીઆમાં જોઇશું તો એજ વાત પ્રત્યક્ષ દેખાશે, કે વાતવાતમાં અમે ખાનગીમાં છીએ, આ વાત ખાનગી છે, એમ કહી દરેક ઘરમાં એક ખાનગી વિચારનું સ્થાન અને દરેક વેપારીને ત્યાં ચેમ્બર જોવામાં આવે છે. એટલે કોઇપણ વાત પ્રત્યક્ષપણે કહેવામાં મનુષ્યમાત્રના મનમાં ભય ઉત્પન્ન થએલો છે. અને તે ભય હંમેશાં જૂઠાને હોય છે, એટલે જે વાતમાં અસત્ય સમાયલું હોય તેજ વાત ખાનગી રાખવી પડે છે, અને જ્યારે દુનીઆ મારૂ કુટુંબ છે, દુનીઆના મનુષ્યો મારા ભાઇ છે, એવી વાત કરનારા પોતાના કુટુંબીઓ તથા પોતાના ભાઇનાથી વાતને છુપાવે, તે ધનમાલની ચોરી કરતાં મોટી ચોરી ગણાય છે. વાતને છુપાવવાનું કારણ ત્યારેજ ઉપસ્થિત થાય છે, કે તેમાં જ્યારે અસત્ય હોય માટે અસ્તેયનો અર્થ એટલોજ થઇ શકે કે જે ક્રિયા આપણે કરીએ તે ક્રિયા ખાનગીમાં કે ચેમ્બરમાં કરવી પડે નહિ. અને એવી રીતે જે પુરુષને વાતની પણ ચોરી કરવી પડતી નથી તેનેજ અસ્તેય ખરૂં પ્રાપ્ત થયું છે એમ ગણી શકાય.

પાંચમું લક્ષણ શૌચ એટલે પવિત્રતા છે. આજકાલ આપણા દેશમાં સનાતન ધર્મને માનનારા મનુષ્યમાત્રના મનમાં હંમેશાં એવોજ ભય રહે છે, કે રખેને હું અપવિત્ર થઇ જાઉં કારણ પવિત્ર રહેવું એજ મારો ખરો ધર્મ છે. તે અપવિત્ર થવાના ભયથી એક બીજાનું ખાતાં, એક બીજાનું પાણી પીતાં, એક બીજાનો સ્પર્શ કરતાં અને એક બીજા સાથે સંબંધમાં જોડાતાં ડરતો અને ડરતો રહે છે. ખાવું અને પીવું એ બે વાતને અલગ રાખી માત્ર પવિત્રને અપવિત્રનો સ્પર્શ થવાથી, પવિત્ર વસ્તુ અપવિત્ર થઈ જાય છે તે વાતમાંજ અમને તો આશ્ચર્ય થાય છે, કારણ કે પવિત્ર અપવિત્રનો કે અપવિત્રને પવિત્રનો સ્પર્શ થવાથી કોણ અપવિત્ર થાય છે, એ સમજી શકાતું નથી. ખરી વાત તો એ છે કે અપવિત્ર વસ્તુને પવિત્રનો સ્પર્શ થવાથી, અપવિત્ર વસ્તુ પવિત્ર થવી જોઇએ. જેમ મહાપાપી મનુષ્યો પરમહંસ, પરમાત્માસ્વરૂપ, સદ્‌ગુરુના ચર્ણ સ્પર્શથી પવિત્ર થાય છે, અપવિત્ર વસ્તુઓ ગંગાજળ જેવા પવિત્ર પાણીથી પવિત્ર થાય છે, અપવિત્ર થએલું શરીર પવિત્ર પાણીએ સ્નાન કરવાથી પવિત્ર થાય છે. તેથી કંઈ અપવિત્રને પવિત્ર કરતાં સદ્‌ગુરુ, ગંગાજળ કે પાણી અપવિત્ર થતાં નથી એટલે આપણા દેશમાં જે જે વ્યક્તિઓ પોતાને ઉચ્ચ અને પવિત્ર માને છે તે તે વ્યક્તિઓ નીચ અને અપવિત્ર મનુષ્યના સ્પર્શથી અપવિત્ર થવી જોઇએ નહિ. પણ પવિત્ર પુરુષના સ્પર્શથી અપવિત્ર અને અસ્પર્શ મનાતા મનુષ્યો પવિત્ર થવા જોઇએ. અને જો અપવિત્રથી પવિત્ર વસ્તુ અપવિત્ર થઇ જતી હોય, તો પવિત્રમાં પવિત્ર શ્રી પરમેશ્વર અને તેના સ્થૂળરૂપે મનાતા પવિત્રમાં પવિત્ર અવતારૂપ રામાકૃષ્ણાદિને અપવિત્રમાં અપવિત્ર મનુષ્યો અને અસ્પર્શમાં અસ્પર્શ મનુષ્યો સ્પર્શ કરે છે છતાં તેઓ કંઇ અપવિત્ર થતા નથી, પરંતુ તેઓના પવિત્ર આત્માના પ્રતાપથી અપવિત્ર આત્માઓ પવિત્ર થાય છે. તેવી રીતે જે મનુષ્યો પોતાને પવિત્ર માનતા હોય તે મનુષ્યોએ અપવિત્રના અન્નને, અપવિત્રના પાણીને, અપવિત્રના શરીરને, પોતાની પવિત્રતાના બળથી તેઓને પવિત્ર બનાવવા જોઇએ પરંતુ હાલના પવિત્ર મનાતા લોકો જેમ એક મનુષ્ય કાચને હીરો માની તેને કોઇ ઝવેરીને બતાવતાં કે બઝારમાં ખુલ્લો મૂકતાં તેની કિંમત ઘટી જવાના ભયથી ડરે છે, તેમ હાલના પવિત્રતાનું અભિમાન ધરાવનારા પોતાની પવિત્રતા અપવિત્ર વસ્તુથી અપવિત્ર થઇ જાય છે, એમ માની બેઠેલા છે, તે એટલે સુધી કે પતિની અપેક્ષાએ પત્ની પવિત્ર ગણાય છે એટલે શૌચનો આડંબર કરનારા ધર્માવલંબીઓમાં પત્ની પતિને અસ્પર્શ ગણે છે, માતા પુત્રને અસ્પર્શ ગણે છે, બેન ભાઈને અસ્પર્શ ગણે છે, સગાં સગાંને, કુટુંબ કુટુંબીઓને અસ્પર્શ ગણે છે. કેટલીક અવસ્થામાં બ્રાહ્મણ બ્રાહ્મણોને, બ્રાહ્મણ વાણીઆને, વાણીઆ રજપુતોને, રજપુતો કણબીને, કણબીઓ

કારીગરોને, કારીગરો કાળીપરજની શૂદ્ર જાતિઓને, અને તે શૂદ્રજાતિઓ અંત્યજોને અપવિત્ર ગણી અસ્પર્શ માને છે. એટલે પોતાની પવિત્રતા ઉપર પોતાને વિશ્વાસ નથી. પોતે જો પોતાની પવિત્રતાના બળથી પોતે શૂચિ છે એમ માનતા હોય તો એક બીજાથી ઉત્તરોત્તર અપવિત્ર મનાતા મનુષ્યોને અથવા મનુષ્યોના ખાનપાનને કે સ્પર્શ સંસર્ગને પવિત્ર બનાવી શકત. ધર્મનું પાંચમું લક્ષણ ત્યારેજ મનુષ્યમાં પ્રકટ થએલું ગણાય કે જેના શૌચથી એટલે જેની પવિત્રતાથી અશૌચી અને અપવિત્ર મનુષ્યો તથા વસ્તુઓ પવિત્ર થાય. અમને આશ્ચર્ય તો એ લાગે છે કે એક અસ્પર્શને અડકયા પછી જે પાણીથી અમે પવિત્ર થઇએ છીએ એજ પાણીને અસ્પર્શ ગણાતો મનુષ્ય અડકે તો તે પાણી અપવિત્ર થઇ જાય છે. એનો અર્થ એટલોજ છે, કે અમારામાં ખરો શૌચ પ્રકટ થયો નથી અથવા અમે ખરા શૌચનું સ્વરૂપ જાણ્યું નથી, અથવા અમે ખરા ઉત્તમ, ઉંચ, કે પવિત્ર નથી.

ખરા શૌચનો અર્થ પવિત્રતા થાય છે, અને તે પવિત્રતા જેમ સૂર્યના પ્રકાશમાં અંધકાર પ્રકાશના રૂપમાં ફેરવાઇ જાય છે, તેમ પવિત્રતાના તેજમાં અપવિત્ર હોય તે પવિત્ર થઇ જાય છે. એટલે હાલમાં જે શારીરિક શૌચપર ધ્યાન આપવામાં આવે છે તેવો આ શૌચ નથી. પણ જે ક્રિયાથી માનસિક શૌચ એટલે મન પવિત્ર થાય, અપવિત્ર વસ્તુથી મન અભડાય, અભક્ષાભક્ષથી મન વટલાય જેથી અપવિત્રતા વધે. એથી આગળ વધીને અટલું તો કહી શકાય કે મનુષ્યશરીરમાં શાન્તિ ક્રોધથી અભડાય છે, બ્રહ્મચર્ય વિષયવાંસનાથી અભડાય છે, દયાના વિચાર હિંસાથી અભડાય છે. ક્ષમા વૈરથી અભડાય છે અર્થાત્ ધર્મ અધર્મથી અભડાય છે અથવા અપવિત્ર થાય છે. એટલા માટે વરેક મનુષ્યે અથવા દરેક ધર્મી ગણાતા મનુષ્યે અથવા ધર્મને પામવાની ઈચ્છા રાખનારા મનુષ્યે, શૌચ એટલે પવિત્રતા મેળવવા માટે અંતઃકરણને પવિત્ર બનાવવું જોઇએ. એટલે તે પવિત્ર અંતઃકરણની જ્યાં જ્યાં પ્રવૃત્તિ થાય ત્યાં ત્યાંથી અપવિત્રતા પવિત્રતાના રૂપમાં પલટાઈ જાય.

ધર્મનું છઠ્ઠું લક્ષણ ઇંદ્રિયનિગ્રહ છે, ઇન્દ્રિયનિગ્રહનો વિષય ધર્મનું ત્રીજું લક્ષણ જે દમન તેમાં કહેવાઇ ગયો છે છતાં પણ એટલું તો કહેવું જોઇએ, કે દમન કરેલા મનને પણ પંચ વિષયની ઉર્મિ ઉત્પન્ન થાય તોપણ ઇન્દ્રિયને તે કામમાં નહિ જોડવી એનું નામ ઇન્દ્રિયનિગ્રહ છે; કારણ કે ઘણા કાળનો પડેલો અભ્યાસ સહજમાં છૂટી શકતો નથી. જેમ વસ્ત્રને એકજ વાર ધોવાથી ચાલતું નથી પણ જ્યારે જ્યારે મેલું દેખાય ત્યારે ત્યારે તેને ધોવું પડે છે તેમ પવિત્ર થએલા મનના પ્રદેશ ઉપર પંચતન્માત્રા દ્વારાએ આવી પડતા મેલને ધોવા માટે વારે વારે ઇન્દ્રિયનિગ્રહની જરૂર પડે છે. જ્ઞાનેંદ્રિય ભલે પંચ વિષયનું ગ્રહણ કરે,

પંચ તન્માત્રાઓ ભલે તે પંચ વિષયને લઈને મનને પહોંચાડે પણ જ્યાંસુધી મન તે વિચારને અથવા તે વિષયને આભડછેટરૂપ માનીને ગ્રહણ કરે નહિ અને કદાચ ગ્રહણ કરે તો પણ કર્મેન્દ્રિયને પહોંચાડે નહિ, ત્યાંસુધી કર્મેન્દ્રિય કંઇપણ કામ કરી શકે નહિ. એટલાજ માટે આ છઠ્ઠાલક્ષણમાં ઇન્દ્રિયગ્રહ એટલે પાંચ કર્મેન્દ્રિયનો નિગ્રહ એટલે તેને કામકરતી રોકવી એમ કહ્યુ છે.

ધર્મનું સાતમું લક્ષણ ધીઃ=બુદ્ધિને ગણવામાં આવ્યું છે. બુદ્ધિને ગણવામાં એટલો બધો ઊંડો વિચાર કરવામાં આવ્યો છે, કે આત્માનું સૂક્ષ્મ શરીર જે મન–બુદ્ધિ–ચિત્ અને અહંકાર રૂપ ચાર અંતઃકરણ અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ તન્માત્રાઓ મળી નવ તત્ત્વનું વાંસનાલિંગ શરીર બનેલું છે, તેની વ્યવસ્થા એવી છે કે પંચતન્માત્રાઓ દ્વારાએ બાહ્ય જગત્‌માંથી પંચ-વિષયના પરમાણુઓ આવીને મન ઉપર ઠરે છે. તે મન તે કામ બુદ્ધિને સોંપે છે. બુદ્ધિ તે વાતને કબુલ કરી તે કામ ચિત્તને સોંપે છે, ચિત્ત તે લઇને અહં-કારને સોંપે છે, અને અહંકારની આજ્ઞા થતાંજ કર્મેન્દ્રિય તે કામને બજાવે છે. જે શરીરમાં આ વ્યવસ્થા પ્રમાણે કામ થાય છે ત્યાં અધર્મ આવી શકતો નથી પણ મનના ઉપર જે પંચવિષયનું દબાણ થાય તે મન દ્વારા બુદ્ધિને નહિ પૂછતાં અથવા બુદ્ધિ વિરૂદ્ધ હોય છતાં ચિત્તને સોંપવામાં આવે છે અને ચિત્તઅહંકા-રને સોંપે છે, એટલે અહંકાર કર્મેન્દ્રિય પાસે તે કામ કરાવે છે. જેના પરિણામેજ આખી પૃથ્વી ઉપરના પ્રાણિમાત્ર અશાંત દેખાય છે. જેથી કહેવામાં આવે છે કે જે પ્રાણી બુદ્ધિપુરઃસર કામ કરે છે ત્યાંજ ધર્મ ટકી શકેછે, પણ કામ બગડયા પછી બુદ્ધિને પૂછવા જાય અથવા એવો પસ્તાવો કરે કે જો બુદ્ધિના કહ્યા પ્રમાણે કામ કર્યું હોત તો આવા દુઃખમાં ડૂબત નહિ. એટલા માટે ધર્મનું સાતમું લક્ષણ બુદ્ધિને ગણવામાં આવી છે.

ધર્મનું આઠમું લક્ષણ વિદ્યાને ગણી છે, બુદ્ધિ ગમે તેટલો નિશ્ચય કરે ગમે તેટલી શુદ્ધ હોય, ગમે તેટલી શાન્ત હોય, ગમે તેટલી ન્યાયવાન હોય પણ જો તેની સાથે વિદ્યા નહિ હોય તો અવિદ્યાથી અંધકાર ફેલાવનારા સ્વાર્થી મનુષ્યો બુદ્ધિમાનને અધર્મને આડે રસ્તે ઘસડી જાય છે. જેમ આપણા દેશમાં વેદ ભણ-વાનો અધિકાર બ્રાહ્મણ સિવાય ઈતર વર્ણ પાસેથી છીનવી લેવામાં આવ્યો એટલે ત્રણ વર્ણમાં ગમે તેવો બુદ્ધિમાન માણસ હોય તો પણ તે વેદવિદ્યા જાણી શકે નહિ. તેબ્રાહ્મણોમાં કાળક્રમે સ્વાર્થપરતા વધવાથી પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે વિદ્યાને અવિદ્યાના રૂપમાં પલટો ખવડાવીને બુદ્ધિમાન લોકોની આગળ મૂકીને એવું બતાવ્યું કે અમે જે કર્મ કરીએ છીએ તે વેદવિદ્યા પ્રમાણે છે. વેદવિદ્યાનું

નામ સાંભળીને બ્રાહ્મણ સિવાયની ત્રણ વર્ણના બુદ્ધિમાન માણસોને પણ તે વાત કબુલ કરવી પડી એટલે મહીધરાચાર્ય, અને સાયણાચાર્ય જેવા મહાન વિદ્વાનોએ પોતાનો સ્વાર્થ સાધવા માટે વેદનાં ખોટાં ભાષ્યો કરીને વેદને નામે અભક્ષાભક્ષ, અપેયાપેય, અગમ્યાગમ્ય, અને અર્થપ્રાપ્તિરૂપ ઇચ્છિતફળ મેળવ્યું, અને વિદ્યા-વિનાના બુદ્ધિમાન લોકોને તેને તાબે થવું પડયું. પણ જો તે બુદ્ધિમાન લોકો વિદ્વાન હોત તો વેદના ભાષ્યકારોથી વેદના ખોટા અર્થ કરી શકાત નહિ અને કદાચ કર્યો હોત તો પ્રજા તેને માનત નહિ. એટલા માટે બુદ્ધિ ગમે તેટલી નિર્મળ હોય તો પણ તેને વિદ્યાની જરૂર છે. અને તેથીજ બુદ્ધિને ધર્મનું આઠમું લક્ષણ ગણ્યું છે.

ધર્મનું નવમું લક્ષણ સત્ય છે. બુદ્ધિ અને વિદ્યા બે જ્યાં હોય ત્યાં સત્ય પ્રકટ થયા વિના રહેતું નથી. જો સત્યને અસત્ય ઠરાવવામાં આવે તો અસત્ય ઠેરવનારો મનુષ્યજ અસત્ય ઠરે એટલા માટે સત્યની એટલીજ વ્યાખ્યા કરવામાં આવી છે કે જે વસ્તુ જેવી છે તેને તેવી જાણવી. જે વસ્તુ જેવી છે તેને તેવી જોવી. જે વસ્તુ જેવી છે તેને તેવી માનવી. અને જે વસ્તુ જેવી છે તેને તેવી રીતે ઉપયોગમાં લેવી. એનુંજ નામ સત્ય છે.

ધર્મનું દશમું લક્ષણ અક્રોધ છે. વ્યવહારશાસ્ત્રમાં ક્રોધ એટલે જ્ઞાનનું અજીર્ણ છે કારણ કે પોતે માનેલા, પોતે જાણેલા, પોતે વિચારેલા, પોતે સમજેલા અને પોતે નિશ્ચય કરેલા વિચારની વિરૂદ્ધ કોઇ બોલે અથવા કોઇ કાર્ય કરે અથવા કોઇ વર્તે તો તે જ્ઞાનીને સ્વાભાવિક ક્રોધ ઉત્પન્ન થાય છે. અને એ ક્રોધ ઉત્પન્ન થવાથી તમો ગુણની વૃદ્ધિ થઇ તેને મોહ થાય છે, અને તે મોહને લીધે બુદ્ધિનો વિભ્રમ થાય છે, તે બુદ્ધિ વિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને જેની બુદ્ધિનો નાશ થાય છે તે પોતે અથવા તેનું સર્વસ્વ નાશ પામે છે. એટલા માટે જેમ મનુષ્યને વસ્ત્રાલંકારની જરૂર પડે છે અથવા મનુષ્યને રક્ષણ કરવા માટે વસ્ત્ર જોઇએજ છે, તેમ અક્રોધ એ નવ પ્રકારનાં નવે અંગ યુક્ત મનુષ્યના ધાર્મિક શરીરને શોભાવવા, રક્ષણ કરવા માટેનું આચ્છાદાન એટલે સુશોભિત વસ્ત્ર છે. તેથીજ અક્રોધને દશમું એટલે છેલ્લું લક્ષણ કહેવામાં આવ્યું છે.

મિત્રો, આ પ્રમાણે શાસ્ત્રકારોએ, વેદધર્મની શ્રેષ્ઠતા બતાવવા માટે, વેદધર્મ દશ લક્ષણ યુકત છે, અથવા વેદધર્મી દશલક્ષણ યુકત હોવો જોઇએ, તે દશ લક્ષણ મેળવવાનો મનુષ્યમાત્રને હક છે. પછી તે ગમે તે વર્ણમાં હોય, ગમે તે વેદ, કે તેની શાખામાં હોય, ગમે તે કુળમાં ઉત્પન્ન થએલો હોય, અથવા ગમે તે કાર્ય કે કર્મ કરતો હોય તોપણ તેણે તેને ધર્મી થવા માટે ધર્મનાં દશ

લક્ષણ મેળવવાનો સંપૂર્ણ અને સ્વતંત્ર હક્ક છે. એટલું કહ્યા પછી કોઇપણ વસ્તુને શુદ્ધસ્વરૂપમાં કાયમ રાખવા માટે તેનું નિત્ય પ્રતે પ્રમાર્જન કરવું પડે છે. તે પ્રમાર્જન કરવાને મનુષ્યને યજન (યજ્ઞ) કરતા રહેવાની જરૂર છે. તેથી આ વિષયને પૂરો કરી મનુષ્યે દશ લક્ષણ યુકત ધર્મના પ્રમાર્જન માટે પંચ મહા યજ્ઞનું નિત્ય સેવન કરવાની જરૂર છે. જેથી આવતે રવિવારે પંચ મહા યજ્ઞ એ વિષય પર બોલવામાં આવશે. એટલુંજ કહીને બેસી જવાની રજા લઉં છું. ઇતિશમ્

ओश्म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओश्म शांतिः शांतिः शांतिः



## ભાષણ ૧૩મું.

# પંચ મહાયજ્ઞો.

સુરત, રવિવાર તા. ૯-૫-૨૦.

ओ३म् यांमेधां देवगणाः पितरश्चो पासते ।
तयामामद्यमेधयाग्नेमेधाविनं कुरुस्वाहा ॥ १ ॥

ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

ગયે રવિવારે વેદધર્મ સર્વથી શ્રેષ્ઠ છે, તે એટલા માટે કે વેદધર્મી દશ લક્ષણયુક્ત થઈ શકે છે, એટલે જે ધર્મ દશ લક્ષણવાળો હોય અથવા જે મનુષ્યમાં દશ લક્ષણ પુરાં પ્રકટ થયાં હોય તેજ ધર્મ તથા ધર્મી કહેવાય છે. તે દશ લક્ષણને કોઈ પણ જાતની ખામી આવે નહિ અથવા દશ લક્ષણો ઉત્પન્ન થએલા મનુષ્યને પ્રમાદ, આળસ, અને કષાયને લીધે ધર્મથી પતિત થવાય નહિ એટલા માટે પોતાના ધર્મને પવિત્ર રાખવા માટે તે મનુષ્યે નિત્ય કર્મ તરીકે પંચ મહાયજ્ઞો કરવાના છે. જે મનુષ્ય નિત્ય પંચ મહાયજ્ઞ કરે છે તેનો ધર્મ અપવિત્ર થતો નથી, પણ તે પવિત્ર ધર્મથી અપવિત્રો પવિત્ર થાય છે એટલા માટે આજે **પંચ મહાયજ્ઞો** એ વિષય રાખવામાં આવ્યો છે.

જેને વેદનો અધિકાર છે અથવા જેને વેદનો અધિકાર મળેલો છે તેને પંચ મહાયજ્ઞો કરવા તે ફરજીઆત છે, જો તે મનુષ્ય નિત્ય પંચ મહાયજ્ઞો કરતો હોય તેથી તેને વિશેષ પુન્ય નથી. પણ જો તે પંચ મહાયજ્ઞોનો ત્યાગ કરે તો તેને પ્રાયશ્ચિત લાગે છે. એ પંચ મહાયજ્ઞોમાં પ્રથમ ઋષિયજ્ઞ, બીજો દેવયજ્ઞ, ત્રીજો ભુતયજ્ઞ, ચોથો પિતૃયજ્ઞ, અને પાંચમો નૃયજ્ઞ એટલે અતિથિ યજ્ઞ.

એ પ્રમાણે ગૃહસ્થાશ્રમીને વેદ વિહિત કર્મ કરતાં પંચ મહાયજ્ઞો કરવાજ જોઇએ. કારણ કે યજ્ઞના સંકલ્પમાં કહ્યું છે કે, पञ्च सूना जनित दोष परिहारार्थे पञ्च महायज्ञ महं करिष्ये॥ અર્થાત્ ગૃહસ્થને પાંચ પ્રકારના ગૃહસ્થાશ્રમમાં દોષ લાગે છે. તે દોષનું નિવારણ કરવાને માટે હું પંચ મહાયજ્ઞો કરૂં છું. એવો સંકલ્પ કરીને યજ્ઞકર્મમાં પ્રવેશ કરવો. પંચ મહાયજ્ઞની વ્યાખ્યા કરતાં ભગવાન મનુ મનુસ્મૃતિમાં કહે છે કે,

ऋषियज्ञं देवयज्ञं भुतयज्ञं च सर्वदा।
नृयज्ञं पितृयज्ञं च यथा शक्ति न हापयेत्॥
अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञश्च तर्पणं।
होमो, दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथि पूजनं॥

યજ્ઞ શબ્દની વ્યુત્પત્તિ કરતાં अञ्चु गति पूजनयोः અથવા यज् देव पूजा संगति करण दानेषु. એટલે યજન કરવું, ગતિ આપવી, અને દાન કરવું, એ પહેલો અર્થ. દેવપૂજા કરવી, સંગતિ કરવી અને દાન આપવું એ બીજો અર્થ. આ બેઉ અર્થમાં એકજ વાત સમાયલી છે. પ્રથમમાં જે વસ્તુ આપણે આપીએ તેને એવી ગતિ મળે કે જેથી કોઇ માણસનો અથવા કોઈ વસ્તુનો સત્કાર થાય. બીજા અર્થમાં દેવ કહેતાં વિદ્વાનની પૂજા એટલે સત્કાર કરવો, પણ તે સત્કાર સંગતિ કરણ એટલે દોષને દૂર કરનારો નીવડે. અને તેવા વિદ્વાનને દાન કરવું એજ ખરો યજ્ઞ છે. ઉપર કરેલા પાંચે યજ્ઞોમાં આ બેઉ પ્રકારના અર્થનો કેવી રીતે સમાવેશ કરવામાં આવ્યો છે તેનું વિવેચન અત્રે કરવાનું છે. પ્રથમ ઋષિ યજ્ઞ એટલે અધ્યાપન. અધ્યાપન એટલે ભણવું અર્થાત્ પ્રાતઃકાળમાં ઉઠીને શૌચાદિકથી પરવારીને સ્વાધ્યાય એટલે જે વિદ્યા ભણ્યા હોઇએ તેનું અધ્યાપન કરવું, એનું નામ ઋષિયજ્ઞ અથવા બ્રહ્મયજ્ઞ કહેવાય છે. યજ્ઞ શબ્દના અર્થમાં જે દેવ પૂજા કહેલી છે તેની સંગતિ ત્યારેજ થાય કે ગુરુદેવ તરફથી જે વિદ્યા મળેલી છે તેનો નિત્ય સ્વાધ્યાય થાય એટલે તે વિદ્યા વિસારે નહિ પડવાથી બીજાને દાનમાં આપી શકાય. મતલબ કે વિદ્યા ભણીને તેની સંગતિ કરીને દાનમાં આપવામાં આવે તોજ તેણે બ્રહ્મયજ્ઞ અથવા ઋષિયજ્ઞ કર્યો કહેવાય. એ પછી બીજો દેવયજ્ઞ આવે છે, દેવ શબ્દનો અર્થ વિદ્વાન થાય છે. અથવા દેવશબ્દના પ્રકાશક વાચક અગિયાર અર્થ થાય છે તેમાંથી અત્રે વિદ્વાન્ અર્થ લઇ શકાય છે એટલે વિદ્વાનની પૂજા અથવા સત્કાર કરવાથી જે સંગતિ એટલે અનુભવી જ્ઞાન મળ્યું હોય તે જ્ઞાનનું પોતાના વિદ્યાર્થીઓને અથવા પ્રજાને જે દાન કરવામાં આવે તેનું નામ દેવયજ્ઞ કહી શકાય છે. તે

પછી ત્રીજો ભુત યજ્ઞ આવે છે, એટલે સંધ્યોપાસન વિધિ પૂરી કર્યા પછી મનુષ્યના મળમૂત્રાદિ કર્મને લીધે આકાશમાં રહેલાં પંચ મહાભુતોને શુદ્ધ કરવા માટે અગ્નિમાં જે હવન કરવામાં આવે તે ભુત યજ્ઞ કહેવાય છે. આ યજ્ઞમાં અગ્-યુ ગતિ, પૂજનયો એ વ્યુત્પત્તિનો સમાસ થાય છે. એટલે અગ્નિમાં જે હુત દ્રવ્યનું યજન કરવામાં આવે તે અશોચથી ઉત્પન્ન થએલા આકાશમાં ફરતા વિષરૂપ પરમાણુને અમૃતીકરણ કરી અમૃતનારૂપમાં ફેરવી નાંખે, એટલા માટેજ એને ભુતયજ્ઞ કહેવામાં આવે છે. કોઇ શંકા કરે કે ભુત એટલે પરમાણુ તે વિષ ધર્મને પામેલા હોય તે અમૃત રૂપમાં શી રીતે ફરી શકે? કારણ કે ધર્મીથી ધર્મ જુદો પડી શકતો નથી. આ પ્રશ્નોના ઉત્તરમાં એટલુંજ જણાવાનું કે જગત્‌માં મહદાકાશમાં રહેલા પંચભુતોના પરમાણુઓ પૈકી કોઇ અમૃતરૂપ પણ નથી અને કોઇ વિષયરૂપ નથી પરંતુ તે પરમાણુને અમૃતની અથવા વિષની સંગતિ થવાથી તે તે સ્વભાવને ગ્રહણ કરે છે. પણ જેમ ખાટી કમરખને ચુનો ચોપડવાથી તે પોતાના ખટાશ ધર્મને તિરોભાવ આપી મિઠાશના ધર્મનો આવિર્ભાવ કરે છે અથવા કાળીજીરીનો ઉકાળો અત્યંત કડવો હોવા છતાં તેમાં અકલગરાનું ચૂર્ણ નાંખ્યું હોય તો તે પોતાના કડવા ધર્મના તિરોભાવ કરી મિઠા ધર્મનો આવિર્ભાવ કરે છે. એટલે ચુનો ચોપડવાથી ખાટી કમરખ મીઠી થાય થાય છે. અને અકલગરો નાંખવાથી કડવીજીરીનો કડવો ઉકાળો મીઠો થાય છે. તે પ્રમાણે અગ્નિમાં હુતદ્રવ્ય ધૃત સહવર્તમાનનું દાન કરવાથી એટલે આહુતિ આપવાથી, આકાશમાં રહેલા વિષરૂપ પરમાણુ સાથે તેની સંગતિ થવાથી તે અમૃતરૂપ થએલા પરમાણુ વડે, ભુત માત્રને આરોગ્યતા પ્રાપ્ત થાય એવું દાન કરી શકાય છે. એટલા માટેજ એને ભુત યજ્ઞ કહેવામાં આવે છે. એ પછી ચોથો પિતૃયજ્ઞ આવે છે.

**પિતૃ તર્પણમ્** પિતૃયજ્ઞ એટલે પિતૃનું તર્પણ કરવું. અહિંઆં તર્પણ શબ્દનો અર્થ તૃપ્તિ થાય છે. અમારા દેશમાં ઘણા વખતથી એવો ચાલ ચાલતો દેખાય છે કે દરેક વર્ષના ભાદ્રપદ માસમાં શ્રાદ્ધ એટલે મરી ગએલા પિતૃઓને તૃપ્ત કરવા નિમિત્તે તેનું તર્પણ કરી, અમુક બ્રાહ્મણોને સગાં કુટુંબીઓને, અથવા છેલ્લે પોતાના ઘરના મનુષ્યોને મિષ્ટાન્ન પદાર્થથી તૃપ્ત કરવામાં એટલે જમાડવામાં આવે છે. તેવીજ રીતે વિક્રમ સંવતના બેસતા વર્ષે એટલે કારતક માસમાં પૂર્વજ નિમિત્તે પોતપોતાના કુટુંબમાં મિષ્ટાન્ન પદાર્થનું જમણ થાય છે. જેમ જાપાન દેશમાં મરી ગએલા પૂર્વજોને રહેવાને માટે દરેક ઘરમાં એક સ્થાન રાખવામાં આવે છે એને તે સ્થાનને એવું પવિત્ર માને છે કે જે વસ્તુને અથવા જે કાર્યને જાપાન દેશમાં પાપ ગણવામાં આવે છે તેવું પાપ-કર્મ કરીને જો ઘરનો માણસ

આવ્યો હોયતો તે પોતાના ઘરમાં રાખેલા પિતૃના સ્થાનમાં જતાં થર થર કંપે છે. તેઓ એમ માને છે કે મરી ગએલા પિતૃઓ આ ઓરડીમાં હંમેશાં રહે છે, અને તેને અણુગમતું કાર્ય કરીને આવેલા પુરુષ ઉપર તે ક્રોધે ભરાય છે અથવા નાશજ કરે છે. એ માન્યતા તેઓની ખરી હોય કે ખોટી હોય તે ઉપર આપણે જોવાનું નથી, પણ એ રૂઢિથી એટલું તો સચવાઇ રહે કે પૂર્વજોના સ્થાપેલા નીતિધર્મથી કોઇ માણસ ઉલટો ચાલી શકે નહિ. તેવીજ રીતે આપણા દેશમાં પણ મરેલા પિતૃઓનું શ્રાદ્ધ કરે છે અને તે દિવસે પિતૃનું તર્પણ કરે છે. એટલે આ રિવાજ બૌદ્ધ ધર્મીઓમાંથી આપણા દેશમાં આવ્યો કે આપણા દેશમાં બૌધધર્મીઓમાં ગયો તે કંઇ હાલમાં નક્કી થઇ શકે નહિ. પરંતુ એટલું અનુમાન કરી શકાય કે જેમ બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમાંથી બીજા દેશોમાં જઇને સ્થાયી થયો, તેમ હિંદુસ્તાનના રીતિ રિવાજ પણ ત્યાં દાખલ થયા હોવા જોઇએ. વધારે અનુમાન કરતાં એમ સમજાય છે કે જાપાનના સામુરાઈ લોકોની પેઠે હિંદુસ્તાનમાં ક્ષત્રિયોજ લડાઇનું કામ કરતા. તે ક્ષત્રિયોમાં દર વર્ષે પોતાનો જુસ્સો કાયમ રાખવા માટે વર્ષા ઋતુની આખરે શરદ્ ઋતુમાં શ્રાદ્ધ પક્ષની ગોઠવણ કરવામાં આવી હોય કારણ કે વિજ્યા દશમીનું મુહૂર્ત લડાઈનું પ્રસ્થાન ગણવામાં આવે છે. એટલા માટે પોતાના મિત્રોમાં, પોતાના કુટુંબીઓમાં, પોતાના સગાવહાલામાં કોઇપણ જાતનું વૈમનસ્ય ઉત્પન્ન થયું હોય તે વૈમનસ્ય દૂર કરીને સંપ કરવા માટે પોતાના પિતૃની મરણ તિથિને દિવસે, તે તિથિ ભાદ્રપદ માસમાં આવેલી હોય ત્યારે, પોતાને ઘેર સગાં કુટુંબીઓને તેડીને, જમણ નિમિત્તે એકઠા કરીને, સાથે બેસીને ભોજન લેવાથી, ગમે તેવું વૈમનસ્ય હોય તેની શાન્તિ થઈ જાય છે. અને તે પછી નવરાત્રના દિવસમાં જુવાન મનુષ્યો ઘેરીઆ થાય છે. ઘેરીઆ એટલે કોઇપણ શહેરને કે કિલ્લાને ઘેરો ઘાલનારૂં લશ્કર. તે ઘેરીઆઓ નવ દિવસ સુધી દિવસના કસરત કરે છે અથવા યુદ્ધના વ્યૂહને ગોઠવે છે અને સ્ત્રીઓ પોતાની કુળદેવીના ગરબા ગાય છે. અને શ્રાદ્ધપક્ષથી માંડીને નવરાત્રિના નવ દિવસ સુધી પોતાના પૂર્વજોના ઇતિહાસો ચરિત્રો કે જેનું વર્ણન વીરરસ પ્રાધાન્ય કાવ્યમાં કરેલું હોય, એવા ભાટ ચારણ અને પુરોહિતના મુખથી સાંભળીને પોતામાં લડાઈનું જોશ ઉત્પન્ન કરે છે. અને તે પછી વિજ્યા દશમીને દિવસે પોતપોતાના ગામ બહાર જઈ યુદ્ધનું પ્રસ્થાન કરી આવે છે. કે પછી કોઇપણ સમયે લડાઇમાં જવું હોય તો તેને મુહૂર્ત જોવાની જરૂર રહેતી નથી. આ હેતુને લઇને પૂર્વ કાળના લોકોએ રજપુતોમાં આ રૂઢિ દાખલ કરેલી હોય તો તે સંભવિત મનાય છે. પરંતુ ચાલુ વિષયના પિતૃ યજ્ઞમાં આ કહેલી રૂઢિનો સમાસ થતો નથી. કારણ કે યજ્ઞ શબ્દના અર્થમાં આપણે દેવપૂજા, સંગતિકરણ અને

દાન એવી વ્યુત્પત્તિ જોઇએ છે. તેમ ગૃહસ્થને માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ, આચાર્યદેવો ભવ, અને અતિથિ દેવો ભવ, એવો ઉપદેશ કરીને માતાને, પિતાને, ગુરુને આચાર્યને અને અતિથિને દેવ માનવાનો ઉપદેશ કરવામાં આવેલો છે. એટલે ગૃહસ્થાશ્રમીએ માતાપિતા, ગુરુ, આચાર્ય અને અતિથિને દેવ માની તેની પંચાયતન પૂજા એટલે તેનો સત્કાર કરવાનો છે. તે પછી સંગતિકરણ એટલે પોતાના સહયોગીઓ સાથે શ્રાદ્ધ એટલે શ્રદ્ધાપૂર્વક કોઈપણ જાતના કપટ વિના મળવું, એ રીતે સંગતિકરણ કરીને દાન એટલે એ પાંચ દેવોને અથવા આપણા આશ્રિતોને પોતાની શક્તિ અનુસાર શ્રદ્ધાપૂર્વક પ્રેમથી તેને જોઈતી વસ્તુ આપીને તેઓની તૃપ્તિ કરવી તેનું નામ પિતૃઓનું તર્પણ એટલે પિતૃઓની તૃપ્તિ છે. હાલમાં મરી ગએલા મનુષ્યોનેજ પિતૃ માનવામાં આવે છે અને આ પંચાયતન દેવને ભૂલી જઇને બીજા ઘણી જાતના પંચાયતન દેવ કલ્પીને તેની પૂજા કરવામાં આવે છે. પરંતુ માતપિતા, ગુરુ, આચાર્ય અને અતિથિ ભૂખે મરતા હોય, ટાઢે મરતા હોય, રોગથી પિડાતા હોય, વૃદ્ધાવસ્થાની અપંગ હાલતમાં હોય તેની પૂજા એટલે સત્કાર નહિ કરતાં, બીજા કલ્પેલા પંચાયતન દેવોની પૂજા કરવી એતો એક અન્યાયજ ગણાય. એટલા માટે આર્યસમાજ જીવતા પિતૃઓનું શ્રદ્ધા પૂર્વક શ્રાદ્ધને દિવસે તેને તર્પણ એટલે તૃપ્ત કરવાનું કહે છે, અને તેઓને એવી રીતે તૃપ્ત કરવા જોઇએ કે બાર માસ પછી કે બાર માસ સુધી, પુત્રો લડાઇમાં કે વેપારમાં કે નોકરીમાં ઘર છોડીને બહાર જાય ત્યારે પોતાને ઘેર તે પુત્રો ઉપર આધાર રાખનારા પંચાયતન જીવતા પિતૃઓ તૃપ્ત રહે એટલો બંદોબસ્ત કરવો એજ પિત તર્પણ અને એનુંજ નામ શ્રાદ્ધ છે. એટલું શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કર્યાં પછી મરી ગએલા પિતૃઓનું તર્પણ કરવા માટે તેના ધર્મને, તેની નીતિને, તેના બળને, તેને ધૈર્યને, તેના પરોપકારને અને તેની દેશ સેવાને નજર આગળ રાખવા માટે તેના ઇતિહાસો સાંભળવાને સગાં વહાલાં મિત્રો તથા પુરોહિતોને એકઠા કરી પૂર્વજોનાં ચરિત્ર પ્રમાણે પોતાનું ચરિત્ર રચવાને શ્રદ્ધા પૂર્વક દાન કરવું તેને પિતૃયજ્ઞ કહીએ તો કંઈ હરકત નથી. પરંતુ જીવતા માબાપને અન્ન વસ્ત્રની કે સેવા સુશ્રૂષાની જરાપણ સગવડ આપ્યા વિના તે બિચારા દુઃખી થઇ થઇને મરણ પામેલા હોય છતાં લોકને આડંબર બતાવવા માટે થાળીમાં પાણી ભરી ખોબે ખોબે તર્પણ કરી પોતે મિષ્ટાન્ન ઉડાવી જે તર્પણ કરવામાં આવે છે તે પિતૃઓ તૃપ્ત થઇને આશિશ આપે એ વાતજ અસંભવિત છે. માટે આપણે જીવતા પિતૃઓ એટલે પંચાયતન દેવોની પૂજા, સંગતિ કરણ અને દાન રૂપ યજ્ઞ કરવો જોઈએ. હવે પાંચમો નૃયજ્ઞ એટલે અતિથિ યજ્ઞ કરવાની જરૂર રહે છે. એટલે જેમ પ્રાચીન કાળમાં યજ્ઞ શબ્દનો જે અર્થ ચાલતો હતો તે અર્થ બદલાઇને યજ્ઞમાં

ગોમેધ યજ્ઞ, અશ્વમેધ યજ્ઞ, અજામેધ યજ્ઞ, નરમેધ યજ્ઞ ચાલુ કરવામાં આવ્યા એટલે જેનો યજ્ઞ કરવાનો હોય તેનો વધ કરીને તેની આહુતિ યજ્ઞમાં આપવી એવી રૂઢિ ચાલુ થએલી ખોટી, અસંગત અને પાપકર્મવાળી વેદ વિરૂદ્ધ અને કુદરતના કાયદા વિરૂદ્ધ છે. આટલા ઉપરથી સાબિત થાય છે કે આ પંચ મહા યજ્ઞવિધિ પ્રમાણે ઋષિને, દેવને, પિતૃને, ભુતને અને અતિથિને તેનો યજ્ઞ કરતાં હવનમાં હોમવા પડે. પણ તે અધર્મ અને નહિ બની શકે એવું છે. તે ઉપરથીજ યજ્ઞોમાં દેવપૂજા–સંગતિકરણ અને દાનની વ્યાખ્યા પ્રમાણે ગોમેધમાં ગાયનો, અશ્વમેધમાં અશ્વનો, અજામેધમાં અજાનો, અને નૃયજ્ઞમાં પુરુષનો દેવ માનીને તેની પૂજા એટલે સત્કાર કરીને તેની સંગતિથી આપણા ઇચ્છેલા સ્વાર્થને મેળવીને તે નિમિત્તે જે દાન કરવામાં આવે, તેજ ખરાયજ્ઞ ગણાય અને તેને નૈમિત્તિક યજ્ઞો કહેવામાં આવે છે. તે પ્રમાણે ગૃહસ્થાશ્રમીએ ઉપર કહેલા પાંચ યજ્ઞ નિત્ય કરવાના છે. અતિથિનો એટલોજ અર્થ થાય છે કે જેને આવવાની કે જવાની તિથિનો નિશ્ચય હોય નહિ એવો અતિથિ એટલે મુસાફર, તે ગમે તે વર્ણનો હોય, ગમે તે સ્થિતિનો હોય તો પણ ગૃહસ્થને ઘેર આવ્યા પછી તેનું પૂજન એટલે સત્કાર, સંગતિકરણ એટલે પરસ્પરની વાતચિત્તથી લાભ મેળવીને તેને જે ભોજનનું દાન આપવામાં આવે અથવા તેની તૃપ્તિ કરવામાં આવે, તેનું નામ નર યજ્ઞ અથવા અતિથિ યજ્ઞ છે. એવી રીતે જે ગૃહસ્થાશ્રમી જ્ઞાન રૂપ ધર્મને દશલક્ષણથી વિભુષિત કરેલો છતાં તેને ડાઘ નાહ લાગે અથવા તે અપવિત્ર ન થાય પણ તેની પવિત્રતાથી અપવિત્ર પવિત્ર થાય એટલું બળ ધરાવનારો તેજસ્વી રાખવા માટે આ પાંચ મહાયજ્ઞરૂપ શુદ્ધ જળથી દશલક્ષણરૂપ ધર્મને હમેશાં સ્વચ્છ રાખે તો એજ વેદ ધર્મ છે. અને તે ધર્મને પામેલા ધર્મનું ખાસ કર્તવ્ય છે, તે કર્તવ્યને યથાર્થ રીતે બજાવવા માટે મનુષ્યનું શરીર તથા મન નિર્મળ અને બળવાન હોવું જોઇએ, તે તનમનને નિર્મળ અને બળવાન બનાવવા માટે દરેક મનુષ્યે સંધ્યા, પ્રાણાયામ કરવાની ખાસ જરૂર છે. એટલા માટે આજનું વ્યાખ્યાન પૂરૂં કરી આવતે રવિવારે સંધ્યા પ્રાણાયમ એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥**

**ओ३म् शान्तिः शान्तिः शान्तिः**

## ભાષણ ૧૪મું.

# સંધ્યા પ્રાણાયામ.

સુરત, રવિવાર, તા. ૧૬-૫-૨૦.

ओ३म् मेधांमेवरुणोददातु मेधामग्निः प्रजापतिः ॥
मेधामिन्द्रश्चवायु श्चमेधांधाता ददातुमे स्वाहा ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

ગયે રવિવારે પંચમહાયજ્ઞો એ વિષય ઉપર વ્યાખ્યાન આપતાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જે વેદધર્મ તેની શ્રેષ્ઠતાનું સ્વરૂપ બતાવવા માટે દશલક્ષણ યુકત ધર્મી, તે ધર્મીના ધર્મને તેજસ્વી અને પવિત્ર રાખવા માટે પંચ મહાયજ્ઞો અને તે પંચ મહા યજ્ઞોમાં જે ભુત યજ્ઞ છે અને તે ભુત યજ્ઞમાં જે બળી આપવાનો છે, તે બળીને જેની સાથે સંગતિકરણ કરાવવું હોય તેવો મંત્ર ભણીને, મંત્રને અંતે જે સ્વાહા શબ્દ આવે છે તે શબ્દમાં એટલું બળ છે કે સ્વપોતે અને આહ કહેતાં કહેવું, એટલે હું કહું છું ની પાછળ અધ્યાહારમાં એવો અર્થ રહેલો છે કે કોઈ-પણ હુત દ્રવ્યની અથવા બળીની આહુતિ આપતાં જે મંત્ર બોલાય તે મંત્રમાં રહેલા ભાવાર્થ પ્રમાણે આ હું હવનમાં હોમું છું તેનું સંગતિકરણ થાય અથવા તેનું ગતિ એટલે ગમન થાય. તે પ્રમાણે થવાને જે દ્રવ્યોને પ્રેરણા કરવામાં, આવે તે પ્રેરણા પ્રમાણે તે દ્રવ્યનું તે ભુતની સાથે સંગતિ કરણ થઈને પોતાની ઇચ્છા પ્રમાણે તેને ગતિ આપીને, ધારેલે ઠેકાણે મોકલવાનું બળ ત્યારેજ ઉત્પન્ન થાય, કે જ્યારે તે મનુષ્ય સંધ્યા પ્રાણાયામ કરતો હોય. એટલા માટે **આજે સંધ્યા પ્રાણાયામ** એ વિષય રાખવામાં આવ્યો છે.

સંધ્યા એટલે સંધાવું અથવા મળવું અથવા સંધિ થવી, અને પ્રાણાયામ એટલે પ્રાણને પ્રાણમાં મેળવવો. એ બે વિષયને જુદા જુદા વ્યાખ્યાનોમાં કહી શકાય પરંતુ એ બે વિષયને તાદાત્મ્ય સબંધ હોવાથી અથવા એ બેઉ શબ્દનું એકજ કામ હોવાથી, આજના વિષયમાં તેને એકજ સ્વરૂપ આપવામાં આવ્યું છે.

સંધ્યા એટલે બે સાંધાને સરખી રીતે મેળવવા. જેમ વૃક્ષમાંથી રસ મૂળદ્વારાએ ચઢીને પત્ર પુષ્પ સુધી વહીને આકાશમાં ઉડી જાય છે. તે વૃક્ષના મૂળસાથે બીજા વૃક્ષનાં મૂળ જોડીએ અને એકનાં પત્ર પુષ્પ પશ્ચિમ દિશામાં અને બીજાનાં પૂર્વ દિશામાં રાખીએ તો બેઉનું વહન એક બીજાને બળ આપનારૂં નહિ થતાં બે માર્ગે જુદું જુદું વહી જશે; પણ જો એક ઝાડની ઉપર બીજા ઝાડની ડાળી ચોંટાડવામાં આવે તો મૂળ ઝાડનું સત્વ તે ડાળીને પોષીને તેના મૂળ ગુણને વૃદ્ધિ કરનારૂં થાય છે. તેવી રીતે આત્મા ત્રણ ગુણ, ચાર અંતઃકરણ પાંચ તન્માત્રા અને દશ ઇંદ્રિયો એ જુદાં જુદાં રૂપમાં જુદા જુદા પ્રવાહમાં વહન કરી રહેલાં છે, તેને એક રસ્તે વહન કરવા માટે અનુક્રમે પરસ્પર ગોઠવવામાં આવે તો આત્માનું ઓજસ ઇંદ્રિય સુધી પહોંચીને જગતમાં ધારેલું પરીણામ નિપજાવે, એટલે જેમ ચોરને ચોરી કરતાં અટકાવીને તેને વળવા એટલે ચોકીઆતના રૂપમાં ફેરવવામાં આવે એ એ દૃષ્ટાંત સંધ્યા કર્મમાં ઉપયોગી જણાય છે. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.

એક શેઠ પોતાના ગામથી બીજે ગામ પોતાની ઉઘરાણી લેવા સારૂ ગયો હતો. તે ગામમાંથી તેને ઉઘરાણીના બેહજાર રૂપીઆ મળ્યા તે બેહજાર રૂપીઆની પોટલી બાંધીને પોતાની ગાડીમાં મૂકીને તેણે પોતાને ગામ જવાનો વિચાર કર્યો, તે જોઇને તે ગામનાલુંટારા લોકોએ એવો વિચાર કર્યો કે માર્ગમાં જતાં જે ખાડી આવે છે તે ખાડીમાં શેઠની ગાડી આવે કે આપણે તેને લૂટવો. એટલામાટે કોઈ નહિ જાણે તેવી રીતે તે પાંચ લૂટારાની ટોળી તે ખાડીમાં જઇને સંતાવાની ગોઠવણ કરતી હતી. તે સમયમાં તે જીલ્લાનો ફોજદાર તે ખાડીના કિનારા ઉપર આવી પહોંચ્યો. થોડી વાર ત્યાં ઉભો રહીને ચાલ્યો ગયો. તે ફોજદારે ચોરોને જોયા કે નહિ પરંતુ ચોરોના મનમાં એ વાત આવી કે આપણને ફોજદારે નક્કી જોયા છે; માટે હવે જો આ શેઠની ગાડી આપણે લૂટીશું તો અથવા આપણે નહિ લૂટીએ અને બીજા કોઈ લૂંટી જશે તો પણ, આ ચોરી આપણે માથેજ પડવાની. તેથી આપણે તો હવે જ્યાં સુધી એ શેઠની ગાડી સહી સલામત પોતાને મુકામે પહોંચે નહિ ત્યાં સુધી આપણે ભયમાં રહેવાના. એટલા માટે આપણે અહિંઆંજ થોભવાની જરૂર છે. એવો વિચાર કરી ચોરો તે શેઠની ગાડી આવવાની રાહ જોઇને ત્યાં બેઠા,

અને જ્યારે તે શેઠની ગાડી આવી ત્યારે તે ગાડીની સાથે થઈને તે શેઠને સહીસલામત તેને ગામ પહોંચાડી આવ્યા. આ દૃષ્ટાંત ઉપરથી એવો સિદ્ધાંત પ્રતિપાદન કરી શકાય છે કે સંસારરૂપ જંગલમાં, મનુષ્ય દેહ રૂપ ખાડીના તટ પર આત્મારૂપી શેઠ, ધર્મરૂપી ધનની ઉઘરાણી લઈને, શરીરરૂપ રથમાં બેસીને પોતાના મોક્ષરૂપ ગામમાં જવા માટે તૈયારી કરતા હતા તે જોઇને પંચવિષયરૂપ પાંચ ચોરો તે ખાડીમાં છુપાઇ રહ્યા, પરંતુ તેને સદ્‌ગુરુરૂપ ફોજદારે ઓળખવાથી. તે ચોરો ભયભીત થઈને ધર્મરૂપ ધનને લૂંટવાનું બંધ રાખી તે આત્મારૂપી શેઠને મોક્ષધામ સુધી જવાને સહાયકારી અથવા વળાવા થયા. આ સિદ્ધાંત ઉપરથી ફલિતાર્થ એ નીકળે છે કે આત્માનું સૂક્ષ્મ શરીર જે નવતત્ત્વના વાંસનાલિંગથી બનેલું છે. અને તે નવતત્ત્વમાં પાંચ તન્માત્રાઓ પંચ વિષયને ગ્રહણ કરનારી છે. તે પંચ વિષયની સહાય લઇને વળાવા રૂપ થઈને આત્માને મોક્ષ સુધી પહોંચાડે છે. કારણ કે આત્માનો મોક્ષ થાય તો પણ તે શરીરી સૂક્ષ્મ શરીરથી જુદો પડી શકતો નથી અથવા સૂક્ષ્મ શરીર વિના રહી શકતો નથી. એટલા માટે સંધ્યા એવી રીતે થવી જોઈએ અથવા સંધ્યાનું તાત્પર્ય એટલુંજ છે કે જેમ ચોરે વળાવાનું કામ કર્યું તેમ પંચ વિષયો વળાવાનું કામ કરે, કારણ કે કોઈપણ અવસ્થામાં આત્મા પંચ વિષયથી જુદો પડી શકતો નથી. માત્ર સંધ્યા કરવાથી પંચ વિષયરૂપ પંચ તન્માત્રાઓ જે ઉપાધિરૂપે કામ કરે છે તે સમાધિરૂપને પકડે. જ્યારે વિષયો ઉપાધિમાંથી સમાધિમાં જાય અથવા તેની ઉપાધિની સમાધિ થાય ત્યારેજ ખરી સંધ્યા થઈ કહેવાય. સંધ્યા એટલે કારણનો કરણ સાથે સંબંધ અને કરણનો કાર્ય સાથે સંબંધ જોડાય એવીજે ક્રિયા તેને સંધ્યા કહે છે. તે સંધ્યા સ્થૂળ જગત્‌માં દિવસ અને રાત્રિના સંધિ સમયમાં કરવાની જરૂર છે. એટલે જેમ કેટલાકો ત્રિકાળ સંધ્યા કરે છે પણ વેદાદિશાસ્ત્રોએ પ્રાતઃ અને સાયં એવી બે સંધ્યા માનેલી છે. ત્રીજી મધ્યાન્હની સંધ્યા પાછળથી ઉમેરાયલી છે, માટે તેની અગત્ય નથી. એ પ્રમાણે સંધિ વખતેજ સંધ્યા કરવી તેનું શું કારણ ? એવો પ્રશ્ન કરનારને આપણે જવાબ આપી શકીએ છીએ. સંધ્યા કરનાર મનુષ્યે બ્રાહ્મમુહૂર્તમાં એટલે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે ઊઠીને શૌચ, દંતધાવન, અને સ્નાન કરીને અરૂણોદય વખત પહેલાં પરવારીને ઈશ્વર સ્મરણ કરતા કરતા જ્યારે અરૂણોદય થાય ત્યારે પૂર્વાભિમુખ બેસીને બાહ્યવૃત્તિને સંકોચીને ઇશ્વરનું સ્મરણ કરવું. એ સમયમાં સંધ્યા કરવાનું કારણ એટલુંજ છે કે આગલા દિવસના વિચાર, વ્યવહાર, અને વ્યાપાર નિવૃત્ત પામેલા હોય છે. અને ઉદય પામતાં દિવસના વ્યવહાર અને વ્યાપારમાં જોડાવાને વાર છે. એટલે પંચ વિષયની ઉપાધિ તે વખતે સંપૂર્ણ જાગૃતરૂપમાં હોતી નથી, પણ કેટલેક અંશે તેમાં શીથીલતા પ્રાપ્ત થએલી હોય છે. જેથી તે ઉપાધિરૂપ પંચ વિષયને સમાધિ કરવાને મનને ઘણી સરળતા થાય છે, એટલા

માટે પ્રાતઃસંધ્યા દિવસ અને રાત્રિના સંધિ સમયમાં કરવાને ઠરાવ્યું છે. એ સંધ્યામાં પ્રથમ સંકલ્પ કરવો પડે છે તે એટલા માટે કે હું જે કામ કરૂં છું, તેનું આવુંજ ફળ થવું જોઇએ. તે પછી શિખા બંધન કરવામાં આવે છે એટલે પવનથી વાળ હાલીને આંખ પર કે નાક પર આવી પડે તો તેથી ચિત્તની શાંતિમાં ભંગ થાય છે. તે પછી આચમન કરવામાં આવે છે. આચમન કરવાથી પવનને વહેવા માટે શ્વાસ નળીમાં કફનું આચ્છાદન થયું હોય તો તે માર્ગ ખુલ્લો થાય છે. અને તે પછી પ્રાણાયામ કરવામાં આવે છે. પ્રાતઃકાળના સમયમાં જ્યારે રાત્રીના શીતથી આકાશના પરમાણુઓ પૃથ્વીપર આવી સ્થિર થયાં હોય અને પૂર્વમાંથી અરૂણોદય થઇને સૂર્યનાં કિરણ જોસબંધ વહેતાં હોય. બીજી તરફ મનુષ્યમાત્રને સંધ્યાનો વખત હોવાથી દરેક તે કાર્યમાં રોકાયલા હોય અને જેઓ આળસુ, એદી, કે વ્યસની હોય તેઓ તે સમયમાં નિદ્રાવશ હોય જેથી પ્રાતઃકાળની સંધિના વખતમાં પ્રાણાયામ કરનારને કોઇપણ જાતના કોલાહલ કે કુતુહલ વિનાનો શાન્ત સમય હાથ લાગે છે, તે શાન્ત સમયમાં પદ્માસન વાળીને બે હાથનો સ્વતિક કરીને અથવા બે હાથની તર્પણી કરીને શ્વાસને અંદર ખેંચે છે, એટલે સૂર્યનાં કિરણથી અગ્નિતત્ત્વ મિશ્રિત થએલા વાયુ સાથે આકાશમાંથી તેજતત્ત્વને ગ્રહણ કરીને રહેલા પરમાણુને પૂરકની રીતે પોતાના પેટમાં ઉતારે છે અને તે એટલે સુધી ઉતરવાં જોઇએ કે નાભિ કમળમાં રહેલી કુંડળી એટલે સર્પીણી નામની નાડીને તે પરમાણુઓ સ્પર્શ કરે. તેની સાથે કુંભક એટલે શ્વાસને રોકવામાં આવે જેથી પરસ્પરના દબાણથી અપાનવાયુ અને પાનવાયુની વચમાં રહેલો સમાનવાયુ રાત્રિના કરેલા આહાર વિહારથી કંઇક અંશે અજીર્ણ થયું હોય. તે તે અજીર્ણના વિષને ચૂસીને જ્યારે તે પ્રાણનો રેચક કરવામાં આવે ત્યારે શરીરમાં રહેલા અથવા શરીરમાં ઉત્પન્ન થએલા વિષમય પદાર્થોને લઇને તે બહાર નીકળી જાય એટલે સામાન્ય રીતે તેજ તત્ત્વ પૂર્ણ પવન કોઠામાં જાય, ત્યાંના ઝેરને સાથે લઇને પોતાના અમૃતરૂપગુણથી કોઠામાં રહેલા તત્ત્વોને અમૃતરૂપ કરીને વિષરૂપ પરમાણુને સાથે લઇને બહાર નીકળી જાય છે. એ વખતે પ્રાણવાયુને કોઠામાં પૂરતાં એટલે તેનો પૂરક કરતાં, તેને કોઠામાં રોકતાં એટલે તેનો કુંભક કરતાં, અને તેને કોઠામાંથી બહાર કાઢતાં એટલે તેનો રેચક કરતાં જે સમય લાગે, તે સમયમાં કોઇપણ પ્રકારના પંચ વિષયરૂપ વિકારવાળા શબ્દો વિનાના ગુરુમંત્રનું ધ્યાન કરવું જોઇએ કે જેથી પૂરક, કુંભક અને રેચક કરતાં, એ પરમાણુને અથવા તે પ્રાણને પંચ વિષયનો સ્પર્શ થાય નહિ. એટલા માટે હાલમાં ચાલતા મત–પંથ–સંપ્રદાયો, પોતાની રૂઢિ પ્રમાણે પ્રાણાયામના સમયમાં જુદાજુદા પોતે માનેલા ઇષ્ટદેવોનું, જુદાજુદા પોતે માનેલા ગુરુઓએ આપેલા મંત્રનું ધ્યાન કરે છે. પરંતુ તે તમામ દેવોના મંત્રોમાં પંચવિષયનો ભાવ સમાયલો હોવાથી તે મંત્રો અંતઃકરણની અથવા શરીરની સંપૂર્ણ શુદ્ધિ

કરી શકતા નથી. પણ જો ગાયત્રી મંત્રથી પ્રાણાયામના સમયમાં ધ્યાન કરવામાં આવે તો તે મંત્રમાં પંચવિષય પૈકીનો એકપણ ગુણ નહિ હોવાથી તેના અંતઃકરણમાં શુદ્ધ સાત્વિકભાવ ઉત્પન્ન થાય, એટલા માટે પ્રાણાયામમાં ગાયત્રી મંત્રથી ધ્યાન કરવું. એવી રીતે પ્રાણાયામ કરતાં જેને શીખવું હોય તેણે પોતાના પ્રાણને સરખી રીતે વહેવડાવવાની ટેવ પાડવી જોઇએ, એટલે જેટલા સમયનો પૂરક હોય તેટલા સમયનો રેચક કરતાં શીખવું. એ રીતે જ્યારે રેચક અને પૂરક સરખા સમયમાં વહેવાની ગતિવાળો થાય ત્યારે પૂરક કરતાં રેચકને વધારવો એટલે સમયનું માપ વધારવું. સમયનું માપ કાઢવા માટે પણ ગાયત્રી મંત્ર કામ લાગે છે. એટલે એક ગાયત્રી જેટલા વખતમાં પ્રાણને પીવો, અને તેટલાજ વખતમાં પાછો કાઢવો. એટલી ક્રિયા કોઇપણ જાતની અકળામણ સિવાય, કોઇપણ જાતની ગભરામણ સિવાય, કોઈપણ જાતના મળ, વિક્ષેપ અને કષાય સિવાય કરતાં આવડે ત્યાર પછી રેચકને વધારીને બે ગાયત્રીપૂર લંબાવવો, એટલે એક ગાયત્રી જેટલા સમયમાં કરેલા પ્રાણના પૂરકને બે ગાયત્રીપુર સમયમાં તેનો રેચક કરવો. એવી રીતે એ ક્રિયા બરાબર સરળતાથી ચાલુ કરી શકાય તે અરસામાં એક ગાયત્રીપુર પૂરક કરીને તે પૂરકના પવનથી નાભિની આસપાસનો પ્રદેશ અને પેટનો પ્રદેશ ભરીને તેનો કુંભક કરવો એટલે એક ગાયત્રી બોલી જવાય એટલા વખત સુધી તે પ્રાણને રોકી રાખીને, બે ગાયત્રી જેટલા સમયમાં ધીરજથી ગભરાયા વિના તેનો રેચક કરવો. એ પ્રમાણે નિત્ય પ્રાતઃકાળે ઓછામાં ઓછા ત્રણ પ્રાણાયામ અને વધુમાં વધુ એકવીસ પ્રાણાયામ કરવાની ટેવ પાડવી. એટલી ક્રિયા સિદ્ધ કર્યાં પછી જો આગળ વધવાની હોંસ હોય, શરીરમાં શક્તિ હોય, મન નિર્ભય હોય, તો બે ગાયત્રીનો પૂરક, ચાર ગાયત્રીનો કુંભક અને આઠ ગાયત્રીનો રેચક કરતાં શિખવાનો ધીમેધીમે અભ્યાસ પાડવો. એટલી ક્રિયા પૂરી થયા પછી પ્રાણાયામની બીજી ક્રિયા શરૂ થાય છે કે જે ક્રિયાઓ માત્ર ઋષિઓનેજ કરવાની છે, કારણ કે સ્વરશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે ઇડા, પીંગળા અને સુષુમણા નાડીને જાણીને, ઓળખીને, તેને વશ કરીને પોતાની મરજી માફક ચલાવતાં શીખવી, અને તે પછી પ્રાણાયામ વખતે જો સૂર્યનાડી ચાલતી હોય તો તે સૂર્યનાડીથી નાકદ્વારાએ એક ગાયત્રીનો પૂરક કરવો અને પછી ચંદ્રનાસિકાથી એક ગાયત્રીનો રેચક કરવો અને તેની વચમાં બની શકે તો એક ગાયત્રીનો કુંભક કરી જે નાસિકાથી પવનને બહાર કાઢી રેચન કરવામાં આવ્યું છે, તેજ નાસિકાથી તેટલા સમયમાં પ્રાણને પીને તેટલોજ કુંભક કરીને બીજી નાસિકાથી તેટલાજ સમયમાં તેનું રેચન કરવું. આવી રીતે ક્રિયા કરનાર આને એક પ્રાણાયામ ગણે છે. એ પ્રાણાયામનું નામ અનુલોમ પ્રતિલોમ રાખવામાં આવ્યું છે. એ અનુલોમ પ્રતિલોમની ક્રિયામાં એક મંત્રનો પૂરક બે મંત્રનો કુંભક અને એક મંત્રનો રેચક

કરીને તેવોજ તે પ્રાણને ઉલટે માર્ગેથી ચલાવીને પ્રાણાયામ કરવાની સિદ્ધિ મેળવ્યા પછી તેનો વધારે અભ્યાસ આગળ ચલાવતો જાય અને સમયને વધારતો જાય. તે પછી ત્રીજી રીતનો પ્રાણાયામ કે જેને યોગી લોકોજ કરી શકે છે, કારણ કે યોગી સિવાયના મનુષ્યો તે પ્રાણાયામ કરવાથી પોતે નાના પ્રકારના ભોગ ભોગવતા હોવાથી નાના પ્રકારના રોગ ભોગવતા થઈ જાય છે. એટલા માટે એક કહેવત ચાલુ છે કે, "દેખાદેખી સાધે જોગ પડે પીંડ કાં વાધે રોગ" કારણ કે યોગીના પ્રાણાયામની રીત એવી છે, કે હૃદય, ફેફસાં અને પેટમાં જેટલો પવન હોય તેને એકદમ બહાર કાઢી નાંખીને ત્યાંજ રોકી રાખવો અને પછી તેનો એક ગાયત્રી અથવા બે ગાયત્રી જેટલા સમયમાં પૂરક કરવો. તે પૂરક કર્યા પછી પૂરક કરતાં બેવડા સમય સુધી તેને કુંભક કરી રોકી રાખવો, અને તે પછી પૂરક જેટલા સમયમાં તેનો રેચક કરી કોઠાના તમામ પવનને બહાર ફેંકી, પાછો બહાર અટકાવી દેવો અને પાછો પૂરક, પાછો કુંભક અને પાછો રેચક કરવો. આ પ્રાણાયામ પૂર્ણ બ્રહ્મચારી, મિતાહારી, બળવાન શરીરી અને બળવાન મન-વાળા સિવાય જે કોઈ કરવા જાય તે અસાધ્ય રોગમાં સપડાઇને અકાળે મરણને શરણ થાય છે. એટલા માટે મારી ખાસ ભલામણ છે કે સંસારના કાર્યનું વહન કરતા દરેક મનુષ્યે પ્રથમ પ્રકારના પ્રાણાયામ કરવા, કારણ કે અધિકાર મેળવ્યા સિવાય એટલે તે ક્રિયા કરવાને લાયક શરીર અને મન, નાડી અને સ્નાયુઓ, આહાર અને વિહાર, તૈયાર નહિ હોય તો રોગના ભોગ થઈ પડાય છે. એટલું કહ્યા પછી જેમ દરેક વિદ્યાની પરીક્ષા લેવામાં આવે છે, તેમ પ્રાણાયામની પણ ગાળે ગાળે થોડે થોડે સમયે પરીક્ષા લેતા જવું જોઇએ. એ પરીક્ષા લેનાર બહા-રનો મનુષ્ય કંઈ કરી શકતો નથી, પણ પોતે પોતાની પરીક્ષા કરવાની છે. તે પરીક્ષાનો પ્રકાર કહીને આ વિષયને પૂરો કરીશ.

જે પુરુષનું પ્રાણાયામ યથાસ્થિત થતું હોય એટલે તેના પૂરક, કુંભક અને રેચક બરાબર ચાલતા હોય તેના શરીરમાં કોઇપણ પ્રકારનો જુનો રોગ રહી શકતો નથી, અને નવો રોગ ઉત્પન્ન થતો નથી. દિનપરદિન શરીર અને મન મજબુત થતું જાય છે, ખાધેલું અન્ન બરાબર પચે છે, મળમૂત્ર સાફ ઉતરે છે, નાડીમાં લોહી બરાબર વહે છે, આંખે તેજ વધતું જાય છે અને ભેજું સ્વચ્છ થવાથી તર્કશક્તિ, સ્મરણશક્તિ, વિષયને સમજવાની શક્તિ અને શાન્તિ, દૃઢતા, વગેરે સદ્‌ગુણો વધતા જાય છે અને જો પ્રાણાયામમાં ખામી આવતી હોય તો મળમૂત્ર સુકાઇ જાય છે કે છૂટી જાય છે, સ્વપ્નમાં વીર્યનો પાત થાય છે, મંદાગ્નિ વધતી જાય છે, હૃદય નબળું અને બીકણ થતું જાય છે, મોઢામાં અરૂચિ થાય છે, મગજ શૂન્ય મારી જાય છે, આંખે અંધારાં આવે છે અને વખતે આંધળો

થાય છે. તે થવાનું કારણ શોધી કાઢીને તેનો ઉપાય કરવાની ઇચ્છાવાળા મનુષ્યે કેવી રીતની ભૂલનું આ અનિષ્ટ પરિણામ આવ્યું છે તે ભૂલને સુધારીને નિયમિતપણે પ્રાણાયામ કર્યા સિવાય કોઈપણ ઉપાયથી આ રોગ મટતા નથી, એટલા માટે આપણી ભૂલ તપાસતાં શીખવું જોઇએ. જો પૂરક કરતી વખતે પ્રાણ નાભિ સુધી નહિ પહોંચતાં માત્ર છાતીમાં આવીને અટકી રહે તો તે મનુષ્યનો અપાનવાયુ બગડી મળને સૂકવી નાંખે અને પેશાબની નસોને ઢીલી બનાવી દે છે. જો પૂરક કરે તો પવન નાભિમાં નહિ પહોંચતાં છાતી સુધી પહોંચે અને ત્યાંજ કુંભક કરવામાં આવે તો તે મનુષ્યનો સમાન વાયુ બગડી, મંદાગ્નિ, શૂળ, પરિણામ શૂળ, પંક્તિશૂળ, ગુલ્મ રોગ અને ઉદર રોગને ઉત્પન્ન કરે છે. જો પ્રાણાયામ કરતાં કુંભક થયા પછી પૂરક કરતાં રેચકને સમય ઓછો લાગે એટલે રેચક કરતાં પ્રાણ ઝટ ચાલ્યો જાય તો તેના હ્રદયને આચકો લાગવાથી તેને શ્વાસરોગ, કાસરોગ, કે હ્રદયરોગ ઉત્પન્ન થાય છે. જો નાભિ સુધી પૂરક પહોંચાડતાં આવડે પણ રેચક કરવામાં ભૂલ થાય તો અપાનવાયુ સમાનવાયુમાં મળે, તે અપાનથી દુષિત થએલો સમાનવાયુ પાનવાયુમાં ભેળાય અને તે પાનવાયુ ઉપર ચઢી ઉદાનવાયુને દુષિત કરી નાસિકાદ્વારાએ બહાર નીકળી જાય, તેના ઘસારાથી પાચકપિત્ત, સાધકપિત્ત, અને આલોચકપિત્તમાં અવ્યવસ્થા થવાથી તેની ગરમી મગજમાં રહેલી ચંદ્રભાગા નામની નાડી જે બ્રહ્મરંધ્રની આસપાસ વિંટાયલી છે, તેમાં પિત્તની ઉષ્ણતા વધવાથી તે પુરુષને સ્વપ્નમાં વીર્યપાત થાય છે. માટે રેચક, પૂરક અને કુંભકમાં ક્યાં ક્યાં ભૂલ થાય છે, તેનો શોધ કરીને પ્રાણની ગતિને બરાબર ચલાવતાં શીખે અને ક્રમેક્રમે નિયમિત રીતે પ્રાણના બળને તથા પ્રાણની ગતિને સાધ્ય કરતો જાય, તે સાથે સ્થૂળ શરીરની દશ ઇંદ્રિયો, સૂક્ષ્મશરીરનાં નવ તત્ત્વોને કુચેષ્ટા કરતાં અથવા ઉન્માર્ગે જતાં અટકાવવાનો પ્રયત્ન કરતો જાય ત્યારેજ તે મનુષ્યને પ્રાણાયામનું ખરૂં સુખ પ્રાપ્ત થાય છે.

બંધુઓ જરા વિચાર કરીને જોશો તો આપણને જણાશે કે આપણે આર્ય સમાજીઓ વેદધર્મને માનનારાઓ વેદાનુકુળ ક્રિયાને કરવા માટે નિત્ય સંધ્યા—પ્રાણાયામ કરવાવાળા હોવા છતાં કોણ કહી શકશે કે અમે અમારા શરીરમાં કોઇપણ પ્રકારનો રોગ દેખી શકતા નથી. આજકાલ આપણા પૈકી દરેક આર્ય ભાઇઓ, ઝાડાની કબજીઆત, પેશાબનું ગદલાપણું, વીર્યનું પાતળાપણું, અગ્નિનું મંદપણું, હ્રદયનું શિથિલપણું અને મગજનું અસ્થિરપણું ભોગવતા જોવામાં આવે છે. તે ભાઇઓએ શરીરને સુધારવા માટે, મનને દ્રઢ કરવા માટે, અંતઃકરણને આનંદિત રાખવા માટે તથા સ્વર્ગ અને અપવર્ગના સુખ મેળવવા માટે વેદ

વિહિત ક્રિયાઓ પૈકી પ્રથમની સંધ્યા–પ્રાણાયામની ક્રિયા શુદ્ધ ભાવથી, દૃઢ આગ્રહથી, વિધિપૂર્વક કરીને ત્રણે પ્રકારના દુઃખનું નિવારણ કરવા અને સુખનું આસ્વાદન લેવા પ્રયત્નવાન થવું. એટલુંજ કહીને પ્રથમ શરીરને આરોગ્ય રાખવા માટેના નિયમો જાણવાની જરૂર હોવાથી આ વ્યાખ્યાન પૂરૂં કરી આવતા રવિવારે **આરોગ્યતાના નિયમો** એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્

**ओ३म् सहनाववतुसहनौभुनक्तु सहवीर्यं करवा वहै**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥**

**ओ३म् शान्तिः शान्तिः शान्तिः**



## ભાષણ ૧૫મું.

# આરોગ્યતાના નિયમો.

સુરત, રવિવાર તા. ૨૯-૫-૨૦

ओ३म् इदंमे ब्रह्म च क्षत्रं चोभेश्रिय मश्नुताम् ॥
मयिदेवादधतु श्रियमुत्तमां तस्यैते स्वाहा ॥ १ ॥

ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,**

આજે મારે આપને ફરીથી જણાવવું પડે છે, કે ચાલતી વ્યાખ્યાનમાળાનાં વ્યાખ્યાનો મોક્ષમાર્ગ અંતર્ગત છે એટલે મોક્ષ મેળવનાર આત્માએ કેટલી કેટલી બાબતો સાધ્ય કરવી જોઇએ તે જાણવાની પહેલી જરૂર છે. આજ સુધીનાં વ્યાખ્યાનમાં આપણે એટલું પ્રતિપાદન કરી શકયા કે ધર્મનો પુરેપૂરો અમલ આત્મા ઉપર જામે નહિ અથવા આત્મા સંપૂર્ણ ધર્મને માને નહિ ત્યાં સુધી મોક્ષની આશા રાખવી એ ફોકટ છે, મોક્ષના માર્ગ ઉપર ચાલનારો માણસ નિર્ભય હોવો જોઇએ એટલે પાછળના વ્યાખ્યાનોમાં જે જે ક્રિયાઓ, જે જે ચર્ચાઓ, જે જે વિધિઓ સમજાવવામાં આવી તે તમામ ક્રિયામાં મનુષ્યે નિર્ભય થવું એજ ઉદ્દેશ છે. તેમાં પ્રથમ, શરીરને નિર્ભય બનાવવું, અને તે સાથે મનને નિર્ભય બનાવવું. અથવા મનને નિર્ભય બનાવવું અને તે સાથે શરીરને નિર્ભય બનાવવું. મન નિર્ભય હોય તો શરીર નિર્ભય રહી શકે છે. અને શરીર નિર્ભય હોય તોજ મન નિર્ભય રહી શકે છે. પાછલાં વ્યાખ્યાનોથી શરીર કરતાં મનની નિર્ભયતા મેળવવાને માટેના વિચારો કરવામાં આવ્યા છે, પરંતુ શરીરની આરોગ્યતાથી મનની આરોગ્યતા રાખવાના વિચારો કરવામાં આવ્યા નથી. દાખલા તરીકે મન ગમે તેટલું નિર્ભય હોય પણ શરીરમાં જ્વર ઉત્પન્ન થવાથી શરીર અશકત બની જાય તો ત્યાં મન કશુંજ કામ કરી શકે નહિ. એટલા માટે મનનો

કારભાર એવો હોય કે જેથી શરીર આરોગ્ય રહે. તેમ શરીરનો કારભાર પણ એવો હોય કે જેથી શરીર આરોગ્ય રહે. એટલા માટે આરોગ્યતાના નિયમો એ વિષય ઉપર આજે વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે. આરોગ્ય રહેવાના અને આરોગ્ય થવાના નિયમોના બે ભાગ પાડી શકાય છે, પ્રથમ આરોગ્ય રહેવાના નિયમો પાળવાથી રોગ ઉત્પન્ન થાય નહિ, અને બીજા આરોગ્ય થવાના નિયમો પાળવાથી થએલા રોગની શાન્તિ થાય. એ બે પ્રકારના નિયમો પાળવાથી શરીર અને મન નિર્ભય બની શકે છે. તેમાં પ્રથમ રોગ નહિ ઉત્પન્ન થાય એવા નિયમોનું થોડું સ્પષ્ટીકરણ કરીએ. જો કે સામાન્ય રીતે આગળ જે જે વ્યાખ્યાનો આપવામાં આવ્યાં તે વ્યાખ્યાનોમાં કહેલી ચર્યા પ્રમાણે વર્તવાથી કોઇ પણ પ્રકારનો રોગ ઉત્પન્ન થવાનો સંભવ નથી તો પણ અત્રે નિરોગી રહેવાના નિયમોનું થોડું વિવેચન કરવાની ખાસ આવશ્યકતા છે.

૧—પાછલાં વ્યાખ્યાનોમાં બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવું, શૌચાદિકથી પરવારી, સ્નાન, સંધ્યા, પ્રાણાયામ, પંચમહાયજ્ઞ, કરીને ગૃહસ્થ ધર્મને લગતા વ્યવસાયમાં દિવસ નિર્ગમન કરવો.

૨—સાંસારિક, વ્યાવહારિક દરેક કામ કરતાં જેમાં ભય કે લજ્જા ઉત્પન્ન થાય નહિ એવું કામ કરવું. અને જેમાં ભય કે લજ્જા ઉત્પન્ન થાય તે કામથી અલગ રહેવું.

૩—પૃથ્વીની પીઠ ઉપર સૂર્ય અને ચંદ્રની છાયામાં જેમ જેમ વધઘટ થતી જાય તેમ તેમ પૃથ્વીના પડ ઉપર ઋતુઓમાં ફેરફાર થતા જાય અને ઋતુઓના ફેરફારથી અમુક પ્રદેશમાં વધતી અથવા ઓછી ગરમી કે ઠંડી પડે. તે ગરમી અને ઠંડી જેવા સ્વભાવવાળી હોય તેવા સ્વભાવવાળી મનુષ્યની જાતિ, ત્યાંનાં પશુપક્ષી, ત્યાંની વનસ્પતિ અને ત્યાંનાં હવાપાણી હોય, તે હવાપાણીનાં માન પ્રમાણે તેનો ઉપયોગ કરવો.

૪—કુદરતનો કાયદો એવો છે, કે સૂર્ય અને ચંદ્રની છાંયા જેટલે અંશે સમાનભાવને પામેલી હોય તેટલા અંશમાં રહેનારા મનુષ્યોને જિંદગીની જરૂરીઆતની જોઇતી તમામ વસ્તુઓ તેટલા પ્રદેશમાં તૈયાર થાય છે. માટે પોતે પોતાના પ્રદેશમાં ઉત્પન્ન થએલી વસ્તુ ઉપરજ પોતાનો નિર્વાહ કરવાની ટેવ પાડવી. તેના પ્રકાર—

૧—જે પ્રદેશમાં મનુષ્યને પહેરવા ઓઢવા માટેનાં વસ્ત્રો બનાવવાને જે જાતના પદાર્થો ઉત્પન્ન થતા હોય તેજ જાતના પદાર્થોથી ઓઢવા

પાથરવાના અથવા પહેરવા ઓઢવાના પદાર્થો બનાવી તેટલામાંજ નિર્વાહ કરવો.

૨—પોતાના પ્રદેશમાં ઉત્પન્ન થતાં અન્નો, કઠોળો, તેલવાળા પદાર્થો અને શાકરૂપ મેવા જેવા પદાર્થો વાપરવા.

૩—પોતાના પ્રદેશમાં ઉત્પન્ન થતાં કંદમૂળો, ઔષધિઓ અને ફળોથીજ પોતાનો નિર્વાહ ચલાવવો.

### કુદરતનો નિયમ એવો છે કે;

૧—જે પ્રદેશનાં મનુષ્યોને પોતાના વાતાવરણમાં રહેતાં જે જાતનાં કપડાંની જરૂર છે તે જાતનાં વલ્કલ, કપાસ, ઊન અને રેશમ તે પ્રદેશમાં પાકવાનાંજ.

૨—જે પ્રદેશની પ્રજાની પ્રકૃતિને અનુકુળ આવવાના હોય તેવા પ્રકારનાંજ અન્નો, કઠોળો, તેલવાળાં બીયાં, શાકભાજી અને ફળફૂલ તે પ્રદેશમાં પાકવાનાંજ.

૫—લોકોને માટે જે પ્રદેશમાં જે જે વસ્તુઓ પાકેલી હોય તે તે વસ્તુઓ વાપરવી.

આટલા નિયમો પાળવાથી શરીર આરોગ્ય રહી શકે છે. અને મન તથા ઇંદ્રિયો નિગ્રહમાં રહી શકે છે, પરંતુ આ નિયમ સમજતાં પહેલાં દરેક મનુષ્ય એવી શંકા કરે કે, બીજા પ્રદેશના મનુષ્યોની સુખસંપત્તિ જોઇને બીજા પ્રદેશના મનુષ્યને તેવું થવાની શું ઇચ્છા નહિ થાય? અમે કબુલ કરીએ છીએ કે એવી ઇચ્છા થાય એ સ્વાભાવિક છે, પણ તેથી એવું તો કબુલ નહિજ કરી શકાય કે તે તે ઇચ્છા પ્રમાણે ચાલવાથી મનુષ્ય નિરોગી રહી શકે. એટલુંજ વિવેચન અથવા એટલી વાતનું સ્પષ્ટીકરણ આજના વિષયમાં થશે. એ કરતાં વધારે સમય દેખાતો નથી. એટલું તો અનુભવસિદ્ધ છે કે એક પ્રદેશના લોકો બીજા પ્રદેશના લોકો સાથે ભેળાય એટલે જે પ્રદેશના લોકો શ્રેષ્ઠ મનાતા હોય તે લોકોની રીતભાત, ખાનપાન અને પહેરવેશનું અનુકરણ કનિષ્ઠ મનાતા લોકો કરે. જેનો હાલમાં એકજ દાખલો આપી શકાશે. હિંદુસ્તાનમાં લોકોના ઉપર જ્યારે મુસલમાનોએ રાજ સ્થાપ્યું ત્યારે અફઘાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, તૂર્કસ્તાન અને તાતારના જુદા જુદા લોકો જેમ જેમ રાજકર્તા તરીકે આવતા ગયા તેમ તેમ તેઓનો

પોષાક, તેઓનું ખાનપાન, અને તેઓના રીતરિવાજનું અનુકરણ હિંદુસ્તાનની પ્રજામાં થતું ગયું. પછી તે અનુકરણ પોતાને અનુકુળ છે કે પ્રતિકુળ છે, પોતાને સગવડ કે અગવડ ઉત્પન્ન કરે એવું છે, પોતાની જિંદગીને જરૂરીઆતનું છે કે વધારે વ્યય કરાવનારૂં છે તે તરફ બીલકુલ લક્ષ આપવામાં આવ્યું નહિ એટલે હિંદુસ્તાનના લોકોનો મૂળ પહેરવેશ બદલાઇ ગયો. તે પછી પશ્ચિમની પ્રજાનો આવિર્ભાવ થવાથી પરદેશી આવેલી મુસલમાન પ્રજાનું અનુકરણ આપણા દેશમાં ઉત્પન્ન થએલી મુસલમાન પ્રજાએ કર્યું, અને તે પછી, તે પ્રજાના સંબંધમાં આવવાવાળી આર્ય પ્રજાએ થોડે ઘણે અંશે, વાડા ઘણા ફેરફાર સાથે તેઓનું અનુકરણ કર્યું તેમાં જે જે પ્રદેશમાં મુસલમાનોનાં રાજયો સ્થપાયાં અને જયાં મુસલમાનોની વસ્તી વધારે થઈ ત્યાંના આર્ય લોકોમાં મુસલમાનના જેવોજ, ખાવા પીવાનો, પહેરવા ઓઢવાનો, લાજમર્યાદાનો, અને ઘણે ભાગે રીતિરિવાજનો ચાલ દાખલ થયો. પણ, તેમાં શરીર આરોગ્ય રહેશે કે કેમ, મન નિર્ભય રહેશે કે કેમ, અંતઃકરણમાં ધર્મનું સ્થાન અધર્મ લેશે કે કેમ એ વિચાર કરવાની કોઇને આવશ્યકતા રહી નહિ. તેજ પ્રમાણે તેઓના પછી, પશ્ચિમની પ્રજાએ હિદુસ્તાનમાં રાજ સ્થાપ્યું. એટલે આર્યાવર્તમાં વસનારા હિન્દુ અને મુસલમાન તથા ઈતર ધર્માવલંબીઓ બલકે મનુષ્ય માત્રે પશ્ચિમની રૂઢિનું અનુકરણ કરવા માડ્યું. તેમાં પોતાના દેશને, પોતાના પ્રદેશને, પોતાના દેહને કે પોતાના ધર્મને પ્રત્યવાય થશે તેનો જરાપણ વિચાર કરવામાં આવ્યો નહિ. જેથી મુસલમાનોના આવ્યા પછી આર્યધર્મ કંઈક અંશે ડોલાયમાન થએલો હતો તે પશ્ચિમના લોકોનું રાજ સ્થપાયા પછી સમૂળ ઉખડી ગયો.

જે જે પ્રદેશમાં તાપ વધતો પડતો હોય તે તે પ્રદેશમાં સુતરનાં કપડાં, આરોગ્યતા આપી શકે છે; તે પ્રદેશના લોકોએ સુતરનાં કપડાં દૂર કરી ઊનનાં કપડાં પહેરવાનું શરૂ કર્યું.

જે જે પ્રદેશમાં તાપ વધતો પડે છે, તે તે પ્રદેશમાં પકાવેલા ખાવાના પદાર્થો ઘણા સમય સુધી રહી શકતા નથી પરંતુ તાજો રાંધેલો ખોરાક ખાવાથી શરીર આરોગ્ય રહી શકે છે. તે તે પ્રદેશમાં લાંબા કાળથી બનેલા ઘણા વખતના વાસી, ખાવાના પદાર્થો પોતાના ખોરાકમાં દાખલ કરવામાં આવ્યા. પણ કોઇને એવો વિચાર નહિ આવ્યો કે આ ખોરાકથી તંદુરસ્તીને નુકશાન પહોંચી શરીરમાં રોગની ઉત્પત્તિ થશે.

પોતાના દેશમાં ઉત્પન્ન થએલું પછી તે આકાશમાંથી ઝીલેલું. ભૂમિમાંથી ખોદીને કાઢેલું. તળાવ કે સરોવરમાં એકઠું થએલું અથવા નદીમાં વહેતું આવેલું

પાણી પીવાથીજ આરોગ્યતા રહી શકે છે. તેને ઠેકાણે સ્વચ્છ પાણીને વિક્રિયા પમાડી આઈસ કે બરફ બનાવીને સ્વચ્છ પાણીને વિક્રિયા પમાડી તેમાં જુદી જુદી જાતના મસાલા મેળવી, જુદા જુદા નામનાં ઍરેટેડ વૉટરો તૈયાર કરી પીવામાં આવે છે. તેવીજ રીતે હવાને સ્વચ્છ કરવા માટે જે હવન કરતા હતા તેને ઠેકાણે હવા શુદ્ધિ કરવા માટે ગંધક-ડામર, ક્લોરીન, ફિનાઇલ વગેરેથી હવા શુદ્ધ થતી મનાય છે. એટલે ઘૃત અને સુગંધિક દ્રવ્યોથી હવા શુદ્ધ કરવાથી શરીરને સજાતિય દ્રવ્ય મળતું હતું, પરંતુ હાલના દ્રવ્યથી હવાની શુદ્ધિ થતી હોય અથવા હવા માંહેલા જંતુઓ મરી જતા હોય તોપણ ગંધક-ડામર વગેરેના ધુમાડારૂપ પરમાણુ મનુષ્યના નાકદ્વારાએ શરીરમાં પ્રવેશ કરવાથી મનુષ્ય શરીરમાં જુદી અસર કરે છે, તેનો વિચાર આવતો નથી.

આટલા ઉપરથી એટલું તો સમજી શકાય છે, કે મનુષ્યને મોટા લોકનું અનુકરણ કરવાની ટેવ પડે અથવા બીજા પ્રદેશના લોકોના સુખ-વિલાસ અને વૈભવ જોઇને તેવા વૈભવી થવાનું મન થાય એ સ્વાભાવિક છે, પરંતુ તે વૈભવો ક્ષણિક આનંદને આપનારા હોય પણ અંતઃકરણને પરિતાપ પમાડનારા હોય. પોતાની શક્તિ ઉપરાંત અધિક ખર્ચાળુ છે, કે પોતાની સગવડ કરતાં અગવડ ઉત્પન્ન કરનારા છે તે તરફ પૂરતો વિચાર કરીને જો મનુષ્ય પારકાનું અનુકરણ કરે તો જરૂર તેઓ પોતાના રીતિ રિવાજ, ખાનપાન અને પહેરવેશને બદલી શકેજ નહિ. અત્રે એક દાખલો આપી આપણે મૂળ વિષય પર આવીશું.

આશરે સો પોણોસો વરસ ઉપર ગૃહસ્થની સ્ત્રીઓ પોતાના શરીરના આચ્છાદન માટે એક ચણીઓ, એક સાલ્લો, અને એક કાપડું પહેરતી હતી અને તેથીજ વર્ષા, શીત, અને તાપની મોસમમાં તંદુરસ્તી ભોગવતી હતી. તે પછી જેમ જેમ બીજા પ્રદેશના લોકોનો સહવાસ થતા ગયો તેમ તેમ તે કાપડાને ઠેકાણે મલકટનાં કાપડાં થયાં, મલકટનાં કાપડાંને ઠેકાણે, કબજા ચોળી થઈ, કબજા ચોળીમાંથી નવ કટકાની ચોળી થઇ, નવ કટકાની ચોળીમાંથી ભાટીઆ કાપની ચોળી થઇ. ભાટીઆ કાપની ચોળીમાંથી પોલકા ઘાટની ચોળી થઈ, પોલકા ઘાટની ઉપર ઝૂલ મૂકવાનો રિવાજ દાખલ થયો અને તે ઝૂલવાળી ચોળીમાંથી હાલમાં જુફફા ચોળી જેને અમે ખણુતરી કહીએ છીએ તે ચાલ- દાખલ થયો. એટલેથી અટકયું હોત તો ઠીક છે, પણ પ્રથમનાં કાપડાંને અને શરૂઆતની ચોળીને કસ બાંધતા હતા તે પછી તેની ઉપર કડીઆંકડા ચઢયા, તે પછી કાચનાં, ટીનનાં પતરાંનાં, કપડાંનાં અને છેલ્લે ચાંદી સુન્નાનાં બટન દાખલ થયાં. એટલે સુધી તો જાણે ઠીક ચાલ્યું પણ હાલમાં સ્ત્રીઓમાં અને છોકરીઓમાં

ફરાકને નામે ઓળખાતું એક વસ્ત્ર વાપરમાં આવે છે, કે જેનાં બોરીઆં પીઠ પાછળ ભેરવવાનાં હોય છે. જેથી તેને પહેરાવવા માટે અને કાઢવા માટે બીજા માણુસની જરૂર પડે છે. હવે આપણે એક તરફ જુના વખતનું કાપડું અને એક તરફ પશ્ચિમની ઢબનું ફરાક એ બેનો મુકાબલો કરીએ તો આપણને પૈસા સંબંધી ખર્ચ અને તંદુરસ્તીનો બિગાડ એ બેઉમાં વધારો થએલો દેખાય છે, કારણ કે આરોગ્યતાનો એક ચોક્કસ નિયમ છે કે શરીરને અને તેમાં ખાસ કરીને હૃદયના ભાગને જેટલું આચ્છાદિત કરવામાં આવે તેટલું તેનું શરીર બહારની હવા સહન કરવાને અયોગ્ય નીવડે. અને તેટલા માટેજ ગરીબનાં ઉઘાડે શરીરે ઉછરેલાં બાળકો કરતાં શ્રીમાનના વસ્ત્રથી આચ્છાદિત થઇને ઉછરેલાં બાળકો તંદુરસ્તી અને બળમાં ઉતરતાં દેખાય છે. એટલે એક તરફ સેંકડે પચ્ચાસ ટકાનો ખર્ચમાં વધારો થયો અને સેંકડે એંશી ટકા રોગમાં વધારો થયો છે. એટલા માટે પારકાનું સુખ, પારકાનો દેખાવ, પારકાની રૂઢિ, પારકાનું ખાનપાન, પારકાનો પહેરવેશ આપણને ગમે તેટલો લલચાવનારો દેખાય અથવા લલચાવે તો પણ તેનું અનુકરણ કરવાથી તંદુરસ્તીના નિયમો સાચવી શકતા નથી, અથવા તંદુરસ્ત રહી શકાતું નથી. આપણે વિચાર કરવો જોઈએ કે આગળ કહી આવ્યા તેમ જે પ્રદેશના લોકોને ખટ રસવાળો જે જાતનો ખોરાક જોઇએ તે જાતનાં ખોરાકનાં સાહિત્યો પરમેશ્વરે તે પ્રદેશમાં પેદા કરેલાંજ છે. દાખલા તરીકે ખાટા રસ માટે જે પ્રદેશના લોકોને આમલી, આમળાં, કે લીંબુની ખટાશ અનુકુળ હોય છે તે પ્રદેશમાં કુદરતે કોકમ, કે અંબાડાં, ઉત્પન્ન કર્યાંજ નથી. જે પ્રદેશના લોકોને ખટમધુરાં ફળો અનુકુળ નથી તે પ્રદેશમાં કુદરતે દ્રાક્ષ, દાડમ, સંત્રાં મોસંબી વગેરે ઉત્પન્ન કર્યાંજ નથી. જે પ્રદેશમાં ગળ્યો રસ નુકસાન કરતા જણાયો છે, તે પ્રદેશમાં ગોળ, ખાંડ કે સાકર બનાવનારી શેરડી ઉત્પન્ન થતીજ નથી. જે પ્રદેશમાં જેવી જાતનાં તીખા રસની જરૂર જણાઇ તે પ્રદેશમાં તીખા રસ પ્રાધાન્ય ઓછા તીખાશવાળા સ્વાદથી માંડીને અત્યંત તીખાશવાળાં મરચાંની ઉત્પત્તિ કરી છે. એટલા ઉપરથી સાબિત થાય છે કે જે જે પ્રદેશમાં વસતી પ્રજાને જે જે જાતના સ્વાદવાળા, રસવાળા, ગુણવાળા, પદાર્થોની જરૂર હોય તે તે પ્રદેશના લોકોને માટે તે તે પ્રદેશમાં તે તે વસ્તુઓજ ઉત્પન્ન કરેલી છે. આટલું વિવેચન કર્યા પછી આપણે આરોગ્યતાનો એવો નિયમ શોધી કાઢી શકીએ કે જેણે આરોગ્ય રહેવું હોય તેણે પોતાના દેશમાં અથવા પોતાના પ્રદેશમાં ઉત્પન્ન થએલા પદાર્થોનોજ અહાર કે ઉપહાર કરવો. અને પોતાના પ્રદેશમાં ઉત્પન્ન થએલા રેષાઓમાંથી પોતાના શરીરનું રક્ષણ કરવા માટે વસ્ત્રાદિક બનાવી વાપ-

રવાં, એટલે તે પ્રદેશના લોકો તંદુરસ્ત રહી શકશે. કુદરતનો એક એવો નિયમ છે કે, જે પ્રદેશની જમીન જેટલે અંશે પોચી કે કઠણ હોય, સપાટ કે ડુંગરાળી હોય તે પ્રદેશના લોકો તેટલે અંશે બળવાન કે નિર્બળ થવાનાજ. એટલું તો નક્કી થએલું છે કે, જે પ્રદેશમાં, જેવી જમીનમાં, જેવી ઋતુમાં, જેવા સ્વાદવાળી વનસ્પતિ પાકે ત્યાંથી બીજા પ્રદેશમાં લઇ જઈને, બીજા પ્રદેશના મનુષ્યો તેનું ભક્ષણ કરે તો તે વનસ્પતિથી તે પ્રદેશના લોકોની તંદુરસ્તીમાં બિગાડ થવાનોજ દાખલા તરીકે દ્રાક્ષ, મોસંબી, સંત્રાં, અને દાડેમ, વગેરે ફળોને પાકવાને માટે પિત્તથી પૂરાયલી એટલે તાપવાળી ઋતુ જોઇએ. આ ફળોમાં સ્વાદ ઉત્પન્ન કરવાને માટે કુદરતમાં પિત્ત પ્રાધાન્ય એટલે ગ્રીષ્મ ઋતુનો અંતીમ ભાગ અથવા કેટલાકમાં આદિ ભાગ વર્તવોજ જોઇએ. તે મેવારૂપ ગણાતી વસ્તુઓને જે દેશમાં અથવા જે પ્રદેશમાં, પુષ્કળ થંડી પડતી હોય એટલે જે પ્રદેશમાં હેમંત કે શિશિર ઋતુ ચાલતી હોય તે પ્રદેશમાં લાવીને તે પ્રદેશના લોકોએ ખાવાથી, તે પ્રદેશના લોકોની તંદુરસ્તીમાં બિગાડ થવાનોજ, કારણ કે કુદરતનો એક એવો નિયમ છે કે જ્યાં ઠંડક હોય ત્યાં ગરમી દોડી જાય અને જ્યાં ગરમી હોય ત્યાં ઠંડક દોડી જાય. એટલે શિઆળાની ટાઢની મોસમમાં સૂર્યનાં કિરણો તિર્છાં પડવાથી તથા તિર્છાં કિરણનો પણ તાપ માત્ર નવ કે દશ કલાક મળવાથી અને ચંદ્રની શીતળતા કે રાત્રિની ઠંડક, તેરથી ચૌદ કલાક મળવાથી વાતા વરણમાં શીતળતા પ્રસરેલી હોય છે, એટલે શીતળતાવાળા પ્રદેશના લોકોને પોતાના શરીરમાં જઠરાગ્નિ પ્રદિપ્ત કરવા માટે જલ્લદ મસાલાહાર, સ્નેહવાળા અને ભારે ખોરાક ખાવાની જરૂર પડે છે, કે જેથી બહારની શીતળતા શરીરમાં પેસીને જઠરાગ્નિને આચ્છાદિત કરી શકે નહિ. એટલે જઠરાગ્નિ પ્રબળ થવાથી વાતાવરણમાંની શીતળતા જે ચામડીને તથા ચામડીની નીચે વહેતા રૂધિરને જડ બનાવી, તેને ઠારી દઈ, તેના વહનને અટકાવવાનું કામ કરે તે પહેલાં મનુષ્યની હોજરીમાંથી વધારાનો અગ્નિ ચામડી તથા લોહી તરફ દોડી જઈ તેને ઠરી જતાં અટકાવે છે. તેવી મોસમમાં પિત્તથી દગ્ધ થએલાં ખાટા રસવાળાં અને કફથી મધુર થએલાં ઠંડા ગુણવાળાં ફળો શીત પ્રદેશના લોકોના ખાદ્યામાં આવે તો તેથી તેની જઠરાગ્નિને, પ્લીહાને, યકૃતને, હૃદયને અને હૃદયથી ફરતા લોહની ગતિને ધીમી પાડી, મનુષ્યોને નિર્બળ બનાવી, નાના પ્રકારના વિકૃત જાતિના જવરોને તથા બીજા રોગોને ઉત્પન્ન કરે છે. એટલા માટે આરોગ્યતાનો એક એવો નિયમ સાબિત થાય છે કે, આરોગ્યતાની ઈચ્છા રાખનારા મનુષ્યે પોતાના પ્રદેશમાં બનેલા, ઉત્પન્ન થએલા કે પાકેલાં ફળ, ફૂલ, શાક ભાજી વગેરેનો ઉપયોગ કરવો. પણ બીજા પ્રદેશમાં પાકેલાનો નહિ.

આરોગ્યતાના નિયમને અનુસરીને પોતાના દેશમાં પાકેલાં ધાન્યો કઠોળો, ફળો, શાકો, ભાજીઓ, પુષ્પોનો ખાવા માટે અને પોતાના દેશમાં પાકેલાં રૂ,

ઊન, રેશમ અને વલ્કલનાં કપડાં પહેરવા માટે નિયમો બરાબર સાચવે તો પણ મનુષ્ય માત્રે આરોગ્યતાના નિયમ તરીકે પોતાની જઠરાગ્નિ પચાવી શકે, પોતાની પ્રકૃતિને અનુકુળ હોય તેટલો અને તેવો ખોરાક ખાવો જોઇએ. અને તેની સાથે એટલું પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે પોતાના દેશમાં પાકેલાં અન્નો અને શાકોનો ઉપયોગ અન્નથી $\frac{1}{4}$ થાય એટલોજ કરવો જોઇએ. જે માણુસ બશેર અન્ન ખાઈ શકે તે માણુસ પાશેર કઠોળ, કે પાશેર શાક ખાય તો તે આરોગ્ય રહે. હાલમાં આપણે ત્યાં એવો રિવાજ છે, કે કઠોળનો લોટ જેમાં લીલી ભાજી અથવા લીલાં ફળો મેળવીને તેના પદાર્થો કે જેને વૈદકશાસ્ત્ર વિદાહી પદાર્થ કહે છે, જેવા કે પૂડા, ઢોકળી, ઢોકળાં, ઇદડાં, ઢેબરાં, મૂઠીઆં, કપુરીઆં, ડાંગરવાં, પાંતરાં, ભજીઆં, સેવ ગાંઠીઆ, થાપડા, લીલા શાકના ઘુઘરા, કચોરી વગેરે પદાર્થો જ્યારે બનાવ્યા હોય ત્યારે તે ગૃહસ્થના ઘરમાં અન્નના પદાર્થ એટલે રોટલા, રોટલી, સુંવાળી, સાતપડી, કે દશમી બનાવવામાં આવતીજ નથી અને કદાચ કોઇ બનાવે તો વિદાહી પદાર્થોનાથી $\frac{1}{4}$ ભાગે ખાધામાં આવે પરંતુ પેટ ભરીને વિદાહી પદાર્થો ખાધામાં આવે છે, તેથી જરૂર આરોગ્યતા બગડે છે. બીજી તરફ આપણા દેશમાં ગુર્વાન્ન ખાવાનો રિવાજ છે. જેવાં કે કંસાર, લાપસી, શીરો, વેઢમી, લાડુ, વગેરે કે જેમાં ઘઉં, ગળપણ અને ઘીનો ઉપયોગ થાય છે તેનો યથેચ્છ અહાર કરવામાં આવે છે, તેથી જઠરાગ્નિ ઉપર ભારે અહારનું દબાણ થવાથી પ્રકૃતિમાં બિગાડ ઉત્પન્ન થાય છે. એટલા માટે આરોગ્યતાનો નિયમ સાચવવાને અન્નની સાથે $\frac{1}{4}$ કઠોળ, શાક કે વિદાહી પદાર્થો ખાવા જોઈએ. અને જો ગુર્વાન્ન ખાવાનો પ્રસંગ આવે તો જેમ હમેશાં બપોરે જમ્યા પછી રાત્રે ભૂખ લાગે છે, અને વાળુ કરાય છે તેટલુંજ ગુર્વાન્ન ખાઈને રાત્રે વાળુ કરી શકાય તોજ આરોગ્યતા રહી શકે છે. બીજી તરફ પોતાના પ્રદેશમાં પાકેલા રેષામાંથી જે કાપડ તૈયાર કરવામાં આવ્યું હોય તેનો પણ જરૂરીઆત કરતાં વધારે ઉપયોગ કરવો નહિ. તેમ વધારે સંગ્રહ પણ કરવો નહિ કારણ કે દરેક પદાર્થમાંથી સૂર્યના આકર્ષણને લીધે સ્નેહ એટલે ચિકાશ દિનપરદિન ઘટતી જાય છે.એક સુતરાઉ કપડું વાપર્યા વિના માત્ર બાંધી મૂકયું હોય તો પણ વર્ષે બે વર્ષે તે ઉતાવળે ફાટી જાય એવું બરડ થાય છે. એક ઊનનું કપડું વાપર્યા વિના બાંધી મૂકવામાં આવે તો વર્ષે બે વર્ષે તેમાં જંતુ પડી સડી જાય છે, અને રેશમી કપડું પણ એજ દશાને પામે છે. અને તેવાં જૂનાં બાંધી મૂકેલાં કપડાં ઘણે વખતે પહેરવામાં આવે તો તેથી આરોગ્યતાને નુકસાન થાય છે, એટલા માટે આરોગ્યતાનો નિયમ સાચવવાને જરૂરીઆત કરતાં વધારે કપડાં પહેરવાં નહિ અને જરૂરીઆત કરતાં વધારે કપડાં વસાવવાં નહિ.

આરોગ્યતાનો એક એવો નિયમ છે, કે જે માણસ દિવસ ઊગ્યા પછી પથારીમાં સૂઇ રહે છે, તેની સોડમાં મોત સૂએ છે. અને જે માણસ જમીને ઉતાવળો ચાલે છે અથવા દોડે છે, તેની પાછળ મોત ઉતાવળું ચાલે છે અથવા દોડે છે. એટલા માટે આરોગ્યતાના નિયમને જાળવનારા લોકોએ દિવસ ઉગ્યા પછી પથારીમાં સૂઇ રહેવું નહિ અને જમીને તરત દોડવું નહિ.

આરોગ્યતાનો એક છેલ્લો નિયમ એવો છે, કે જે પ્રદેશમાં જે લોકો જન્મેલા હોય અથવા વસતા હોય, તે પ્રદેશના તાપ, ઠંડી અને વરસાદની મોસમમાં, તાપથી લૂ, વર્ષાથી સરદી, અને ઠંડીથી હિમ, પડતું હોય તો પણ તેની અસર પોતાના શરીરપર થાય નહિ એવું શરીર બનાવવું જોઇએ. એટલે ટાઢમાં, તડકામાં કે વરસાદમાં પહેરવાનાં કપડાં, અને ખાવાના પદાર્થો ઋતુને અનુસરતા હોવા જોઇએ જેથી ચામડી, ત્રણે ઋતુની સરદી, ગરમીને સહન કરી શકે.

તંદુરસ્તીના નિયમો સાચવતા છતાં શરીર બિગડે તેનું મુખ્ય કારણ એવું છે કે મનના વેગથી શરીરપર કેટલીક અસર થાય છે. એટલે મનમાં કામ, શોક કે ભયના વિચાર ઉત્પન્ન થાય તો તેથી મળાશયમાં વાયુ વધીને મળને સુકાવી વિષ્ટબ્ધાજીર્ણ નામનું અજીર્ણ ઉત્પન્ન કરે છે, જે અજીર્ણને લીધે વાયુના એંશી પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. મનમાં ક્રોધના વિચારો ઉત્પન્ન થવાથી કોઠામાં રહેલું પિત્ત બગડીને દગ્ધાજીર્ણ નામનું અજીર્ણ ઉત્પન્ન કરે છે. અને તેથી પિત્ત સંબંધી ચાળીશ પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. એવીજ રીતે આળસ, નિરૂત્સાહના વિચાર થવાથી મળાશયમાં આમ બિગડીને આમાજીર્ણ નામનું અજીર્ણ થાય છે, તેને લીધે શરીરમાં વિસ પ્રકારના કફના રોગ ઉત્પન્ન થાય છે. એટલે એકંદરે એકસોને ચાળીસ જાતના રોગો અન્નના ખોરાકથી તેમ મનના વિકારથી ઉત્પન્ન થાય છે. એટલા માટે મનુષ્યમાત્રે ધર્મશાસ્ત્રમાં કહેલા વ્રત નિયમો યથાર્થ રીતે પાળવા અને ધર્મનાં લક્ષણો સાથે જે ધર્મક્રિયાઓ કરવાની કહેલી છે, તે ક્રિયાઓ કરવી. જેથી મનમાં કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા, દ્વેષ, વૈરના વિચાર ઉત્પન્ન થઇ આરોગ્યતાને બિગાડે નહિ. તેમ આગળ કહ્યા પ્રમાણે અહારવિહાર રાખવાથી તથા તેનું સેવન કરવાથી જઠરાગ્નિ બિગડીને કોઈપણ જાતના રોગ ઉત્પન્ન કરે નહિ ત્યારેજ આરોગ્યતા સચવાય છે. જો કે વર્તમાન કાળમાં આપણી પ્રજા આ વ્યાખ્યાનમાં કહેલા અહારવિહારના કે મનના વિચારના એક પણ નિયમને પાળી શકે એવી સ્થિતિમાં નથી પરંતુ દિનપ્રતિદિન પ્રકૃતિ બગડતી જાય, રોગો વધતા જાય, શરીરનું બળ ઘટતું જાય, અને આવરદા ટુંકું થતું જાય, એવા આહાર વિહાર અને વિચારના સેવન તરફ ઘસડાતી જાય છે. તેમાંથી પાછા હઠીને ખરા

નિયમ પાળવાને શક્તિમાન ક્યારે થશે તે કહી શકાતુ નથી. પરંતુ જેમ જેમ કાળનું પરિવર્તન થતું ગયું, જેમ જેમ સહયોગી અને સાંસર્ગિક વ્યવહાર વધતો ગયો તેમ તેમ આરોગ્યતા બિગડીને અનારોગ્યતા અને અધર્મ વધતો ગયો, તેથી મનુષ્યોનાં આયુષ્ય ટુંકાં થતાં ગયાં તે :જ્યારે પાછળનાં વ્યાખ્યાનોમાં કહ્યા પ્રમાણે ચાર વર્ણ અને ચાર આશ્રમ સ્થપાય, ગામેગામ અને ઠામેઠામ ગુરુકુળો સ્થપાઇ તેમાં ધાર્મિક અને વ્યાવહારિક કેળવણી અપાય અને પ્રજા તેવી રીતના આચરણવાળી થાય તોજ આરોગ્યતાના નિયમ સચવાય અને પ્રજા બળવાન, બુદ્ધિમાન, આરોગ્યવાન, વિદ્વાન, શ્રીમાન, અને આયુષ્યમાન થાય; એટલા માટે આર્યસમાજની ખાસ પ્રવૃત્તિ છે. એટલું કહીને આજનો વિષય પૂરો કરતાં ચાલુ જમાનામાં મનુષ્યો પોતાની સ્થિતિ પ્રમાણે શી રીતે સુખ મેળવી શકે તે બતાવવા માટે કેવા વર્તનથી સુખી થવાય એ વિષય ઉપર આવતે રવિવારે બોલવામાં આવશે. ઇતિશમ્.

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥**

**ओ३म् शान्ति : शान्ति : शान्ति :**



## ભાષણ ૧૬મું.

# કેવા વર્તનથી સુખી થવાય?

સુરત, રવિવાર તા૦ ૩૦—૫—૨૦

ओ३म् येनद्यौरुग्रापृथिवी च दृढायेनस्वः स्तभितं येननाकः ॥
योऽन्तरिक्षे रजसोविमानः कस्मै देवाय हविषाविधेम ॥ १ ॥

ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

ગયે રવિવારે આરોગ્યતાના નિયમોનું પ્રતિપાદન કરતાં એવું સાબિત કરવામાં આવ્યું કે, જે પ્રદેશના લોકોને જેવી જાતનું ખાનપાન અને આચ્છાદનની જરૂર હોય, તેવી જાતનું ખાનપાન અને આચ્છાદન કુદરતે તે પ્રદેશમાં ઉત્પન્ન કરેલું છે. અને જો તે પ્રદેશના લોકો તેટલાથી સંતોષ ન માનતાં બીજા પ્રદેશનું ખાનપાન કે આચ્છાદન વાપરે તો તેઓ નિરોગી રહી શકે નહિ. તે પ્રમાણે માનસિક વિકારોને તાબામાં નહિ રાખી શકે તો તેઓ પણ નિરોગી રહી શકે નહિ. એટલા માટે આજે કેવા વર્તનથી સુખી થવાય? એ વિષય રાખવામાં આવ્યો છે. હિતોપદેશ આપણને શિખવે છે કે,—

विपत्ति ष्व व्यथो दक्षो नित्य मुद्योगवान्नरः ।
अप्रमत्तो विनीतात्मा नित्यं भद्राणि पश्यति ॥

એટલે જેઓ વિપત્તિમાં અવ્યથ રહે છે, પોતાનું કાર્ય દક્ષતાથી કરે છે, નિત્ય ઉદ્યોગમાં મચી રહે છે, જેઓ અપ્રમત્ત છે અને વિનીતાત્મા એટલે વિનયવાન છે તેઓ સદા કલ્યાણને જુએ છે. હવે આપણે વિચાર કરવાનો રહ્યો કે, આ સંસારમાં મનુષ્ય માત્રને આધિદૈવિક, આધિભૌતિક, અને આધ્યાત્મિક એવી ત્રણ પ્રકારની વિપત્તિઓ આવી પડે છે. તેમાં ઘણે ભાગે પોતે પોતાનો નીચ સ્વાર્થ સાધવા

માટે પોતાની આસપાસ જેવું વાતા વરણ ઉત્પન્ન કરેલું હોય છે તેમાંથી તેવી વિપત્તિ ઉત્પન્ન થાય છે. ધારો કે એક મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધવા માટે કોઇના ઘરમાં, કોઈ સમૂહમાં કે કોઈ ટોળામાં સુહૃદ ભેદ ઉત્પન્ન કરી તેઓને માંહોમાંહે લડાવી પોતાનું ધારેલું કાર્ય કરાવે પરંતુ તેનું પરિણામ તેને વિપત્તિમાંજ આવે. તેવીજ રીતે આગંતુક દોષથી અથવા સાંસર્ગિક દોષથી જે વિપત્તિ ઉત્પન્ન થાય તેનું નામ આધિભૌતિક વિપત્તિ ગણાય. જ્યારે આપણા દેશમાં છ ઇતિઓ એટલે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિથી, અન્ન પાકે નહિ અથવા પાકેલું અન્ન ઉંદરો, તીડો, અને સૂડાઓ બગાડી નાંખે અને દેશમાં પરસ્પર લડાઇ જાગે અથવા પરદેશથી હુમલો આવે એ છ પ્રકારની ઈતિ ગણાય છે. એ છ પ્રકારની ઇતિથી જે વિપત્તિ ઉત્પન્ન થાય તેને આધિદૈવિક વિપત્તિ ગણવામાં આવે છે. જે મનુષ્યના શરીરમાં કામ, ક્રોધ, મોહ, લોભ, ઈર્ષા, દ્વેષ, વૈરના વિચારો ઉત્પન્ન થઇને તેના પરિણામ રૂપ જે વિપત્તિ ઉત્પન્ન થાય તે આધ્યાત્મિક વિપત્તિ કહેવાય છે. એટલે એ ત્રણ પ્રકારની વિપત્તિઓમાં જ્યારે માણુસ ઘેરાય ત્યારે તેણે અવ્યથ એટલે મનમાં દુઃખ ઉત્પન્ન થવા દેવું નહિ, વર્તમાન કાળમાં એવો એક પ્રવાહ ચાલુ થયો છે કે દુઃખનાં કારણુ, વિપત્તિનાં કારણુ, ભયનાં કારણુ પોતે ઉત્પન્ન કરે અને જ્યારે તેનું ફળ ભોગવવાનો સમય આવે ત્યારે ગભરાઇને ગાંડો થઇ જાય, આપઘાત કરે, કે સંસાર છોડી બાવો થાય. તેમ નહિ કરતાં એ વિપત્તિમાંથી છૂટવાને અને ઉત્પન્ન થએલી વ્યથાને દક્ષતાથી હઠાવવાને તે પુરુષે દક્ષ થવાની જરૂર છે. દક્ષ શબ્દનો અર્થ વિચારવાન એવો થાય છે. એટલે ઉત્પન્ન કરેલા દુઃખના કારણુનું પ્રતિફળ ભોગવતાં દક્ષતાથી એવો વિચાર કરવો કે એ પ્રમાણે થવાનું હતુંજ. હાલમાં જ્યારે આપણા ઉપર વિપત્તિ આવી પડે છે, ત્યારે આપણે એવો વિચાર કરીએ છીએ કે ફલાણાએ મને આમ કહ્યું, ફલાણાએ મારી વાત બીજાને કહી દીધી, ફલાણાએ મારા કાર્યમાં અડચણુ ઉભી કરી, ફલાણાએ ફલાણાને ઉશ્કેરીને મને માર ખવડાવ્યો એમ બીજાઓ ઉપર તહોમત મૂકીને પોતાના મનમાં ઇર્ષા, દ્વેષ અને વેરના વિચારો ઉત્પન્ન કરીને પોતે પોતાને મહાન્ દુઃખી જણાવે છ, પરંતુ તે માણુસ એટલુંજ સૂત્ર ગોખી મૂકે કે એમ થવાનુંજ હતું તો પછી તેને કોઇ જાતની ઉપાધિ દુઃખ ઉત્પન્ન કરી શકે નહિ. એક માણુસને વેપારમાં ખોટ જાય, આગ લાગવાથી ઘર બળી જાય, બાયડી કે છોકરાં મરી જાય અને પોતે કોઇ રોગના પંજામાં સપડાય છતાં પણુ તે જો એમજ માને કે એમ થવાનું હતુંજ તો પછી તેને કોઈ પણુ પ્રકારની મનમાં વ્યથા ઉત્પન્ન થાય નહિ. એટલા માટે પુરુષે દક્ષ થઇને સદા ઉદ્વેગમાં મગ્યા રહેવું. એટલે નિત્ય મનમાં વ્યથા રહિત હોવાથી તેનું ચિત્ત ઉદ્યોગમાં લાગશે પણુ જો તેણે સુખી થવું હોય તો તેણે જે ઉદ્યોગનો આરંભ

કરવો હોય તે ઉદ્યોગ પોતાના શત્રુને પણ નુકસાન કરે નહિ એવો હોવો જોઇએ. જો એ :પ્રમાણે ઉદ્યોગ આરંભે તો ત્રિવિધ તાપથી ગમે તેવી આપત્તિ આવી પડેલી હોય તેમાંથી તે સુખનો સમય મેળવી શકે છે. હવે સુખની ઇચ્છા રાખવાવાળા પુરુષે અપ્રમત્ત થવું જોઈએ. દરેક મનુષ્યમાં પ્રમત્તપણું ક્યારે ઉત્પન્ન થાય છે. કે તેનાં સારાં અથવા માઠાં કાર્યને વખાણનારા મળે છે. અથવા પ્રમત્તપણું ક્યારે ઉત્પન્ન થાય છે, કે જ્યારે પોતે માનેલાં સારાં કાર્યનાં કોઇ વખાણ કરતું નથી; એટલે દુનીઆમાં મારા જેવો કોઇ નથી, તમામ લોકો મારી પ્રશંસા કરે છે, એટલે મારા કામમાં કોઇ જાતની ખામી નથી, એવો પોતાના મનમાં નિશ્ચય થવાથી તે પ્રમત્ત બની જાય છે. એટલે તે પ્રમત્તપણાથી તેને એવો મોહ થાય છે કે, જેમ મોહમાં પડેલો દર્દી પોતે બીજાને વાત કહે છે પણ બીજાની વાત સાંભળતો નથી, તેમ પ્રમત્ત થએલો મનુષ્ય પણ જે માણસ તેની ભૂલ બતાવે છે તેના ઉપર ક્રોધે ભરાય છે. જે માણસ તેને સીધો માર્ગ બતાવે છે, તેનો તિરસ્કાર કરે છે. જે માણસ શિખામણ દેવા આવે છે, તેની અવગણના કરે છે. એટલે એકંદરે પ્રમત્ત થએલો માણસ પોતાની બુદ્ધિરૂપી આંખે અંધ બનેલો હોય છે. તે જેમ અંધ થએલો માણસ કોઇનું નહિ માનતાં સીધો ચાલ્યો જાય અને ભીંત સાથે અથડાઈ માંથું કુટાય ત્યારેજ તેને ભાન આવે છે, તેમ પ્રમત્ત પણામાં અંધ થએલો માણસ જ્યારે આપત્તિ કે વિપત્તિના ખાડામાં પડીને અકળાય ત્યારેજ તેને ભાન આવે છે. અને તેમાં પણ જો તે પોતાની ભૂલને જોઈ શકે નહિ પણ સામાની ભૂલ કાઢવા મંડી પડે તો તે વધારે દુઃખી થાય છે. એટલા માટે નિત્યપ્રતિ દક્ષતાથી, વિચાર કરીને, ઉદ્યોગવાન થવા છતાં અપ્રમત્ત થવું જોઈએ. અપ્રમત્ત ત્યારે થઇ શકાય છે કે જ્યારે ભુત કાળમાં થએલા બનાવને ભૂલી જતાં આવડે, અને ભવિષ્ય કાળના બનાવનો સંજોગ ઉભો થાય તો પણ તે નિર્ભય રહે. અર્થાત્ ભવિષ્યનો વિચાર કરે નહિ, પણ વર્તમાન કાળના પ્રવાહમાં નિરાબાધપણે ભય કે લજ્જા વિના કોઇના પણ મનને દુઃખ ઉત્પન્ન થાય એવી વર્તણુક રાખ્યા વિના વહ્યો જાય એવું વર્તન રાખવાથી તે મનુષ્ય અપ્રમત્ત ગણાય. હવે છેલ્લો વિનીતાત્મા એટલે વિનયવાન થવું એ સર્વ મનુષ્યોને સુખી થવાનું મોટામાં મોટું સાધન છે. કારણ કે સુખ એટલે ખરૂં સુખ, ખરૂં સુખ એટલે નૈસર્ગિક સુખ મેળવવાને વિનીતાત્મા થવું એ ખાસ જરૂરનું છે હિતોપદેશમાં કહ્યું છે કે,

विद्या ददाति विनयं विनया याति पात्रताम् ।
पात्रत्वात् धनमाप्नोति धनाध्धर्मं ततः सुखम् ॥

એટલે વિદ્યાથી વિનય પ્રાપ્ત થાય છે, વિનયથી તે પાત્ર ગણાય છે. અને તે પાત્રમાં

ધન ભરાય છે, તે ધન વડે ધર્મ થાય છે, અને તે ધર્મથી સુખી થવાય છે. એટલા માટે સુખ મેળવવાની ઇચ્છાવાળાએ વિનીતાત્મા થવાની જરૂર હોવાથી પ્રથમ વિદ્યા સંપાદન કરવી જોઇએ. જો કે આગળના વ્યાખ્યાનોમાં વિદ્યા સંબંધી ઘણું કહેવામાં આવ્યું છે.તો પણ અત્રે વિનીતાત્મા થવું એટલે માણુસે વિનયવાન થવું જરૂરનું છે. હાલની વિદ્યા ભણેલા વિદ્વનોના બે દાખલા આપવાથી સમજાશે કે વિનયવાન માણુસથી આ દાખલામાં આવતા માણુસો કેવા વિનયી ગણાય.

અમદાવાદ જિલ્લાનો એક ગરીબ પણુ મધ્યમ સ્થિતિનો માણુસ હતો. તેણે મહા મહેનતે પોતાના દીકરાને બી, એ, એલ, એલ, બી, સુધી ભણાવવાથી તેને કાઠીઆવાડમાં મુનસફ એટલે ન્યાયાધીશનો હોદ્દો મળ્યો, તે પછી ઘણે વખતે તેનો બાપ છોકરાને મળવા માટે ગયો. આણીગમ ન્યાયાધીશ સાહેબ અપટુડેટ ફેશનમાં રહેતા હોવાથી પોતાના બાપનો પોશાક અને રીતભાત પસંદ નહિ પડવા છતાં બાપને પોતાના ઘરમાં તો રાખ્યો પણ કાઠીઆવાડની રીત પ્રમાણે દરરોજ સવારમાં ન્યાયાધીશ સાહેબને ત્યાં બે ચાર વકીલો, બે ચાર સદ્‌ગૃહસ્થો, બે ચાર વાતોડીઆઓ, એકઠા થયા, તેમાંથી કોઇએ ન્યાયાધીશ સાહેબને પૂછયું કે, આપને ત્યાં કોણ પધાર્યું છે? તે વખતે ન્યાયાધીશ સાહેબને મારા પિતા આવ્યા છે, એવું કહેતાં ઘણી શરમ લાગવાથી જવાબ દીધો કે, અમારા કોઇ મહેમાન છે. આ વાત સાંભળતાં તેના બાપને એવો ગુસ્સો ચઢયો કે બેઠેલા સભ્યોની પાસે જઈ પોતાની ભાષામાં ખીજવાઇને બોલ્યો કે "બોલ્યા એમ ભસી મરની કે મારો બાપ છે" એવું કહીને બીજેજ દિવસે તે માણુસ પોતાને વતન ચાલ્યો આવ્યો.

એક માબાપે પોતાના દીકરાને ન્યાયાધીશ થતા સુધીનો અભ્યાસ કરાવી તેને ન્યાયાધીશ બનાવ્યો અને પાંચ સાત વર્ષ કાઠીઆવાડની અમલદારી કરવાથી તે સાહેબ પૈસેટકે સુખી થયા. દરમિઆનમાં તેના પિતાનો સ્વર્ગવાસ થયો તેના પિતા પાસે પિતાના મિત્રનું અંગત લેણું હતું. તેને માટે ન્યાયાધીશ સાહેબને કાગળો લખ્યા પણુ તેનો કંઈ જવાબ આપ્યો નહિ જેથી તેના બાપના મિત્રે પોતાનું લેણું વસુલ કરવા ન્યાયાધીશ સાહેબને નોટીસ પહોંચાડી. તે ઉપરથી ન્યાયાધીશ સાહેબે એવો જવાબ વાળ્યો કે મેં મારા બાપની મિલકત લીધી નથી એટલે બાપનું દેવું આપવાને હું બંધાયલો નથી તમારે ફરીઆદી કરવી હોય તો કોરટનાં બારણાં ખુલ્લાં છે, જ્યાં જ્યાં મારા બાપની મિલ્કત હોય ત્યાં ત્યાંથી તમારા રૂપીઆ વસુલ કરી લો. આવો જવાબ મળવાથી તેના બાપનો મિત્ર કે જેણે ન્યાયાધીશ સાહેબને નહાનપણુથી રમાડેલો અને પોતાના પુત્ર જેટલો પ્રેમ

રાખેલો તેણે લેણા રૂપીઆનો દાવો કર્યો નહિ પણ ન્યાયધીશ સાહેબ જ્યારે વેકેશનની રજામાં પોતાને ઘેર આવ્યા ત્યારે પેલો માણસ તેને મળવા આવ્યો અને કહ્યું કે અલ્યા ફ્લાણા, તેં મારી નોટીશનો આવો જવાબ આપ્યો તો શું તું પોતે તારા બાપની મિલ્કત ગણાય નહિ ? શુ પડી તારી જિંદગીમાં, અને શુ પડી તારા ભણુવામાં કે તું આવો જવાબ આપે છે!! ભલે મરનાર તારો બાપ નહોય પણ મારો તો મિત્ર હતો તેથી મારા મિત્ર તરીકે હું મારૂં લેણું માંડીવાળું છું. એટલું કહીને તે ચાલ્યો ગયો પણ ન્યાયાધીશ સાહેબના મનમાં બાપનું દેવું આપવાનો બિચાર થયો નહિ!!

હવે વિચાર કરવાનો એ છે, કે જે વિદ્યા ભણુવાથી મનુષ્યો માબાપનો વાત્સલ્ય પ્રેમ ભૂલી જાય એટલુંજ નહિ પણ બાપને બાપ કહેતાં શરમાય અને જે વિદ્યાર્થી જે માબાપે પાળીપોષી મોટો કર્યો પૈસા ખર્ચી ભણાવ્યો તે બાપનું લેણું આપવાને ના કહે. એવી વિદ્યાથી વિનીતાત્મા મનુષ્ય શી રીતે ઉત્પન્ન થાય!! માટે વિદ્યા એવી હોવી જોઇએ કે આંધળાં માબાપને કાવડમાં બેસાડી શ્રવણ જેવા પુત્રે તીર્થ યાત્રા કરાવી. અથવા રાજગાદી મળવાના મુહૂર્તને દિવસે પિતા તરફથી અપાયલું સાવકી માતાનું વચન પાળવા માટે શ્રી રામચંદ્રે વનાસ સ્વીકાર્યો એ વાત તો જુની થઇ ગઇ પરંતુ હાલમાં પણ એવા ઘણા પુત્રો છે, કે પોતાના બાપનુંજ નહિ પણ દાદાનું દેવું બાપ દાદાનાં હાડકાં છોડવવાના હેતુથીજ દામદુપટ્ટે પતાવે છે. માટે વિનીતાત્મા એટલે બિનયવાન થવાય એવી વિદ્યા ભણુવાથી તે મનુષ્ય સત્પાત્ર ગણાય છે. પાત્રતાનો અર્થ એટલોજ થઇ શકે છે કે જે પાત્રમાં ભરેલી વસ્તુ શોભાયમાન દેખાય જેમ માટીની થાળીમાં અને માટીના વાડકામાં કોઇ શીરાપુરી બીરંજ અને દૂધ જમતો હોય અને સુન્ના રૂપાની થાળીમાં કોઇ ભડકું અને છાશ પીતો હોય તે જેમ શોભતું નથી તેમ યોગ્ય પાત્રમાં યોગ્ય વસ્તુ નહિ મૂકીએ તો તે દીપતી નથી. વિનયવાન મનુષ્ય જ્યારે પાત્રનું રૂપ ધારણ કરે છે ત્યારે તે પાત્રમાં ધન કહેતાં લક્ષ્મી પોતાનું સ્થાન કરીને રહે છે, અને તે ધનથી અધર્મ નહિ થતાં માત્ર ધર્મજ થાય છે. અત્રે ધર્મનો અર્થ એટલોજ થઇ શકે છે કે તે ધનવાન પુરુષ પોતાના ધનનો ઉપયોગ એવો કરે કે તેના કરેલા પરોપકારથી આખું કુટુંબ અથવા આખો દેશ સુખી થાય અને જ્યારે આખો દેશ સુખી થાય તો તેમાં પોતે પણ સુખી મનાય. એટલા માટે વિનીતાત્મા એટલે બિનયનો ગુણ ઉત્પન્ન કરનારા અથવા જેનામાં ઉત્પન્ન થયો હોય તે આધ્યાત્મિક, આધિદૈવિક, અને આધિભૌતિક દુઃખથી શાંતિ પામી સદા સર્વદા ભદ્ર કહેતાં કલ્યાણને જુએ છે એટલે તેનુંજ કલ્યાણ થાય છે.

એ પ્રમાણે વિનીતાત્મા થયા સિવાય બીજા જે ઉત્તમ પ્રકારના ગુણ હોય તે કોઇપણ પ્રકારના ફળને આપી શકતા નથી. માટે દરેક મનુષ્યે એવી વિદ્યા ભણુવી

કે જેથી તેનામાં વિનયનો ગુણુ ઉત્પન્ન થાય, અને જેનામાં સંપૂર્ણું વિનયનો ગુણુ ઉત્પન્ન થાય તેજ વિનીતાત્મા ગણાય. પોતાના કુટુંબમાં કે પોતાની ન્યાતમાં વિનય સાચવવો એ કંઈ મોટી વાત નથી પરંતુ અતિથિ એટલે જે માણુસને આપણે ઓળખતા નથી. જે માણુસની સાથે કોઇપણુ પ્રકારનો સંબંધ નથી. જે માણુસની સાથે આપણુને કોઇપણુ પ્રકારનો સ્વાર્થ નથી. જે માણુસ ગામમાં ભીખ માગતો નથી અથવા સદાવ્રતનું કાચું કે પાકું અન્ન લઈ નિર્વાહ ચલાવતો નથી તેવો માણુસ આપણે ત્યાં આવ્યો હોય તે અતિથિ કહેવાય છે અને જે વિનીત આત્મા હોય તેજ એવા અતિથિની સેવા કરે છે. એટલા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે અતિથિ સેવા એ વિષય પર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૧૭મું.

# અતિથિ સેવા.

સુરત, રવિવાર તા. ૬-૬-૨૦

ओ३म् शन्नोदेवीरभिष्टय आपो भवन्तु पीतये ॥
शंयोरभिस्रवन्तुनः ॥ १ ॥

ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે આપણે વિનીતાત્મા એટલે વિનયવાન અર્થાત્ સેવાધર્મ સ્વીકાર્યો છે એવો પુરુષ હોય તેજ અતિથિ સેવા કરી શકે છે તે પ્રતિપાદન કરી ગયા, હવે આજે આપણે અતિથિ સેવા એ વિષય ઉપર વ્યાખ્યાન રાખીએ છીએ.

ગૃહસ્થો, અતિથિ શબ્દનો ટૂંકો અર્થ એટલોજ થાય છે, કે જેને આવવાની તથા જવાની તિથિનો નિશ્ચય હોય નહિ, એટલે તે અતિથિ ક્યારે આવશે, કયી વખતે આવશે, એની ખબર પડે નહિ. કારણ કે જેને આવવાની તિથિનો આગળથી નિશ્ચય થાય તે અતિથિ નહિ પણ પરોણો, મીજબાન કે મહેમાન કહેવાય. એટલા માટે અતિથિનો સમય નિશ્ચય હોય નહિ. તેમ અતિથિ થઇને આવેલો પુરુષ ક્યારે જવાનો છે એનો પણ નિશ્ચય હોય નહિ. તે પોતાની ઇચ્છામાં આવે ત્યારે પ્રયાણ કરી શકે છે જો તે રહેવાથી ગૃહસ્થને ઉપયોગી થઇ પડશે એવું લાગવાથી ગૃહસ્થ આગ્રહ કરીને તેને રોકે અને બે, ચાર, આઠ કે દશ દિવસ પછી જવાનો નિશ્ચય કરે તો તે અતિથિમાંથી ફેરવાઇને ગુરુ તરીકે, મિત્ર તરીકે, કે સ્નેહી તરીકે ગણાય છે. પણ અતિથિ તો ત્યારેજ ગણાય કે તે જવાને માટે સ્વતંત્ર હોય. તેની સાથે બીજો એક એવો પણ નિયમ છે કે, જેને આપણે અતિથિ તરીકે સત્કાર કરીએ છીએ તે અતિથિ આપણા સત્કારથી લોભાઇને, આપણા ખાનપાનથી

લલચાઈને, આપણી સારવારથી આળસુ બનીને ત્રણ દિવસ કરતાં વધારે રહેવાની ઇચ્છા રાખે તો તે અતિથિ ધર્મથી ભ્રષ્ટ થાય છે. અને એવા ભ્રષ્ટ થએલા અતિથિને ગૃહસ્થે રજા આપવી એ ગૃહસ્થનો ધર્મ છે અતિથિ શબ્દનો એવો પણ અર્થ થઈ શકે છે કે, જે એક તિથિ પૂરી રહી શકે નહિ કારણકે તિથિ નહિ એવો એનો શબ્દાર્થ છે. આટલા ઉપરથી આપણે અતિથિ કોને કહેવો તે આપણા સમજવામાં આવી શકે છે. હવે આગળ પંચ મહાયજ્ઞ વિધિમાં અતિથિની પૂજા અથવા અતિથિ યજ્ઞ કહેવામાં આવ્યો છે. અત્રે પણ અતિથિનો યજ્ઞ કરવો કહો, કે અતિથિની સેવા કરવી કહો, કે અતિથિની પૂજા કરવી કહો. ત્રણેનો અર્થ એકજ થાય છે. અને આખી દુનીઆના ગૃહસ્થાશ્રમીઓ કરતાં આવા હડહડતા અને એકલ પેટા પણાની વૃત્તિવાળા સમયમાં પણ અરબસ્તાન અને હિન્દુસ્તાન અતિથિ સેવાના ધર્મને સાચવી રહ્યું છે. અતિથિસેવાનો એવો નિયમ નથી કે આપણે ત્યાં આપણો મિત્ર, સ્નેહી, કે કોઇપણ ગૃહસ્થ આવ્યો હોય તેને આપણા ઘરમાં ઉતારો આપીને, તેનું ખાનપાન પૂરૂં કરીને, તેની સેવા સુશ્રૂષા કરીને જ્યારે તે જવાને તૈયાર થાય ત્યારે યુરોપખંડની પેઠેમ તેના હાથમાં તમામ ખર્ચનું બિલ મૂકવામાં આવે !!! અને ઉપરથી નોકર ચાકરો ઇનામની આશા રાખે !! જે દેશમાં ઓળખીતા કે વગર ઓળખીતા કોઇપણ જાતની ભલામણ સાથે આવેલા મનુષ્યના ખર્ચનું બિલ થાય તો તે દેશમાં જેને આપણે અતિથિ કહીએ છીએ તેવાઓનો સત્કાર કરવાનો રિવાજ હોયજ ક્યાંથી ?!

ઘણા કાળથી અંધારામાં પડેલી આર્ય પ્રજા પશ્ચિમમાં સૂર્યનો ઉદય થવાથી ઘણાજ આશ્ચર્ય સાથે તેના તરફ જોવા લાગી. પોતે દુઃખમાં ડૂબેલી હોવાથી, ધર્મને ભૂલેલી હોવાથી, સર્વસ્વ ગુમાવેલું હોવાથી જેમ એક ગૃહસ્થ શુદ્ધ અંતઃકરણ પૂર્વક પોતાના ઘરની સ્ત્રી પતિવ્રતા હોવા છતાં અને તે સ્નેહથી નખશીખ સુધી ભરેલી છતાં માત્ર કપટથી ભરેલી, હાવ ભાવ અને કટાક્ષ મારવાવાળી, ધન અને ધામને લૂંટી ઉજ્જડ બનાવનારી, તંદુરસ્તીને બગાડી ચેપી રોગથી શરીરની ધૂળ ધાણી કરનારી અને લાખો રૂપીઆની પુંજીનું આકર્ષણ કર્યા છતાં નિર્ધન થએલા મનુષ્યને ધક્કો મારી કાઢી મૂકનારી નીવડે છે. ગૃહસ્થો તેના મોહમાં અંધ બની જાય છે, તેમ પશ્ચિમના ઉગેલા સૂર્યમાં સહસ્ર કિરણના પ્રકાશમાં આર્યપ્રજા મોહાંધ થઈ ગઇ, જેથી પોતાની થોડા ખર્ચમાં ઘણાનો નિર્વાહ થાય, થોડા ખર્ચમાં ઘણો કાળ નીભી શકાય, થોડા પરિશ્રમમાં આરોગ્યતા સાચવી શકાય, અને થોડા ભોગમાં આનંદ મેળવી શકાય એવી પોતાની રૂઢિનો ત્યાગ કરીને ઘણું વાંચવાથી થોડું સમજાય, ઘણો ખર્ચ કરવાથી થોડું ખવાય, વગેરે શરીરને શરીરનાં તત્ત્વોને, શરીરની આરોગ્યતાને, શરીરના બળને, અને શરીરના વીર્યને

ચૂસી લેનારી વસ્તુઓ, તથા મનની શાંન્તિને, સુખને, આનંદને, સંતોષને, વિદ્યાને મેધાને, પ્રજ્ઞાને, અને ધર્મને નષ્ટ ભ્રષ્ટ કરનારી વાંસનાઓને જોઇને મોહથી તેને વળગવાની અથવા તેને ઉત્તમમાં ઉત્તમ ગણીને પોષવાની આસક્તિમાં અંધ બની ગયા, જેથી પશ્ચિમનું અનુકરણ કરવાથી, અતિથિ ધર્મનો સભ્ય ગણાતા લોકોમાંથી નાશ થતો જોવામાં આવે છે. દાખલા તરીકે આર્યસમાજના મોટા ઉત્સવોમાં, મોટી પરિષદ્દમાં, મોટા સંમેલનોમાં, જેમાં પરોણાઓને આમંત્રણ અને નિમંત્રણ આગ્રહ પૂર્વક કરવામાં આવે છે, તેનીજ સાથે આવનાર અતિથિઓના નિયમમાં લખેલું હોય છે કે, બે વખત જમનારને, એક વખત જમનારને, ત્રણ દિવસ જમનારને કે પાંચ દિવસ જમનારને ભોજન ખર્ચના આટલા પૈસા આપવા પડશે અને આવનારા ગૃહસ્થે, ઓઢવા પાથરવાનો સામાન અને પાણી પીવાનાં લોટા પવાલાં સાથે લેતા આવવું. આવી પત્રિકાઓ ધીમે ધીમે તમામ ધર્મોની તમામ સોસાયટીઓની જ્યાં જ્યાં પરિષદો મળવાની હોય ત્યાં ત્યાંથી પ્રકટ થવા માંડી છે. એ પશ્ચિમની પરોણા ચાકરીની પદ્ધતિ આપણી અતિથિ સેવાને ભૂલાવવાનું તાજું ઉદાહરણ છે. એથી ઉલટું ઓછી કેળવણીવાળાઓ, વગર ભણેલાઓ, અર્ધ સુધરેલાઓ કે જંગલી મનાતા લોકોમાં પણ કોઈ ઉત્સવ પ્રસંગે બસેં, પાંચસેં, કે હજાર માણસો એકઠું થાય તો જે ગામમાં તે પરિષદ્દ મળવાની હોય તે ગામના લોકો પરિષદ્દમાં આવેલા ગૃહસ્થોને આગ્રહ કરી પોતાને ઘેર તેડી જાય અને જેટલાઓ જે ગૃહસ્થને ઘેર જાય તેટલાઓને સૂવાને માટે ખાટલા, ઓઢવા પાથરવાનાં લાલ રંગીન ગોદડાં, નહાવા ધોવાને માટે ગરમ પાણી, જમવાને માટે ઉત્તમ ભોજન અને મુખવાસ માટે પાન, સોપારી, બીડી તંબાકુ જોઇએ તેટલો કંઇપણ કિંમત લીધા સિવાય, કંઇપણ બદલાની આશા સિવાય પૂરૂં પાડી પોતે તેમાં આનંદ માને છે. એથી વધીને હજાર બે હજાર માણસ અમુક કાર્યને માટે ભેગાં થયાં હોય તો સ્થાનિક ગૃહસ્થોમાંથી એવા ગૃહસ્થો નીકળી આવે છે કે એક એક દિવસનો ખર્ચ પોતાને માથે ઉપાડી લઈ, જેટલાં મનુષ્ય બહારથી આવ્યાં હોય અને તેમાં કદાચ ગામ પરગામનાં બીજાઓ આવીને પણ જમવા બેસી જાય તો કંઇપણ આનાકાની સિવાય તે સર્વને ઇચ્છા પ્રમાણે વ્યવસ્થાપૂર્વક આદરસત્કાર સાથે જમાડી પોતાને ધન્ય માને છે. તેઓને પરિષદ્દમાં આવેલા ગૃહસ્થો સિવાય રખેને બીજા લોકો જમી જશે એવા ભયથી ટીકીટો કાઢવી પડતી નથી. અને તે ટીકીટો તપાસનારા માસ્તરો રાખવા પડતા નથી.

અમે ઘણી પરિષ્દો જોઇ છે. અને ઘણી પરિષદ્દોની કંકોત્રી વાંચી છે, પણ મુંબઈ શહેરમાં ગૃહસ્થ ધર્મને છાજતી, અતિથિ ધર્મનું પાલન કરતી અને ઉદારતાને ચમકાવતી જૈન પરિષદ્દ જોઇ છે. તેનું અનુકરણ તમામ પરિષદોએ કરવાની જરૂર છે.

એટલે મુંબઇ જેવા શહેરમાં ઓછામાં ઓછા ત્રણથી પાંચ હજાર માણસ પરિષદ્‌માં ભેગા થયા હતા. અને મુંબઇમાં વસતા સેંકડો જૈનો વીસીઓમાં જમનારા હતા તો પણ જૈન આગેવાનોએ મુંબાઇ શહેરમાં ગુજરાતની પદ્ધતિએ જમનારા તથા પંજાબની પદ્ધતિએ જમનારા લોકોને માટે બે રસોડાં જુદાં ખોલ્યાં હતાં અને તેમાં સવારના દશથી તે સાંજના છ વાગ્યા સુધીમાં પરિષદ્‌ના ડેલીગેટો કે પરિષદ્‌ના પ્રેક્ષકો કે એ બેઉમાં નહિ ગણાય એવા મુંબઇના રહીશો મુંબઇની વીશીઓમાં પૈસા આપીને ખાનારાઓમાંથી ગમે તે માણસો કોઇ પણ જાતની રોકટોક સિવાય આખા દિવસમાં જ્યારે પુરસદ મળે ત્યારે અથવા જ્યારે જેટલી વાર ઇચ્છા થાય ત્યારે જમી જાય એવો પ્રબંધ કરવામાં આવ્યો હતો. માત્ર તેના કપાળમાં કેશરનો ચાંલ્લો હોવો જોઇએ. પછી તે ખરો જૈન હોય કે વેશધારી હોય તેની કોઇએ દરકાર રાખી નહોતી. એ પ્રમાણે હિંદુસ્તાનની હાલની પદ્ધતિએ કેળવાયા સિવાયની તમામ વ્યક્તિઓમાં આ ગુણ આજે પણ વિદ્યમાન છે. દાખલા તરીકે આપણા સુરત જિલ્લામાં અનાવલા દેશાઈ કોમની મોટી વસ્તી છે તેને ત્યાં કોઇ પણ અંજાણ્યો માણસ ઉંચ વર્ણનો હોય અને તે જઇને તેના ઓટલા ઉપર બેસે તે વખતે દેશાઈ ઘરમાં હોય નહિ, તોપણ તેના ઘરની સ્ત્રીઓ તેને આઘેથી જોઇને તેને માટે ચાકર પાસે બિછાનું અપાવે અને ચાકર સાથે એક કપ ચ્હા મોકલી આપે, એટલામાં દેસાઈ બહારથી આવે અને આવેલા ગૃહસ્થ સાથે વાતચિત કરતાં એમ જણાય કે તે તેને ઘેર રાતવાસો રહેવાનો છે, એટલે તેને માટે એક ખાટલો અને રંગીન ગોદડાં તૈયાર થાય અને સાંજનું વાળુ દૂધપુરી અને એક શાક સાથે અપાય અને જો બ્રાહ્મણવાણીઆથી ઉતરતી પંક્તિનો કોઈ માણસ હોય તો રોટલાને દૂધ કે રોટલાને શાકથી વાળુ અપાય, પણ એમ તો નહિજ કહે કે તમો ચાલ્યા જાવ અથવા આટલા પૈસા આપતા જાવ. એજ પ્રમાણે આખાજિલ્લાના દરેક ગામડામાં ઉંચ નીચ ગણાતા તમામ લોકોને ત્યાં અતિથિ સત્કારની રૂઢિ આજ પણ ચાલુ છે. તો પછી જે કેળવાયલા લોકો કોઇપણ મેળાવડામાં બિસ્તરો, પંચપાત્ર અને પાણીનો લોટો લાવવાનું તથા ખોરાકીના અમુક પૈસા આપવાનું આમંત્રણ પત્રિકામાં લખે તેથી શું અતિથિ સેવા થઇ કહેવાય ?

અમારી મુંબાઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાને આર્ય પરિષદ્ ભરવા માટે હળદરૂ ગામની આર્ય સમાજે આમન્ત્રણ કર્યું હતું અને તે પરિષદ્‌માં જેટલો ખર્ચ થાય તેટલો ખર્ચ સમાજના એક સભાસદ્ પટેલ પરશોતમ પરલુ ખુશાલે આપવાનું કબુલ કર્યું હતું, છતાં મુંબઈ પ્રદેશની આર્ય પ્રતિનિધિ સભાએ રસોડામાં જમનાર વ્યક્તિ પાસે અમુક પૈસા લેવાનો ઠરાવ કરાવ્યો હતો

પરંતુ હળધરૂ ગામની આસપાસના લોકો તો પોતાને ઘેરથી જમી, ખાઇ પરવારીને પોતાના ગાડામાં બેસીને વ્યાખ્યાન વખતે આવ્યા અને વ્યાખ્યાન પુરૂં થયા પછી પોનાને ગામે ચાલ્યા ગયા અને જે લોકો તેજ દિવસે પાછા પોતાને ગામ નહિ જઇ શકાય એટલે છેટેથી આવ્યા હતા તેઓએ પરિષદ્‌ના મંડપનો કે પરિષદ્‌ના રસોડાનો લાભ લીધો નહિ, પરંતુ ગામમાં દરેક ઓળખીતા તથા સગાવહાલાને ત્યાં મુકામ કર્યો. અને તે લોકોએ આવેલા પરોણાઓની ત્રણ દિવસ સુધી બરદાસ ચાકરી કરી. પરિણામ એ આવ્યું કે, જેણે પરિષદ્‌નો તમામખર્ચ ઉપાડયો તેનો પરગામમાં પોતાના સગાવહાલા કે ઓળખીતાને ત્યાં ઉતરવાનો વ્યવહાર કપાઇ ગયો કારણ કે લોકો તેને મોઢે કહેતા હતા કે તમે તો પરોણાની ખાધાખાઇના પૈસા લેવાવાળા છો. આ ઉપરથી સમજાશે કે અમરા જિલ્લામાંથી અતિથિ સેવા નાશ પામી નથી.

ગૃહસ્થો આટલી વાત કર્યા પછી આપણે આપણા દેશમાં અતિથિ સેવા કેવી રીતે થતી હતી તેનો થોડો વિચાર કરી આજનું વ્યાખ્યાન પૂરૂં કરીશું કોઇ પણ અતિથિ એક દિવસ કરતાં વધારે વાર રહી શકતો નહિ અને જો વધારે આગ્રહ કરવામાં આવે તો ત્રણ દિવસ કરતાં વધારે રહી શકતો નહિ. વધારે આગ્રહ ત અતિથિને કરવામાં આવતો કે જેનામાં સાંસારિક, વ્યાવહારિક, કે આત્મિક શંકાઓનું સમાધાન કરવાની શક્તિ હોય; તેવા અતિથિને ત્રણ દિવસ રાખીને પોતાના ગૃહ કાર્યથી પરવારીને રાત્રીને વખતે કુટુંબના કે મહોલ્લાના લોકો ભેગા થઇને તેને વિવિધ જાતના પ્રશ્નો પૂછતા અને તેનો યથામતિ, યથાશક્તિ, ઉત્તર મળતો જેથી પોતાની વિદ્યામાં અથવા પોતાની કળામાં અથવા પોતાના ધંધામાં, અથવા પોતાના વ્યવહારમાં, અથવા પોતાના વેપારમાં, અથવા પોતાના જ્ઞાનમાં જે જાતની ગુંચવણ ઉભી થઈ હોય તેનો માર્ગ જડતો હતો. એટલે અતિથિ યજ્ઞમાં દેવપૂજા એટલે અતિથિનો ભોજન પાણીથી સત્કાર કરવામાં આવતો અને સંગતિકરણ એટલે અતિથિના સત્ સમાગમથી આનંદ ઉત્પન્ન થતો અને દાન એટલે અતિથિ તરફથી વિદ્યાનું કળાનું કે જ્ઞાનનું દાન મળતું, તેને અતિથિ સેવા કહેવામાં આવતી હતી. જ્યારે આપણા આખા દેશમાં અતિથિ સેવાનો આવો પ્રચાર ચાલુ હશે ત્યારે દેશમાં સુખશાન્તિ અને સમૃદ્ધિ કેટલી હશે તથા મનુષ્યને મનુષ્ય ઉપર કેટલો ભાવ હશે ? ! કેટલો પ્રેમ હશે ? ! પરસ્પરના વ્યવહારથી કેટલી શાન્તિ હશે? કેટલો સંપ હશે? તેનું માપ હાલમાં રહેલા અતિથિ સત્કાર અને ઠામે ઠામ કે ગામે ગામ મોટાં શહેરોમાં કે તીર્થ સ્થળોમાં ચાલતાં સદાવૃત્ત એટલે અન્નસત્રો ઉપરથી કંઈક આવી શકશે આ દેશ આર્યાવર્તનો ભારતવર્ષ થયો અને ભારત વર્ષમાંથી હિંદુસ્તાન કહેવાયો ત્યાં સુધી તો અતિથિ સેવા કાયમ રહી પણ જ્યારથી

આપણો દેશ હિંદુસ્તાન મટીને ઈન્ડિઆ કહેવાયો અને દેશના વતનીઓનું હિંદુ નામ પલટીને ઇન્ડિયન નામ પડયું ત્યારથી અતિથિ સેવાને અનુત્પાદક વ્યય ગણીને તિલાંજલી આપી. પશ્ચિમની રૂઢિ પ્રમાણે જયાં જયાં અને જે જે લોકોમાં અમારો દેશ ઇન્ડિઆ છે અને અમો ઇન્ડિયન છીએ એવું મનાવા લાગ્યું ત્યાં ત્યાં આમંત્રણ કરેલા કે નિમંત્રણ કરેલા પરોણા પાસે ખાધા ખર્ચના પૈસા લેવાનું ઠર્યું. તો પછી વગર નિમંત્રણે કે આમંત્રણે આવેલા અતિથિ માટે વીશી, હોટલ, લૉજ, વિશ્રાંતિગૃહ, સિવાય અન્ય ગૃહસ્થ આશ્રય કયાંથી આપે?! જેમ જેમ અતિથિ સેવાનો નાશ થતો ગયો તેમ તેમ પરસ્પરનો સ્નેહ ઓછો થતો ગયો એટલે તે પ્રદેશના લોકો મનુષ્ય સેવા, જ્ઞાતિ સેવા, ધાર્મિક સેવાનો બોજો ઉઠાવી શકતા નથી અથવા બોજો ઊઠાવવાની ફરજ સમજતા નથી તેઓ દેશ સેવા, શી રીતે કરી શકે!! એટલા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે દેશ સેવા અને રાજભક્તિ એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. એટલું કહીને હું વિરામ પામું છું. ઇતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



ભાષણ ૧૮મું.

# દેશસેવા અને રાજભક્તિ.

સુરત, રવિવાર તા. ૧૩-૬-૨૦.

ओ३म् अग्निमीडेपुरोहितं यज्ञस्यदेवमृत्विजम् ॥
होतारं रत्नधातमम् ॥ १ ॥

ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્દગૃહસ્થો,

ગયે રવિવારે આપણે અતિથિ સેવાના વ્યાખ્યાનમાં, અતિથિ સેવા કરવી એ એક યજ્ઞ છે અને અતિથિ સેવા કરવી એ ઉદારચરિત ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે, એ સિદ્ધ કરી ગયા. જો કે આ સમયમાં અતિથિ સેવાનું સ્વરૂપ બદલાઇ ગયું છે, તો પણ યુરોપ ખંડની પેઠે "આવો જાવ ઘરબાર તુમેરા, ગાંઠકી ખીચડી ઓર મીજબાન હુમેરા" એટલે દરજ્જે બગડયું નથી, પણ તેના સહવાસથી સુધરેલા લોકોમાં કંઇક કંઇક તેની ઝાંખી થાય છે, એટલું સાબિત કરતાં સેવાધર્મ એ મનુષ્યનો મુખ્ય ધર્મ છે, પણ તે સેવાની વ્યવસ્થા ઉલટ પાલટ થઇ જવાથી જેની સેવા કરવાની જરૂર નથી અથવા જેની સેવા કરવાથી કોઈ જાતનો લાભ નથી તેવાની સેવા થાય છે; અને જેની સેવા નહિ થવાથી આપણને પોતાને નુકસાન છે, તેની તરફ બીલકુલ ધ્યાન આપવામાં આવતું નથી. એટલા માટે આજે દેશસેવા અને રાજભક્તિ એ વિષય ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

ગૃહસ્થો કોઈની પણ સેવા, પૂજા, ભક્તિ કરવી એ ત્રણે શબ્દો પાસે પાસેના એક બીજાના અનુયાયી જેવા છે, એટલે આપણે દેશસેવા શું છે, અને રાજભક્તિ શું છે, તેનો વિચાર કરવાની જરૂર રહે છે. દેશ અને રાજ્ય એ બેનો અર્થ કરતાં

આપણને સમજાય છે કે, દેશ અને રાજ્ય બે એક શબ્દો નથી. એટલે તેની સેવા કે ભક્તિના માર્ગ જુદા બતાવવાને માટે સેવા અને ભક્તિ એ બે શબ્દની યોજના કરવી પડે છે. તેમાં પ્રથમ આપણે દેશ અને રાજ્યનો અર્થ કરીએ. દેશ, તે પ્રદેશનું નામ આપી શકાય છે કે, જેમાં વસતા તમામ મનુષ્યો પરસ્પર એક બીજાના વિચાર એક બીજાને જણાવી શકે, એટલે તે દેશના મનુષ્યોની એકજ ભાષા હોય. જો તે દેશમાં બીજી ભાષા બોલનારા વસતા હોય તો તે પરદેશી ગણાય. રાજ તેને કહી શકાય છે, કે એક દેશ અથવા પ્રદેશ ઉપર વસતા તમામ મનુષ્યો રાજાની આજ્ઞાનું પાલન કરતા હોય, જુદા જુદા દેશની, જુદા જુદા વર્ણની, જુદા જુદા ધર્મની, જુદી જુદી ભાષા બોલનારી, જુદા જુદા પહેરવેશ વાળી ગમે તેટલી જાતની પ્રજાઓ હોય પણ જો તેને એકજ રાજાની સત્તાના હુકમને માન આપવું પડે અથવા એકજ રાજાની આજ્ઞા પ્રમાણે વર્તવું પડે તો તે તમામ પ્રજાઓ મળીને અથવા એક પ્રજાનો સમુદાય મળીને, તે તે રાજાનું રાજ્ય ગણાય. જેમ આપણા દેશમાં જુદી જુદી ભાષા જાણનારી ઘણી પ્રજાઓ વસે છે. અને તેમાં બંગાળી, મલાઈ, કેનેરી, તૈલંગુ, કાનડી, મહારાષ્ટ્રી, ગુજરાતી, મારવાડી, કચ્છી, સિંધી, પંજાબી અને હિન્દી ભાષાઓ બોલનારાઓના જુદા જુદા દેશો છે, પરંતુ તે તમામ દેશો ઉપર બ્રિટિશની સત્તા હોવાથી તે બ્રિટિશનું રાજ ગણાય છે એટલે બ્રિટિશ પ્રજાનો રાજા તે આપણા હિંદુસ્તાનનો મહારાજા ગણાય છે. તે મહારાજાની રાજસભા તરફથી જે જે વખતે, જે જે હુકમો નીકળે તે હિન્દુસ્તાનરૂપી રાજ્યે માન્ય કરવા પડે છે એટલે આપણે રાજ્ય તે રાજા નથી; અને રાજા તે રાજ્ય નથી. પણ જ્યાં જ્યાં રાજ્ય હોય ત્યાં ત્યાં એવો નિશ્ચય કરી શકીએ કે, આ અમુક રાજાનું રાજ્ય છે. એટલે રાજા અને રાજ્ય એ જુદાં છે. આટલા ઉપરથી આપને સમજાશે, કે દેશ સેવા અને રાજભકિત એ બે નામ સાથે રાખવાનું કારણ વાસ્તવિક છે. રાજ્ય ગમે તેટલું મોટું હોય, રાજ્યમાં ગમે તેટલા દેશો હોય, રાજ્યમાં ગમે તેટલી ભાષા બોલાતી હોય પરંતુ તે રાજ્ય કંઈ દેશ કહેવાય નહિ પણ તે આખો પ્રદેશ અમુક રાજાનું રાજ્ય કહેવાય. આ ઉપરથી આપણે દેશ સેવા, અને રાજભક્તિની વ્યાખ્યા સરળતાથી જુદી કરી શકીશું. હવે આપણે સેવા શબ્દનો અર્થ કરીએ સેવા શબ્દમાં એટલો મોટો અર્થ સમાયલો છે, કે આપણે જેની સેવા કરતા હોઇએ તેને આપણું તન મન અને ધન અર્પણ કરવું પડે છે. અને જેની આપણે ભક્તિ કરતા હોઇએ તેને તન, મન, ધન, અર્પણ કરી શકાતું નથી. પણ તેની આજ્ઞામાં રહીને ચાલવું પડે છે. જેમ ગુરુ અને પરમેશ્વર બેમાં ગુરુની સેવા થઇ શકે છે, અને પરમેશ્વરની ભક્તિ થઇ શકે છે તેમ પોતાના દેશની સેવા થઈ શકે છે, અને પોતના રાજાની ભકિત થઇ શકે છે. દેશસેવા કરનાર માણસને એવો નિશ્ચય કરવો પડે છે, કે મારૂં જે છે તે

મારા દેશનું છે. અને દેશનું જે છે, તે મારૂં છે. મારાં જેટલાં સાધનો છે તેનો લાભ લેવાનો હક મારા દેશનો છે, અને મારા દેશનાં સાધનોનો લાભ લેવાનો હક મારો છે. એટલા ઉપરથી એવો ફલિતાર્થ કાઢી શકાય કે એક રાજાના રાજ્યની પ્રજા તે રાજાના પુત્રો તરીકે ગણાય અને પ્રજા પોતાના રાજાને પિતા તરીકે માન આપે. જેમ એક માણસ પોતાની માતાના ઉદરથી ઉત્પન્ન થએલો હોવાથી તે માતાનું ભરણપોષણ અને રક્ષણ કરવાને બંધાયલો છે, અને પિતાની આજ્ઞા પાળવાને બંધાયલો છે, તેમ પ્રજા પોતાની માતૃભૂમિ એટલે પોતાનો દેશ, તેનું ભરણપોષણ કરવાને બંધાયલી છે, અને રાજાને પિતા તરીકે માની તેની આજ્ઞા પાળવાને બંધાયલી છે. દેશ સેવા કરનારો મનુષ્ય કંઇ પરદેશથી આવતો નથી પણ તે દેશમાંજ ઉત્પન્ન થએલો હોય છે એટલે દેશમા ઉત્પન્ન થએલા એક મનુષ્યને દેશનો સેવક બનવાની ફરજ પાડેલી છે તેમ દેશના તમામ મનુષ્યોને પોતાના દેશની સેવા કરવાની ફરજ પાડવામાં આવી છે. જેમ માતાની સેવા નહિ કરનારો પુત્ર માતૃદ્રોહી ગણાય છે, તેમ દેશની સેવા નહિ કરનારો પુરુષ દેશદ્રોહી ગણાય છે. જે દેશના લોકો આ વિચારને સમજીને, પોતાનો સ્વાર્થ ત્યાગ કરીને, પોતાના દેશની સેવા બજાવે છે, તે દેશની પ્રજા પોતાની માતૃભૂમિના આશીર્વાદથી દરેક બાબતમાં આનંદી અને સુખી થાય છે. પણ જેઓ પોતાના સ્વાર્થને માટે પોતાની માતૃભૂમિનો લાભ સાચવતા નથી તેઓ માતાના શાપના ભોગ થઈ પડે છે. ઇંગ્લંડથી આવેલા એક ડૉકટરે હિંદુસ્તાનના મહારાજાધિરાજ દિલ્હીપતિ જહાંગીર પાદશાહના બેગમનો અસાધ્ય રોગ સારો કર્યો તે બદલામાં બાદશાહે ઇનામ આપવાનું ઠરાવ્યુંઅને કહ્યું કે તમારે જે જોઇએ તે ઇનામમાં માગી લો. તે વખતે તે ડૉકટર હિંદુસ્તાનના અમુક ભાગમાં પોતાનું રાજ માગતે તો તે બાદશાહ આપી શકતે પણ તે ડૉકટર તો દેશનો સેવક હતો તેણે બાદશાહ પાસે એટલુંજ માગ્યું કે અમને અને અમારા દેશના લોકોને ઉતરવા માટે અને વેપારી મથક બનાવવા માટે હિંદુસ્તાનને છેડે એક બંદર આપો અને અમારા દેશનો જે જે જાતનો જેટલોમાલ હિંદુસ્તાનમાં આવે તેના ઉપરથી જગાત માફ કરો. જેથી બાદશાહે તે વાત કબુલ રાખી અને તે હક ઇંગ્લંડની પ્રજાને આપવામાં આવ્યો. આ ઉપરથી પોતાના લાભનો ત્યાગ કરીને જેઓ દેશસેવા કરે છે, તેના ઉપર તથા તેના પુત્રો ઉપર તે દેશ કેવો આશીર્વાદ વર્શાવે છે! તેનો પ્રત્યક્ષ પુરાવો આપણી નજર આગળ ઈંગ્લંડને ધનધાન્યથી, રાજસત્તાથી અને સુખથી પૂર્ણ થએલું જોઇ શકીએ છીએ. એથી બીજી બાજુ તરફ જોતાં આપણને સમજાય છે કે, આપણા દેશમાં પરદેશી લોકોનું ઘણા પ્રાચીન કાળથી જે આવાગમન થયું છે. તેનું મુખ્ય કારણ એકજ જણાય છે તે એકે, આપણી દેશ

સેવાની ખામીઓ ! કારણ કે જ્યાં સુધી આપણે આપણા દેશના સેવક રહીએ અને દેશનો એકે એક મનુષ્ય દેશ સેવાના પ્રકારને સમજીને, દેશસેવા એ પોતાનો ધર્મ માને તો, દેશમાં રહેતા પોતાના ભાઇઓ સાથે કોઇ પણ જાતનું વૈમનસ્ય ઉત્પન્ન થાય અથવા દેશમાં રહેતા પોતાના પિતારૂપ રાજાની સાથે કોઇ પ્રકારનું વૈમનસ્ય થાય અથવા દેશમાં રહેતા રાજાઓ પૈકી બીજા રાજા સાથે એટલે પોતાના ભાઇ સાથે કોઇપણ જાતનું વૈમનસ્ય થાય તો તેનું વેર લેવાને માટે પોતાનામાં શકિત નહિ હોવાથી, તે બીજા દેશના રાજાને આમંત્રણ કરી એક મનુષ્ય સાથેનું અથવા એક પોતાનાજ કુટુંબીઓ સાથેનું વેર વાળવા માટે, પોતાની નિર્દોષ માતા (માતૃભૂમિ)ને પારકાના હાથમાં સોંપવાને કોઇ તૈયાર થાય એ અસંભવિત છે ! જો પોતાની જન્મભૂમિને પોતાની માતા માનીને તે માતાનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે, એજ મારી દેશસેવા છે. એમ માન્યું હોત તો પોતાની માતૃભૂમિને વૈરના બદલામાં કે ભયના બદલામાં પારકાના હાથમાં સોંપતે નહિ. આતો એવો દાખલો બન્યો કે પાડાના પેટમાં દુખે અને પખાલીને ડામ દેવાય !! તેમ રાજા પિતા અને પ્રજાપુત્ર. એક દેશના બે રાજા તે બે ભાઇઓ એટલે પિતા પુત્રના અને ભાઇભાઇના વૈમનસ્યનો બદલો લેતાં પોતાની માતૃભૂમિ એટલે માતાને પારકાના હાથમાં સોંપવી, એ કયી જાતનો પુત્રધર્મ હશે ! તેની કલ્પના કરવી મુશ્કેલ છે. આપ લોકો ઇતિહાસના ભણેલા છો એટલે એવા માતૃદ્રોહીઓના ઇતિહાસી દાખલા આપી આપનો સમય રોકવા માગતો નથી. પરંતુ એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે જ્યારથી આપણા દેશના લોકોએ દેશસેવાનો ધર્મ ગુમાવ્યો અને રાજભકિતમાં તલ્લીન થઇ ગયા ત્યારથી આપણે માતૃદ્રોહી બની પતિત દશાને પામ્યા છીએ.

જો આપણે દેશસેવા કરતાં ભૂલ ન કરી હોત, અથવા દેશસેવાને ભૂલી ગયા ન હોત, અથવા દેશસેવાના અર્થને બરાબર સમજ્યા હોત, તો આપણે આવી પતિત દશાને પામ્યા નહિ હોત. અમારા ગામડામાં એક બાપ સ્વચ્છંદીપણે વર્તી પોતાની પેદાશનો અનુત્પાદક રીતે વ્યય કરી, કુટુંબમાં કલેશ કરી પોતાના નાના પુત્ર પુત્રીઓ અને પોતાની સ્રીને મૂકીને મરણ પામે, તેના અનીતિમય કારભારથી તે વિધવાને પોતાના પુત્ર પુત્રી સાથે લઇને પુનર્લગ્ન(નાતરૂ)કરવું પડે. ત્યાં ગયા પછી મા ગમે તેટલી સગી છે, બાપ પણ સાવકો હોવાથી તેનાં કુટુંબમાં તે છોકરાંઓ આંગળીઆ ગણાય, એટલે તે સ્રીને બીજા છોકરા ઉત્પન્ન થાય તે તેના કુટુંબમાં મળી જાય પણ આંગળીઆં છોકરાંના દુઃખનો પાર રહેતો નથી. તેવી દશા રાજાની ભકિત કરનાર રાજભકત લોકોની થએલી છે. ઉપર કહી ગયા તેમ સેવાધર્મ રાજભકિત કરતાં ઘણોજ જુદો અને મહત્વનો છે. પરંતુ જ્યારે જે દેશની પ્રજા સેવાધર્મને ભૂલી જાય

છે, ત્યારે તેને રાજભક્તિ કરવાનું મન થાય છે. આપણે ઉપર કહી ગયા તેમ સેવા ગુરુની થાય છે. ભક્તિ પ્રભુની થાય છે. સેવા માબાપની થાય છે, અને ભક્તિ રાજાની થાય છે. સેવા કરતાં તન મન અને ધન અર્પણ કરવું પડે છે. ભક્તિ કરતાં તેની આજ્ઞાનું પાલનકરવું પડે છે. એટલે દેશભક્તિ કહેવાતી નથી પણ રાજભક્તિ કહેવાય છે. અને રાજ્ય રાજાનું હોવાથી તેની આજ્ઞાને આપણે પાળવી પડે છે. આપણામાંથી જ્યારે સેવાધર્મ નાશ પામે છે, ત્યારે રાજામાંથી રાજધર્મ નાશ પામે છે. અને જે રાજામાંથી રાજધર્મ નાશ પામે તેની આજ્ઞાઓ જેવી રીતે બાપ આંગળીઆ છોકરાનું હિત સાચવવાને બહાને પોતાના સ્વાર્થને તૃપ્ત કરવા માટે જેવી આજ્ઞા કરે તેવી આજ્ઞા રાજધર્મથી પતિત થએલો રાજા પોતાની પુત્રવત્ પ્રજાને કરે છે. એટલા માટે ઘણા પ્રાચીન કાળથી રાજા અને પ્રજાના ધર્મો નક્કી થએલા છે તેમાં એમ જણાવવામાં આવ્યું છે કે, રાજા અને પ્રજા પિતાપુત્રવત્ સંબંધ રાખે એટલે પિતાનો પુત્ર જ્યાં સુધી અજ્ઞાન દશામાં હોય ત્યાં સુધી પિતા તેમનું લાલન પાલન કરે છે. છોકરો સમજણો થાય એટલે તેને કેળવણી આપે છે. અને છોકરો મોટો થાય એટલે તેને મિત્રવત્ ગણે છે. તેમ રાજાએ અજ્ઞાન પ્રજાને તેનું લાલન પાલન કરી કેળવણી આપવી અને કેળવાયલી પ્રજાને મિત્રવત્ ગણવી. એટલે જેમ શ્રીકૃષ્ણચંદ્ર અને ઉદ્ધવ વચ્ચે સેવ્યસેવક ભાવ હોવા છતાં તે સખા ભાવને પામેલા હતા. એટલે રાજાએ કેળવાયલી પ્રજાને સખા રૂપ ગણીને તેની દરેક બાબતમાં સંમતિ લઇને પોતાની માતા એટલે માતૃભૂમિ કેમ આનંદમાં રહે, કેમ સુખી થાય, કેવા શણગારથી શોભે એવા નિયમો કે કાયદાઓ બાંધવા કે જે કાયદા દેશસેવકો અને રાજભક્તો ખુશીથી પાળી શકે. આ નિયમને અનુ-સરીને પ્રાચીન કાળમાં કયા રાજાને ગાદી આપવી, કયા રાજાના કયા પુત્રને ગાદી આપવી, રાજાએ કેટલા નિયમ પાળવા અને તે રાજા નિયમનું ઉલ્લંઘન કરે, તો પ્રજાએ કેમ વર્તવું એ બાબતના ચોકસ નિયમો આપણાં ધર્મશાસ્ત્રો એટલે સ્મૃતિઓમાં જોવામાં આવે છે. પરંતુ જેમ જેમ પ્રજા દેશ સેવાને ભૂલતી ગઇ તેમ તેમ રાજા સ્વચ્છંદી થતા ગયા અને તે સ્વચ્છંદપણાનો હેતુ પૂર્ણ કરવા માટે દેશસેવાનો આડંબર કરનારા આગેવાનો સાથે મસલત કરી રાજા એ પ્રભુ છે, ભગવાન છે, અથવા સાકાર પરમેશ્વર છે. માટે તેના કોઇપણ કાર્ય તરફ પ્રજાને જોવાનો કે અણગમો બતાવવાનો અધિકાર નથી. એવો બોધ પ્રજાને થવાથી પ્રજાના હક્ક શિથિલ થતા ગયા. અને રાજાઓ સ્વચ્છંદી થતા ગયા. જેમ હાલમાં ગુરુભક્તિ અને દેવભક્તિમાં લોકો ગાંડા બની તેના ગુણ કર્મ સ્વભાવ તરફ જરાપણ લક્ષ આપતા નથી તેમ રાજાની ભક્તિ કરતાં તેના ગુણ કર્મ સ્વભાવ તરફ જરાપણ ધ્યાન આપતા નથી. તેનું મુખ્ય કારણ એવું છે કે, રાજા વ્યભિચારી થાય, રાજા વ્યસની થાય, રાજા લાલચુ થાય, રાજા લૂટારૂ થાય, રાજા ખૂનો કરનારો થાય, તો

રાજાના સહયોગી, સાથે બેસનારા અમલદાર મંડળોને પણ તેટલીજ છૂટ મળે એટલે પ્રજા ગમે તે રસ્તે લૂંટાતી હોય, પ્રજા ગમે તે રસ્તે ચૂસાતી હોય, પ્રજા ગમે તે રસ્તે રીબાતી હોય, પ્રજા ગમે તે જાતનું દુઃખ ભોગવતી હોય તો પણ રાજભકત પ્રજાએ રાજાની ભકિત કરીને રાજાની દરેક ઇચ્છાને તાબે થવું એજ રાજભકિત આજ કાલના સમયમાં જોવામાં આવે છે. એટલે ખરી દેશ સેવા અને ખરી રાજભકિત જોવામાં આવતી નથી. પણ જેમ હાલની સેવા સ્વાર્થવાળી હોય છે. તેમ હાલની ભકિત પણ સ્વર્થવાળી હોય છે. સ્વાર્થી લોકો પોતાનો સ્વાર્થ સાધવાને પોતાની વહાલી વસ્તુનો ભોગ આપે છે. તે નિયમ પ્રમાણે સ્વાર્થ સાથે દેશસેવા, અને સ્વાર્થ સાથે રાજભકિત કરનારાઓને અલ્પ સુખ મળતું હશે પણ તેની સાથે પોતાનું અમૂલ્યમાં અમૂલ્ય સત્વ અથવા વહાલામાં વહાલી લાજ, શરમ, નીતિ, ધર્મ, શાન્તિ સુખ, અને આનંદનો ભોગ આપવો પડે છે. તેથી પ્રજામાત્ર જેટલા પ્રમાણમાં ભોગ આપે છે તેટલા પ્રમાણમાં સુખ નહિ મળવાથી પ્રજા ઉપર સેવા કરાવનારાઓ અને ભકિત માગનારાઓનો હક થઇ પડે છે. જેમ હાલમાં આપણા દેશના દેવ દેવીઓને ભોગ આપવા માટે આપણા ઉપયોગી અને ઉછરેલાં પશુઓ કે જે આપણાં બચ્ચાંને દૂધ આપે છે, અને આપણને ખેતીના ઉપયોગમાં આવે છે, તેવાં પશુઓનો ભોગ આપવો પડે છે. અને જો તેને ભોગ આપવામાં ન આવે તો તેઓ આપણને ભારે નુકસાન કરશે એવા ભયથી આપણે સદા ભયભીત રહીએ છીએ, તેજ પ્રમાણે સ્વાર્થી રાજા અને તેના કર્મચારીઓનો સ્વાર્થ પૂરો કરવો એજ પ્રજાનો ધર્મ થઈ પડયો, અને જો તેની ગમે તેવી સ્વાર્થવૃત્તિ અને અન્યાયી આજ્ઞા હોય તો પણ પ્રજાએ પોતાની રાજભકિત બતાવવા માટે તે માન્ય રાખવીજ જોઇએ અને જો તે આજ્ઞાનું પાલન ન થાય તો રાજા તરફથી દંડની કે શિક્ષાની ભીતિ ઉત્પન્ન થાય છે તેથી પ્રજા હમેશાં રાજાથી અને રાજકર્મચારીઓથી ભયભીત રહે છે. તેથી દેશસેવા અને રાજભકિત એવી રીતની હોવી જોઇએ કે જેથી. રાજા પ્રજા અભય રહે. એટલા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે અભયદાન એટલે શું? એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્.

ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म शांतिः शांतिः शांतिः

## ભાષણ ૧૯મું.

# અભયદાન એટલે શું?

સુરત, રવિવાર તા. ૨૦-૬-૨૦.

ओ३म सनोबन्धुर्जनिता सविधाता धामानि वेदभुवनानिविश्वा ।
यत्रदेवा अमृतमांनास्तृतीये धामन्नध्यैरयन्त ॥ १ ॥

ओ३म शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો !

ગયે રવિવારે આપણે દેશસેવા અને રાજભક્તિ ઉપર વ્યાખ્યાન આપતાં એવા નિર્ણય ઉપર આવ્યા કે, સેવકે પોતાનું સર્વસ્વ આપવું અને ભક્તે આજ્ઞા પાળવી. એ અર્પણ કરવું અને આજ્ઞા પાળવી એનો ફળીતાર્થ એટલોજ થાય છે કે, દેશે રાજાને અને રાજાએ દેશને ઉપકારી થવું અને તે ઉપકાર કરવાને માટે જે આપવું પડે તેનું નામ દાન કહેવાય. આપણા દેશે અન્નદાન, વસ્ત્રદાન વિદ્યાદાન, કન્યાદાન, અને અભયદાન એવી રીતે પાંચ પ્રકારના દાન માનેલાં છે. પ્રથમનાં ચાર પ્રકારનાં દાન કરવામાં કંઇક સ્વાથ સમાયલો છે. એટલે તેનું વિવેચન નહિ કરતાં અભયદાનનું વિવેચન કરવાની જરૂર જણાય છે. તેથી આજે અભયદાન શું છે. એ વિષય પર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

ગૃહસ્થો ! સેવાથી સેવ્ય વસ્તુને જે સુખ થાય છે, એ કરતાં સેવકને વધારે સુખ થાય છે. ભક્તિથી જેની ભક્તિ કરતા હોય તેના કરતાં ભક્તને વધતું સુખ થાય છે. પરંતુ સેવામાં અને ભક્તિમાં દાન એ મુખ્ય વસ્તુ છે. અને તે દાનમાં અભયદાન આપવું એ સર્વોપરિ મનાયલું છે. મનુષ્યો અન્ન વિના જીવી શકતા નથી. એટલે જો અન્નનો લાભ નહિ થાય તો તેને મરણનો ભય

થાય છે. જો વસ્ત્રનું દાન નહિ મળે તો તેને વર્ષા અને શીતનો ભય
ન થાય છે. જો વિદ્યાદાન નહિ મળે તો તેને પરાધીનતા અને દારિદ્રતાનો
ઉત્પન્ન થાય છે. કન્યાદાન ન મળે તો પોતાની વૃદ્ધાવસ્થામાં સેવા કરનાર
ત્રીઓ વિના ઘડપણમાં દુઃખી થવાનો અને સંસારનો ક્રમ અટકી પડવાનો
ઉત્પન્ન થાય છે. પણ અભયદાન નહિ મળે તો અન્ન વસ્ત્ર વિદ્યા અને
નાં દાનોથી જે સુખ ઉત્પન્ન થએલું હોય તેનો નાશ થાય છે. હવે અભય-
કેવી રીતે આપી શકાય કે જેથી સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય તેનો વિચાર
ણે કરીએ.

ગયા રવિવારે આપેલા ભાષણમાં રાજા રાજભક્તિનો લાભ લેવા તત્પર થાય
ા રાજા રાજભક્તિ કરવાની ઈચ્છાવાળા પુરુષોને ઉત્પન્ન કરવાનો
કરે અથવા રાજા પ્રજાને એવી કેળવણી આપે કે તેઓ રાજભક્તિમાં
થઇ જાય પણ રાજા રાજભક્ત પ્રજા ઉપર એવો હક્ક ધરાવે કે પ્રજા
મરી જાય, પ્રજા દુઃખે મરી જાય, પ્રજા નિર્બળ થતી જાય, પ્રજાનાં
ય ટુંકાં થતાં જાય અને પ્રજાનો ધર્મ તથા સહનશીલતા પાતાળમાં પેસી
તો તે રાજાની પ્રજા જો ચોર, લુંટારા, ફાંસીઆ, દગલબાજ, પાખંડી તથા
ાથી આવતા લશ્કરી હુમલાથી નિર્ભય રહે એટલુંજ ! પણ વાત વાતમાં રાજાના
ને માન આપવા માટે અથવા રાજાની ઇચ્છા તૃપ્ત કરવા માટે, સદા ભયમાંજ
ની. એટલે જે રાજાની પ્રજા સદા ભયભિત રહેતી હોય તે રાજાને પણ સર્વત્ર
ભય અને ભયજ દેખાય છે. હાલના સમયમાં એક ગરીબમાં ગરીબ માણસ
ઝુંપડામાં રહેનારો, ફાટેલાં કપડાં પહેરનારો, આખો દિવસ મજુરી કરી
ી ભૂખ વેઠી ગુજરાન કરનારો એક ફાટેલી સાદડી અથવા ટાટના કકડા ઉપર
ા છાશમાં ઉકાળેલી કણકી કે ચોખાનું પેજ (કાંજી) પીને જીવનારો મનુષ્ય
ી નિર્ભયતાથી ભોજન કરે છે, જેટલી નિર્ભયતાથી ફરી હરી શકે છે, જેટલી
યતાથી રાત્રે નિદ્રા લે છે, તેટલી નિર્ભયતાથી એક રાજા, મહારાજા, કે
ધેરાજ પોતાનું આયુષ્ય પૂરૂં કરી શકતો નથી. કારણ કે તેને ઉત્તમ પ્રકા-
ઘણા સ્વાદવાળી ઘણી સામગ્રી પોતાને ખાવા માટે તૈયાર કરવામાં આવેલી
છે, તે તૈયાર કરતાં તૈયાર કરનાર ઉપર અણવિશ્વાસ હોય છે. કારણ કે રખેને
વિષનો પ્રયોગ કરશે એવો ભય રહે છે. રાત્રે એક ગામ આખું સમાઇ જાય
ા ક્ષેત્રફળમાં પોતાનો મહેલ બાંધેલો હોય અને તેમાં ઘણા ઓરડા
ારેલા હોય છતાં નિદ્રાધીન થયા પછી કોઇ માણસ તેને શસ્ત્રથી આઘાત
એવા ભયથી પોતાને મુકરર કરેલા સ્થાનમાં નહિ સૂતાં કોઇને ખબર નહિ
ાવા સ્થાનમાં અર્ધજાગ્રત અવસ્થામાં ભયમાં અને ભયમાં રાત્રિ ગુજારે છે. તે

મહારાજાધિરાજને બહાર ફરવા નીકળવું હોય તો તે સ્વતંત્ર ફરી શકતો નથી પણ તેની આસપાસ આગળ અને પાછળ હથિયારબંધ સિપાઈનું રક્ષણ રાખવું પડે છે. એટલે ભલે તેની સત્તા આખી દુનીઆમાં ચાલતી હોય, ભલે તેના એકજ હુકમથી આખી દુનીઆ ઉજ્જડ થતી હોય, ભલે તેના એક શુકનથી આખી દુનીઆં તેને નમન કરતી હોય, ભલે તેના ઘરમાં આખી દુનીઆની સંપત્તિ ભરેલી હોય, ભલે તેના ઘરમાં દાસ, દાસી, નોકર, ચાકર, અને અજીત લશ્કર સદોદિત સેવા ઉઠાવવાને, આજ્ઞા પાળવાને, પોતાનું રક્ષણ કરવાને, તૈયાર હોય તો પણ હું નથી ધારતો કે ચોવીસ કલાકના દિવસમાં એક મિનિટ પણ હું નિંભય છું એમ તે માનતો હોય! માત્ર બીજાના ભોગે પોતે સુખ મેળવવાને પોતે સુખી છે એમ બતાવવાને પ્રયત્ન કરે છે, અથવા આડંબર કરે છે એટલું એજ, પણ તેનો અંતરાત્મા અહોરાત્ર ભયમાં અને ભયમાં રહે છે. અને જે પુરુષ પોતેજ ભયભીત રહે છે તે બીજાને અભયદાન શી રીતે આપી શકે!! એટલા માટે ગયા રવિવારના વ્યખ્યાનમાં આપણે કહી ગયા છીએ કે ભકિત કરનારે રાજાની આજ્ઞા માનવી અથવા આજ્ઞા પાળવી. પણ તે આજ્ઞા એવી હોવી જોઈએ કે જેથી પ્રજાને ભય ઉત્પન્ન થાય નહિ. રાજા મહારાજા કે મહારાજા ધિરાજ હોય પણ જેમ પિતા પુત્રના સુખનોજ વિચાર સદોદિત કરતો રહે, પિતા પોતાના પુત્રના કલ્યાણનીજ ઇચ્છા સદોદિત રાખતો રહે, પિતા પોતાના વ્યવસાયમાંથી પોતાના પુત્રોને સુખી કરવાની આશાએ વારસા તરીકે અમુક વિભુતિ મૂકી જવાના પ્રયત્નમાં રહે તેમ રાજા-મહારાજા-કે મહારાજાધિરાજે હંમેશાં એજ વિચાર કરતા રહેવો જોઈએ કે, મારાથી અથવા મારા કાર્યથી, અથવા મારા હુકમથી મારી પુત્રવત્ પ્રજાને કોઈ-પણ પ્રકારનો ભય ઉત્પન્ન થાય નહિ. પણ જેમ પુત્રો પિતાને દેખીને આનંદ પામે, પુત્રો પિતાના આગળ સુખ દુઃખની વાતો કરે, પુત્રો પિતા પાસે ઇચ્છિત વસ્તુની આશા રાખે, અથવા ઇચ્છિત વસ્તુ માગે તેમ પુત્રરૂપ પ્રજાનો પિતારૂપ રાજા પાસે એટલો હક છે એમ જે રાજા માનતો હોય, માનીને તે પ્રમાણે વર્તતો હોય, તે રાજા નિર્ભયતાથી ભોજન કરી શકે છે, નિર્ભયતાથી રાત્રે સૂઈ શકે છે, અને નિર્ભયપણે પોતાની મરજીમાં આવે તે સ્થળમાં હરી ફરી શકે છે. રાજભકત પ્રજા રાજા તરફથી અભયદાન પામેલી હોવાથી જેમ પાપ કર્યા સિવાય પરમેશ્વરનો ભય રાખવાનું કારણ ઉત્પન્ન થતું નથી. તેમ રાજાના સુખરૂપ કાયદા એટલે રાજાના કાયદાથી પુત્રરૂપ પ્રજાના વ્યવહારમાં ખલેલ પહોંચે એવું કૃત્ય કર્યા સિવાય પ્રજાને રાજાનો ભય ઉત્પન્ન થતો નથી. એટલા માટે રાજાનું રાજ જે પ્રજાનો દેશ ગણાય છે અને તે રાજમાં ખલેલ ઉત્પન્ન થાય એવું વર્તન ચલાવનારાઓ રાજદ્રોહી ગણાય છે. અને તેવા રાજદ્રોહીથી સદા પ્રકૃતિભેદ થાય છે. તે પ્રકૃતિભેદ ન થવા દેવો

એ રાજાનો ધર્મ હોવાથી તે ધર્મનું પાલન કરનાર રાજા સદા નિર્ભય રહી શકે છે. બીજાં ચાર દાન આપવાથી પ્રજા સંતુષ્ટ રહી શકે છે. પણ પ્રજા નિર્ભય રહી શકતી નથી. નિર્ભય રહેવાને માટે તો રાજાએ અને પ્રજાએ જેટલા જેટલા ભય ઉત્પન્ન થવાનાં કારણો હોય તેટલાં તેટલાંને શોધીને તે કારણો દૂર કરવાં જોઇએ. બ્રાહ્મણનાં ષટ્ કર્મમાં દાન આપવું અને લેવું, એવા બે ભેદ ગણવામાં આવ્યા છે, એટલે રાજાએ પ્રજાને અભયદાન આપવું અને પ્રજાએ રાજાને અભયદાન આપવું અર્થાત્ રાજાએ પ્રજા પાસે અભયદાન લેવું અને પ્રજાએ રાજા પાસે અભયદાન લેવું. આટલા ઉપરથી પ્રજા; રાજાને અભયદાન આપવાને અધિકારી કયારે થઇ શકે છે અને રાજા પ્રજાને અભયદાન કયારે આપી શકે તેનો વિચાર કરવાનો બાકી રહ્યો.

ગૃહસ્થો, પ્રજાને રાજાનો ભય ત્યારેજ થાય છે કે, જ્યારે પ્રજા પોતાનો ધર્મ ભૂલીને અધર્મનું આલંબન કરે. એટલે રાજાને તેને સજા કરવાની ફરજ પડે. જો કે દંડ કરવો એ રાજાનો ધર્મ છે, તો પણ સજા પામેલો ગુન્હેગાર પોતાનો ગુન્હો નહિ જોતાં અથવા મને ગુન્હા પ્રમાણે વાજબી સજા થઈ છે, એમ નહિ માનતાં પોતાના મનમાં વેર લાવે અને એવા ઘણા વેરી ઉત્પન્ન થવાથી રાજાને સ્વતંત્રપણે બહાર ફરવાને ભય ઉત્પન્ન થાય. તે ભયને દૂર કરવા માટે તેણે પોતાના અંગરક્ષકો રાખવાની જરૂર પડે. છે. પણ સમસ્ત પ્રજા દેશ સેવામાં નિમગ્ન થાય અને દેશનાં તમામ મનુષ્યો, પરસ્પરને સહાયકારી થાય એટલે કોઇ કોઇને દુઃખ ઉત્પન્ન થાય એવું કાર્ય કરેજ નહિ.. અથવા કોઇ કોઇને નુકસાન થાય, ત્રાસ થાય, દુઃખ થાય, એવું કાર્ય કરેજ નહિ. તો રાજાને કોઇપણ જાતનો દંડ કે સજા કરવાનો સમય આવે નહિ. જેથી પ્રજા નિયમિતપણે પોતાનું કાર્ય કરે એટલે રાજા પ્રજા તરફથી નિર્ભય થાય. તેવીજ રીતે રાજા જ્યારે પોતાનો ધર્મ સમજીને પ્રજાને પુત્રવત્ ગણે એટલે પુત્રનાં લાડપાડ પાળીને હર હમેશ પૂત્રના કલ્યાણની ઇચ્છા જેમ પિતા રાખે છે, તેમ રાજા હમેશાં પ્રજાની રક્ષા કરવાનો અથવા પ્રજાનું કલ્યાણ કરવાનો ભાર માથા ઉપર ઉપાડી તેજ કામમાં મચ્યો રહે, તો તે રાજાની પ્રજા રાજા તરફથી નિર્ભય થાય છે. હિતોપદેશમાં કહ્યું છે કે,

न कश्चिद् कस्यचित् मित्रं, न कश्चिद् कस्यचिद्रिपुः ॥
व्यवहारेणैवजायन्ते मित्राणि रिपवस्तथा ॥

એટલે આ સંસારમાં કોઈ કોઇનું કોઈ મિત્ર કે શત્રુ નથી. પરંતુ જે મનુષ્ય જેની સાથે જેવો વ્યવહાર રાખે અથવા જેવો વ્યવહાર કરે તે પ્રમાણે તે પોતાને માટે મિત્ર અથવા શત્રુ ઉત્પન્ન કરે છે. તેથી રાજા અને પ્રજાએ પિતા પુત્રવત્

સખ્યભાવ રાખીને વર્તવાથી રાજા પ્રજાને અભયદાન આપી શકે છે. અને પ્રજા રાજાને અભયદાન આપી શકે છે. પણ જ્યારે રાજા પોતાના યોવનમદથી, ધનમદથી, સંપત્તિમદથી, બળનામદથી, અને પ્રભુતા એટલે રાજમદથી છકી જઇને મદના પ્રભાવથી મદાત્યરોગી બની જાય છે, ત્યારે જેમ માદક પદાર્થનું સેવન કરનારો મનુષ્ય મદ ચઢયા પછી જયાંસુધી તેનો મદ ઉતરે નહિ, ત્યાં સુધી માતા, પિતા, ભાઇ બ્હેન, સ્રી, પુત્રી, અને કુટુંબવર્ગ, કે ઇતર મનુષ્યને યથાર્થરૂપમાં જોઈ શકતો નથી તેઓનાં, કરેલા ઉપકારને જાણી શકતો નથી, તેઓની સાથે કેવો વ્યવહાર રાખવો તે સમજી શકતો નથી. પણ પોતાના મદમાં અંધ થવાથી તે કોઇપણ સગાં કુટુંબી મિત્રો કે આપ્ત જનોને ઓળખી શકતો નથી. તે હૃદયશૂન્ય થવાથી મોહાન્ધ દશાને લીધે તે ઉપકારીઓનો ઉપકાર જાણી શકતો નથી, તે શરીરે શિથિલ થવાથી યદ્વા તદ્વા બકે છે તે તંદ્રાવસ્થામાં આવવાથી કંઇના બદલામાં કંઇ સાંભળે છે, એકંદરે તમામ મનુષ્યોને મૂર્ખ ગણી પોતે જે કહે તેજ ખરૂં છે. પોતે જે જાણે છે. તેજ ખરૂં છે પોતે જે માને છે તેજ ખરૂં છે, અને પોતાનું કહેલું ગમે તેટલું અઘટિત હોય પણ સામાએ તે કબુલ રાખવુંજ જોઇએ :એવો તેને અભિનિવેશ ઉત્પન્ન થાય છે. તેમ જ્યારે રાજા પોતાની પ્રભુતાના અહંકારમાં અંધ થાય છે ત્યારે તે કોઇપણ નિરપરાધીનું ખુન કરવા પ્રેરાય છે. કોઈ પણ નિરપરાધીને સજા કે દંડ કરવા તૈયાર થાય છે. કોઈપણ નીતિમાન કુટુંબની વહુ દીકરીઓ ઉપર બળાત્કાર ગુજારવા પ્રયત્નવાન થાય છે. કોઈપણ ધનવાનનું ધન કોઈપણ બહાને લૂંટી લે છે. મતલબ કે તેને મદ ચઢીને મદાત્ય થએલો હોય છે. એટલે તે નહિ સાંભળવાનું સાંભળે છે, નહિ બોલવાનું બોલે છે, નહિ જોવાનું જુએ છે. અને નહિ કરવાનું કરે છે. જેથી રાજ્યનાં અમલદારો પણ પોતાનો સ્વાર્થ સાધવા માટે રાજાના કરતાં પણ વિશેષ સ્વછંદી બની જાય છે. જેથી પ્રજા પીડાય છે, તેથી દેશમાં બળવો થાય છે, અથવા રાજ્યાધિકારીઓ ઉપર વૈર લેવાની ગોઠવણો થાય છે, જેથી રાજા અને રાજકર્મચારીઓ અહોનિશ ભયમાં અને ભયમાંજ રહે છે. મદથી અંધ થએલો રાજા પોતાની સત્તાનો દુરૂપયોગ કરી પોતાના કુટુંબીઓમાં તથા પોતાના આપ્ત વર્ગમાં તથા પોતાના મિત્ર મંડળમાં વૈમનસ્ય ઉત્પન્ન કરે છે, તેથી તેના મનમાં ભોજન કરતાં, પાણી પીતાં નહાતાંધોતાં, ખાતાંપીતાં ઉઠતાંબેસતાં ફરતાંહરતાં સૂતાં જાગતાં એવો ભય રહે છે કે, રખેને કોઇ વિષ આપશે કે રખેને કોઈ હથિયારથી મારો પ્રાણ લેશે, એવા ભયથી તે કોઇનો પણ વિશ્વાસ કરી શકતો નથી, છતાં કોઇનો વિશ્વાસ કર્યો હોય અને તેમાં જરા શંકા પડે તો તરત તે વિશ્વાસપાત્ર મનુ-

બ્યનો વધ કરાવે છે, જેથી શત્રુઓની, વૈરીઓની, દ્વેષીઓની, દુઃખીઓની, અને પાય માલ થઈ ગએલાઓની પરંપરા વધવાથી તે રાજાનું તેવીજ રીતે મૃત્યુ થાય છે. અને બીજો રાજા ગાદીએ બેસે છે. રાજગાદીનો પ્રતાપજ એવો હોય છે કે જે ક્ષણે તે ગાદી વિનાનો મિત્રોની ખુશામત કરનારો, દરિદ્રી કે અસહાયી હોય છે, અને તે અવસ્થામાં જેના જેના ઉપકારથી દબાયલો હોય છે, તે વખતે તેનું મન નિર્મળ, શાન્ત અને પ્રજાધર્મ, કે મિત્રધર્મ, તરફ વળેલું હોય છે. પણ બીજીજ ક્ષણે તે રાજ્યાસનારૂઢ થયો કે રાજ્ય મદથી વિવેક શૂન્ય થઈ લોકોનું, મિત્રોનું, કુટુંબીઓનું, આપ્તજનોનું, કે ગુરુજનોનું, કરેલું ભૂલી જઈ નવાજ મિત્રો, નવાજ સગા, નવાજ કુટુંબીઓ, અને નવાજ આપ્ત જનોને પસંદ કરે છે, પાસે રાખે છે, મિત્ર બનાવે છે, અને તે દ્વારાએ પોતાના પંચ વિષયરૂપ અધર્મ વાસનાની તૃપ્તિ કરવાને મદાત્ય અથવા ઉન્માદ દશાને પામે છે. એટલે તે પણ પ્રજા તરફથી અભયદાન મેળવવાને લાયક રહેતો નથી. અને પ્રજાને તે અભયદાન આપી શકતો નથી.

ગૃહસ્થો ! ઉપર પ્રમાણે રાજા અને પ્રજા એક બીજાને અભયદાન આપે અને લે તોજ પ્રજા દેશ સેવા કરી શકે અને તેની સાથે રાજભક્તિ પણ કરી શકે, દેશ સેવા કરનારી પ્રજા રાજાને અભયદાન આપી શકે છે અને રાજભક્તિની ઈચ્છા રાખનાર રાજા પોતાની પ્રજાને અભયદાન આપી શકે છે. ઉપનિષદ્‌માં એક કથા આવે છે કે, કેટલાક ઋષિઓ એક રાજાના દરબારમાં બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા માટે "ભિક્ષાન્ન દેહિ" કરીને ગયા. રાજાએ તે ઋષિઓની અર્ધ્ય પાદ પૂજા કરવાની તૈયારી કરી તે વખતે ઋષિઓએ અર્ધ્યપાદ પૂજાનો સત્કાર લેવાની ના પાડી જેથી રાજા ચિડાઇને બોલ્યો કે શું મારી પ્રજામાં કોઈ અધર્માચરણ કરવાવાળો છે? શું મારી પ્રજામાં કોઈ હિંસક, જુઠું બોલનાર, ચોરી કરનાર, વ્યભિચાર કરનાર કે લોભવૃત્તિથી અધર્મ માર્ગે ધન મેળવનાર છે? અને જ્યારે તેમ નથી તો શા માટે મારો સત્કાર લેવાની આપ ના પાડો છો? ત્યારે ઋષિઓએ કહ્યું કે ભગવન્, અમારે ના કહેવાનું કારણ આપ સમજ્યા નથી અમે આપની પાસે બ્રહ્મવિદ્યા મેળવવાને આપના શિષ્ય થવાને આવેલા છીએ. તેથી આપનો સત્કાર અમે ગ્રહણ કરી શકતા નથી. જેથી રાજાએ પ્રસન્ન થઇને તે ઋષિઓને પોતાની યજ્ઞશાળામાં રહેવાને સ્થાન આપ્યું આ ઉપરથી આપ લોકોને સમજાશે કે ઉપરોક્ત રાજાની પ્રજા કેવી ધર્મશીલ હશે?! અને તે રાજા કેવો કર્મશીલ હશે!? જે દેશની અથવા જે રાજ્યની પ્રજા આવી ધર્મશીલ હોય ને જે રાજ્યનો રાજા આવો કર્મશીલ હોય ત્યાંજ રાજા અને પ્રજા પરસ્પર એક બીજાને અભયદાન આપી શકે છે. અને તે અભયદાનથી રાજા અને પ્રજા પોતપોતાના ધર્મને પાળી અંતે મોક્ષસુખની પ્રાપ્તિ કરી શકે છે,

એટલુંજ કહીને આજનો વિષય પૂરો કરી અને સદ્ગુણથી વિભુષિત થએલો મનુષ્ય જો હિંસકવૃત્તિવાળો હોય તો તેનો સમૂળ ધર્મ નાશ પામે છે એટલા માટે આવતે રવિવારે અહિંસા એટલે શું એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈતિશમ.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्ति : शान्ति : शान्ति :



## ભાષણ ૨૦મું.

# અહિંસા એટલે શું?

સુરત, રવિવાર, તા. ૨૭–૬–૨૦.

ओ३म भद्रं कर्णेभिः श्रृणुयामदेवा भद्रं पश्येमाक्षार्यजत्राः।
स्थिरैरंगैस्तुष्टुवां शस्तनुभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ १ ॥

ओ३म शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

ગયે રવિવારે આપણે અભયદાનના વિષયમાં જો રાજાથી પ્રજા નિર્ભય થાય અને પ્રજાથી રાજાને ભય રહે નહિ તો અભયદાન આપ્યું કહેવાય. એટલે રાજા પ્રજાને અભયદાન આપે અને પ્રજા રાજાને અભયદાન આપે. એટલું સિદ્ધ કર્યા પછી વેદાદિશાસ્ત્રોએ મોક્ષ માર્ગે જનારા આત્માએ પાંચ યમનું પાલન કરવું જોઇએ એવું ઠરાવી તેનો પહેલો યમ અહિંસા રાખવામાં આવ્યો છે. અને આપણી વ્યાખ્યાન માળા મોક્ષમાર્ગ અંતર્ગત જોઈતા વિષયોનું પ્રતિપાદન કરતી હોવાથી આપણે આજે અહિંસા એટલે શું? એ વિષય ઉપર વિવેચન કરવાનું છે.

ગૃહસ્થો, આખી દુનીઆમાં તમામ ધર્મશાસ્ત્રો જોતાં દરેક શબ્દના ઉલટ સુલટ બે ભાગ જોવામાં આવે છે. જેમ સારૂં અને માઠું, શુભ અને અશુભ સુખ અને દુઃખ, બેવડા રૂપમાં મનાય છે તેમ હિંસા અને અહિંસા એ બે શબ્દો બેવડા રૂપમાં ગણાય છે. હિંસા કરવી નહિ એટલે અહિંસા. અહિંસા કરવી એટલે હિંસા કરવી નહિ એ બે રૂપો આખા જગતમાં મનાયલાં છે. અને દરેક ધર્મશાસ્ત્રે હિંસા કરવી નહિ અથવા અહિંસા ધર્મ પાળવો એવો ઉપદેશ મનુષ્યમાત્રને કરેલો છે. પરંતુ દરેક દેશના દરેક વર્ણના અને દરેક જાતના ધર્મના લોકોએ હિંસાના ખરા સ્વરૂપને જાણ્યા વિના અહિંસાનો

પાઠ ગોખેલો છે. આગળના વ્યાખ્યાનમાં દૈવી અને આસુરી પ્રકૃતિના જીવોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અને આસુરી પ્રકૃતિના જીવો પોતાના સ્વાર્થને માટે ધર્મથી બંધાયલા છતાં અધર્મનું આચરણ કરે એ આસુરી પ્રકૃતિના આત્માનો સ્વભાવ સિદ્ધ ધર્મ છે. હિંસાનું પ્રતિપાદન કરતાંમનુષ્ય સિવાયના બીજા પ્રાણીઓને મારી ખાવામાં પાપ નથી. એમ માનતા હોય એમ લાગે છે. અને તેથીજ યજ્ઞ નિમિત્તે બળીદાન નિમિત્તે વેપાર નિમિત્તે, ખાદ્યનિમિત્તે અને મોજ નિમિત્તે સ્થળચર, ખેચર, અને જળચર પ્રાણીની હિંસા કરવામાં આવે છે. એટલુંજ નહિ પણ વર્તમાન કાળમાં કેટલાક જંગલી દેશોનાં મનુષ્યો પરદેશી મનુષ્યને મારીને તેનું માંસ ખાનારા પણ છે. એટલે આત્મા પ્રકૃતિ અને ઈશ્વર એ ત્રણનો સંબંધ જાણ્યા વિના, તેના ગુણકર્મ સ્વભાવ જાણ્યા વિના કેટલાક કારણસર હિંસા કરવાનું શરૂ થયું. અને જેમ એક માણસને એક ખોટું કામ કરતાં પ્રથમ કમકમાટ ઉત્પન્ન થાય છે. પરંતુ તે કામ તેને ફરજીઆત કરવું પડે છે. પણ તે કામ જો બીજીવાર કરવું પડે તો તેને પહેલીવાર જેટલો કમકમાટ ઉત્પન્ન થતો નથી. એવી રીતે ધીમે ધીમે કમકમાટ મટી જાય છે, જેથી દયાની લાગણી નાબુદ થાય છે. દયાની લાગણી નાબુદ થયા પછી તે કામ રૂઢિમાં ગણાય છે, એટલે એ તો અમારો રિવાજ છે, એમ મનાય છે. અને તે પછી તે કર્મ ધર્મનું રૂપ પકડીને પોતાનો ધર્મ ગણાય છે. આખું જગત ધર્મની બાબતમાં એટલું બધું બેદરકાર છે કે, ધર્મના સંસ્થાપકોએ અથવા ધર્મના ચલાવનારાઓએ, અથવા ધર્મના અનુયાયીઓએ ધર્મના સંસ્થાપક મહાન્ પુરુષોના નામથી ગમે તેવી વાત પુસ્તકમાં લખી હોય અને તેમાં ગમે તેવું પાપ કે ગમેતેવો અનર્થ થતો હોય તો પણ તે કર્મ કરવાને તેઓ લજ્જા કે ભય પામતા નથી પણ આનંદથી પોતાનો ધર્મ સમજીને કંઇપણ વિચાર કર્યા સિવાય તે કામ ચલાવ્યા જાય છે. દાખલા તરીકે પરમેશ્વરના નામથી કે પરમેશ્વર તરીકે મનાતી કોઈ શકિતના નામથી કે ખુદાના નામથી કુરબાની, અથવા ભોગ કે બળિદાન આપવાનું હોય છે. તો તે કુરબાની, ભોગ કે બળિદાન આપતાં જરાપણ સંકોચ, લજ્જા, ભય કે દયા ઉત્પન્ન થતાં નથી પણ તેથી ઉલટું તે કાર્ય કરવામાં પોતાનો ધર્મ છે, પોતાની ફરજ છે, પોતાને આવશ્યક છે અને પોતાના લાભને માટે છે એવું માનીને તે દિવસને ઉત્સવનો દિવસ ગણી આનંદથી કુરબાની, ભોગ કે બળિદાન આપવામાં આવે છે. અને તેની વિરૂદ્ધ બોલનારાઓને એવો જવાબ આપવામાં આવે છે કે, જગતકર્તા પરમેશ્વરને માટે અથવા પરમેશ્વરના અનુચરો કે જેઓ અમારૂં રક્ષણ કરે છે, તેઓની તૃપ્તિને માટે અમે આભોગ બળિદાન કે કુરબાની આપીએ છીએ. પરંતુ તેઓ થોડો વિચાર કરે તો સમજી શકાય એમ છે કે, જગતમાં ઉત્પન્ન થએલી

તમામ વસ્તુઓ અથવા જગતમાં ઉત્પન્ન થએલાં તમામ પ્રાણીઓ તે પરમેશ્વરની મિલ્કત છે, કારણ કે પરમેશ્વરની શકિત વિના કોઇ પણ પ્રાણીની ઉત્પત્તિ થઈ શકિત નથી અને તેનો માલીક પરમેશ્વર છે. હવે જરાક વિચાર કરીએ કે એક ગૃહસ્થના બાગમાં જઇને તે બાગમાંથી એક ફળ તોડીને તે ફળ બાગના માલિકની માલિકીનું હોવા છતાં તેના માલિકને આપણે ભેટ આપીએ, અથવા એક ગૃહસ્થના ઘરમાં જઇને તે ગૃહસ્થની વસાવેલી કોઇપણ વસ્તુ તેની માલિકીની હોવા છતાં આપણે તેને ભેટ, ઈનામ કે સરપાવ તરીકે આપીએ, તેથી ફળ લેનાર કે ઈનામ લેનાર માલિક પ્રસન્ન થશે નહિ પણ ઉલટો મારી વસ્તુ મને આપીને શું મારી મશ્કરી કરે છે. એમ કહીને ક્રોધે ભરાઈ ભેટ કે ઈનામ આપનારનો તિરસ્કાર કરે છે. તો ભલા જરા વિચાર કરશો તો સમજાશે કે આ જગતમાં એવી કયી વસ્તુ છે, કે જેનો માલિક ઇશ્વર નહિ હોય?! તો પછી ઇશ્વરના મરજી વિરૂદ્ધ, ઇશ્વરના સૃષ્ટિરૂપ બાગમાંથી સૃષ્ટિશોભાનો નાશ કરીને આપણે મનસ્વીપણે કોઇપણ વસ્તુનો ભોગ, બળિદાન, કે કુરબાની તરીકે ઇશ્વરને અર્પણ કરીએ તો શું તેથી ઇશ્વર પ્રસન્ન થશે? મૂર્ખમાં મૂર્ખ માણસ પણ પોતાની વસ્તુને બીજાને હાથે નાશ થતો જોઇને ક્રોધે ભરાય છે તો પરમેશ્વર જે પૂર્ણ છે, તે ભોગ બળિદાન કે કુરબાની આપનાર ઉપર શી રીતે પ્રસન્ન થશે!? એટલા માટે બળિદાન, ભોગ કે કુરબાની જો આપવાની ફરજીઆત હોય તો તે આપનારે પોતાની વસ્તુની આપવી જોઇએ. જરાક વિચાર કરશો તો સમજાશે કે મનુષ્ય પાસે મનુષ્યની માલિકીની એવી કયી વસ્તુ છે કે જેનો ભોગ બળિદાન કે કુરબાની આપી શકે? ભોગ બળિદાન, નૈવેદ્ય, અને કુરબાનીમા આપવાની વસ્તુ મનુષ્યની પાસે જો હોય તો તે એક પોતાનો આત્માજ છે અને તે આત્મા ઇશ્વરને પરમેશ્વરને કે ખુદાને અર્પણ કરવો એજ તેનું ખરૂં બળિદાન કે કુરબાની છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે પોતાનો આત્મા અર્પણ કરવો એટલે મનુષ્યે આપઘાત કરવો, પરંતુ ઇશ્વરને અર્પણ થયા પછી પોતાના શરીર ઉપર, પોતાની વિભુતિ ઉપર મનુષ્યનો હક રહેતો નથી. જેમ જનકવિદેહીએ અષ્ટાવક્રને પોતાનું મન ગુરુદક્ષણામાં આપ્યું હતું તે વખતે મનને વાપરવાનો પોતાનો હક નથી એમ સમજીને જનકરાજા પોતે પોતાના આત્મામાં લીન થઈ ગયો હતો. અને જ્યારે અષ્ટાવક્રે તેને જાગ્રત કરી દાનમાં લીધેલું મન તેને વાપરવા માટે પાછું આપ્યું ત્યારેજ તે રાજાનો કારભાર ચાલુ થયો તે પ્રમાણે મનુષ્યો પોતાનો આત્મા ભેટ તરીકે, નૈવેદ્ય તરીકે ભોગ તરીકે બળિદાન તરીકે કે કુરબાની તરીકે અર્પણ કરે તો તેથી ઇશ્વર અને ઇશ્વરની શકિત પ્રસન્ન થાય અને ઇશ્વરને અર્પણ થયા પછી તે મનુષ્ય ઇશ્વર એટલે કુદરતના કાયદા વિરૂદ્ધ કોઈપણ કાર્ય કરી શકે નહિ. જેથી તેને ઇશ્વરની સામિપ્ય

મુક્તિનો લાભ મળે. પરંતુ ઇશ્વરને કે ઇશ્વરની શક્તિરૂપ મનાતા દેવદેવીઓને કોઇપણ નિમિ-તે બળિદાન કે ભોગ આપવાનો રિવાજ પડવાથી ઉપયોગી કે નિરુપયોગી કોઈપણ પ્રાણીનું બળિદાન આપવું અને બળિદાન અપાયા પછી બળિદાન અપાયલા પ્રાણીનું માંસ ઇશ્વરના કે દેવદેવીના પ્રસાદ તરીકે પોતે ખાવું એવો વ્યવહાર ચાલુ થવાથી વિષય વાંસનામાં લીન થએલા મનુષ્યોને માંસનો સ્વાદ પોતાની જીભને લાગ્યો એટલે વાર પર્વે કે અમુક સમયે દેવદેવીને ભોગ આપવાનો ન હોય તો પણ જુદી જુદી જાતનાં પશુઓ, પક્ષીઓ અને મત્સોને મારી ખાવા માંડયાં. અને તે રિવાજ આખી પૃથ્વીમાં દયાવાન અને નિર્દય ગણાતા મનુષ્યોમાં ચાલુ થઈ ગયો. એક વાત એવી બની કે માંસને બનાવનારા નિર્દય લોકો પશુ પક્ષીનો વધ કરી માંસ તૈયાર કરી બજારમાં વેચવા લાવે અને મનુષ્યો તેને ખરીદીને ખાય. પરંતુ ખાનારા મનુષ્યો પૈકી સેંકડે એંસી ટકા મનુષ્યો એવા છે કે જો તે માંસ બનાવવાનું કામ પોતાને હાથે કરવાનું હોય અને તે પશુ જ્યારે એમ જાણે કે મારો વધ થવાનો છે તે વખતની તેની નાસભાગ બૂમબરાડા, અછાડપછાડ, અને કાકલુદી ભર્યાં વચનો જુએ તથા સાંભળે અને તેનો વધ કર્યા પછી તેના શરીરમાંથી લોહી, માંસ, ચામડી, તેના પેટમાં રહેલાં મળમૂત્રો અને હાડકાંના ગંદવાડને પોનાને હાથે સાફ કરવા પડે તો તેઓ કદિપણ કોઇપણ પ્રાણીનો વધ કરે નહિ કારણ કે પોતાના ધંધા તરીકે નિત્ય કર્મ તરીકે માંસ બનાવવાની ટેવ પડી ગએલી હોવાથી માંસ બનાવનારને તેની સૂગ ચઢતી નથી અથવા દયા ઉત્પન્ન થતી નથી. પણ જેઓ તૈયાર માંસ લાવીને બબર્ચીએ પકાવેલું મરીમસાલા નાંખી સ્વાદિષ્ટ બનાવેલું માંસ ખાનારા છે, તેઓએ પોતે આ ક્રિયા જાતે જોઇજ નથી. અને જો જાતે જુએ તો તેઓ કદિપણ માંસનો સ્પર્શ કરે નહિ એવી અમારી ખાત્રી છે.

ગૃહસ્થો આટલે સુધીતો આપણે સામાન્ય પણે વાત કરતા આવ્યા પણ હવે જરા વિશેષ વિચાર કરવાની જરૂર છે. ઇશ્વરે પ્રાણિમાત્રમાં વાચા અને સંજ્ઞા મૂકેલી છે. અથવા એમ કહો કે પ્રાણિમાત્રમાં વાચા તથા સંજ્ઞા છે. એક દેશનો મનુષ્ય બીજા દેશના મનુષ્યની ભાષા સમજી શકતો નથી પણ જો એક હિંદુસ્તાની, એક યુરોપીઅનનો, એક યુરોપીઅન, એક આફ્રિકનનો કે એક આફ્રિકન એક અમેરિકનનો વધ કરવા માટે તેને બાંધી લાવે તેના દેખતાં હથિયારને કાઢે અને તેને મારવાને તૈયારી કરે તોત્તે પોતાની ભાષા વડે મારનારને સમજાવવાનો પ્રયત્ન કરે પણ મારનાર તેની ભાષા જાણતો નનિ હોવાથી તેને ઇશારતથી પ્રણીપત કરે અથવા કાલાવાલા કરે, અથવા છૂટવાનો પ્રયત્ન કરે તેવી રીતે એક પશુ કે જેની ભાષા મનુષ્યો જાણતા નથી પરંતુ મનુષ્યના હાવભાવને

તે જાણી જાય છે અને જ્યારે મનુષ્ય તેના ઉપર પ્રેમ બતાવે છે, તેને હેત બતાવે છે તેના ઉપર માયા બતાવે છે, અને તેના ઉપર પ્રસન્ન થાય છે ત્યારે તે પશુપક્ષી પોતાનો નિર્ભય માનીને આનંદમાં આવી તેનો ઉપકાર માનવારૂપ સંજ્ઞાઓ કરે છે, એથી ઉલટું જ્યારે મનુષ્ય તરફથી તેને ભય જણાય ત્યારે તે નાસવાનો, છૂટવાનો, અને બચવાનો પ્રયત્ન કરે છે. તે પ્રયત્નમાં ફળિભુત નહિ થવાથી તે તેની ભાષામાં કાકલુદી કરે છે, રડે છે અને હાય અપસોસ કરી મહાદુઃખથી પોતાંનો પ્રાણ આપે છે એટલે એવું સાબિત થયું કે મનુષ્યોમાં તથા પશુપક્ષીઓમાં સુખ તથા દુઃખની, હર્ષ તથા શોકની ભય અને અભયની, ક્રોધ અને શાન્તિની, બચાવ અને મારવાની, જીવન અને મરણની લાગણી એક સરખી છે એટલે ઠરેક પ્રાણી પછી તે બળવાન કે નિર્બળ હોય તો પણ બીજાને સુખ આપવા માટે બીજાનો સ્વાર્થ સંધાવા માટે બીજાની સ્વાદેન્દ્રિય તૃપી કરવા માટે પોતાનો પ્રાણ આપવાને રાજી નથી હોતો પણ જ્યારે જ્યારે પ્રાણ જવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે તે પોતાથી બનતો બચાવ કરે છે એટલે આપણે અહિંસાની બાબતમાં દર્શન શાસ્ત્રે નિર્માણ કરેલા એક સૂત્રનો ભાવાર્થ ઉપર વર્ણવી ગયા તેવો થાય છે. અહિંસાનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે કે.

सदा सर्वदा सर्व प्राणिषु अनभि द्रोहित्वं सा अहिंसा ।

એટલે કોઇપણ પ્રાણીનો દ્રોહ નં કરવો એનું નામ અહિંસા છે. અને કોઇ પણ પ્રાણીનો દ્રોહ થાય એવું જે વર્તન અથવા ક્રિયા તે હિંસા મનાય છે. એટલા માટે આપણે આ ઠેકાણે દ્રોહ શબ્દની વ્યાખ્યા કરવાની જરૂર છે. કારણ કે કેટલાક અહિંસક લોકો માત્ર એટલુંજ સમજેલા છે કે રખેને એક કીડી મરી જાય તે ઉપરથી કોઇપણ જીવની જાણી જોઇને હિંસા કરતા નથી. પણ પરોક્ષે હિંસા એટલી બધી થાય છે કે, તેનું ભાનપણ રહેતું નથી. અહિંસાનો ખરો ફાંકો ધરાવનાર અને જીવ દયા પ્રતિપાળનું બિરૂદ ધારણ કરેલા આખી દુનીયામાં જૈન લોકો છે. વૈષ્ણવો વગેરે બીજા ઘણાઓ અહિંસક છે, પણ અહિંસાનો ફાંકો ધરાવનારા તો માત્ર જૈનોજ છે. તે જૈનો માંથી અહિંસા અને હિંસાનો વિવેક એટલો બધાં ઘટી ગયો છે કે, આખરે જૈન ધર્મના માનનારાઓ દિન પર દિન ઘટતા જાય છે. જૈન લોકો જે પ્રમાણે હિંસા માને છે, તે પ્રમાણેની પોતાની માન્યતા કાયમ રાખી હિંસા કરનારની સામા શાસ્ત્રાર્થ કરવા બેસે અને હિંસાના પક્ષવાળો મનુષ્ય એકજ પ્રશ્ન પૂછે, કે મનુષ્યમાત્રે જીવવાને માટે અથવા જીવન ટકાવી રાખવા માટે જે અનિવાર્ય ક્રિયા કરવી પડે છે, તે ઇશ્વરી ફરમાન સમજવું જોઇએ. કુદરતનો એવો કાયદો નથી, કે જે ક્રિયા કરવાથી જગતનો વ્યવહાર અટકી પડે. તમારો ધર્મ હાલમાં હિંસાને માને છે, અથવા જેને તમે હિંસા

કહો છો અને તે હિંસાત્મક કાર્ય કરવાથી પાપી થવાય છે અથવા કર્મ બંધાય છે એવો અહિંસક ધર્મ જો આખો દેશ પાળે અથવા આખી પૃથ્વીના લોકો માને તો તે મનુષ્યમાત્રને જીવન ટકાવી રાખવા માટે બંધબેસતો થઇ શકે કે કેમ? આવો પ્રશ્ન કરનારને સંતોષ કારક જવાબ આપવાને અને અહિંસા સિદ્ધ કરવાને તેઓ પાસે એક પણ ઉત્તર નથી. કારણુ કે જૈન ધર્મ કહો કે વેદ ધર્મ કહોં પણુ બેઉ ધર્મ અહિંસક છે. અને બેઉ ધર્મ પાંચ યમને માનનારા હોવાથી પહેલો યમ અહિંસાનો આવે છે. તે અહિંસામાં જૈન લોકો પરણુામને હિંસા માને છે એટલે મનના પરણુામ અથવા મનના વિચારથી પણુ જો હિંસા થાય તો પણુ તેને તેનું પાપ લાગે છે. અને વેદધર્મ પરિણુામે હિંસા માને છે એટલે જેનું પરિણુામ હિંસામય હોય તેવી હિંસા કરવી નહિ. એવું માનીને પોતાનો ધર્મ પાળે છે; બેઉની વાતમાં ઉંડા ઉપરીએ તો આપણુને ખરૂં તત્ત્વ હાથ લાગે છે; કારણુ કે જગતના પ્રવાહમાં વહન કરતાં અનાયાસે, અંજાણુ-પણે, અથવા આ કામ કરતાં હિંસા થશે એમ જાણ્યા છતાં તે કામ અનિવાર્ય હોવાથી અને તે કામથી જગતનો નિર્વાહ થતો હોવાથી તે કામ કર્યા વિના છૂટકો થતો નથી. એમ માનીને તે કામ કરે છે પણુ ખરી હિંસા તો તે છે કે નાના કે મોટા ચાર ખાણુ પૈકી કોઈપણુ ખાણુમાં ઉત્પન્ન થએલા પ્રાણુીનોદેહ અને પ્રાણુને જાણુી જોઇને છૂટો પાડવો એનું નામ હિંસા છે. તેવી હિંસા માનવાને મનુષ્ય બંધાયલો છે, પણુ મનમાં હિંસાના વિચાર કરવાથી પાપ લાગી જાય અથવા એક કામ કરતાં હિંસા થશે એમ જાણ્યા છતાં તે કામ પ્રાણુીમાત્રને ઉપકારી હોય તો તે કામમાં થતી હિંસાને હિંસા નહિ ગણુીને તે કામ કરવું એનું નામ અહિંસા છે. અહિંસકનો દાવો કરનારાઓ કુવા. વાવ, કે તળાવ ખોદાવવાં, ખેતી કરવી, ખેતીને માટે હથિયારો બનાવવાં. તે હથિયારોને વેચવાં અથવા વાપરવાં, તેને પણુ હિંસા ગણે છે જો આખો દેશ એને હિંસા માને અને તે પ્રમાણે વર્તે તો આખા દેશના મનુષ્યને ખાવાનું અન્ન અને પીવાનું પાણુી નહિ મળવાથી સ્વર્ગે કે મોક્ષે જવું પડે. તેથી જેનું પરિણુામ હિંસામય હોય તે હિંસા ન કરવી એ મનુષ્ય-માત્રનો ધર્મ છે. તેમાં ખાસ કરીને કોઇપણુ જીવને અથવા કોઇપણુ પ્રાણુીને જાણુી જોઇને મારી નાંખવું એ હિંસા છે. અને તે હિંસાનો ત્યાગ કરવો તેનું નામ અહિંસા છે પરંતુ કેટલીકવાર એવું બને છે કે ઘણુા પ્રાણુીનો બચાવ કરવા માટે જાણુી જોઇને પણ એક પ્રાણુીને મારી નાંખવું પડે છે એક દ્રષ્ટાંત આપી આ વિષયનો ઉપસંહાર કરીશું.

એક મનુષ્યે નવ્વાણું બ્રહ્મહત્યા કરી અને પછી તેણે ધર્મશાસ્ત્રીઓ પાસેથી તે બ્રહ્મહત્યાનું નિવારણુ શી રીતે થાય એવો શાસ્ત્રાર્થ પૂછયો શાસ્ત્રીઓએ એવો જવાબ આપ્યો કે, જો તું અડસેઠ તીર્થની યાત્રા કરી આવે

તો તારી બ્રહ્મહત્યાનું નિવારણ થાય ત્યારે તેણે ફરી પ્રશ્ન કર્યો કે અડસેઠ તીર્થ કરતાં બ્રહ્મહત્યા ગઇ તેનું કંઇ પ્રત્યક્ષ પ્રમાણ હોવું જોઇએ કે જેથી હું નિષ્પાપ થયો છું એવી મારા મનને ખાતરી થાય. શાસ્ત્રીઓએ કહ્યું કે, તારે એક વાંસની લાકડી સાથે રાખવી જ્યારે તું નિષ્પાપ થશે ત્યારે તે સૂકી લાકડી લીલી થઇ તેમાંથી ડાળી ફૂટશે. તે પ્રમાણે તે વાતને સાચી માનીને તે મનુષ્ય અડસેઠ તીર્થની જાત્રા કરવા નીકળ્યો અને દરેકે દરેક તીર્થમાં દેવદર્શન સ્નાન અને દાન કરીને પરવાર્યો તો પણ તેની સૂકી લાકડી સજીવન થઈ નહિ. તેથી નિરાશ થઇને પોતાના વતન તરફ આવતો હતો એટલે માર્ગમાં આવતાં એક જંગલમાં એક મોટું સરોવર જેવું તળાવ પાકું બાંધેલું અને ગંગાજળ જેવાં નિર્મળ પાણીથી છલાછલ ભરેલું જોવામાં આવ્યું. તે તળાવની પાળ ઉપર તળાવનો માલિક હાથમાં ગોફણ તીર અને તલવાર ધારણ કરીને તેની ચોકી કરતો હતો. તેનો સંકલ્પ એવો હતો કે, તે તળાવનું પાણી પશુ, પક્ષી, કે કોઇપણ મનુષ્યને પીવા દેવું નહિ. તે તળાવથી દશ ગાઉને છેટે પણ બીજું પાણીનું સ્થળ નહિ હોવાથી તે તળાવને કીનારે એક લાખી વણજારાની પોઠ આવીને પડી, તે વખતે મધ્યાન્હનો સમય હતો, ઉનાળાનો દિવસ હતો, અને એકલાખ પોઠી તથા તેના નોકર ચાકરો તૃષાતુર થઇને મરણની અણી પર આવવાથી પેલા તળાવના માલિકની ખુશામત કરતા હતા અને રડતા હતા. છેલ્લે તે વણજારાઓ એવા ઠરાવ પર આવ્યા કે આ અમારી પાસે લાખ પોઠમાં જેટલો માલ ભરેલો છે તેટલો માલ અમે તને આપી દઇએ પણ અમારાં જાનવરો અને મનુષ્યોને પાણી પિવાની આજ્ઞા આપ. પરંતુ તે વાત તળાવના માલિકે માની નહિ. એવા વખતમાં પેલો મનુષ્ય કે જે નવ્વાણું બ્રહ્મહત્યાનું પાપ ધોવા માટે અડસેઠ તીર્થમાં ફરીને નિરાશ થઇને પોતાને વતન જતો હતો તે ત્યાં આવી પહોંચ્યો અને તેણે વણજારાની અને તળાવના માલિકની વાત સાંભળી તળાવના માલિકની ખુશામત પણ કરી પણ તેમાં તે નિષ્ફળ જવાથી ક્રોધ કરીને પોતાની તલવાર વડે મોઢેથી એવું બોલીને "(નવ્વાણું ત્યાં પૂરા સો)" તલવારના એકજ ઝટકાથી પેલા બ્રાહ્મણને કાપી નાંખ્યો અને વણજારાઓને કહ્યું કે સુખેથી પાણી વાપરો અને પશુઓને પાઓ. તે વણજારાનાં મનુષ્યો અને પશુઓ પાણી પીને તૃપ્ત અને શાન્ત થયાં એટલે તરત તેજ વખતે તેનો સૂકો વાંસ લીલો થઈ તેમાંથી ડાળીને પાંતરાં ફૂટયાં. અને તે દિવસથી "નવ્વાણું ત્યાં પૂરા સો" એ કહેવત ચાલતી થઈ તે આજે પણ ગુજરાતમાં સમય પરત્વે બોલાય છે. આ દ્રષ્ટાંત ઉપરથી જોઈ શકાય છે કે, જાણી જોઇને એક બ્રહ્મહત્યા ન કરી હોત તો લાખો પશુઓ અને સેંકડો મનુષ્યોના જીવ જાત તેથી વેદાદિશાસ્ત્રો એમ માને છે કે,

જેનું પરિણામ હિંસામય આવવાનું હોય તેવી અહિંસા તે અહિંસા નથી પણ હિંસાજ છે, અને જેનું પરિણામ અહિંસામય આવવાનું હોય એટલે જેથી ઘણા પ્રાણીનું રક્ષણ થતું હોય તેવી હિંસા તે અહિંસા છે.

ગૃહસ્થો, જ્યારથી આપણા દેશમાં અહિંસા અને હિંસાનું જ્ઞાન ઘટતું ગયું અને "स्वार्थी दोषो न पश्यति" એ કહેવત પ્રમાણે વર્તન થતું ગયું. એટલે પોતાના સ્વાર્થ માટે કોઈ પણ પ્રકારનું પાપ કરવાથી તે પાપ લાગતું નથી એવી રૂઢિ દાખલ થતી ગઇ તેનું પરિણામ એ આવ્યું છે કે આજકાલ ઉપયોગી અને નિરુપયોગી હિંસક અને અહિંસક, મનુષ્યને મારી ખાનારા અથવા નિર્દોષ પ્રાણીઓને મારીને તેમાં હિંસા કે અહિંસાનો વિચાર કર્યા સિવાય લગભગ આખી દુનીઆ માંસાહારી થએલી જણાય છે. અને એ માંસાહાર મેળવવા માટે જે પ્રાણીઓનો વધ કરવામાં આવે છે, તેનું નામ હિંસા છે. અને એથી વધીને જે મનુષ્ય અથવા મનુષ્યનો સમૂહ એવો પ્રબંધ રચે કે જેથી બીજા મનુષ્યને દુઃખના ખાડામાં ઉતરી જવું પડે તે હિંસા પશુ હિંસા કરતાં પણ બળવાન છે. તમામ ધર્મ-શાસ્ત્રોના લખનારાઓ અને તમામ ધર્મશાસ્ત્રોના અથવા ધર્મના સ્થાપન કરનારાઓ હિંસા કરવી નહિ એવી આજ્ઞા કરી ગયા છે. તોપણ આજે આખા જગતમાં મહાત્માઓ, યોગીઓ અને સિદ્ધ પુરુષો સિવાય શરીરથી, મનથી કે વાણીથી હિંસા કરનારા તમામ મનુષ્યો થઈ ગયા છે. મારા વિચાર પ્રમાણે સ્થૂળ શરીરથી હિંસા કરવા કરતાં વાણીથી થતી હિંસા વધારે બળવાન છે અને વાણીથી કરેલી હિંસા કરતાં મનથી કરેલી હિંસા તેથી પણ વધારે બળવાન છે. અને એટલાજ માટે દર્શન શાસ્ત્રે પ્રતિપાદન કર્યું છે કે, કોઈપણ પ્રાણીનો દ્રોહ નહિ કરવો. તેનુંજ નામ અહિંસા છે. જગતના પ્રવાહમાં ધનનાં લોભથી રાજ્યના લોભથી, કે ભુખના દુઃખથી, એટલે જીવવાના લોભથી સ્થૂળ હિંસા થાય છે. પણ ઇર્ષાથી દ્વેષથી, ક્રોધથી, અને મોહથી જે સૂક્ષ્મ હિંસા થાય છે, અને જે વડે આત્મા કર્મથી બંધાઇને નર્કે જાય છે તેજ ખરેખરી હિંસા છે. જો કોઈપણ પ્રાણીનો દ્રોહ કરવો નહિ એવી વૃત્તિ આખી દુનીઆની થાય તો પછી જળચર, સ્થળચર, અને ખેચર પ્રાણીનો વધ થતો અટકી જાય એટલુંજ નહિપણ મનુષ્યમાત્ર પરસ્પરનો દ્રોહ કર્યા સિવાય આનંદથી પ્રીતીથી સ્નેહથી સંપથી રહીને એકબીજાનો દ્રોહ કરે નહિ. જેથી આખું જગત્ અહિંસક થઇને મોક્ષ માર્ગે જવાને માટેનો પહેલો યમ જે અહિંસા છે તે અહિંસા ધર્મ પાળવાથી ધર્મી થાય. અને જ્યારે મનુષ્ય ધર્મી થાય છે. ત્યારેજ તેના અંતઃકરણમાંથી અધર્મ નીકળી જઈ ત્યાં ધર્મનું સ્થાપન થાય છે. એવા ધર્મી થવાને માટે પાંચ યમ પાળવાના છે અને જગત્માં રહીને પોતાનો વ્યવહાર

ચલાવવાનો છે. તેથી દરેક મનુષ્યે વ્યવહારમાં કુશળ થવાની ખાસ જરૂર છે એટલા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે વ્યવહાર કુશળતા એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. એટલુંજ કહીને સભાનો ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું. ઈતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवावहै ।
तेजस्विना वधीतमस्तु माविद्विषावहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૨૧મું.

# વ્યવહાર કુશળતા.

સુરત, રવિવાર તા૦ ૪-૭-૨૦

ओ३म् यःप्राणतो निमिषतो महित्वैकइद्राजा जगतो बभूव ॥
यईशे अस्य द्वि पदश्चतुष्पदः कस्मै देवाय हविषाविधेम ॥१॥
ओ३म् शांतिः शांतिः शांतिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिद्रुत ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाश्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્ગૃહસ્થો,

ગયે રવિવારે અહિંસા એટલે શું એ વિષયનું પ્રતિપાદન કરતાં કોઈના પણ શરીરને મનને યા આત્માને કોઈપણ પ્રકારનું દુઃખ ઉત્પન્ન થાય એવી જે ક્રિયા તેનું નામ હિંસા રાખવામાં આવ્યું. અને કોઈપણ પ્રાણીને કોઇપણ જાતનું દુઃખ ઉત્પન્ન થાય નહિ એવી રીતનું જે વર્તન તેજ અહિંસા મનાય છે. એવું વર્તન ચલાવવાને માટે મનુષ્યે દક્ષ થવાની જરૂર છે. અને તે દક્ષતાથી જેઓ જગતનો વ્યવહાર ચલાવે છે. તેઓજ વ્યવહાર કુશળ ગણાય છે. એટલા માટે આજે વ્યવહાર કુશળતા એ વિષય ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

ગૃહસ્થો, મનુષ્ય ધર્મના લક્ષણ તરફ વિચાર કરતાં નિશ્ચય અને વ્યવહાર એવા બે ભેદ પાડવામાં આવ્યા છે, જેમ ઇશ્વરના નિરાકાર અને સાકાર અથવા નિર્ગુણ અને સગુણ સ્વરૂપ કલ્પવામાં આવ્યાં છે તેમ ધર્મનાં નિશ્ચય અને વ્યવહાર એવાં બે સ્વરૂપ કલ્પ્યાં છે. જેમ ઇશ્વરના સગુણ સ્વરૂપનું વર્ણન નિર્ગુણ સ્વરૂપને અનુસરતુંજ હોય છે તેમ વ્યવહાર ધર્મ તે નિશ્ચય ધર્મને અનુકુળ હોવો જોઇએ. હાલના વખતમાં આપણો વ્યવહાર ધર્મ નિશ્ચય ધર્મથી ઘણો વેગળો ગયો હોય એમ જણાય છે. કારણ કે બ્રાહ્મણોએ ધર્મનો ઉપદેશ કરતાં પોતાના ધર્મને લોકોની રૂચી ઉપર ગોઠવ્યો એટલે લોકોને ધર્મની રૂચી પર લાવવાનો જે વ્યવહાર છે તે લોકોની રૂચી પ્રમાણે ગોઠવાતાં લોકો ધર્મથી વિખુટા પડતા ગયા, ધર્મના ઉપદેશકોએ

આવો ઉપદેશ કરવાથી લોકોનાં મન રંજન થશે, અને આવો ઉપદેશ કરીશું તો લોકો માનશે નહિં અને તેઓને ખોટું લાગશે એવો વિચાર કરી કડવું પણ ગુણકારી ઔષધ નહિ પાતાં રોગીને ગમે તેવું સ્વાદિષ્ટ ઓષડ રોગને વધારનારૂં આપવાથી લોકોને ધર્મથી છેટું પડવું પડયું, જગત્ ઉપરથી વૈરાગ્ય પામેલા સાધુ-પુરુષોએ પોતાની રહેણી કરણીથી લોકોને આકર્ષી ધર્મપથ ઉપર આરૂઢ કરવાના બદલામાં પારકાની નિંદા અને પોતાની સ્તુતિ કરી લોકોમાં નિંદક વૃત્તિ ઉત્પન્ન કરવાથી લોકોને અને ધર્મને છેટું પડતું ગયું. વિદ્વાનમાં ગણાતા લોકોએ શાન્તિપૂર્વક, ન્યાયપૂર્વક નિશ્ચય ધર્મને પુષ્ટિ મળે નિશ્ચય ધર્મની આજ્ઞા પળાય એવો તોડ કાઢવાનો પડતો મૂકી દિવસના દિવસ વતંડા વાદમાં ગુમાવી એક બીજાએ એક બીજાનું માનવું નહિ અને પોતાનો દુરાગ્રહ છોડવો નહિ એવો દેખાવ કરવાથી લોકો દુરાગ્રહી થઇને ધર્મથી અળગા થતા ગયા. એટલે નિશ્ચય ધર્મથી વ્યવહાર ધર્મ જુદો નથી એમ માનવા છતાં વ્યવહારનું સ્વરૂપ પલટાઇ ગયું. જેથી નિશ્ચય ધર્મને અને વ્યવહાર ધર્મને કોઇ જાતનો સંબંધ રહ્યો નહિ. જેથી વ્યવહાર કુશળતાનું સ્વરૂપ એવું નક્કી થયું કે જેઓ બળવાન થઇને નિર્બળને મારી ખાય, અને પોતે નિર્બળને ભોગે સુખ ભોગવે તે વ્યવહાર કુશળ ગણાય. ધનવાનો પોતાના ધનથી ગરીબોને આશ્રય આપી તેને સુખનાં સાધન મેળવી આપવાને બદલે ગરીબો જેમ હંમેશાં દીન, હીન દશામાં રહે અને સુખ ભોગવવાને શક્તિમાન થાય નહિ એવી રીતના પ્રબંધ રચીને પોતે ધનવાન થઇ આનંદમાં કાળ ગુજારે તે વ્યવહાર કુશળ ગણાય. વિદ્વાનો પોતાની વિદ્યા કળાંને યોગે અભણ અને મૂર્ખાઓને વિદ્વાન અને ધાર્મિક બનાવવાનું છોડી દઈને તેઓ મૂર્ખના મૂર્ખ રહે અને તેઓ સદાય અમારી ગુલામી કરે એવા હેતુથી સ્ત્રી અને શૂદ્રોને વિદ્યા નહિ શિખવવી અને તેઓને ગુલામ તરીકે વાપરવા એવો પ્રબંધ કરીને જેઓ પોતાનો સ્વાર્થ સાધી આનંદ ભોગવનારાઓ થયા તેઓ વ્યવહાર કુશળ ગણાયા. એટલે નિશ્ચય ધર્મ પ્રમાણે આખું જગત્ વિદ્વાન થઇ સુખી થાય, આખું જગત ધનવાન થઇ સુખી થાય, આખું જગત બળવાન થઇ સુખી થાય અને આખા જગતના સુખમાં મારૂં સુખ છે એવો જે વ્યવહાર તે છૂટી જવાથી ખવાઇ જનારા, ચૂસાઇ જનારા અને ગુલામ થનારા દુઃખી થયા અને ખાઈ જનારા ચૂસી ખાનારા અને ગુલામ કરનારા પણ તેટલાજ દુઃખી થયા કારણ કેઃ—

**धर्मएव हतो हन्ति, धर्मो रक्षति रक्षितः**

અર્થાત જેઓ ધર્મને હણી નાંખે છે તેઓને ધર્મ હણે છે અને જેઓ ધર્મનું રક્ષણ કરે છે તેઓનું ધર્મ રક્ષણ કરે છે. જ્યારથી દુનીઆમાં હિંસા કરવી એટલે

બીજાનો જીવ લઇને પોતાનું પેટ ભરવું અથવા બીજાને દુઃખી કરીને કે ભૂખે મારીને પોતાનું પેટ ભરવું એવો રિવાજ વ્યવહારરૂપ ગણાયો. જ્યારથી જગત્માં વેપારીને જૂઠું બોલ્યા વિના ચાલેજ નહિ એટલે જૂઠું બોલવું એ વ્યવહાર ગણાયો. જ્યારથી જગત્માં પૈસાની કે વાતની ચોરી કર્યા વિના ચાલેજ નહિ, અને કોઇના જાણવામાં આવી જશે એવા ભયથી એકાન્તમાં, ખાનગીમાં, કે ચેમ્બરમાં વાત કરવાનો વ્યવહાર ગણાવા લાગ્યો, જ્યારથી આગેવાન લોકોએ એક પત્નીવૃતનો ત્યાગ કરી અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ અને સાધારણ લોકોમાં એકપત્ની વૃતનો ભંગ કરી પરસ્ત્રી ગમનનો રિવાજ અને પરસ્ત્રી ગમન નહિ કરનારાઓએ વારાંગનાઓ સાથે યથેચ્છ વર્તન કરવું એ વ્યવહાર ગણાયો. જ્યારથી જગત્માં ગોતાને સુખ મેળવવાનાં સાધનો બીજા પાસેથી કંઇપણ બદલો આપ્યા વિના અથવા તેને લાલચ આપીને, ભય આપીને, શરમાવીને, દાબમાં રાખીને મેળવવાનો વ્યવહાર ગણાયો, ત્યારથી આખા જગતમાં એવા લોકો વ્યવહાર કુશળ તરીકે ગણાયા ! અને નિશ્ચય ધર્મને બાધ નહિ લાગે એવો વ્યવહાર ધર્મ સાચવવાને જેઓ વળગી રહ્યા તેઓ, મૂર્ખ, નપુંસક, અજ્ઞાની, અને બીરૂ ગણાવા લાગ્યા. એટલે ખરા વ્યવહાર કુશળ મનુષ્યો ઘટતા ગયા અને અધર્મ યુકત વ્યવહાર ચલાવનારાઓ વ્યવહાર કુશળ ગણાવા લાગ્યા. ધીમે ધીમે આવા વ્યવહાર કુશળ લોકોનો વધારો થવાથી તેઓ સુખી અને આનંદી દેખાવા લાગ્યા અને ધાર્મિક લોકો દુઃખી, દરિદ્રી, અસહાયી થઇને અધર્મી ગણાવા લાગ્યા. એટલે આખું જગત્ વ્યવહાર ધર્મથી જેમ વેગળું થતું ગયું તે વ્યવહાર ધર્મથી જેમ જેમ વેગળું થતું ગયું તેમ તેમ સ્વાર્થી થતું ગયું. અને જેમ જેમ સ્વાર્થી થતું ગયું. તેમ તેમ એકબીજામાં ઇર્ષા અને દ્વેષ વધતાં ગયાં. એટલે પરિણામે ધર્મી અને અધર્મી, સુખી અને દુઃખી બેઉ વર્ગ અશાંત દેખાવા લાગ્યા આજે આખા જગત્ના સુધરેલા, અર્ધ સુધરેલા કે નહિ સુધરેલા લોકો પૈકી કોઇમાં શાન્તિ, સુખ કે આનંદ દેખાતો નથી. અને આખું જગત્ ભયથી ભયભિત, ત્રાસથી ત્રાસિત, સુખ વિના અશાંત અને સ્વાર્થ સાધવાની ગોઠવણમાં એક બીજાના ઉપરથી મિત્ર પણ ભીતરથી શત્રુ તરીકે કામ કરી રહ્યું છે. છતાં તેઓજ વ્યવહાર કુશળ ગણાય છે. પણ વ્યવહાર કુશળ ખરી રીતે તેઓ ગણાઇ શકાતા નથી. કારણ કે તેઓનો વ્યવહાર ધર્મ નિશ્ચય ધર્મથી કેવળ પ્રતિકુળ છે. માટે ખરો વ્યવહાર કુશળ મનુષ્ય કોણ કહેવાય અથવા વ્યવહાર કુશળતા કોને કહેવી તે સંબંધી થોડો વિચાર કરવાની જરૂર છે.

ગૃહસ્થો, જગત્માં જન્મીને પૂર્વ જન્મનાં કર્મને ભોગવતાં શુભા શુભ કર્મનો ઉદય થવાથી સુખ અને દુઃખના પ્રસંગો ઉત્પન્ન થાય તો પણ જેઓ

**मातृवत् पर दारेषु पर द्रव्येषु लोष्ठवत् ।
आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥**

એટલે પારકી સ્રીને માતા સમાન ગણે, પારકા ધનને માટી સમાન ગણે અને બીજાના આત્માને પોતાના આત્મા જેવો ગણે અથવા તેવી રીતે જુએ તેજ દેખતો છે. અને જેઓ એવી રીતે જોઈ શકતા નથી તેઓને ભલે આંખ હોય તોપણ તે અંધ છે. વ્યવહાર કુશળ તે ગણાય છે કે, જેઓ પોતાનું અને પારકું સમજી શકે છે. પોતાનું અને પારકું જાણી શકે છે, પોતાનું અને પારકું જોઈ શકે છે. એટલે પોતાનું પોતાને માટે છે અને પારકું પારકાને માટે છે. પોતે પોતાનું વાપરવું, ભોગવવું, અથવા સાચવવું તે વ્યવહાર કુશળતા છે અને પારકું ભોગવવું કે વાપરવું તે વ્યવહાર કુશળતા નથી. વ્યવહાર કુશળ માણસ તે ગણાય છે કે જેટલું સુખ બીજા પાસે મેળવવાનો હક હું ધરાવું છું તેટલું સુખ મારી પાસે મેળવવાનો બીજાને હક છે એમ માને જે શબ્દથી મને દુઃખ કે અપમાન લાગે તે શબ્દથી બીજાને પણ તેટલુંજ દુઃખ કે અપમાન લાગે એમ માનનારો વ્યવહાર કુશળ છે. મારી ઈચ્છેલી વસ્તુ મને મળવાથી જેટલો આનંદ મને થાય છે તેટલો આનંદ સામાને પણ થાય છે. એમ માનનારો વ્યવહાર કુશળ ગણાય છે. જેટલી સ્વતંત્રતા મને વહાલી છે એટલીજ સ્વતંત્રતા પ્રાણીમાત્રને વહાલી છે એવું માનીને કોઇની પણ સ્વતંત્રતાને બાધ નહિ આવે એવું વર્તન ચલાવનાર વ્યવહાર કુશળ ગણાય છે. જ્યારે આખું જગત્ આવી રીતની વ્યવહાર કુશળતા શીખશે અથવા જાણુશે અને તે જાણ્યા પછી પોતાના વર્તનમાં મૂકીને તે પ્રમાણે વર્તશે ત્યારેજ જગતમાં ખરી વ્યવહાર કુશળતા ઉત્પન્ન થઇને ધર્મનું રક્ષણ થશે. એટલા માટે નિશ્ચય ધર્મ અને વ્યવહાર ધર્મનું સ્વરૂપ જુદું નહિ બતાવતાં જેટલા અંશમાં તે જુદું પડેલું છે તેને સમીપમાં લાવવાનો ઉદ્યોગ કરવો એનુંજ નામ વ્યવહાર કુશળતા છે, અને એવી વ્યવહાર કુશળતા સિવાય મેળવેલી સંપત્તિ એજ અધર્મ, પાપ, અથવા દુઃખનું કે નર્કનું દ્વાર છે. એમ માનીને ધર્મથી વર્તવું એજ મનુષ્યોને શ્રેયસ્કર છે. એટલું કહીને આ વિષય પૂરો કરી આવતે રવિવારે ધર્મથીજ ધનનું ઉપાર્જન કરવું, એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. એટલું કહીને બેસવાની રજા લઉંછું ઇતિશમ્.

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्य करवा वहै
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥**

**ओ३म् शान्ति : शान्ति : शान्ति :**

ભાષણ ૨૨મું.

# ધર્મથી ધન ઉપાર્જન.

સુરત, રવિવાર તા૦ ૧૧-૭-૨૦

ओ३म येभ्यो होत्रां प्रथमामायेजे मनुः समिद्धाग्निः सप्तहोतृभिः ॥
त आदित्या अभयं शर्म यच्छत सुगानः कर्त सुपथा स्वस्तये ॥ १ ॥

ओ३म शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदित म ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે વ્યવહાર કુશળતાનું પ્રતિપાદન કરતાં વ્યવહાર કુશળ માણસ તેજ ગણાય છે કે, જેના વ્યવહારથી ધર્મને ધકકો પહોંચે નહિ. આખી દુનીઆમાં વ્યવહાર ચલાવવા માટે ધનની જરૂર પડે છે. જેની પાસે ધન ન હોય એ મનુષ્ય ગમે તેટલો કુશળ હોય તો પણ તે પોતાનો વ્યવહાર ચલાવી શકતો નથી. એટલા માટે ધર્મથી ધનનું ઉપાર્જન એ વિષય પર આજે વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

ગૃહસ્થો ધર્મ એ શબ્દની વ્યાખ્યા આગળ કરવામાં આવી છે. તેમ ધનને માટે પણ ગત વ્યાખ્યાન માળામાં અર્થ શાસ્ત્ર ઉપર વ્યાખ્યાનો અપાયાં છે. અને તેમાં ધર્મ અને અર્થ એ બેઉ વિષયનો સમાવેશ થએલો છે. એટલે ધર્મથી અર્થનું ઉપાર્જન કરવું અથવા અર્થનો ઉપયોગ ધર્મને માટે કરવો એ બે વાતને પડતી મૂકી આ મોક્ષને અંતર્ગત વ્યાખ્યાન હોવાથી મોક્ષનું ત્રીજું પદ જે કામ તે સંબંધે આ વિષયને ગોઠવીશું આજકાલ આપણા લોકોમાં કામ એટલે વિષય વાંસના એટલોજ અર્થ થાય છે. પરંતુ ધર્મ અને અર્થ એ બે મેળવ્યા પછી કામ એટલે વિષય વાંસના એવું પદ નકકી થતું હોય તો ધર્મ અને અર્થ ત્યાં રહી શકતોજ નથી કારણ કે ધર્મ વિના અર્થ મળી શકતો નથી, અથવા મેળવી

શકાતો નથી. અથવા તેનું દાન કરી શકાતું નથી. પણ જો અર્થનો ઉપયોગ કામ એટલે વિષય વાંસનામાં કરવામાં આવે, તો ધર્મ અને અર્થ બેઉ ડૂબી જાય, ધર્મી અને અર્થી માણસ મોક્ષ તરફ નહિ જતાં નર્ક તરફ જશે એટલા માટે કામ શબ્દનો અર્થ વિષય વાંસના નહિ, પણ ઇચ્છા કરીએ છીએ. જેમ સંપૂર્ણ ઇચ્છા પૂરી કરવાવાળી કામધેનુ કહેવાય છે અહિંઆં કામ એટલે ઈચ્છા અને ધેનુ એટલે ગાય એટલો અર્થ નીકળે છે. પણ ન્યાય શાસ્ત્ર પ્રમાણે દરેક શબ્દમાં લક્ષ, અને લક્ષણા બાંધવાની જરૂર છે. જેમ मञ्चा क्रोशन्ति મંચા એટલે માળો અને ક્રોશંતિ એટલે પોકારે છે, સાચવે છે, અર્થાત્ માળો સાચવે છે. પણ એની લક્ષણા કરતાં એવું સાબિત થાય છે કે માળા ઉપર ચઢીને ખેતરનો માલિક બૂમ પાડીને પોતાના ખેતરને સાચવે છે. આ પ્રમાણે ન્યાય શાસ્ત્રે લક્ષણાનું લક્ષણ બાંધેલું છે. તેમ કામધેનુ એ શબ્દમાં કામ અને ધેનુ એ બે શબ્દમાં લક્ષણા કરતાં એવી લક્ષણા થાય છે કે, મનુષ્યને ધારેલી ઇચ્છા પ્રમાણે અથવા મનુષ્યની સંપૂર્ણ ઈચ્છા પૂરી કરવાને જેનામાં શક્તિ છે, એવી જે ધેનુ કહેતાં ગાય તે કામધેનુ કહેવાય છે. એટલે કામ શબ્દનો અર્થ વિષયવાંસના નહિ પણ ધર્મ, અને અર્થથી ઉત્પન્ન થએલી મોક્ષની ઇચ્છા તે ઇચ્છાનું નામ અહિં કામ છે. કારણ કે ધર્મ અર્થ કામ અને મોક્ષએ ચાર પદાર્થો ઉત્તરોત્તર એક બીજાના સાધક છે. તેથી આજે ધર્મથી ધન ઉપાર્જન કરવું એ ધનનો અર્થ પણ કંઇ જુદો થઇ શકે છે. ગયા રવિવારના વિષયમાં અને આજના વિષયને શરૂ કરતાં, અર્થ વિના જગતનો વ્યવહાર ચલાવી શકાય નહિં, એવું જે કહેવામાં આવ્યું છે. તે અર્થ એટલે ધન તે આ ચલણી રૂપીઆ રૂપ ધન નથી પણ જેમ કહેવામાં આવે છે કે આ મનુષ્યે વિદ્યાધન મેળવ્યું છે. આ મનુષ્ય પાસે ગોધન વધારે છે આ મનુષ્ય પાસે ધર્મધન એકઠું થયું છે. એટલે જેમ સંસારમાં ધનથી તમામ સ્થૂળ વસ્તુઓ મેળવી શકાય છે, તે ધનથી મોક્ષ મેળવી શકાતો નથી પણ મોક્ષને માટે તો વિદ્યાધન ગોધન કે ધર્મધન જોઇએ જેમ ધર્મ શબ્દ નૈસર્ગિક છે, એટલે કોઇપણ અવસ્થામાં કોઈપણ સ્થિતિમાં કોઇપણ કારણસર તેના ગુણકર્મ સ્વભાવમાં ફેરફાર થઈ શકતો નથી. તેમ અર્થ એટલે ધન પણ નૈસર્ગિક ગુણવાળું હોવું જોઇએ લક્ષ્મી તરીકે સિક્કાને નૈસર્ગિક રૂપ ગણી શકાય પણ તે સિક્કો સ્થૂળરૂપ હોવાથી તેનાથી મોક્ષ મેળવી શકાય નહિ. આ ઠેકાણે આપણે ધર્મરૂપ ધન કે કામરૂપ ધન એટલે ગોધન મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. માણસ ધનવાન ત્યારેજ કહેવાય છે કે, પોતાની પાસે પોતાના તથા પોતાના કુટુંબના તથા પોતાના આશ્રિતોના નિર્વાહ પુરતું ધન હોય, અને તેથી પણ જ્યારે ધનનો વધારો થાય અને તે ધનથી ખજાનો ભરાય

ત્યારે તે ધનવાન કહેવાય છે તેમ ધર્મરૂપ ધનથી પણ જ્યારે પોતે, પોતાનું કુટુંબ, પોતાની ન્યાત, અને પોતાનો દેશ આનંદમાં રહી શકે, સુખમાં રહી શકે, છતાં પણ તેના પ્રભાવથી પરદેશી લોકોને પણ આનંદ આપી શકાય એવું ધન ભેગું થાય તેને ધર્મધન કહેવામાં આવે છે. બીજી રીતે ગોધન કહેવાય છે ગો એટલે ગાયને ધનરૂપ માનવાની એટલાજ માટે રીત પડી છે કે, ગાયથી શરીરને તથા સંસારને પોષણ કરવા માટેની જોઇતી સ્થૂળ વસ્તુઓ મેળવી શકાય છે, પરંતુ તેથી કંઇ મોક્ષ મેળવી શકાતો નથી. પણ ગો શબ્દનો અર્થ જેમ ગાય થાય છે તેમ ગો શબ્દનો અર્થ ઇન્દ્રિય પણ થાય છે. એટલે સંસારના સ્થૂળ પ્રદેશમાં સ્થૂળ વસ્તુની જે જે ઇચ્છાં ઉત્પન્ન થાય તે જેની પાસે ગો કહેતાં પૃથ્વી અને ગો કહેતાં ગાય એ બે રૂપ કામધેનુ અથવા ગોધન હોય તે મેળવી શકે છે. ગોધન તેમાં પણ ગો કહેતાં ઇન્દ્રિય. અને ધન કહેતાં અર્થ ઇન્દ્રિય રૂપી અર્થ અથવા ઇન્દ્રિયરૂપી ગોધન જેની પાસે હોય તે પુરુષની મોક્ષની ઇચ્છા ઇન્દ્રિયરૂપી કામધેનુ અથવા ઇન્દ્રિયરૂપી ગાય પૂર્ણ કરે છે. કારણ કે પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય ધર્મ માર્ગે ચાલીને તે ધર્મથી ધનનું ઉપાર્જન કરે, એટલે પોતાની સંપત્તિને વધારે તો તેની મોક્ષની કામના અથવા તેની કામનાથી મોક્ષ મેળવી શકાય એટલા માટે એ ધર્મથી આવા અર્થની અથવા આવા ધનનું ઉપાર્જન કરવું જેથી કામવાંસના અથવા મનકામનાની સિદ્ધિ થાય જેમ અર્થ અને કામ એ બેઉ નૈસર્ગિક રૂપમાં હોય, અખંડિત હોય, સત્યપૂર્ણ હોય, ક્ષલના રહિત હોય, તેમ તેને મોક્ષનું દ્વાર નજીક આવતું જાય છે. એટલે શરીરની દશ ઇન્દ્રિયો પોતપોતાના કાર્યમાં એવી અનુકુળ હોય કે જે દ્વારાએ ધર્મ સિવાય બીજું ધન એકઠું થઇ શકેજ નહિ. એવી શુદ્ધ ઇન્દ્રિયો દ્વારાએ શુદ્ધ ધર્મધન ગ્રહણ કરેલું પંચ તન્માત્રારૂપ અને ચાર અંતઃકરણરૂપ વાંસનાલિંગને મળે અને તે ધનથી વાંસનાલિંગનો ખજાનો ભરપુર થાય. જેના વડે તે વાંસનાલિંગના સૂક્ષ્મ શરીરમાં રહેલો આત્મા ધનવાન ગણાય અને તે ધનવડે પોતાને, પોતાના કુટુંબીઓને પોતાની ન્યાતને કે પોતાના દેશને અધર્મ, અનાચાર અને અત્યાચારથી થતાં અનર્થમાંથી બચાવી સુખી કરે, ત્યારેજ તે આત્માએ ધર્મથી ધનનું ઉપાર્જન કરેલું કહેવાય. અહિં આગળ કામ શબ્દનો અર્થ ઇચ્છા તે ત્યારેજ સાબિત થાય કે જ્યારે મન અને ઇન્દ્રિયો વિષયવાંસના તરફ નહિ ઢળતાં પંચ વિષયનું ગમે તેટલું આકર્ષણ હોય તોપણ તે આકર્ષણમાં નહિ તણાતા અડગ રહી શકે; તેવું ધન ઉપાર્જન કરવાને માટેનું જે વર્તન તેનેજ ધર્મથી ધન ઉપાર્જન કરવું એવી ઉપમા આપી શકાય છે. મનુષ્યમાત્ર મોક્ષની ઇચ્છા રાખવાવાળા છે, અને મનુષ્યમાત્રને મોક્ષે જવાનો અથવા મોક્ષ મેળવવાનો અથવા મોક્ષ પામવાનો જન્મસિદ્ધ

ઇચ્છે છે. પરંતુ મનુષ્યમાત્ર સંસારની પરિસ્થિતિમાં જોડાયલા હોવાથી તેણે વર્ણાશ્રમ ધર્મ પાળવો પડે છે અને તે પોતપોતાના વર્ણાશ્રમમાં રહીને મોક્ષ માર્ગે જવાના ધર્મરૂપ ધનનું ઉપાર્જન કરી શકે છે. એટલા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે વર્ણોના ધર્મ એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥**

**ओ३म् शान्ति : शान्ति : शान्ति :**



ભાષણ ૨૩મું.

# વર્ણોના ધર્મ.

સુરત, રવિવાર, તા. ૧૮–૭–૨૦.

ओ३म् यईशिरे भुवनस्य प्रचेतसो विश्वस्य स्थातुर्जगतश्च मन्तवः ॥
तेनः कृताय कृतादेन सस्यर्यद्या देवासः पीपृता स्वस्तये ॥१॥
ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!

ગયે રવિવારે આપણે ધર્મથી ધનનું ઉપાર્જન કરતાં એવું પ્રતિપાદન કર્યું કે, ધન, અર્થ, લક્ષ્મી, તેઓ સ્થૂળ પદાર્થ નથી પણ મોક્ષ મેળવવા માટેનાં સાધનો રૂપ ધન મેળવવું એજ ધર્મથી ધન મેળવવાનું છે. મનુષ્ય માત્ર સુખની ઇચ્છા રાખે છે. એટલે દુઃખથી છૂટવાને પ્રયત્ન કરે છે, અને દુઃખથી છૂટવું એનુંજ નામ મોક્ષ છે. એ ઉપરથી મનુષ્યમાત્રમાં ગણાતી ચાર વર્ણો અને તે વર્ણોના ધર્મ એટલે વર્ણોએ કેવા ધર્મનું અવલંબન કરવું કે જેથી મોક્ષ મળે. એટલા માટે વર્ણોના ધર્મ એ વિષય ઉપર આજનુ વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

ગૃહસ્થો, વેદશાસ્ત્ર પ્રમાણે જે પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ થઇ શકે છે. તે પ્રમાણે મનુષ્ય શરીરમાં સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર શરીર થઇ શકે છે. આપણામાં એક કહેવત છે કે પિંડે સો બ્રહ્માંડે. એટલે આખા બ્રહ્માંડનું જ્ઞાન મેળવવું હોય તો આપણે આપણા પિંડનું જ્ઞાન મેળવવું. હવે પિંડમા પ્રથમ મહાકારણને તપાસીએ મહાકારણ એ બ્રાહ્મણ સ્વરૂપ છે. અર્થાત્ જેમ બ્રહ્મમાં અજ્ઞાનનો લેશ સંભવતો નથી, તેમ બ્રાહ્મણમાં અજ્ઞાન હોવું જોઇએ નહિ. અને બ્રાહ્મણો અજ્ઞાની થાય એટલે તેનામાં બ્રહ્મત્વ રહી શકેજ નહિ. એટલે બ્રહ્મ સ્વરૂપી બ્રાહ્મણને સદા જ્ઞાનવાન રહેવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. જ્ઞાની થવું એટલે કાંઇ દુનીઆંથી વિરક્ત થઈ જવું અથવા દુનીઆને તજી દેવી અથવા

દુનીઆના કામમાં હાથ નહિ ઘાલવો એવો અર્થ થઇ શકતો નથી. પરંતુ દુનીઆને પોતાના જ્ઞાનથી એવો પ્રકાશ આપવો કે જેમ રાત્રિમાં અનાચારીઓ અનાચાર કરે છે પણ તે સૂર્યના પ્રકાશમાં કોઈપણ જાતના અનાચાર કરી શકતા નથી તેમ બ્રાહ્મણના જ્ઞાન પ્રકાશમાં રહીને ત્રણ વર્ણની પ્રજા અનાચાર કરી શકે નહિ. જેમ સૂર્યના પ્રકાશમાં મનુષ્યો કોઇપણ પ્રકારનું શુભાશુભ કર્મ કરે. તેથી કાંઇ સૂર્યને અજવાળું આપવા બદલ દોષ લાગતો નથી. તેમ પ્રજા બ્રાહ્મણના તેજમાં રહીને બ્રાહ્મણના જ્ઞાન પ્રકાશને લીધે શુભાશુભ કર્મ કરે તો તેથી કંઇ બ્રાહ્મણને દોષ આવતો નથી અને એટલાજ માટે કહેવામાં આવે છે કે, બ્રહ્મને કર્મ અડે નહિ. જ્યારે બ્રાહ્મણોમાં અજ્ઞાનનું તત્ત્વ રહેજ નહિ. ત્યારેજ તેઓ મોક્ષના અધિકારી થઇ શકે છે. એટલે બ્રાહ્મણોએ વેદ ભણવા જોઇએ કારણ કે વેદમાં જે જ્ઞાન છે તે મોક્ષને આપવાવાળું છે, અને એટલા માટે કહેવામાં આવ્યું છે કે, વેદનો અધિકાર બ્રાહ્મણને છે. જેથી એવું મનાયું છે કે, બ્રાહ્મણ સિવાય વેદ નહિ, વેદ સિવાય જ્ઞાન નહિ, અને જ્ઞાન સિવાય મોક્ષ નહિ. વર્તમાન કાળમાં ઉપરોક્ત વાત કાયમ રહી પણ ઉપરોક્ત જ્ઞાન કાયમ રહ્યું નહિ, કારણ કે બ્રાહ્મણ જે જ્ઞાની કહેવાતો હતો અર્થાત્ જ્ઞાનવાન બ્રાહ્મણ કહેવાતો હતો તે વાત ભુલાઇ ગઇ, અને શૂદ્રનું કામ કરનાર પણ બ્રાહ્મણ ગણાવા લાગ્યો, એથી ત્રણ વર્ણની પ્રજાને જ્ઞાનનો લાભ મેળવીને તે જ્ઞાનના પ્રકાશમાં રહીને શુભાશુભ કર્મ કરવાનો અવકાશ રહ્યો નહિ. જેમ સૂર્યનો અસ્ત થતાં, અંધકાર વ્યાપી જાય છે. અને તે અંધકારમાં અનાચારીઓ તથા નિશાચરો ઉત્પન્ન થાય છે. અને પ્રજાને દુઃખરૂપ થઇ પડે છે. તેવી રીતે જ્ઞાનવાન બ્રાહ્મણરૂપ ભાનુનો અસ્ત થવાથી, સ્વાર્થી, પાખંડી, અધર્મી અને પાપવૃત્તિવાળા નિશાચરોએ ઉત્પન્ન થઇને પ્રજાને પતિત દશામાં લાવી મૂકી છે. માટે બ્રાહ્મણોએ જ્ઞાનવાન થઇને પ્રજાને પ્રકાશ આપવો. અથવા જ્યાં સુધી બ્રાહ્મણો જ્ઞાનવાન થઇને પ્રજાને સૂર્ય જેવો પ્રકાશ આપે નહિ. ત્યાં સુધી અનાચારીઓ અને નિશાચરના ત્રાસથી પ્રજા મોક્ષને પામે નહિ. અને બ્રાહ્મણો પણ જ્ઞાન વિના મોક્ષ મેળવી શકે નહિ. અને એટલા માટે બ્રાહ્મણે જ્ઞાનરૂપ ધર્મનો સ્વીકાર કરવો જોઇએ. બ્રાહ્મણ પછી બીજી વર્ણ ક્ષત્રિયની આવે છે, ક્ષત્રિય પ્રજા હમેશાં સત્વગુણી ગણાય છે. અને સત્વગુણ વિના ત્યાગવૃત્તિ હોતી નથી. ઘણા લોકો અથવા ઘણા વિદ્વાનો ક્ષત્રિયોને તમોગુણી ગણે છે. પરંતુ તમોગુણની સાથે અજ્ઞાન વળગેલું હોય છે તે અજ્ઞાનની સાથે માયા જોડાયલી હોય છે, તે માયામાં લુબ્ધ થએલો અથવા તે માયામાં ફસાયલો મનુષ્ય સ્ત્રી. સંતતિ, લક્ષ્મી, ઘરબાર, માલ મિલ્કતનો, ત્યાગ કરી કેસરીઆં કરીને રણસંગ્રામમાં પ્રાણની આહુતિ આપવાને જઇ શકેજ નહિ. એ તો સત્વગુણમાંજ ત્યાગ રહેલો છે. અને તેઓજ જગતના

માયાવી સુખને મિથ્યા માને છે. જગતના શારીરિક સુખને ક્ષણિક માને છે. જગતના આર્થિક વિલાસને પૃથ્વીનો વિકાર જાણી માટીરૂપ માને છે મિત્ર, સ્રી, કુટુંબ અને પોતાના અંગત માણસોને ઇન્દ્રજાળ જેવા માને છે. અને પોતાના શરીરને ક્ષણભંગુર માને છે. અને એવું માનનારા પુરુષોજ અથવા એવું માનનારા ક્ષત્રિઓજ ત્રણ વર્ણના રક્ષણને માટે અથવા પોતાની માતૃભૂમિના રક્ષણને માટે સર્વસ્વનો ત્યાગ કરી પોતાનો પ્રાણ આપવા સદા તત્પર રહે છે. એટલા માટે ક્ષત્રિય પ્રજાએ પોતાના સત્વગુણરૂપ ધર્મને સ્થાપન કરીને ઉત્પન્ન કરીને ગ્રહણ કરીને પોતે ધર્મી થવું જોઇએ તે પછી ત્રીજી વર્ણ વૈશ્યની આવે છે. વૈશ્ય વર્ણ તમો ગુણી કહેવાય છે. કારણ કે તમો ગુણમાં અજ્ઞાન રહેલું છે. અને આગળ કહ્યું તેમ અજ્ઞાનીઓજ માયામાં લુબ્ધ થાય છે. જેથી તેઓ સ્થૂળરૂપ ધર્મને સંગ્રહી રાખવાનો પોતાના વેપારને અખંડિત રાખવાનો, પોતાની સમૃદ્ધિને વધારવાનો, પોતાના ભાઇઓ માટે ધન અને ધાન્ય ઉત્પન્ન કરવાનો ધર્મ બજાવી શકે છે. જેઓ ત્રણ વર્ણનું પોષણ કરવું એ મારી ફરજ છે, એમ સમજીને પોતે પોતાના ધર્મના પ્રકાશથી પોતાની વિભુતિનું દાન કરે છે. તેઓ આનંદથી મોક્ષ મેળવવાના પંથ પર ચઢેલા ગણાય છે. પણ જેઓ માયા વેષ્ટિત થઇને પોતે મેળવેલા ધનનો સંચય કરે છે, તેઓની પણ જગતને ઘણી જરૂર છે. કારણ કે કંજુસ મનુષ્ય ધનને બચાવવા માટે શ્રમ, ઉંઘ, ઉત્તમ ભોજન અને ઉત્તમ પ્રકારના વસ્રાલંકારનો ત્યાગ કરી એક જાતની અજ્ઞાનમય સાધુ વૃત્તિનું સેવન કરે છે, અને જ્યાં જ્યાંથી જેવી જેવી રીતે ધન પછી તે કોઇપણ પ્રકારનું ધન હોય તેનો સંગ્રહ કરીને જીવને જોખમે જીવની પેઠેમ સાચવી રાખે છે. તે સાચવેલું અને સંગ્રહ કરેલું ધન પણ તેની પાછલી સંતતી ત્રણ વર્ણના ઉપયોગમાંજ વાપરે છે. એટલે વૈશ્યોએ અથવા વૈશ્ય વર્ણનો એજ ધર્મ છે કે કૃષિથી ઉત્પન્ન થએલું, પશુથી ઉત્પન્ન થએલું, અને વ્યાપારથી ઉત્પન્ન થએલું ધન એકઠું કરી ત્રણ વર્ણના લોકો માટે વાપરવું અથવા ત્રણ વર્ણના લોકો માટે સંચય કરી પોતે પારકી થાપણ સાચવતો હોય તેમ સાચવી પાછલી પ્રજાને માટે મૂકી જવું. એજ તેનો ધર્મ છે.

ચોથી વર્ણ શૂદ્રોની ગણાય છે, શૂદ્રોનો ધર્મ સેવા કરવી એ મનાયો છે. એટલે આ દુનીઆમાં **सेवा धर्मः परम गहनो योगीना मप्यगम्यः॥** અર્થાત્ ત્રણ વર્ણના ધર્મ કરતા પણ સેવા ધર્મ ઘણોજ કઠણ છે કારણ કે યોગીઓ પણ તેને સમજી શકતા નથી આવો અલંકાર આપવાનું કારણ એટલુંજ છે કે, જેમ બ્રાહ્મણમાં સ્વાર્થ વૃત્તિનો લેશ હોતો નથી ક્ષત્રિયમાં, ત્યાગવૃત્તિ સિવાય બીજું હોતું નથી, વૈશ્યમાં ઉત્પન્ન કરવા અને સંગ્રહ કરવા સિવાય બીજું હોતું નથી તેમ શુદ્રમાં સેવા ધર્મને લીધે તે પોતાનું ધન, કણ કંચન, તો શું પણ પોતાનું શરીર પણ

પોતાનું માની શકતો નથી કારણ કે, આગળના વ્યાખ્યાનમાં કહેવામાં આવ્યું છે કે, સેવક થનારે પોતાનું તન મન અને ધન સેવા લેનારે અર્પણ કરવું પડે છે. તેજ નિયમ પ્રમાણે શૂદ્રને સેવા કરવાની હોવાથી અથવા સેવક થવાનું હોવાથી તે પોતાની કોઇપણ વિભુતિને પોતાની માની શકતો નથી. અથવા પોતાની કોઈપણ વિભુતિનો પોતે યથેચ્છ ઉપયોગ કરી શકતો નથી. શૂદ્રવૃત્તિ ધારણ કર્યા પછી અથવા સેવા ધર્મ સ્વીકાર્યો પછી તેનું શરીર જે કામ કરવાને અશક્ત હોય તે કામ કરવાની તેને ફરજ પાડવામાં આવે તો પણ તે ના કહી શકતો નથી. સેવા ધર્મ સ્વીકાર્યો પછી તેની પાસે પોતાની જરૂરીઆતની ગમે તે વસ્તુ હોય અથવા પોતે મેળવેલી ગમે તે વિભુતિ હોય અને તેને વાપરવાનો પોતાનો હક હોય, અથવા તે પોતાની પાસે રહેવાથી તેને ઘણો આનંદ મળવાનો હોય તો પણ તેણે સેવા ધર્મ સ્વીકારેલો હોવાથી સેવા લેનાર વ્યક્તિ જ્યારે ઇચ્છાકરે ત્યારે પોતાની વિભુતિ તેને અર્પણ કરવી પડે છે. એટલુંજ નહિ, પણ પોતાના મનના વિચાર ગમે તે દિશા તરફ રહેતો હોય, પોતાનું મન ગમે તે કાર્ય કરવાને ચહાતું હોય, પોતાના મનમાં ગમે તેવો ઉત્સાહ કે આનંદ હોય અથવા પોતાનું મન ફીકરમાં નિરાશમાં દુઃખમાં કે બીજા કોઇમાં રોકાયલું હોય તો પણ જ્યારે સેવા લેનારની આજ્ઞા થાય ત્યારે તે તમામ વાતનો તમામ કાર્યનો તમામ વિચારનો નિગ્રહ કરીને સેવક ભાવથી સેવા લેનારના વિચારને અનુસરે છે. જેથી ત્રણ વર્ણોના કરતાં શૂદ્રનો સ્વાર્થ ત્યાગ અદ્ભુત પ્રકારનો છે. એટલા માતેજ વૈરાટ્રૂપ ઇશ્વરી સ્વરૂપના પગ શૂદ્રને ગણ્યા છે. અથવા શૂદ્ર ઇશ્વરના પગમાંથી ઉત્પન્ન થયા એમ માનવામાં આવ્યું છે. પરંતુ જ્યારથી ત્રણ વર્ણના લોકોએ ઇશ્વરના અવતાર મનાતા લોકોના અથવા ઇશ્વરને બતાવનાર ઈશ્વર રૂપ ગુરુઓના પગની રજને મસ્તકે ચઢાવવા માંડી અને ઇશ્વરના પગરૂપ અથવા ઇશ્વરના પગમાથી ઉત્પન્ન થએલા શૂદ્રોનો તિરસ્કાર કરવા માંડયો ત્યારથી શૂદ્રોએ સેવા ધર્મનો ત્યાગ કરીને સ્વતંત્રતા ધારણ કરવા માંડી અને જે સેવા ધર્મ હતો તે વેઠના રૂપમાં પલટાઈ ગયો એટલે જેમ સેવક પોતાનું તનમન અને ધન ગુરુજનોને ખુશીથી આનંદથી પોતાની ફરજ સમજીને અર્પણ કરતો હતો, તેમ નહિ રહેતાં ગુરુજનોએ સેવા ધર્મીઓના તનમન ધન બળાત્કારથી ખુંચવી લઇ તેનો ઉપયોગ કરવા માંડયો જેથી તે સેવા ધર્મ પલટાઇને ફરજીઆત દુઃખદાયી વેઠના નામથી ઓળખાવા માંડયો. એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વર્ણો જો પોત પોતાના ધર્મ સમજીને પોતે ઉંચ વર્ણના છે. અત્યંત જ્ઞાનવાન છે, અત્યંત ઐશ્વર્ય વાન છે પણ જેમ જ્ઞાનવાન, બળવાન, અને ઐશ્વર્યવાન મનુષ્યના પગ ભાંગી જવાથી તેનું જ્ઞાન બળ અને ઐશ્વર્ય નકામું થઈ પડે છે, તેમ વર્તમાન

કાળમાં જગતના પગ રૂપ શૂદ્રનો તિરસ્કાર થવાથી ત્રણે વર્ણોના પગ ભાંગી ગયા છે. જેથી તેઓની વિભુતિ ઘણું કરીને નકામી થઈ પડી છે. અને જે જે વર્ણોએ શૂદ્રનો એટલે પરમેશ્વરના પગનો કે જે પગને સાષ્ટાંગ નમસ્કાર કરવામાં આવે છે, જે પગને ધોઇને ચર્ણામૃત લેવામાં આવે છે, જે પગની રજને માંથે ચઢાવવામાં આવે છે, જે પગના ચરણસ્પર્શથી પોતાને અહો ભાગ્ય માને છે, તે પરમેશ્વરના પગ એટલે શૂદ્રનો તિરસ્કાર થવાથી શૂદ્રનું કામ પોતાને હાથે કરવું પડે છે, જેથી જ્ઞાનમાં, બળમાં, અને ઐશ્વર્યમાં ન્યૂનતા થતાં થતાં ચારેવર્ણો શૂદ્રભાવને એટલે પતિત દશાને અથવા પરાધીન દશાને પામીને પોતાના ધર્મથી વિમુખ બની રહી છે. માટે જ્યાંસુધી પ્રજા પોતાના ધર્મરૂપ ધનનો યથાર્થ ઉપયોગ કરે નહિ ત્યાંસુધી પોતાની પતિત દશાના દુઃખથી મોક્ષ મેળવી શકે નહિ એટલા માટે આજનો વિષય પૂર્ણ કરી આવતે રવિવારે ધનનો ઉપયોગ શું એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે ઇતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शांतिः शांतिः शांतिः



ભાષણ ૨૪મું.

# ધનનો ઉપયોગ શું?

સુરત, રવિવાર તા. ૨૫-૭-૨૦.

ओ३म् स्वस्तिनः पथ्या सुधन्वसु स्वस्त्य प्सुवृजने स्वर्वति ॥
स्वस्तिनः पुत्रकृथेषु योनिषु स्वस्ति राये मरुतोदधातन ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!

ગયે રવિવારે વર્ણોના ધર્મ એ વિષય ઉપર વ્યાખ્યાન આપતાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું હતું કે, ચારે વર્ણોએ ધર્મરૂપ ધન મેળવવું. અને ચારે વર્ણોએ પોતાના ધર્મ પ્રમાણે વરતી, દરેક વર્ણે બીજી વર્ણને સહાયભુત થવું. એટલે પોતાના ધર્મરૂપ ધનનો પોતાને માટે નહિ પણ બીજાને માટે ઉપયોગ કરવો તે ઉપયોગ કેવી રીતે થઈ શકે છે, તે જાણવા માટે આજે ધનનો ઉપયોગ શું? એ વિષય રાખવામાં આવ્યો છે. આગળના વ્યાખ્યાનમાં આત્માનાં ચાર શરીર બતાવવામાં આવ્યાં હતાં અને તેમાં મહા કારણરૂપ બ્રાહ્મણને ગણાવ્યા હતા. આજે આપણે બ્રાહ્મણ, એ મહાકારણરૂપમાં ક્ષત્રિય કારણરૂપમાં વૈશ્ય સૂક્ષ્મરૂપમાં અને શૂદ્રો સ્થૂળ રૂપમાં કલ્પી શકીએ, તેમ વાણીની ચાર અવસ્થા પૈકી પરા મહા કારણમાંથી, પશ્યન્તિ કારણમાંથી, મધ્યમા સૂક્ષ્મમાંથી અને વૈખરી સ્થૂળમાંથી ઉત્પન્ન થાય છે. એટલે બ્રાહ્મણ પરાવાણીથી ક્ષત્રિયો પશ્યન્તિ વાણીથી વૈશ્યો મધ્યમા વાણીથી અને શૂદ્રો વૈખરી વાણીથી કામ કરી શકે છે. એ ચાર પ્રકારની વાણીને વ્યવસ્થિત રીતે બોલાવવાના કામમાં મન કારણભુત થાય છે. તે મનની ચાર અવસ્થા એટલે જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એવી ચાર અવસ્થા મન ભોગવે છે. એટલે બ્રાહ્મણનું મન તુર્યા વસ્થામાંથી ક્ષત્રિયનું:

મન સુષુપ્તિ અવસ્થામાંથી, વૈશ્યનું મન સ્વપ્નાવસ્થામાંથી અને શૂદ્રનું મન જાગૃતાવસ્થામાંથી વાણીને બોલાવી તે પ્રમાણે કાર્ય કરાવે છે.

આ પ્રમાણેનાં કાર્ય કરવાથી, બ્રાહ્મણમાં નિયામકશક્તિ, ક્ષત્રિયમાં રક્ષક શક્તિ, વૈશ્યમાં પોષકશક્તિ અને શૂદ્રમાં ત્રિગુણાત્મક શકિત ઉત્પન્ન થવી જોઈએ. જ્યારે જ્યારે મનુષ્યમાં એવી શક્તિઓ ઉત્પન્ન થાય છે ત્યારે ત્યારે તે તે મનુષ્યો તે તે વર્ણના ગણાય છે. અને તે સિવાયના કે જેનામાં પોતાના જોઇતા ગુણ ઉત્પન્ન થયા નથી. તે તે વર્ણના ગણાતા હોવા છતાં તે વર્ણના નથી પણ વર્ણાભાસ છે. એટલા માટે ચારે વર્ણોએ પોતે ધર્મરૂપ ધન મેળવવું, અને ધર્મરૂપ ધન મેળવવાને માટે પુરુષાર્થ કરવો તે તેને ખાસ આવશ્યક છે. એટલું કહ્યા પછી ચારે વર્ણે ધર્મરૂપ ધન મેળવ્યું હોય તેનો ઉપયોગ શી રીતે કરી શકાય એ આજનો વિષય છે.

જ્યારે બ્રાહ્મણ વર્ણમાં ઉત્પન્ન થએલો તૂર્યાવસ્થામાં રહીને પરાવાણીથી જે ઉદ્ગાર કાઢે તે ઉદ્ગારથી બીજા ત્રણ વર્ણના લોકો ચલાયમાન થઇ શકે નહિ, એટલે પરાવાણીમાંથી ઉત્પન્ન થએલો શબ્દ તે ખાસ ઈશ્વરી અવાજ ગણાય છે. અને ઈશ્વરી અવાજને કોઇ રોકી શકતું નથી. એટલે પરાવાણીમાંથી જે શબ્દ નીકળવાનો હોય તે શબ્દ સર્વવ્યાપક થઇ શકે છે. અને આખા જગતના વાતાવરણમાં ફેલાઇ જાય છે, પટવાણીની સાથે રજોગુણ જોડાયલો હોવાથી તે વાણી જગતની ઉત્પત્તિ અથવા જગતના જીવોને માટે સાધનની ઉત્પત્તિ કરી શકે છે, પણ જગતના નાશના કારણરૂપ કે જગતને અવનતિને રસ્તે દોરવાના કારણભુત તે વાણી થઇ શકતી નથી. ફલિતાર્થએ થયો કે, બ્રાહ્મણના ધર્મરૂપ ધનનો ઉપયોગ માત્ર જગતની ઉત્પાદક શકિતને વધારનારોજ હોય. એ પછી કારણરૂપ શરીરમાં રહીને સુષુપ્તિ અવસ્થામાં આવીને મન જ્યારે પશ્યંતિ વાણીમાંથી ઉદ્ગાર કાઢે છે તે ઉદ્ગાર હંમેશાં સત્વગુણી હોય છે. સત્વગુણ વિના રક્ષકશક્તિ ઉત્પન્ન થતી નથી અને રક્ષકશકિતવિના જગત્ નિર્ભય રહી શકતું નથી, એટલે ક્ષત્રિયોના ધર્મરૂપ ધનનો ઉપયોગ બીજી ત્રણે વર્ણોને અભયદાન આપવામાં થાય. છે. જેથી તે મનુષ્ય ક્ષત્રિય કહેવાય છે. ત્રીજી અવસ્થા જે મન સૂક્ષ્મ શરીરમાં રહીને સ્વપ્નાવસ્થા ભોગવતો મધ્યમાવાણીમાંથી જે શબ્દ બોલે છે તેનાથી પોષકશકિત ઉત્પન્ન થાય છે. સ્વપ્નાવસ્થામાં રહીને જે મનુષ્ય બોલે છે તે વાત સત્ય મનાતી નથી પરંતુ સ્વપ્નાવસ્થા એ તમો ગુણનું કાર્ય છે. અને સ્વપ્નાવસ્થામાં ભુતકાળમાં જોએલું, સાંભળેલું, અને ભોગવેલું દ્રશ્યમાન થાય છે. એટલે સ્વપ્નાવસ્થાવાળો મનુષ્ય સ્વપ્નાવસ્થામાં અચેત પડી રહેતો નથી પણ

તે જાગૃત અવસ્થામાં રહીને ભુતકાળની જોએલી, જાણેલી, અને ભોગવેલી વાતને અનુકુળ થઇને પોતાનો વ્યવહાર ચલાવે છે. વશ્યલોકો હંમેશાં પાછળની ભૂલને જોતા જાય છે તે ભૂલને સુધારતા જાય છે, અને આગળ પગલું ભરતા જાય છે. એટલે વિચાર કરવાનું કામ અંતઃકરણનું છે અને અંતઃકરણમાં પાંચ તન્માત્રાઓના પંચ વિષય જોડાયલા હોય છે અને તે અંતઃકરણમાં સ્વપ્નાવસ્થા અને મધ્યમાવાણી રહેલી છે. અર્થાત્ વિચારપૂર્વક જે ક્રિયામાં લાભ દેખાય તે ક્રિયાનું ગ્રહણ કરે અને જે ક્રિયામાં હાનિ દેખાય તે ક્રિયાનો ત્યાગ કરે ત્યારે તે વૈશ્ય પોતાનું ધર્મરૂપ ધન એકઠું કરી ધનવાન ગણાય છે. તે ધનનો ઉપયોગ પોતાની પોષક શકિતને યથાર્થ રૂપમાં મૂકવાને માટે ત્રણે વર્ણને ઉદારતાથી આપી શકે છે.

હવે ચોથીવર્ણ શૂદ્રોની રહી, શૂદ્રને ત્રણે વર્ણની સેવા કરવાની છે તેથી તેને દશ ઇંદ્રિયવાળું સ્થૂળ શરીર જાગૃત અવસ્થા, અને વૈખરી વાણીમાં રહેવું પડે છે. શૂદ્રવર્ણ મધ્યમમાં ગમે તે વિચાર કરતો હોય તો પણ તેણે સેવા ધર્મ સ્વીકારેલો હોવાથી અથવા પશ્યન્તિમાં ગમે તેવો વિચાર કરતો હોય તો પણ તેણે સેવા ધર્મ સ્વીકારેલો હોવાથી તે પોતાના વિચારથી પોષક શક્તિ કે રક્ષક શકિત ઉત્પન્ન કરી શકે નહિ, પણ પોતાના વિચારને વૈખરીવાણીમાં કહી શકે એટલે તે વિચારને આકાશમાં વિલીન થતા જોઇને પણ તેણે પોતાના સ્થૂળ શરીરથી કાર્ય કરવું પડે છે. પરંતુ શૂદ્રો ત્રિગુણાત્મક હોવાથી જેના જેનામાં રજોગુણ હોય, સત્વગુણ હોય કે તમોગુણ હોય તેવી તેવી રીતે તેઓ રજોગુણી હોય તો બ્રાહ્મણની સત્વગુણી હોય તે ક્ષત્રિયની ને તમોગુણી હોય તે વૈશ્યવર્ણની સેવા બજાવી શકે છે, કારણ કે બ્રાહ્મણ રજોગુણી અને જ્ઞાનવાન હોય છે, એટલે જ્ઞાનનાં ઉપકરણો જગતને બતાવવા માટે અથવા જગતને શીખવવા માટે સૂક્ષ્મરૂપે જ્ઞાન આપવાને ત્રણે વર્ણને જે વિદ્યા આપવાની છે તેમાં રજોગુણી શૂદ્ર જો સેવા નહિ ઉઠાવે અથવા રજોગુણી શૂદ્રની જો સેવા નહિ. સ્વીકારે તો બ્રાહ્મણનું કામ જે જગતને વિદ્યા તથા કળાનું દાન આપવાનું છે, તે બની શકે નહિ. તેમ સત્વગુણી શૂદ્રો હોય તેજ ક્ષત્રિયોના સત્વ ગુણ પ્રાધાન્ય રક્ષક ધર્મને સહાયક થઈ શકે છે. કારણ કે ત્રણ વર્ણોના રક્ષણને માટે ક્ષત્રિયો જ્યારે પોતાની વિભુતિનો ત્યાગ કરી રણસંગ્રામમાં જોડાય છે ત્યારે તેની સાથે સહાયકરૂપે તેવાજ સત્વગુણી, નિર્ભય દેહનો અને સગાં કુટુંબીઓનો મોહ જેનામાંથી ઉતરી ગયો છે, તેવા શૂદ્રો તેને સહાયક થઇ શકે છે. અથવા કહો કે તેની સેવા કરી શકે છે, બ્રાહ્મણ વૃત્તિનો શાન્ત થએલો કે વૈશ્યવૃત્તિનો ભીરૂ થએલો શૂદ્ર રણસંગ્રામમાં સહાય કરી શકતોજ નથી. તેવી રીતે તમોગુણી

પ્રકૃતિના શૂદ્રો જેનું કામ માત્ર મહેનત કરવાનુંજ છે તેઓજ વેપારીનો ભાર ઉપાડવામાં, પશુઓનું રક્ષણ કરવામાં અને ખેતીની મજુરી કરવામાં ઉપયોગી થઇ પડે છે. એટલે શૂદ્ર વર્ણે પોતાના ધર્મ રૂપ ધનથી ત્રણ વર્ણની સેવા કરવાની હોય છે વૈશ્યે પોતાના ધર્મરૂપ ધનથી ત્રણ વર્ણનું પોષણ કરવાનું છે ક્ષત્રિયે પોતાના ધર્મરૂપ ધનથી ત્રણ વર્ણનું રક્ષણ કરવાનું છે, અને બ્રાહ્મણે પોતાના ધર્મરૂપ ધનથી ત્રણ વર્ણને જ્ઞાન આપવાનું છે એટલે ચારે વર્ણના લોકોએ પોત પોતાના ધર્મરૂપ ધનના ભંડારો ભરેલા રાખવા અને પોત પોતાના ભંડારમાંથી પોતાના ધનનો ત્રણે વર્ણને માટે ઉદારતાથી ઉપયોગ કરવો. એટલે એકવર્ણે પોતાના ધનનુંદાન બીજી ત્રણવર્ણને આપવું જે વર્ણ પોતાના ધનનું દાન બીજી વર્ણને આપતી નથી તો તેના ધર્મરૂપ ધનનો નાશ થાય છે અને એવો નાશ થવાથી તે વર્ણનો પણ નાશ થાય છે. આજે આપણા દેશમાં ચારે વર્ણનાલોકો હયાત છે પણ ચારે ચાર વર્ણોના ધર્મ નાશ પામવાથી આપણા દેશમાં પ્રજા વસતીજ નથી અથવા મનુષ્યો વસતાંજ નથી પણ મનુષ્યરૂપે પશુઓ વસે છે, એમ આખા જગતના લોકો માને છે. તેનું કારણ બીજું કંઇ નથી. પણ આપણા ધર્મરૂપ ધનના ભંડારો ખાલી થઈ જવાથી આપણે ધર્મથી દરિદ્રી બની ગયા છીએ, એટલે આપણા ધર્મનો નાશ થવાથી આપણી વર્ણનો નાશ થએલો છે, અને જે દેશને વર્ણ નથી હોતી તે દેશને મનુષ્યત્વ હોઈ શકતુંજ નથી. એટલા માટે ચારે વર્ણોએ પરસ્પર એક બીજાને પોતાના ધર્મરૂપ ધનનું દાન કરવું જોઇએ. પણ એવું દાન કરનારને લાભ શું? એ સવાલ અત્રે ઉત્પન્ન થાય છે. કારણ કે આપણે દાન કરીએ તે દાન લેનાર ખાઇ જાય અને તેનો બદલો પરમેશ્વર આપે એ વાત નહિ માનવા જેવી છે, તેથી આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે દાનનું ફળ કોને મળે? એ વિષયપર વ્યાખ્યાન આપવામાં આવશે. એટલુંજ કહીને બેસવાની રજા લઉં છું. ઇતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्ति : शान्तिः शान्ति :



## ભાષણ ૨૫મું.

# દાનનું ફળ કોને મળે?

સુરત, રવિવાર તા. ૧-૮-૨૦.

ओ३म् अग्नआयाहि वीतये गृणानो हव्यदातये ॥ निहोता सत्सि बर्हिषी ॥१॥

ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थं निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!

ગયે રવિવારે આપણે ધનનો ઉપયોગ શું, એ વિષય પર બોલતાં ધનને ધર્મરૂપ ધન માનીને ચારે વર્ણે તે ધર્મરૂપ ધનનું દાન કરવું એવું પ્રતિપાદન કર્યું પરંતુ આપણે એટલું વિચારવું જોઈએ કે આપણા દેશમાં ધર્મનું તો દાનજ થાય છે, પરંતુ ધર્મનું દાન કરતાં ધર્મથી ઉપાર્જન કરેલા ધનનું દાન કરવું એ મુખ્ય વાત છે, આજનો વિષય દાનના પ્રકરણમાં સામાન્ય રૂપે ગોઠવેલો છે તેમાં ધર્મરૂપ ધનનું દાન કરવામાં આવે અથવા ધનનું દાન કરવામાં આવે અથવા કોઇપણ પ્રકારનું દાન કરવામાં આવે તો પણ દાન કરનારને ફળની ઈચ્છા હોય છે, અને દાન કરનાર કરેલા દાન ને પુન્ય માને છે, એટલા ઉપરથી એક કહેવત પડી ગઇ છે કે,

"પુણ્ય કરે તે પામવા અવતર વાની આશ" અથવા કરેલા દાનનું ફળ મળશે એવી ઇચ્છાથી દાન કરવામાં આવે છે. અત્રે એમ કહેવામાં આવે છે કે, આપણે જે દાન કરીશું તેનું ફળ બીજા જન્મમાં ઈશ્વર આપણને આપશે. આ ઠેકાણે કોઈ પ્રશ્ન કરે કે જો ઇશ્વર દાનનું ફળ આપવાનો હોત તો દાન લેનાર અને દાન આપનાર બેઉ નકામા ઠરે છે. કારણ કે દાન આપનાર પાસે દાન લેનારને દાન અપાવે અને તે દાન આપનારને પરમેશ્વર તેનો બદલો આપે તો દાન લેનારને

પરમેશ્વર ભિખારી બનાવે શું કામ? એટલે જો પરમેશ્વરને ત્યાં દાન લેનારની હુંડી શીકરાતી હોત તો પરમેશ્વરને એક મોટી ઓફિસ કે બેંક રાખવાની જરૂર પડે. માટે દાનનું ફળ પરમેશ્વર આપશે એ વાત અસંભવિત છે. અને અમે પણ દાનનું ફળ પરમેશ્વર આપશે એમ માની શકતા નથી. બીજી રીતે એવું સમજાવવામાં આવે કે જે મનુષ્યને આપણે દાન આપીએ છીએ તે આપણો દેવાદાર થાય છે. જેથી બીજા જન્મમાં તે આપણને તેનો બદલો આપે છે, જો આ વાત ખરી હોય તો દાન આપનાર પુરુષ ભિખારૂઓને મૂઠી મૂઠી અનાજ અથવા પાઈ પૈસો અથવા અન્ન વસ્ત્ર આપે છે. તેણે પણ બીજા અવતારમાં ભિખારી થવું પડે એટલે એક ધનવાન પોતાના ધનનો આખી જિંદગીમાં ભિખારૂઓને દાન આપવામાં ઉપયોગ કરે તો બીજા જન્મમાં તેના લાખો દેવાદાર પાસેથી તેનો બદલો મેળવવા માટે તેને ભિખારી થવાની ફરજ પડે; માટે દાન લીધેલો માણસ બીજા અવતારમાં આપેલું દાન વ્યાજ સાથે આપશે એ વાત પણ અસંભવિત ઠરે છે. તેથી આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, દાનનું ફળ કોને મળે?

શાસ્ત્રકારોએ અને ધર્માચાર્યોએ દાનના પાંચ ભાગ પાડેલા છે, અન્નદાન, વસ્ત્રદાન, વિદ્યાદાન, કન્યાદાન, અને અભયદાન એ પાંચ પ્રકારનાં દાન આપતી વખતે વિવેક કરવામાં નહિ આવે તો આપેલું દાન નિષ્ફળ જાય છે, અને જો વિવેકથી દાન કરવામાં આવે, તો તેનું ફળ ઘણું મોટું મળે છે આપણા દેશમાં એ કહેવત છે અને દાનના લેનારા આપણને સમજાવે છે કે, “એક ગણું દાન અને સહસ્ર ગણું પુન્ય કાશીક્ષેત્રમાં વાવવું છે” અર્થાત્ તમે જે અમને આપો તે કાશીક્ષેત્રમાં વાવવા જેવું છે.

આપણે આગળ વર્ણવી ગયા છીએ કે જો ચાર વર્ણ પરસ્પર એક બીજાને સહાય ન કરે અથવા ચાર આશ્રમ બરાબર એક બીજાને સહાય ન કરે તો આપણા ધર્મની વ્યવસ્થા બરાબર રહી શકે નહિ. એટલા માટે ચારે વર્ણોએ પરસ્પર દાન કરવું એવી રીત ચાલુ થએલી જણાય છે. સવાલ એ છે કે, આપેલું દાન કોને મળે? અમારા વિચાર પ્રમાણે આપેલું દાન આપનારનેજ પાછું મળે છે. પણ તે દાન આપેલું હોય એટલું મળતું નથી પરંતુ તેથી હજાર ગણું મળે છે. જેમ ખેડુત એક દાણો બાજરી કે જુવારનો ભૂમિમાં વાવે છે તો તેના ફળરૂપ એક હજાર દાણા મેળવી શકે છે, પણ જો તે દાણો ક્ષેત્રમાં નહિ વાવતાં ગમે ત્યાં નાખી દેવામાં આવે તો તેને એક દાણા અન્નની ખોટ જાય છે. છતાં તેનું કંઈપણ ફળ મળતું નથી એવી રીતે ઉપર કહેલાં પાંચ પ્રકારનાં દાન પૈકી ગમે તે પ્રકારનું દાન આપણે કરીએ તેનું હજાર ગણું ફળ ત્યારેજ આપણને મળે

કે જ્યારે આપણે તે દાનને કાશીક્ષેત્રમાં એટલે ઉત્તમ પ્રકારની ભૂમિમાં વાવીએ અર્થાત્ સત્પાત્રને આપીએ; કારણ કે સત્પાત્ર સિવાય કુપાત્ર ને આપેલું દાન ફળને આપતું નથી. કહ્યું છે કેઃ—

दारिद्र्यान् भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् ॥
व्याधितस्यौषधं पथ्यं निरुजस्य किमौषधम् ॥

અર્થાત્ હે અર્જુન દારિદ્રિને ધનની જરૂર છે ધન ધાન્યથી પૂર્ણ એવા ઐશ્વર્યવાન મનુષ્યને તેની જરૂર નથી. એટલા માટે જેમ રોગીને ઓસડની જરૂર છે તેમ દરિદ્રીને દાનની જરૂર છે. દરિદ્રી એટલે જો તેને દાન ન મળે તો તેનો જન્મારો વ્યર્થ જાય, હવે વિચાર કરો કે ગુરુકુળમાં ગએલા બ્રહ્મચારીને અન્ન અને વસ્ત્રના દાનની જરૂર છે મૂર્ખતાના દરિદ્રીને વિદ્યાદાનની જરૂર છે. સમાવર્તન પામેલા વિદ્યાર્થીને કન્યાદાનની જરૂર છે અને ભયભિત થએલી દુનીઆને અભયદાનની જરૂર છે. જો તેઓને યોગ્ય સમયે યોગ્ય દાન ન મળે તો તેઓ દરિદ્રી ગણાવાનાજ. એટલા માટે એવા પ્રકારના મનુષ્યને દાન આપવાની ખાસ જરૂર છે. મતલબ કહેવાની એ છે કે, દાન એવા મનુષ્યને આપવું જોઈએ કે તે દાનના બદલામાં દાન લેનાર મનુષ્ય આપણને આપણા કુટુંબને આપણી ન્યાતને, આપણા ગામને, કે આપણા દેશને લાભ આપી શકે. કારણ કે દેશને લાભ થાય તેમાં આપણોજ લાભ સમાયલો છે. અર્થાત્ વિદ્યાર્થીને અન્નવસ્ત્ર અને વિદ્યાનું દાન મળે તો તે વિદ્વાન થએલો માણસ જે જે વિદ્યા કળામાં કુશળ થએલો હોય તે તે વિદ્યા કળાથી જનસમૂહને ઉપયોગી થઈ પડે. કન્યાદાન આપતાં જો આપણે આપણી કન્યાને દાનમાં આપવા લાયક બનાવીને જે પ્રકારના પુરુષને જેવા પ્રકારની કન્યાની જરૂર હોય તેવી કન્યા તૈયાર કરીને દાનમાં આપીએ તો શ્રૃષ્ટીના નિયમ પ્રમાણે જગતની શોભા વધારવા રૂપ. જગતને પોષણ કરવા રૂપ, જગતનું રક્ષણ કરવા રૂપ અને જગતને જ્ઞાન આપવા રૂપ સંતતિ ઉત્પન્ન થાય. જેથી જગતને અમૂલ્ય લાભ મળે. તેવીજ રીતે ભયભીત થએલા પ્રાણી માત્રને અભયદાન આપવામાં આવે તો તેથી જગતની શોભામાં વધારો થઈ આખા જગતને આનંદમય બનાવી શકાય. એટલે દાનનું ફળ પરમેશ્વર આપવાનો નથી, તેમ બીજા જન્મમાં શોધવા જવું પડે તેમ નથી. પરંતુ આપેલા દાનના એટલે પવિત્ર ક્ષેત્રમાં વાવેલા બીજના અનંત દાણા તૈયાર થઈ અનંત કાળ સુધી તેનું ફળ આપણને અથવા આપણા વારસોને અથવા આપણા મનુષ્ય બંધુઓને મળે છે. અને એવાજ હેતુથી દાન આપવાની વસ્તુ નિર્દોષ અને સંસ્કારિત હોવી જોઈએ અને દાન લેનાર સુપાત્ર હોવો જોઈએ

મતલબ કે, આપેલા દાનનો બદલો આપણનેજ એકથી હજાર ગણો મળવાનો છે. પરંતુ મનુષ્ય માત્રને દાનમાં પ્રેરનાર આચાર્યો પોતાના ઉપદેશથી જે દ્વારે વાળે છે તે દ્વારે લોકો વળે છે એટલા માટે દરેક બાબતનું શ્રવણ કરવું જોઈએ જેથી આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ વિષય પર બોલવામાં આવશે-ઈતિશમ્

ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विनावधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म शांतिः शांतिः शांतिः



ભાષણ ૨૬મું.

# શ્રવણ, મનન અને નિદિધ્યાસન.

સુરત, રવિવાર, તા. ૮-૮-૨૦.

ओ३म् त्वमग्नेयज्ञानांहोता विश्वेषां हितः ॥ देवेभिर्मानुषेजने ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निछया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतेः यत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गादेताः ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!

ગયે રવિવારે દાનનું ફળ કોને મળે એ વિષય ઉપર બોલતાં આપણે પ્રતિપાદન કર્યું છે કે, દાનનું ફળ દાન કરનારને તથા તેના વારસોને તથા તેના દેશને મળે છે. એટલે દાન કરવાની પદ્ધતિમાં માત્ર પાત્રાપાત્ર જોવાનો રહ્યો. તે પાત્રાપાત્ર જોવાને માટે વિચાર કરવા બેસીએ તો હાલના જમાનામાં સત્પાત્ર અને કુપાત્ર જુદા પાડવા એ ઘણું કઠીન કામ થઈ પડયું છે. તો પણ આપણા દેશના લોકો ગમે તે પ્રકારે ગમે તેવી રીતે લખાયલાં ધર્મ શાસ્ત્રોને માન આપે છે. જેથી આપણે કુપાત્રને આપેલું દાન શુભફળ આપતું નથી પણ સુપાત્રને આપેલું દાન શુભફળ આપે છે. પણ દાન આપવાની પદ્ધતિમાં એટલો બધો ફેરફાર થઈ ગએલો છે કે, સત્પાત્ર અને કુપાત્રમાં ભેદ જોઈ શકતા નથી. પણ જો આપણે શ્રવણ, મનન અને નિદિધ્યાસનની ટેવ પાડીએ તો આપણે આ ભેદને ખુલ્લો કરી શકીએ એટલા માટેજ આજે શ્રવણ મનન અને નિદિધ્યાસનનો વિષય રાખવામાં આવ્યો છે.

ગૃહસ્થો આ વિષય ઉપર બોલતાં પહેલાં મારે જણાવવું જોઇએ કે શ્રવણ એટલે સાંભળવું. મનન એટલે વિચાર કરવો. અને નિદિધ્યાસન એટલે હમેશાં તે ક્રમ ચાલુ રાખવો. આ ઉપરથી આપણને સમજાય છે કે આ ત્રણ પદ પૈકી શ્રવણ અને મનન બેજ ઉપયોગી છે. હવે શ્રવણ એટલે સાંભળવું, અર્થાત્ શું

સાંભળવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આપણે કોઇપણ દિવસે સાંભળવાનું અને વિચાર કરવાનું બંધ રાખ્યું નથી. છતાં દરેક મત પંથ સંપ્રદાયના ધર્માચાર્યો વાતવાતમાં એજ કહેતા આવ્યા છે કે, તમારે શ્રવણ, મનન અને નિદિધ્યાસ કરવો. એ ઉપરથી એટલું સમજાય છે કે, આપણે જે સાંભળીએ છીએ અને વિચાર કરીએ છીએ, તેથી આ વાત કંઇક જુદી હોવી જોઇએ. વિચાર કરતાં સમજાય છે કે, આપણા ધર્માચાર્યો આપણને ધર્મશાસ્ત્ર સાંભળવાનું અને વિચાર કરવાનું કહે છે. પરંતુ તેમાં પણ એવી શંકા ઉપસ્થિત થાય છે કે, દેશમાં ચાલતા હજારો મત–પંથ–સંપ્રદાયનાં શાસ્ત્રો પૈકી સત્યશાસ્ત્ર કોને માનવું. જો એમ સમજાવવામાં આવે કે જે શાસ્ત્રમાં લખેલું વચન યુક્તિ વિરૂદ્ધ હોય તે શાસ્ત્ર નથી, માનવા યોગ્ય નથી. પણ યુક્તિવાળું વચન માનવા યોગ્ય છે. પરંતુ ગુરુને ઈશ્વર માનનારા, ગુરુને સર્વસ્વ માનનારા, ગુરુએ કહેલાં અને બતાવેલાં અને મનાવેલાં પુસ્તકોને શાસ્ત્ર માનનારાંઓ, ગુરુના દુર્ગુણ દેખવા છતાં તે વાત બહાર મૂકવાથી ગુરુની નિંદા થાય છે. એમ માનનારા પણ ધર્મને માટે તલસી રહેલા, સ્વર્ગની કે મોક્ષની ઈચ્છા રાખવાવાળા ગુરુ કહે તેમ ચાલવાવાળા મુમુક્ષુ લોકોમાં આ વચન યુક્તિવાળું છે કે યુક્તિ વિરૂદ્ધ છે એ સમજવાની, શોધવાની કે વિચારવાની શક્તિ હોતીજ નથી. તો પછી તે સત્યાસત્યનો નિર્ણય શી રીતે કરી શકે!? અને તેનેજ પરિણામે આખા દેશમાં ચાલતા તમામ મત—પંથ— સંપ્રદાયમાં જોડાયલા મનુષ્યપ્રાણીઓમાંથી યુક્તિ સિદ્ધ વચનો શોધવાની બુદ્ધિનો કે વિચારનો નાશ થએલો જોવામાં આવે છે. અને માત્ર શાસ્ત્રમાં લખ્યું છે તેજ ખરૂં છે. ગુરુ કહે છે તેજ ખરૂં છે. આપણા ઘરડાઓ કરતા આવ્યા તેજ ખરૂં છે. એમ માનીને આપણો વ્યવહાર ચલાવ્યા જઇએ છીએ જેને પરિણામે આખી દુનીઆનાં મનુષ્યો ધર્મથી પતિત થયા છે અને થતા જાય છે. દાખલા તરીકે એક મનુષ્ય ગ્રેજ્યુએટ કે પ્રોફેસર થએલો હોય એટલે તે ભણેલો છે કે સૂર્ય, પૃથ્વી, અને ચંદ્ર એક કક્ષામાં આવવાથી સૂર્ય કે ચન્દ્ર ગ્રહણ થાય છે. અને તે ગ્રહણ જોવાથી અથવા તેમાં ફરવાથી તેમાં કોઈપણ જાતનો દોષ નથી; એવું જાણતાં છતાં પણ ગ્રહણને સમયે ઘરની બહાર બેસવાથી હું અભડાયો છું એમ માને છે. અને તે પ્રમાણે વર્તે છે. એટલે તેણે જે ખગોળ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, તેનો તેના મનમાં જરાપણ વિચાર રહેતો નથી. એજ પ્રમાણે આખી દુનીઆમાં ચાલતા હિંદુ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી જૈન, બૌદ્ધ વગેરે ધર્મમાં બંધાયલા લોકો શાસ્ત્રમાં લખેલી વાત પછી તે ખરી હોય કે ખોટી હોય, સ્વાર્થી હોય કે નિઃસ્વાર્થી હોય, સ્વર્ગ કે નર્ક તરફ લઈ જનારી હોય, યુક્તિએ સિદ્ધ કે વિરૂદ્ધ હોય તોપણ તે ઉપર જરાપણ

વિચાર કરી શકતા નથી. અને તેટલાજ માટે વિદ્વાન ગુરુઓ પોકારી પોકારીને કહે છે કે, "હે મનુષ્યો તમે શ્રવણુ, મનન, અને નિદિધ્યાસન કરો" એટલે જેને તમે શાસ્ત્ર માનો છો અથવા તે શાસ્ત્રમાં લખેલી વાતને ખરી માનો છો. તેને સાંભળીને તેના પર વિચાર કરતાં શીખો. જ્યાં સુધી તમે વિચાર કરવાનો અભ્યાસ પાડશો નહિ. ત્યાં સુધી સત્ય શાસ્ત્ર અથવા સદ્દબોધ તમને મળશે નહિ. અને તમે દિન પર દિન પતિત થતા જશો. આટલા ઉપરથી આપણે એટલું સમજી શકીએ છીએ કે, આખી દુનીઆના ધર્મગુરુઓ અથવા ધર્મશાસ્ત્રો આપણને સંભળાવે છે, અથવા આપણે સાંભળીએ છીએ કે, તેનું નામ માત્ર શ્રવણુ એટલે સાંભળવુંજ છે. પણ આપણે એટલો વિચાર તો કરવો જોઈએ કે શાંભળવું શું? જવાબ એ મળશે કે શાસ્ત્ર. સાંભળવું. સવાલ પૂછવામાં આવે છે કે, શાસ્ત્ર એટલે શું? જવાબ મળે છે કે જેને સાંભળવાથી મનુષ્યો ધર્મને પામે તેનું નામ શાસ્ત્ર. પ્રશ્ન થાય છે કે, ધર્મ એટલે શું? જવાબ મળે છે કે, જેમાં કેવળ સત્ય હોય અને અસત્યનો અંશ પણ ન હોય એવું જે જ્ઞાન તેને ધર્મ કહે છે. પ્રશ્ન થાય છે કે સત્ય એટલે શું? કે જેમાં ભય કે લજ્જા ન હોય એવું જે વચન તે સત્ય. એટલા માટે મનુષ્યમાત્રે સત્ય શાસ્ત્ર સાંભળવાનો પ્રયત્ન કરવો અને એવો પ્રયત્ન થાય ત્યારેજ શ્રવણુ શબ્દનો યથાથ ઉપયોગ થાય. આપણા દેશમાં ઘણા લાંબા કાળથી એવી રીત જોવામાં આવે છે કે, લોકોને ધર્મરૂચી પર લાવવા કરતાં ધર્મને લોકરૂચી પર ગોઠવવાનો પ્રયત્ન થતો આવ્યો છે. એટલે લોકોને જે પ્રિય હોય એવી કથા-વાર્તા-રાગ તાન કે ગાન હોય તેને લોકો જ્ઞાન માનીને ખુશીથી સાંભળે છે. એટલા માટે વિદૂર નીતિમાં કહ્યું છે કેઃ—

> वक्तारोबहवो राजन् सततं प्रियवादिनः।
> अप्रियस्य च पथ्यस्य श्रोता वक्ताच दुर्लभः॥

એટલે આ સંસારમાં પોતાને મન ગમતું, પોનાને ભાવતું અને પોતાને ફાવતું પ્રિય વચન હોય તેવુ સાંભળનારની અને કહેનારની ખોટ નથી. પરંતુ પોતાના મનને અપ્રિય હોય પણુ તે પથ્યકારી એટલે પરિણામે લાભદાયી હોય તેવું કહેનારાઓ અને તેવું સાંભળનારાઓ દુર્લભ છે. એટલે ક્વચિતજ મળી આવે છે. એટલા ઉપરથી અમે કહી શકીએ છીએ કે ઉપર કહ્યા પ્રમાણેનું ભલે આપણને રૂચતું ન હોય તોપણ પરિણામે લાભદાયી હોય તેજ શાસ્ત્રનું શ્રવણુ કરવું. પ્રશ્ન એ ઉઠે છે કે, એટલું પારખવાની બુદ્ધિ હોય અથવા એટલું જ્ઞાન હોય તો પછી દુનીઆ ધર્મ ઠગોથી ઠગાયજ નહિ. જવાબ એ મળે છે કે, જે ધર્મશાસ્ત્ર સંભળાવવાનો કે સમજાવવાનો દાવો કરનારો ધર્મગુરુ કે ઉપદેશક

જોઇએ તો તેનો આપણે એવો વિચાર કરવો કે આ સાધુ, આ યોગી, આ મહાત્મા કે આ ગુરુ જે ઉપદેશ કરે છે તેની પાછળ તેનો સ્વાર્થ કેટલો રહેલો છે. જો ઉપદેશની પાછળ ઉપદેશકની જિંદગીની જરૂરીઆત કરતાં વિશેષ તૃષ્ણા દેખાય તો જાણવું કે આ ઉપદેશક પોતાના સ્વાર્થને ખાતર આપણને ખોટું સમજાવી ફસાવવાના પ્રયત્નમાં છે. એટલું કર્યા પછી આપણે મનનના વિષય તરફ આવી શકીએ.

કોઇના પણ સ્વાર્થ વિનાનું, કોઇની પણ નિંદા વિનાનું, કોઈપણ જાતના પક્ષપાત વિનાનું જે કંઇ સાંભળવામાં આવે તો તેનુંજ મનન કરવું એ મનુષ્યોની ફરજ છે. પરંતુ આપણે લોકો પંચવિષયમાં રચી પચી રહેલા છીએ જેથી પંચ-વિષયને ઉશ્કેરે, અથવા પુષ્ટી આપે, અથવા તે તરફ દોરી જાય એવી વાત શ્રવણ કરવામાં આવે અથવા શ્રવણ કરવાની ફરજ પડે તો તેમાં મનને લગાડવું નહિ. મતલબ કે તેનું મનન કરવાથી આપણને ભારે નુકસાન થવાનું છે એમ જાણીને એનો સર્વથા ત્યાગ કરવો. શ્રવણ કરવાનાં શાસ્ત્રને એવા અલંકારમાં લખેલું હોય કે લખનારનો આશય ગમે તેટલો ઉંચો હોય, ગમે તેટલો પવિત્ર હોય તો પણ સાંભળનાર તેનો ઉલટો અર્થ કરે અથવા સાંભળનાર ઉલટે રસ્તે દોરાઈ જાય તો તેવા વિષયનું મનન કરવાથી મનુષ્યોને લાભ થતો નથી. દાખલા તરીકે હિંદુસ્તાનના આચાર્યોએ અને હિંદુસ્તાનની બહારના આચાર્યોએ ઈશ્વરના સ્વરૂપનું નારીજાતિની વ્યક્તિમાં વર્ણન કરેલું છે. પરંતુ આપણા દેશના આચાર્યોએ ઇશ્વરની સ્ત્રીરૂપે કલ્પના કરતાં તેને દેવી શક્તિ અથવા માતાનું રૂપ આપીને ગાન કરેલું છે પરંતુ હિંદુસ્થાનની બહારના આચાર્યોએ ઇશ્વરને સ્ત્રીરૂપ કલ્પીને જે સ્ત્રીના ઉપર કામાતુર ભાવથી જેવી રીતનો પ્રેમ ઉત્પન્ન કરી શકાય તેવા પ્રેમભાવથી ઇશ્વરને માશુક અથવા સનમ અર્થાત્ પરકીયાના રૂપમાં જેમ મનુષ્ય પોતાનું ભાન ભુલી સ્વચ્છંદી બની જાય છે તેવી રીતે વર્ણન કરીને અસંખ્ય કાવ્યો લખવામાં આવ્યાં છે, એટલે કહેવાની મતલબ એવી છે. કે આપ લોકોને સહજમાં સમજાશે કે માતાની પાસે માતૃપ્રેમની યાચના કરનાર અને માશુકની પાસે વિષય પ્રેમની યાચના કરનારના અંતઃકરણમાં કેવી ભાવનાનો ઉદ્ભવ થશે. એટલા માટે સિદ્ધાંતપક્ષે જોતાં બેઉ પ્રકારના આચાર્યોના સિદ્ધાંતો સત્ય છે પણ માતાના સિદ્ધાંતને માનીને માતાના વાત્સલ્યપ્રેમની યાચના કરનાર જે મનન કરે તેથી તેને માટે જેટલો મોક્ષનો માર્ગ ખુલ્લો થાય છે તેટલોજ ઈશ્વરને પરકીયા કે સનમ માનીને વિષયી પ્રેમની યાચના કરનારને માટે તેવા મનન કરનારાનો સ્વર્ગનો માર્ગ સંકુચિત થાય છે. એટલા માટે મનન એવા વિષયનું થવું જોઇએ કે તે જે અલંકારમાં લખાયું હોય તે અલંકારથી પંચવિષયને

પુષ્ટી મળે નહિ. એવી રીતે જ્યારે આપણે સ્વાર્થ વિનાના, નિઃસ્વાર્થી લોકો પાસેથી ધર્મશાસ્ત્રનું નિત્ય શ્રવણ કરતા રહીએ અને તેનુંજ મનન કરતા રહીએ તો પછી નિદિધ્યાસમાં આપણને અધોગતિએ જવાનો માર્ગ મળે નહિ. નિદિધ્યાસ કરતાં એક વિષયમાં તલ્લીન થવાની જરૂર પડે છે. પણ તેને માટે જે શબ્દ યાદ કરવામાં આવે તે નિર્મોહી, નિરાલંબી, કે નિર્દોષ હોવો જોઇએ દાખલા તરીકે આપણે રામ શબ્દને લઈએ રામ શબ્દની વ્યાખ્યા કરતાં ધર્મશાસ્ત્ર આપણને સમજાવે છે કેઃ—

सर्वान् भुतान् चराचरं रमयतीति स रामः

એટલે આખા જગતમાં વ્યાપીને જે રમી રહ્યો છે તેનું નામ રામ. એક તરફ; રામ એટલે દશરથનો પુત્ર, સીતાનો સ્વામી, વાલીને મારનાર, લંકાનું દહન કરનાર, વિભિક્ષણને સ્થાપનાર, સીતાની પરીક્ષા કર્યા પછી પોતાને ઘેર લાવનાર અને લોકાપવાદથી ડરી જઇને ગર્ભવતી સીતાને વનમાં ત્યાગ કરનાર તે રામ. મનન કરનારા તથા નિદિધ્યાસ કરનારા પુરૂષ પૈકી રામ નામનું શ્રવણ મનન અને નિદિધ્યાસ બેઉ કરે છે. પણ રામ શબ્દનું ધ્યાન થતાંજ એક સર્વ વ્યાપક પરમાત્માને જુએ છે અને બીજો રામાયણમાંના રામને જુએ છે એટલા માટે શ્રવણ શુદ્ધ હોવું જોઇએ, મનન વિષયવાંસનાથી મુકત હોવું જોઇએ અને નિદિધ્યાસ પરંપદ પ્રાપ્તિને માટે પરમાત્માના નામનો હોવો જોઇએ. એટલું કહીને શ્રવણ મનન અને નિદિધ્યાસ કરનારે પોતાનું ચારિત્ર શુદ્ધ બનાવવું જોઇએ. જો શ્રવણ, મનન અને નિદિધ્યાસ હંમેશ કરનારો માણસ હોય તથાપિ તેનું ચારિત્ર શુદ્ધ ન હોય તો તેનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન નિષ્ફળ નીવડે છે. એટલા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે શુદ્ધચરિત્ર એટલે શું? એ વિષય પર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે. ઇતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शान्ति : शान्ति : शान्ति :

ભાષણ ૨૭મું.

# શુદ્ધચારિત્ર એટલે શું?

સુરત, રવિવાર તા૦ ૧૫-૮-૨૦

ओ३म् येत्रिषप्ताः परियन्ति विश्वारूपाणिबिभ्रतः ।
वाचस्पतिर्बलातेषांतन्वोअद्यदधातुमे ॥ १ ॥

ओ३म् शांतिः शांतिः शांतिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयामन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે શ્રવણ, મનન અને નિદિધ્યાસનું પ્રતિપાદન કરતાં આપણે એટલું સિદ્ધ કરી આવ્યા કે, શ્રવણ સત્ય જાણીને કરવું, મનન સત્ય અને અસત્યને છૂટું પાડવા માટે કરવું. અને નિદિધ્યાસ ચાલુ રાખવો કે જેથી મન અસત્ય તરફ ઢળી ન જાય. એશ્રવણ, મનન અને નિદિધ્યાસ સત્યરૂપે બરાબર થાય છે તેની પરીક્ષા કરવાને માટે પોતાના અંતઃકરણ સિવાય બીજું બાહ્ય સાધન નથી. પોતાનું અંતઃકરણ પોતાને જેટલું જાણે છે, તેટલું જાણવાની શકિત મહાન્ યોગીઓ અને સિદ્ધ પુરુષો સિવાય બીજાને નથી. જ્યારે પોતાને પોતાની પરીક્ષા કરવાનો વખત આવે છે, ત્યારે જેનામાં મનન કરવાની શક્તિ ઉત્પન્ન થએલી હોય, તેજ પોતાની પરીક્ષા કરી શકે છે. અને તે પરીક્ષામાં પોતે ઉત્તીર્ણ થયો છે એવું જાણવા માટે પોતાનું ચારિત્ર શુદ્ધ છે કે કેમ એ તપાસવાની તેને જરૂર પડે છે, એટલા માટે આજે શુદ્ધ ચારિત્ર એટલે શું? એ વિષય રાખવામાં આવ્યો છે.

ગૃહસ્થો, હાલના વખતમાં આખી દુનીઆમાં એક જાતનો એવો પવન ફુંકાયો છે, કે મહાન્ પુરુષોમાં, ધનવાન પુરુષોમાં વિદ્વાન્ પુરુષોમાં કે આગેવાન પુરુષોમાં હરેકનાં જન્મ ચરિત્રો લખવાનો રિવાજ ચાલુ છે. અને ધીમે ધીમે તે રિવાજમાં આપણો દેશ પણ તેનું અનુકરણ કરતો જાય છે. અને કેટલાક વિદ્વા-

નમાં ગણાતા કેળવાયલા લોકો તથા ઇતિહાસને શોધનારા લોકો પ્રાચીન વિદ્યાના ગ્રંથોને રચનારા મહર્ષિઓના કાળનિર્ણય અને ચર્ચા નિર્ણય માટે ફાંફાં મારતા જોવામાં આવે છે, અને છેલ્લે પોતાના તર્કથી ગમે તેમ ગોઠવી દે છે. કેટલાક લોકોનું એવું માનવું છે કે, હિંદુસ્તાનના લોકોમાં જન્મચરિત્રો લખવાનો રિવાજ હતો નહિ અથવા તે લોકોને લખતાં આવડતું નહિ. પરંતુ એ કલ્પના તેઓની તદ્દન ખોટી છે. કારણકે વર્તમાન કાળમાં દેશી કે પરદેશી લોકોનાં જે ચારિત્રો લખવામાં આવે છે, તેમાં તેની એકજ બાજુ લખાય છે, અને બીજી બાજુ લખાતી નથી. જો ધાતુના પતરાની એક બાજુ સુશોભિત કે ચળકતી હોય તેથી કંઈ પાર દર્શકતા આવે નહિ પણ તે ધાતુમાં ગમે તેટલો મેલ હોય, ગમે તેનો ભેગ હોય જોઇએ તેટલું હલકાપણું હોય તો પણ એક બાજુ ચળકતી હોવાથી તેમાં સામાના દોષ દેખાશે પણ તે જોનારને તેમાંના દોષ દેખાશે નહિ. અર્થાત્ જેનું ચારિત્ર્ય લખાયું હોય તેની ઉપરની બાબતોજ તેમાં લખાય છે. પણ તેના અંતઃકરણનાં પાપો અથવા તેની ષટ્ઊર્મિથી થએલાં કુકર્મોનો ઉલ્લેખ તેમાં જોવામાં આવતો નથી. કદાચ કોઇ એમ કહે કે તેઓનાં અંતઃકરણ પાપ રહિત કે કુકર્મ રહિત હતાં. જો એ વાત ખરી હોત તો જેનાં અંતકરણ કુકર્મ કે પાપ રહિત હોય છે તેને દુનીઆ મહાત્મા તરીકે ઓળખે છે. કારણ કે જેનું અંતઃકરણ શુદ્ધ બીલોરી કાચના તખ્તા જેવું હોય છે અને જેની પાછળ કપટરૂપ પારો ચઢેલો નથી, તે કાચમાંથી જેમ આરપાર વસ્તુ પ્રત્યક્ષ દેખાય છે તેમ મહાત્માઓનાં અંતઃકરણની પાર શું છે તે દેખાઇ આવે છે. એટલા માટે હાલમાં જે ચારિત્રો ઢગલાબંધ લખાયાં છે, અને લખાય છે તે સર્વમાં એકજ બાજુની વાત લખેલી હોય છે, અને તેથીજ તે ચારિત્ર્ય વાંચીને જન સમૂહના ચારિત્ર્ય ઉપર અસર થતી નથી. જ્યારે શુદ્ધ ચારિત્ર્યવાન પુરુષ પોતાના ચારિત્ર્યથી જગત્‌ને મુગ્ધ બનાવી દે છે, ત્યારે તેને પ્રથમ નેતા એટલે દુનીઆના દોરનારનું પદ મળે છે, તે પછી તે મહાત્મા પદને પામે છે. મહાત્મા થયા પછી તેને ગુરુ કે આચાર્યની પદવી મળે છે, અને આચાર્ય થયા પછી ઘણે કાળે તેને ભગવાન, પ્રભુ, અને છેલ્લે ઈશ્વર અથવા ઈશ્વરી અવતાર ગણવામાં આવે છે. પરંતુ જયારે મનુષ્યની કોટિમાંથી બદદલાઇને તે મનુષ્યને દેવ કે ઈશ્વરની કોટિમાં ગણવામાં આવે છે, ત્યારે તેના ચારિત્ર્યની મહતા ઘટી જાય છે. એટલા માટે મહાત્માઓ પોતાને એક મનુષ્ય વ્યકિત કરતાં વધારે ઉચ્ચ કોટિમાં ગણાવાને હમેશાં ડરતા રહે છે.

આટલા ઉપરથી આપણે એવા વિચાર પર આવી શકીએ કે ચારિત્ર્ય અને શુદ્ધ ચારિત્ર્યમાં ઘણો તફાવત છે. ભલે નેતા મનાય, ભલે ગુરુ મનાય,

ભલે આચાર્ય મનાય, ભલે દેવ કે ઇશ્વર મનાય તો પણ તેના ઉપરથી દેખાતા શુદ્ધ ચારિત્ર્યની નીચે ઢંકાઈ રહેલી ખામીઓ તેના ગુજરી ગયા પછી તેમે માનનારા લોકોમાં તે ફૂળિભુત થાય છે. અથવા પ્રત્યક્ષ દેખાય છે.

વર્તમાન કાળમાં ધર્મગુરુઓએ કે આચાર્યોએ નેતાપણાના હક્કથી જે જે સંપ્રદાયોની સ્થાપના કરેલી છે. તે તે સંપ્રદાયોના લોકોમાં પોતાના ગુરુએ ઉપદેશેલી ક્રિયાઓ, પદ્ધતિઓ, અને નીતિ રિતિથી ઘણા લોકો વેગળે ગએલા જોવામાં આવે છે. આખી દુનીઆમાં જે જે આચાર્યો થયા તે સર્વનો એકજ સિદ્ધાંત જોવામાં આવે છે કે, જુદા જુદા સ્વરૂપના, જુદાજુદા સ્વભાવના, જુદા જુદા ગુણના અને જુદા જુદા રંગના પ્રાણિમાત્ર આત્મ દૃષ્ટિથી જોતાં એકજ અંગના અવયવો જેવા છે. પરંતુ એવી રીતનો ઉપદેશ કરવા છતાં સામાને દુઃખ ઉત્પન્ન થાય, સામાને ઇર્ષા ઉત્પન્ન થાય, સામાને ક્રોધ ઉત્પન્ન થાય, સામાને કલેશ ઉત્પન્ન થાય, સામાના પ્રાણ જાય એવી ક્રિયામાં તે તે સંપ્રદાયના લોકો વર્તતા જણાય છે. એનું કારણ એવું જણાય છે કે, જેમ એક સો તોલા શુદ્ધ સુવર્ણમાં એક તોલો તાંબુ મળેલું હોય તો ઉપરથી જોતાં કોઈની સમજમાં નહિ આવે કે આમા તાંબુ ભળેલું છે. પરંતુ જ્યારે તેને તપાવવામાં આવે અથવા તેનો કસ મૂકવામાં આવે ત્યારેજ તે સુન્નુ સંપૂર્ણ શુદ્ધ નથી એવી ખાતરી થાય છે. તેમ મહાત્માઓના શુદ્ધ ચારિત્ર્યમાં ઘણાજ ઓછા પ્રમાણમાં અશુદ્ધતા રહી ગએલી હોય તો લાંબે કાળે તેના શિષ્ય વર્ગમાં તે અશુદ્ધતાની છાયા દેખાવા માંડશે એને ધીમે ધીમે તે છાંયા વધીને ધર્મરૂપ કે રૂઢિરૂપ થઇ જશે. મતલબ કહેવાની એવી છે કે, શુદ્ધ ચારિત્ર્ય જોવું, જાણવું, અવલોકવું, અને વિચાર કરીને ગ્રહણ કરવું એ ઘણુંજ કઠીન કાર્ય છે. મનુષ્યબુદ્ધિથી અને દુનીઆમાં ચાલતા શાસ્ત્રોથી એટલું તો સિદ્ધ થઈ શકે છે કે, જે ક્રિયા કરવાથી આપણું અંતઃકરણ ક્ષોભ પામે તે ક્રિયાથી સામાંનું અંતઃકરણ ક્ષોભ પામશે એટલા માટે તેનુંજ નામ અધર્મ રાખવામાં આવ્યું છે. મહાત્માઓના પ્રાણિમાત્રને સ્વતંત્રપણે જીવવાના વિચરવાના, ખાવાના અને આનંદ ભોગવવાના હક્કને સ્વીકારેલા હોવા છતાં કેટલીક પ્રજાઓ ધર્મ નિમિત્તે કે ઈશ્વર નિમિત્તે હિંસા કરી રહી છે મહાત્માઓના સત્યપ્રિય સિદ્ધાંતને નહિ સ્વીકારતાં કેટલીક પ્રજાઓ, અસત્યનું અવલંબન કરી રહી છે. જ્યારે એક વસ્તુ આપણી ખોવાઇ જાય છે. અને તે જડતી નથી અથવા કોઈ મનુષ્ય આપણી વસ્તુને જુલમથી પડાવી લે છે, ત્યારે આપણા મનમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે તેવોજ ક્ષોભ સામાની વસ્તુ ચોરી લેવાથી અથવા જુલમથી લઈ લેવાથી સામાને તેટલોજ ક્ષોભ થશે એવો મહાત્માઓનો ઉપદેશ છતાં કેટલીક પ્રજાઓ છળથી, પ્રપંચથી, ઠગાઇથી,

રીથી, ઘાતકી પણાથી અને વિવિધ પ્રકારના બીજા રસ્તાઓથી સામાનું ધન ગવવાના પ્રયત્નમાં મચી રહેલી છે. એવીજ રીતે ધર્મશાસ્ત્રમાં બ્રહ્મચર્ય ઉપર પૂર્ણ ભાર મૂકીને દરેકશાસ્ત્રકારોએ વ્યભિચારનો નિષેધ કરેલો હોવા છતાં ટલીક પ્રજાઓ વ્યભિચારને ધર્મ માની તે માર્ગમાં દોરાઇ ગએલી જણાય છે. પ્રમાણે પોતાની જિંદગીની જરૂરીઆત કરતાં વધારાની વસ્તુ રાખવી નહિ વા નિશ્ચયવાળાઓ ત્યાગી મહાત્મા કહેવાય છે. પરંતુ તેના અનુયાયીઓમાં ટલો બધો લોભ દેખાય છે કે, આખી દુનીઆં ભલે ઉઘાડી ફરે, આખી નીઆ ભલે ભૂખે મરે તે ઉપર ધ્યાન નહિ આપતાં આખી દુનીઆનું દ્રવ્ય તાના ઘરમાં ભરી દેવાને સદા તત્પર રહે છે. એટલા ઉપરથી આપણને સમ- ાય છે કે, જે જે આચાર્યના ઉપદેશથી તે તે આચાર્યના સ્થાપેલા સંપ્રદાયમાં જે જાતની ખામી જણાય છે તે ખામીઓ સ્વલ્પાંશે પણ તેઓમાં પ્રચ્છંન્નપણે ડેલી હતી એમ કહેવામાં ન્યાય દૃષ્ટિથી કોઈપણ જાતનો બાધ આવી કતો નથી.

આટલું વિવેચન કર્યા પછી આપણને સમજાય છે કે, શુદ્ધચારિત્ર્ય એટલે ? એ પ્રશ્નનો ખુલાસો કરવાને હવે વિલંબ લાગશે નહિ. જેમ એક આંબાનું ાડ જમીનમાંથી ઉગીને છોડરૂપ થઈને વૃક્ષરૂપમાં આવ્યા પછી તેને ફુલ અને ળ લાગે છે, છતાં તેની કૃતિમાં કોઇપણ કાળે, કોઈપણ સમયે ફેરફાર થતો ણાતો નથી; અને તે આંબાનાં જેટલાં બીજ ઉત્પન્ન થાય અને તેના પરંપરાએ ટલા ઝાડ થઈ ફળને આપવાવાળાં થાય તોપણ તેના ગુણ કર્મ સ્વભાવમાં ફેર ડતો નથી. પણ મૂળ પ્રથમનું વૃક્ષ જેવા ગુણ–કર્મ–સ્વભાવવાળું હોય છે તેવાજ ુણ–કર્મ–સ્વભાવવાળાં ફળો તેની પેઢી દર પેઢીએ ઉત્તરોત્તર ઉત્પન્ન થયાજ રવાનાં. તેમ શુદ્ધ ચારિત્ર્યવાન મનુષ્યનું ત્યારેજ શુદ્ધચારિત્ર્ય કહેવાય અથવા ુદ્ધચારિત્ર્યવાન તેનુંજ નામ કહેવાય કે ઘણા લાંબાકાળથી ગુરુપરંપરાએ પેઢી ર પેઢી સંપ્રદાય વધતો અને લંબાતો જાય તો પણ તેના મૂળ ગુરુના ગુણ- ર્મ–સ્વભાવથી ચાલતા સંપ્રદાયના અનુયાયીઓમાં જરાપણ ફેરફાર જણાય નહિ ેટલા માટે શુદ્ધચારિત્ર્યવાન થવાને દરેક મનુષ્યે પ્રયત્નવાન થવું અને જેનું ારિત્ર્ય શુદ્ધ હોય તેનુંજ શરણ લેવું. એજ મનુષ્યનું કર્તવ્ય છે. વિષયના પસંહારમાં એટલુંજ કહેવાનું બાકી છે કે શિષ્યવર્ગને વધારે સમજણ નહિ ડે અને પોતે પોતાની અજ્ઞાનતાથી ઠગાય છતાં તેણે એટલો વિચારતો રવો જોઈએ કે જે નેતા અથવા જે ગુરુ, અથવા જે આચાર્ય આપણને ઉપ- શ કરીને પોતા તરફ ખેંચે છે તેમાં તેનો સ્વાર્થ કેટલો છે, અથવા તેને પોતાની જંદગીની જરૂરીઆત કરતાં વધારે પરિગ્રહની જરૂર પડે છે ? એટલોજ ટૂંકો

વિચાર કરીએ તો આપણને સમજાશે કે, જે ચારિત્ર્યમાં આત્મસ્વરૂપે પ્રાણિમાત્રમાં ભેદ હોય નહિ, પ્રાણિમાત્ર પૈકી કોઈને પણ દુઃખનું કારણ ઉત્પન્ન થાય એવી કૃતિ હોય નહિ અને જે ચારિત્ર્યથી પ્રાણિમાત્ર નિરાબાધપણે પોત પોતાનાં કાર્ય કરી શકે એવું જે ચારિત્ર્ય તેજ શુદ્ધ ચારિત્ર્ય છે એમ અમારૂં માનવું છે. એટલું કહીને ચારિત્ર્યથી જનસમાજ ઉપર કેવી અસર થાય છે તે જાણવા માટે આવતે રવિવારે ચારિત્ર્યની સમાજ પર અસર એ વિષય ઉપર બોલવામાં આવશે. ઈતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्ति : शान्ति : शान्ति :



## ભાષણ ૨૮મું.

# ચારિત્ર્યની સમાજ પર થતી અસર.

સુરત, રવિવાર તા૦ ૨૨–૯–૨૦

ओ३म् देवसवितः प्रसुवयज्ञं प्रसुवयज्ञपतिं भगाय ॥
दिव्योगंधर्वः केतपूः केतन्नः पुनातु वाचस्पति र्वाचंनः स्वदतु ॥१॥

ओ३म् शांतिः शांतिः शांतिः

कृता वेदायेन भ्रम रहितं सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયે રવિવારે આપણે શુદ્ધચારિત્ર્ય એટલે શું ? એ વિષયની ચર્ચા કરતાં એટલે સુધી આવ્યા કે જેના જીવનચરિત્રમાં પ્રાણીમાત્રને સમાન પંક્તિમાં ગણવામાં આવ્યા હોય અને જેના આખા ચરિત્રમાં કિંચિત પણ પોતાનો સ્વાર્થ ન હોય તેનેજ શુદ્ધચારિત્ર્ય કહી શકાય. હવે આજે આપણે ચારિત્ર્યથી થતી સમાજ પર અસર એ વિષય પર બોલવાનું છે. વિષયનો આરંભ કરતાં પહેલાં મારે જણાવી દેવું જોઈએ કે આ વિષયમાં જેને જેને માટે કહેવામાં આવે તેને તેને માઠું લગાડવાને માટે અથવા તેનું ખંડન કરવાને માટે અથવા તેની નિંદા કરવાને માટે કહેવામાં આવશે નહિ. પરંતુ એટલું તો જોવામાં આવે છે કે, દરેક ધર્માચાર્યોએ આખી દુનીઆના લોકોને પોતાના ધર્મી બનાવ્યા છે. અને તે લોકોના કલ્યાણને માટે અથવા તેઓ દુઃખથી છૂટી મોક્ષમાં જાય એટલા માટે અથવા તેઓ ઈશ્વરમાં ચતુર્ધામુક્તિ મેળવે એટલા માટે ઉપદેશ કરી ગયા છે. અને તેઓના ઉપદેશને પુસ્તકના રૂપમાં ગોઠવીને પ્રજામાં પ્રસરાવવામાં આવ્યા છે તે પુસ્તકો ધર્મશાસ્ત્રના નામથી ઓળખાય છે. આખી દુનીઆનાં મુખ્ય મુખ્ય ધર્મશાસ્ત્રો તપાસતાં જણાય છે કે, મહાત્માઓએ રચેલાં પુસ્તકોમાં કરેલી આજ્ઞાઓનું જો પાલન કરવામાં આવે તો જગતમાં અધર્મને કે પાપને

રહેવાને સ્થળ મળી શકેજ નહિ. તેમ આખા જગતમાં કોઇને દુઃખ દેખાય નહિ. પરંતુ જે જે આચાર્યોના અથવા જે જે ધર્મ સંસ્થાપકોના અંતઃકરણના ઉંડા ભાગમાં જે જે પ્રકારની નિર્બળતા, જે જે પ્રકારની ઇચ્છા, જે જે પ્રકારનો સ્વાર્થ અને જે જે પ્રકારની અતિશયોક્તિનો જરાપણ અંશ રહી ગએલો હોય તે તે સંપ્રદાયના લોકોમાં તે તે વાતની છાંયા વધતાં વધતાં તેની રૂઢિરૂપે પ્રવૃત્તિ આજે જોવામાં આવે છે. અને તેથીજ ધર્મશાસ્ત્રોનું અવલોકન કરનારા વિદ્વાનોને થાકીને લખવું પડયું છે કેઃ—

**शास्त्रा द्रूढि र्बलियसी** અર્થાત્ શાસ્ત્ર કરતાં રૂઢિ બળવાન થઈ પડી છે. એટલા માટે શાસ્ત્રમાં કહેલા વચન ઉપર અમલ નહિ કરતાં રૂઢિને વશ થઇને લોકોના ઉપર જે અસર થઇ તેનું વિવેચન કરવાનું આજે આપણે રાખ્યું છે. અત્રે એક પ્રશ્ન પૂછવામાં આવે કે તમારા વિચાર પ્રમાણે આખી દુનીઆના લોકોએ ધર્મ માર્ગનો ત્યાગ કરીને રૂઢિમાર્ગને અંગીકાર કરેલો હાલમાં જણાય છે. ત્યારેશું આજ સુધીમાં થએલા મહાન ધર્મસંસ્થાપકોના અંતઃકરણમાં કોઇપણ પ્રકારનો સ્વાર્થ કે મેલ હતો. ? આવો પ્રશ્ન કરનારને અમે સ્પષ્ટ રીતે કહી શકીએ છીએ કે, જો ન્યાયની દૃષ્ટિથી નિષ્પક્ષપાત રીતે વિચાર કરવામાં આવે તો જે જે મહાત્માઓએ જે જે ગ્રંથો રચેલા છે, અથવા જે જે મહાત્માઓના અનુયાયીઓ જે જે ગ્રંથને ધર્મશાસ્ત્ર તરીકે માને છે, તે તે ગ્રંથમાં લખ્યા પ્રમાણેનું વર્તન તે તે મહાત્માઓના કરેલા ઉપદેશને અનુસાર કંઇક ખામીવાળું કહી શકાય અને તેજ ખામીને લઈને પ્રજામાં ધર્મને આઘો રાખી રૂઢિનું બળ વધતું ગયું. એક એવો ચોકખો ન્યાય છે કે, મનુષ્યના સદ્ગુણ કરતાં તેના દુર્ગુણ પ્રથમ દેખાય છે. શાન્ત, દાન્ત, અને સદા મોક્ષની ઇચ્છા રાખનારો લોકોનો તારક, ધર્મનો ધારક, જગતનો ઉપકારક મહાત્મા હોવા છતાં તેના અંતઃકરણમાં પંચ વિષય પૈકી એક વિષયનો યત્કિંચિત પણ વિચાર થતો હોય તો જેઓને મુખાવલોકન, કે નેત્રાવલોકન કરવાનો અભ્યાસ છે તેઓ તેના મનમાં થતા વિચારને તુરત જાણી જાય છે. અને તેવા વિચારની અસર પંચ વિષયથી ભરેલા સંપૂર્ણ અંતઃકરણવાળા શિષ્ય વર્ગ ઉપર જરૂર થાય છે તે અસરથી ધીમે ધીમે મહાત્માઓના નિર્વાણ પછી તેનો પરંપરાએ આવેલો ગુરુપણાને ધારણ કરેલો શિષ્યવર્ગ પોતાના ગુરુના સિદ્ધાંતથી જરા જરા ખસતો જાય અને ધર્મની રૂચી તરફ લોકોને લાવવાને બદલે ધર્મને લોકોની રૂચિ પ્રમાણે રચવાનો આરંભ થાય એટલે જેમ જેમ કાળ જતો જાય તેમ તેમ ધર્મને નામે અધર્મની પ્રવૃત્તિ થઇ તે પ્રવૃત્તિ આખરે રૂઢિના રૂપમા પલટાઇને દ્રઢિભુત થાય એટલા માટે પાછલા વ્યાખ્યાનમાં કહ્યા પ્રમાણે ધર્મ ગુરુઓએ શુદ્ધ ચારિત્રવાન થવું જોઇએ કે જેથી પ્રજા ઉપર તેની શુદ્ધ અસર થાય.

પ્રશ્ન કરનારના પ્રશ્નનું સમાધાન કરવા માટે આટલી હકીકત બસ થતી નથી. તેમ કયા કયા ધર્મગુરુમાં કયા કયા દોષ હતા તેના દોષરૂપ વૃત્તિથી ધર્મ માર્ગ પરથી ઉતરીને પ્રજા અધર્મને રસ્તે ચઢી ગઇ તેનું નામ ઠામ સાથે જો વર્ણન કરવામાં આવે તો એક મોટો વિવાદ અથવા વિખવાદ પેદા થાય અને એમ પણ કહેવામાં આવે કે જેનામાં શુદ્ધતા નથી તેવા મનુષ્યો સામાને શુદ્ધ નથી એમ કહેવા નીકળે એ અઘટીત છે. પણ મારે કહેવું જોઇએ કે જેને કમળો થયો હોય તેજ પીળું દેખે છે. જેને ચોરી કરતાં આવડતી હોય તેજ ચોરને પકડી શકે છે. એ ન્યાયથી અમે શુદ્ધ નથી છતાં અમારી અશુદ્ધિની આંખે અમને સામાની અશુદ્ધિ જણાય છે. સુવર્ણની પરીક્ષા કસોટીના પત્થરથી થાય છે. તે પ્રમાણે શુદ્ધ સ્વરૂપની પરીક્ષા કરવાને માટે કાંઇ શુદ્ધ તત્ત્વજ જોઇએ એવો નિયમ નથી. એટલા માટે મારી આંખે અને મારા વિચારથી જુદા જુદા ધર્મ સંસ્થાપકોમાં જુદા જુદા અલ્પમાં અલ્પ દોષો રહી ગએલા અને તેના પ્રતિફળ રૂપે તેજ દોષનાં વૃક્ષ થઇ તેનાં જંગલો બની જઇ મનુષ્યમાત્ર તે જંગલમાં ભૂલાં પડી અથડાતાં કુટાતાં દિશા ભૂલ થઇને પૂર્વ તરફ જવાના માર્ગને ભૂલીને પશ્ચિમને માર્ગે ચાલતા થઈ ગયા અને તેજ માર્ગ સત્ય છે એમ માની વહન કરતા થયા જેથી આજે આખી દુનીઆમાં ધર્મને રસ્તે જનારા મનુષ્યો જોવામાં આવતા નથી. પરંતુ તમામ ધર્મના મનુષ્યો એવોજ દાવો કરે છે કે, અમે જે માર્ગે વહન કરીએ છીએ તેજ માર્ગ ખરો છે. અમે જે ક્રિયા કરીએ છીએ તેજ ક્રિયા ખરી છે. અમે જે પ્રાર્થના કરીએ છીએ તેજ પ્રાર્થના ખરી છે, અમે જે વર્તન ચલાવીએ છીએ તેજ વર્તન ખરૂં છે. પરંતુ જેમ આપણા ઘરનો મોભ બેસી ગયો હોય અને છાપરૂં નમી ગયું હોય તે આપણે ઘરમાં બેસીને જોઈ શકતા નથી પણ સામાના ઓટલા ઉપર બેસીને અથવા સામાના છાપરા ઉપર ચઢીને જોઇએ તોજ આપણો મોભ બેઠેલો આપણી આંખે દેખાય છે. તે પ્રમાણે પોતે માનેલા, પોતે ધારણ કરેલા, ધર્મના સિદ્ધાંતરૂપ મોભને બેઠેલો કે ખામી ભરેલો જોવા માટે તટસ્થપણે વાદીરૂપ બનીને અવલોકન કરે તોજ તેને ખરી ખામી જણાઇ આવે છે.

મનુષ્ય પ્રાણીમાં એક એવી પ્રકૃતિ રહેલી છે કે, જ્યાં સુધી તે જે ક્રિયા કરતો હોય અથવા જે ચાલમાં ચાલતો હોય તેમાં પોતે ભૂલે છે, અથવા પોતાની ભૂલ થાય છે. તેવી માન્યતા પોતાની ન થાય ત્યાં સુધી તે પોતાની ભૂલને સુધારી શકતો નથી. તેમ ઇશ્વરને મળવા માટે મોક્ષ મેળવવા માટે જગતના બંધનને તોડવા માટે અને અધર્મ તથા પાપથી છૂટવા માટે જ્યાં સુધી પોતાને પોતાની ભૂલ સમજાય નહિ, ત્યાં સુધી તે મનુષ્ય અધર્મનો માર્ગ

છોડીને ધર્મના માર્ગ પર ચઢી શકે નહિ. એટલા માટે ધર્મ સંસ્થાપકોના મનમાં, વચનમાં, કે કાયામાં કેવા કેવા અલ્પ દોષ રહી ગયા હતા અને તે દોષને પરિણામે પ્રજા કેવે માર્ગે ચઢી ગઈ. તેનું થોડું દિગ્દર્શન આપણે કરીશું.

આખી દુનીઆમાં પ્રાચીનમાં પ્રાચીન અને પહેલામાં પહેલા ધર્મ પુસ્તક જેને આર્ય પ્રજા અપૌરૂષેય એટલે ઇશ્વર નિર્મિત માને છે તેવેદમાંથી કેટલાક શબ્દો વર્ણ વિપર્યાસ કરીને તથા કેટલાક શબ્દોનો અર્થ બદલીને તે વખતના આચાર્યોએ પોતાનો સ્વાર્થ તૃપ્ત કરવાને માટે વેદને નામે હિંસાનું પ્રતિપાદન કરીને અશ્વમેધ, ગોમેધ, અજામેધ, અને છેલ્લે નરમેધ યજ્ઞ કરવાના ઠરાવી પ્રાણિમાત્રને સ્વતંત્રપણે વર્તવાનો અને આયુષ્ય પર્યંત જીવવાનો હક્ક પરમેશ્વર પ્રીત્યર્થે અને યજ્ઞના બહાના હેઠળ છીનવી લીધો. જેના પરિણામમાં કૃષ્ણ યજુર્વેદ અને વામમાર્ગ અથવા શાક્ત માર્ગની ધર્મ ક્રિયાઓમાં મદ્ય, માંસ અને મૈથુન વગેરે પંચ મકારની સ્થાપના થઈ. તે ધર્મ નિમિત્તે પણ પાપ-રૂપ માર્ગ ચાલવાથી સમસ્ત પ્રજામાંથી માંસહાર, મદ્યપાન અને વ્યભિચારમાં પાપ છે એવી ભાવના નાશ પામી, અને મદ્ય, માંસ અને મૈથુન રૂઢિ રૂપે ધર્મશાસ્ત્રમાં અને લોકોની નીતિરીતિમાં દઢીભુત થઇ ગયા. જે આજ પર્યંત ચાલુ છે. તે પછી જ્યારે પૃથ્વી ઉપર મહા પાપનો પ્રચાર થયો અને પશુથી વધતાં વધતાં હજારો મનુષ્યો દેવીને બળીદાન આપવાથી, ભેરવજપથી, કરવતથી, ઝંપાપાતથી કે રથની નીચે ચગદાવાથી મરવામાં સ્વર્ગ મળશે એમ સમજતા થયા અને દુનીઆમાં અધર્મરૂપ અંધકારવાળી અમાંસની રાત્રી વ્યાપી ત્યારે બીજના ચંદ્રરૂપ બે મહાત્માઓ ધર્મની ફરી સ્થાપના કરવા માટે પ્રકટ થયા. તેમાંના એક ગૌતમબુદ્ધ જેણે બૌદ્ધ ધર્મ પ્રવર્તાવ્યો અને બીજો મહાવીર જેણે જૈન ધર્મ સ્થાપ્યો એ બેઉ મહાત્માઓનો એકજ સિદ્ધાંત હતો કે પંચ મકારનો ત્યાગ દુનીઆં કરે અને પંચ યમનું પાલન કરે એવી રીતે ઉપદેશ કરવાનું શરૂ કર્યું. પરંતુ જૈન ધર્મના સંસ્થાપક વર્ધમાન અથવા મહાવીર સ્વામીને ગર્ભ વાસમાંથી મોહ દશા રહી ગઈ અને પોતે અખૂટ ધનનું દાન કરીને સાધુપણાની દિક્ષા લઇને વિચરતાં પોતાના ખભા ઉપરથી દેવ દુષ્ય વસ્ત્ર પડી ગયું તે પાછું તો લીધું નહિ પણ તે કયાં પડયું છે અથવા કોણે લીધું છે. તે જાણવા માટે પાછું ફરીને જોયું એટલી મોહ દશા હોવાથી તેની પરંપરાએ આવતા સાધુઓ અને શિષ્યોમાં અહિંસા, બ્રહ્મચર્ય, ચોરીનો પ્રવેશ થઈ શકયો નહિ તેમ ઉદારતા અને સ્વામીવાત્સલ્ય તેનું તે કાયમ રહ્યું. પરંતુ મોહ દશા વધતાં વધતાં જે ત્યાગી અને વિત્તરાગી ધર્મગુરુઓ હતા તેની શિષ્ય પરંપરામાં રાગી અને ધનના સંગ્રહ કરનારા એવા લોકો ઉત્પન્ન

થયા, અને નિશ્ચય તથા વ્યવહારધર્મને જુદા પાડીને જે જે યમનો ભંગ કરવાનું મન થયું તે તે યમનો ભંગ આતો વ્યવહાર માર્ગ છે, એમ કરીને કરતા ગયા ! એટલે હિંસા, ચોરી અને વ્યભિચાર સિવાયના તમામ તત્ત્વો પલટાઈ જઇ આજે જૈની પ્રજા જૈન ધર્મથી ઉલટે માગે ચાલવા છતાં પોતાને સદ્ધર્મી માને છે. જૈનધર્મના સંસ્થાપક અને બૌદ્ધધર્મના સંસ્થાપક એ બેઉનો સિદ્ધાંત અહિંસાની બાબતમાં એકજ હોવા છતાં જ્યારે બાર વર્ષનો ભયંકર દુકાળ પડયો ત્યારે સાધુઓને શુદ્ધઆહાર મેળવવાને મહામુશ્કેલી ઉભી થઈ. જે વખતે સાધુઓએ વિનતિ કરી કંઈક અનુગ્રહની માગણી કરી તે ઉપરથી શુદ્ધાહાર મળે તોજ લેવો એવો સિદ્ધાંત હોવા છતાં પાત્રમાં પડે તે ખાવું એટલી છુટ આપત કાળને માટે ભગવાન બુદ્ધ તરફથી મૂકવામાં આવી. પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાન, ચીન, જાપાન, તિબેટ, આષ્ટ્રેલીયા, સિયામ, બ્રહ્મદેશ અને સિલોન,વગેરે દેશોમાં બૌદ્ધધર્મ વ્યાપી ગયો ખરો, પરંતુ અહિંસા ધર્મને સ્થાપવાને બદલે બૌદ્ધધર્મી થયા છતાં તે લોકો સર્વભક્ષી એટલે તમામ જાતના પશુપક્ષીનાં માસ ખાનારા થયા, અને તેને ધર્મ માની આજે તે પ્રજા બૌદ્ધધર્મી કહેવાય છે.

જ્યારે બૌદ્ધધર્મે પોતાના નિશ્ચયસિદ્ધાંત જે પાંચ યમને નામે પળાતો હતો તેથી ઉલટે માર્ગે વહન કરવા માંડયું અને તેના આચાર્યો તથા આચાર્યોને મદદગારો પ્રમાદને વશ થઇ ધર્મથી ઉલટી રીતે ચાલી સાધુ કહે તેજ ધર્મ! એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરવાથી પ્રજા દુઃખથી ત્રાહ્યત્રાહ્ય પોકારવા લાગી અને સર્વત્ર અનાચાર વ્યાપી રહ્યો. ત્યારે તેમાંથી પ્રજાનો ઉદ્ધાર કરવા માટે પૂજ્યપાદ શ્રીમાન્ આદિ શંકરાચાર્ય ભગવાન્‌નો ઉદ્ભવ થયો. અને તેણે વેદધર્મનું ફરીથી સ્થાપન કર્યું; પરંતુ તેમનામાં રહેલા તમોગુણને લીધે બૌદ્ધ પ્રજાને જ્યાં સુધી તે વેદધર્મનો સ્વીકાર કરે નહિ ત્યાં સુધી શિરચ્છેદ કરવો અથવા તેનો બહિષ્કાર કરવો. એટલે બ્રાહ્મણી ધર્મ માનનારાઓએ બૌદ્ધધર્મીઓને અસ્પર્શ ગણવા. તે વખતથી બૌદ્ધો જ્યાં સુધી બ્રાહ્મણી ધર્મ કબુલ કરે નહિ ત્યાંસુધી અસ્પર્શ ગણાતા, પણ જો તે બ્રાહ્મણી ધર્મની દિક્ષા ગ્રહણ કરે તો તે સ્પર્શ ગણાતા હતા. પરંતુ આદિ શંકરાચાર્ય ભગવાનનું ટુંક વખતમાં નિર્વાણ થવાથી પટ પરંપરાએ આવતા તેના શિષ્યો પણ શંકરાચાર્ય ગણાતા હોવાથી શંકરાચાર્યને નામે બ્રાહ્મણ સિવાય ઈતર વર્ણને વેદ ભણવાનો અધિકાર નથી એમ ઠરાવવામાં આવ્યું. તે પછી અસ્પર્શ થએલા બૌદ્ધો બ્રાહ્મણી ધર્મ કબૂલ કરે તો પણ તે સ્પર્શ ગણાતા બંધ થયા. જે વાતને લગભગ બે હજાર વર્ષ થયાં તેના ફળ રૂપે આજે દરેક વર્ણ બીજી વર્ણને અસ્પર્સ ગણી એક બીજાનું ખાતાં પીતાં વટલાય છે. અને એ અસ્પર્શતા રૂઢિરૂપ થઇને શાસ્ત્રના માથા ઉપર ચઢી બેઠી છે. જેને

પરિણામે વર્ણાશ્રમ ધર્મ બંધ કરવો પડયો. અને ઠેરવવામાં આવ્યું કે, બ્રાહ્મણ સિવાય વેદ નહિ, વેદ સિવાય જ્ઞાન નહિ, જ્ઞાન સિવાય ઇશ્વર પ્રાપ્તિ નહિ, અને ઈશ્વર પ્રાપ્તિ સિવાય મોક્ષ નહિ. મતલબ કે બ્રાહ્મણ સિવાયની તમામ જાતિઓને માટે મોક્ષનાં દ્વાર બંધ થઈ ગયાં ! જેથી દેશમાં વેદને ઉંચા મૂકી કેટલાક આચાર્યોએ પુરાણ ધર્મની સ્થાપના કરી ચાર સંપ્રદાયને નામે લોકોને ધર્મોપદેશ કરી નીતિમાર્ગે ચલાવી મોક્ષ મેળવવા માટે એકઠા કરવા માંડયા. પરંતુ તે તે આચાર્યોમાં રહેલા અલ્પ દોષને વૃક્ષના રૂપમાં આવતાં આવતાં પાછળના આચાર્યોએ પોત પોતાના સ્વાર્થની તૃપ્તી માટે ત્રણ દેવો અને ત્રણ શક્તિઓનું પ્રતિપાદન કરી, તે તે દેવ દેવીઓના અનુચરોને સાથે રાખી તેના ઉપર તેના ચરિત્રો લખી તે ચરિત્રદ્વારાએ અધર્મને ધર્મ મનાવી પંચ મકારનું ફરી સ્થાપન કર્યું. અને દેવ દેવીને નામે ઇશ્વરના અવતારને નામે બ્રહ્મા વિષ્ણુ રૂદ્રને નામે, ચોસેઠ જોગણીઓને નામે, બાવન વીરોને નામે, હજારો તંત્ર ગ્રંથો લખી પુરાણોમાં મેળવી એના એ પંચ મકારનું પરોક્ષ રીતે ફરીથી સ્થાપન કરવામાં આવ્યું. અને તે પછી જુદા જુદા પોતાને વેદાનુંકુળ બતાવનારા સંપ્રદાયોએ કોઇએ એક, કોઇએ બે, કોઈએ ત્રણ અને કોઇએ પાંચે મકારનું પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે મૂળરૂપે કે પ્રતિનિધિરૂપે સ્થાપન કર્યું, જે આજે રૂઢિમાં દાખલ થઈ ધર્મને દબાવી બેઠું છે. છેલ્લે વેદધર્મનો ઉદ્ધાર કરવા માટે અને જગત્‌ને સત્યધર્મ જાણાવવા માટે પુજ્યપાદ સ્વામી દયાનંદ સરસ્વતી પ્રકટ થયા તેણે પ્રાચીનમાં પ્રાચીન અપૌરૂષેય ગણાતા વેદધર્મથી હાલની પ્રજા પુરાણ ધર્મને લીધે પંચ મકારરૂપી અધર્મને માર્ગે કયાં સુધી ચઢી ગઈ છે, તેનું દર્શન પ્રજા માત્રને કરાવી સત્યાસત્યનો નિર્ણય કરવાનું, ગુપ્ત વિદ્યાઓને પ્રકટ કરવાનું, પાખંડ ધર્મનું ખંડન કરવાનું, ચાર વર્ણ અને ચાર આશ્રમને સ્થાપન કરવાનું, વેદ ભણવાનો અધિકાર મનુષ્ય માત્રને છે એવું લોકોને શિખવવા માટે આર્યસમાજો સ્થાપી, ઠામ ઠામ ઉપદેશો શરૂ થયા, લાખોની સંખ્યામાં આર્યસમાજીઓ થયા અને સ્વામીશ્રીનું જન્મચરિત્ર જોતાં તેના પાંચ યમ પૈકી એક પણ યમનું ખંડન થએલું જણાતું નથી. પરંતુ સ્વામીશ્રીમાં અલ્પરૂપે કંજુસાઇ હતી, જેને પરિણામે આજે આર્યસમાજીઓમાં ઉદારતાનો છાંટો દેખાતો નથી. એટલું ખરૂં કે વાણીના બળથી ઉપદેશ કરીને આર્યસમાજી નહિ એવા પુરુષો પાસેથી ઉદાર આશ્રય મેળવીને વ્યવસ્થાપૂર્વક દેશને ઉપકારક અને પ્રજાને તારક સંસ્થાઓ ચલાવી રહ્યા છે, અને જેમાં થોડી ઘણી ઉદારતા જે દેખાય છે તે આર્યસમાજીઓ જે મત-પંથ-સંપ્રદાયમાંથી આવ્યા છે તેના ગુણને લઇને ઉદારતા દેખાય છે. બાકી ખરા આર્યસમાજી તો તે કે જે સમાજી થયા પહેલાં કોઈ પણ મત-પંથ-સંપ્રદાયના ચૂસ્ત ભક્ત હતા નહિ, તે તો

પારકા છીકરાને જતિ કરવામાંજ સમજેલા છે. એટલા માટે આ વિષય ઉપર બોલતાં મારે કહેવું જોઇએ કે મહાન્‌માં મહાન્ તપસ્વીમાં તપસ્વી, યોગીમાં યોગી, કે નીતિમાનમાં નીતિમાન ગણાતા કોઇ પણ ધર્મગુરુ કે દેશના આગેવાન અથવા ટુંકામાં કહીએ તો કોઇ પણ સંસ્થાના આગેવાનમાં કોઈ પણ પ્રકારનો અલ્પ દોષ હોય તો પણ તે દોષની છાયા પડછાયા રૂપમાં બદલાય છે, પડછાયો અભિચરના રૂપમાં બદલાય છે અને અભિચર પ્રત્યક્ષ રૂપમાં પ્રકટ થાય છે. તે પ્રત્યક્ષરૂપ અનુકરણીય ગણાય છે ને તે અનુકરણ રૂઢિનાં રૂપમાં આવી જઇ ધર્મરૂપ ધારણ કરી લોકોને અવળે રસ્તે દોરી જાય છે. એટલા માટે કોઇ પણ સંસ્થાના નેતાઓએ હમેશાં શોધ કરતા રહેવું જોઈએ કે મારા અંતઃકરણના ઉંડામાં ઉંડા ભાગમાં જેની પ્રજા ઉપર માઠી અસર થાય એવો અલ્પમાં અલ્પ દોષ રહ્યો છે કે કેમ ? તેની તપાસ કરતા રહેવું જેથી તેના ચારિત્ર્યની શુદ્ધ અસર સમાજ પર થઇ પ્રજા અથવા સમાજ ધાર્મિક થાય. અને તે ધાર્મિકતા પ્રજામાં ઉત્પન્ન કરવાને માટે નિષ્પાપ અને શુદ્ધ અંતઃકરણના ઋષિ મહર્ષિઓએ જે શાસ્ત્રો રચેલાં છે તેની સાથે મુકાબલો કરી સત્ય ધર્મને અથવા સત્યને ખોળવાનું આપણું કામ છે. વર્તમાન કાળમાં આપણે દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ બંધને બંધાયલા છીએ અને તેમાં જો દેવ, ગુરૂ અને ધર્મ અથવા દેવ, ગુરૂ કે ધર્મ આપણને આડે રસ્તે દોરવી જાય તો અંધપરંપરા ન્યાયે આપણે તે તરફ દોરાવું પડે છે. એટલા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે દેવ, ગુરૂ ધર્મની પરીક્ષા એ વિષય પર બોલવામાં આવશે. ઇતિશમ્.

**ओ३म सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ।**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥**

**ओ३म शान्तिः शान्तिः शान्तिः**



## ભાષણ ૨૯મું.

# દેવ, ગુરૂ, ધર્મની પરીક્ષા.

સુરત, રવિવાર તા૦ ૨૯—૮—૨૦

ओश्म् इदं विष्णुर्विचक्रमे त्रेधानिदधे पदम् ।
समूढमस्य पांसुरे स्वाहा ॥

ओश्म् शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ मिलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति घूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दं वंदे तम खिलधराऽनंद करणम् ॥

અહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો !

ગયે રવિવારે આપણે ચારિત્ર્યની સમાજ પર થતી અસર એ વિષય પ્રતિપાદન કરતાં એવું સિદ્ધ કર્યું કે જેના ચારિત્ર્યથી સમાજને પરમેશ્વર પર્યંત પહોંચવાનું છે, અથવા મોક્ષમાર્ગે જવાનું છે, તેના ચારિત્ર્યના ઉંડામાં ઉંડા ભાગમાં અલ્પમાં અલ્પ દોષ હોય તો તે દોષની અસર પ્રજા ઉપર પ્રથમ થાય છે. એટલા માટે ચારિત્ર્યવાન પુરૂષોનાં અંતઃકરણ શુદ્ધ હોવાં જોઇએ.

મનુષ્યમાત્ર હરેક બાબતમાં પરાવલંબી હોય છે, તેથી તેને પ્રત્યક્ષનું અવલંબન કરી તેનું અનુકરણ કરવાની ટેવ હોય છે. અવલંબન કરવામાં શારીરિક, માનસિક અને આત્મિક લાભની ઇચ્છા હોય છે, તે ઇચ્છા પૂર્ણ કરવા માટે પોતાને અપૂર્ણ માની પોતાના કરતાં શ્રેષ્ઠ મનાતા અથવા શ્રેષ્ઠ જણાતા મનુષ્યનું અનુકરણ કરવાની ઇચ્છા થાય છે. તેમાં ખાસ કરીને દેવરૂપ મનાતા, ગુરૂરૂપ મનાતા અને તે બેને અનુકુલ ધર્મનું અનુકરણ અથવા અવલંબન કરવામાં આવે છે. પણ જો દેવમાં કે ગુરૂમાં ધર્મ ન હોય અને કદાચ ધર્મ હોય તો તે ધર્મ અધોગતિ તરફ દોરી જનારો હોય તો અવલંબન કરનાર તેમાં ફસાઇને ઉલટે માર્ગે ચાલ્યો જાય છે. એટલા માટે આજે દેવ, ગુરૂ અને ધર્મની પરીક્ષા એ વિષય રાખવામાં આવ્યો છે.

ગૃહસ્થો, જેઓ પોતે બળવાન છે અથવા બળવાન ગણાય છે, જેઓ પોતે તેજવાન ગણાય છે. જેઓ પોતે ઐશ્વર્યવાન છે અથવા ઐશ્વર્યવાન ગણાય છે એવા દેવોની, અને જેઓ પોતે વિદ્વાન્ છે અથવા વિદ્વાન્ ગણાય છે, જેઓ લોકોને સમજાવી શકે છે અથવા સમજાવવાની શક્તિ ધરાવી શકે છે, જેઓ પોતે ક્રિયાપાત્ર છે અથવા ક્રિયાનો આડંબર કરી જાણે છે અને જેઓ ચારિત્ર્યવાન છે અથવા ચારિત્ર્યના ઉપરના તેજથી લોકોને આંજી શકે છે તેની, અને તેઓએ પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે જે પુસ્તકો રચેલાં હોય છે, અથવા જે કાયદા બાંધેલા હોય છે, અથવા જે નિયમો ઠરાવેલા હોય છે, તેની પરીક્ષા જેણે દેવનું સ્વરૂપ જાણ્યું નથી, ગુરૂનું સ્વરૂપ જાણ્યું નથી અને ધર્મનું સ્વરૂપ જાણ્યું નથી, એવા અજ્ઞાન્ મનુષ્યો શી રીતે કરી શકે? એ એક મોટો સવાલ છે. અને એ સવાલનું નિરાકરણ કર્યા સિવાય આપણે આ વિષયને આગળ ચલાવી શકતા નથી.

ગૃહસ્થો, જ્યારે આપણે કોઇની પણ પરીક્ષા કરવી હોય ત્યારે પરીક્ષા કરવાનાં સાધનો જાણવાં જોઇએ અથવા મેળવવાં જોઇએ, તે સાધનો એવાં નહિ હોવાં જોઇએ કે જેથી આપણી ભૂલ થાય. એટલા માટે આપણે એટલો વિચાર કરવો જોઇએ કે જેને આપણે દેવ માનીએ છીએ તો તે દેવ આપણા જેવો તો નહિજ હોય, જેને આપણે ગુરૂ માનીએ તે ગુરૂ આપણા જેવો તો નહિજ હોય, અને તે ગુરૂએ બતાવેલા અથવા નિશ્ચય કરેલા અથવા સ્થાપન કરેલા દેવને જે શાસ્ત્રમાં વર્ણવેલાં હોય અને તેની સેવા કરવાને ફરમાવેલું હોય તે સેવાથી આપણાં તન, મન, ધનને નુકસાન થાય, અથવા કોઈના તન, મન, ધનને નુકસાન થાય એવો ધર્મ તો નહિજ હોવો જોઇએ. જે માણસ આટલી વાત ધ્યાનમાં લઈ શકે, તેજ માણસ પરીક્ષા કરી શકે, જેમ સુન્નું અને પિત્તળ સ્વરૂપમાં એક સરખું છે પણ તેના વજનથી સમજી શકાય કે સુન્નું ભારે છે અને પિત્તળ હલકું છે. એટલે પિત્તળ મનુષ્યને ઠેકાણે છે, અને સુન્નું દેવને ઠેકાણે છે. અસલ સુન્નું ત્યારેજ ખરૂં ગણાય કે જ્યારે તે પિત્તળ કરતાં જુદા ગુણવાળું હોય. જો સુન્નું અને પિત્તળના ગુણમાં ફેર ન હોય તો તે સુન્નાને સુન્નું માનનારા ભૂલે છે અથવા ઠગાય છે એમ કહેવામાં કંઇ અડચણ નથી. આટલું તત્વ સમજ્યા વિના કોઈ પણ માણસ, કોઇ પણ વસ્તુની પરીક્ષા કરી શકતું નથી. એટલું કહ્યા પછી આપણે પ્રથમ દેવની પરીક્ષા કરીએ. સંસ્કૃત ભાષામાં દેવ શબ્દના ઘણા અર્થ થાય છે, પણ તે સઘળા અર્થનો સમન્વય અર્થ એવો થાય છે કે જે વસ્તુનો અથવા જે મનુષ્યનો જેટલા અંશમાં પ્રકાશ પડે એવા પ્રકાશવાળા પદાર્થ અથવા મનુષ્યને દેવ કહેવામાં અથવા માનવામાં આવે છે. આપણે જે દેવની પરીક્ષા કરવાની છે તે

જગતમાં તારણ મેળવવા માટે અથવા તે દેવ દ્વારાએ કે તે દેવની ભક્તિ ઉપાસનાથી મોક્ષે જવા માટે કરવાની છે. એટલે આપણે જે દેવનું અવલંબન કરીએ તે દેવ પોતે નિરાલંબ હોવો જોઇએ. આજ દિન સુધીમાં દેવ શબ્દની વ્યાખ્યા કરતાં અથવા કોઇ વ્યક્તિને દેવ તરીકે માનતાં એટલુંજ જોવામાં આવ્યું છે કે, આપણા પોતા કરતાં તેનામાં કાંઇક વિશેષ પ્રકાશ, વિશેષ બળ, વિશેષ બુદ્ધિ, અને વિશેષ ચમત્કાર કરવાની શક્તિ હોય છે, પરંતુ પરીક્ષા કરતાં આપણને જણાય છે, કે જે દેવને મનુષ્યો ઉપર અવલંબીને રહેવું પડે તે દેવ મોક્ષ માર્ગમાં સહાય કરવાને દેવ માની શકાય નહિ. એટલે દેવના નામથી જેટલી વ્યકિતઓ પૂજાય છે, મનાય છે, તો પણ તેને મનુષ્યોનું અવલંબન કરવું પડે છે. કેમકે ઘણા પ્રાચીન કાળથી આખી દુનીઆમાં ઘણા પ્રકારના દેવો મનાતા આવ્યા છે, અને તે દેવોને માટે ગુરૂઓએ એવું સમજાવી મૂક્યું છે કે, દેવને અમુક સ્થળચર, જળચર, કે ખેચર પ્રાણીનો ભોગ આપવો જોઇએ, અથવા તેવો ભોગ તે માગે છે. તે પ્રમાણે તેઓને ભોગ આપવાથી દેવ પ્રસન્ન થઇને આપણા ઉપર આવતાં વિઘ્નોને દૂર કરે છે અથવા આપણને જન્મમરણના દુઃખથી છૂટવા માટે સહાય કરે છે એમ માનવામાં આવ્યું છે. અથવા એમ આપણે માનેલું છે. બીજા દેવોને વિવિધ પ્રકારના વ્યંજનો એટલે ખાવાના પદાર્થોની ઇચ્છા હોય છે અને જે મનુષ્ય તેની તે ઇચ્છાને પૂર્ણ કરે છે તેના ઉપર તે પ્રસન્ન થાય છે. બીજી રીતે કેટલાક દેવોને ભાંગ, ગાંજો, તંબાકુ, અને વધતાં વધતાં મદ્ય પીવાનું પ્રસન્ન હોય છે, કેટલાક દેવોને વિષયવાંસના તૃપ્ત કરવા માટે સ્રીઓની અપેક્ષા હોય છે તેમ કેટલાકને પોતાનું શરીર શોભાવવા માટે સારા સારા અલંકારનો શોક હોય છે તથા તેને પોતાના શત્રુઓનો પરાજય કરવા માટે અથવા શત્રુઓથી પોતાનું રક્ષણ કરવા માટે વિવિધ પ્રકારના આયુધો રાખવા પડે છે. તેમ કેટલાક દેવોને શત્રુ, મિત્ર, સહોદર, સગાંવહાલાં, માટે સારાં સારાં મંદિરો, મહેલો, અવાસો, નોકરો વગેરે અનેક પ્રકારની વિભુતિઓની ઇચ્છા હોય છે. ટૂંકમાં કહીએ તો ઉપરની બતાવેલી તમામ વસ્તુઓની ઇચ્છાવાળા દેવો પોતાના ઉપયોગને માટે તે તે વસ્તુ મેળવવાને મનુષ્યોની આશા રાખે છે. જ્યારે ઉપર કહેલી તમામ વસ્તુઓ કોઇની પણ આશા રાખ્યા સિવાય મનુષ્યો પોતાના પુરૂષાર્થથી મેળવી શકે છે અથવા ભોગવી શકે છે, ખાઇ શકે છે, કિંવાં પી શકે છે. પણ મનુષ્યને પુજનીય દેવો પોતે પોતાના પુરૂષાર્થથી તે વસ્તુઓ મેળવી શકતા નથી. પરંતુ વગર ઉદ્યોગે અને વગર પુરૂષાર્થે તેઓ મનુષ્યો પાસે મેળવવાને તૈયાર હોય છે અથવા મનુષ્યોની આશા રાખે છે અને એવો દાવો કરે છે કે, જો મનુષ્યો ઉપર બતાવેલી દેવોને ભાવતી,

ફાવતી, જોઇતી અને શોભીતી વસ્તુઓ જેટલા પ્રમાણમાં આપે તેટલા પ્રમાણમાં તે દેવો મનુષ્યોનું ધારેલું કામ કરી આપે છે. આનો અર્થ એટલોજ થઇ શકે કે, જેમ એક રાજા પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે અને પોતાનું વાંછિત ફળ મેળવવા માટે અનેક પ્રકારના દાસો તથા નોકરો રાખે છે અને તે નોકરોને નિયમિત પગાર અને નિયમિત તુષ્ટિદાન આપીને પોતાનું કામ કરાવી લે છે તેમ મનુષ્યો દેવોને અમુક વસ્તુ આપીને પોતાનું અમુક કામ કરાવી લેતા જણાય છે. એટલે દેવનું અવલંબન મનુષ્યો કરે છે, તે મનુષ્યોના ધારેલા અર્થો સફળ નહિ થતાં તે દેવો તે તે મનુષ્યના દાસ અથવા નોકર બની ગએલા દેખાય છે. તોપછી એવા દાસપણું પામેલા અને મનુષ્યની નોકરી કરીને પોતાનો નિર્વાહ ચલાવનારા દેવો આપણને મોક્ષને માર્ગે શી રીતે લઇ જઇ શકે ?

એટલા માટે આપણે ટુંકામાં ટુંકી બુદ્ધિથી એટલો વિચારતો કરી શકીએ કે જે દેવ આપણી આશા રાખે, જો આપણે તેને જોઇતી વસ્તુ નહિ આપીએ તો તે ભૂખે મરી જાય અથવા આપણે જે ભોગ આપીએ અને તેમાં સરત કરીએ કે મારો તાવ જશે, મારો રોગ મટશે મારા ફલાણા દુશ્મનનો નાશ થશે મારૂં વાંઝીઆ મેંણું ટળશે અથવા મારા ઉપર કોઈપણ શત્રુ કોઇપણ પ્રકારની જીત નહિ મેળવી શકે તો હું આટલા રૂપીઆની કિંમતના દાગીના, વસ્ત્રો અથવા ખાવાનું, પીવાનુ કે જે મારી શક્તિમાં હશે તેનો ભોગ આપીશ, અને એવા ભોગના બદલામાં જે દેવો આપણું કામ કરતા હોય તે દેવની ઉપાસના કરવાથી, સ્તુતિ કરવાથી, બાધા રાખવાથી, કે ખુશામત કરવાથી આપણે મોક્ષના માર્ગ પર જઇ શકીએ નહિ. મોક્ષના માર્ગ પર જવાને માટે તો જે દેવનો પણ દેવ આખા વિશ્વમાં વ્યાપેલો સચરાચર ભરપુર સર્વજ્ઞ સર્વશક્તિમાન સર્વાંતર્યામી કોઇપણ જાતનો બદલો મેળવ્યા સિવાય આખા વિશ્વનું પોષણ તથા રક્ષણ કરનારો રાગદ્વેષ રહીત જેનો કોઇ શત્રુ નથી જેનો કોઈ મિત્ર નથી, જેને કોઈની ઇર્ષા નથી, જેને કોઇનો દ્વેષ નથી, જેનામાં, લોભ, લાલચ, છળ, પ્રપંચ, ભય, શોક, ગ્લાની, મોહ, વગેરે કોઈપણ માનુષી પ્રકૃતિના વિકારો છે નહિ ઉત્પન્ન થાય પણ નહિ તે એક દેવ અથવા દેવાધિદેવ કે જેની ઉપાસના અને પ્રાર્થના વેદે કરેલી છે, અને જે સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે અથવા મોટામાં મોટો છે, જે અનંત બ્રહ્માંડમાં વ્યાપી રહેવાથી જેને વેદોના મંત્રદૃષ્ટા ઋષિઓએ "નેતિ નેતિ" કહીને પોકાર્યો છે, તેજ દેવ મોક્ષ માર્ગનો દાતા અને જગતનો ત્રાતા છે, તે દેવને ઓળખાવવા માટે અથવા તે દેવને ભજવા માટે જે ઉપદેશ કરે છે તેને ગુરુ કહેવામાં આવે છે. જો જગતમાંથી ગુરુપદનો નાશ કરવામાં આવે તો કોઇપણ મનુષ્ય યથાર્થ ઇશ્વરની પ્રાર્થના કરવાનું જાણે નહિ. એટલા માટે આપણે જેમ દેવની પરીક્ષા

કરી તેમ ગુરુની પરીક્ષા પણ કરવી જોઇએ કારણ કે જગતમાં મનુષ્ય જ્યાંથી જન્મ પામે ત્યાંથી તેને ગુરુની અપેક્ષા રહે છે, એટલે જે મનુષ્ય બીજા મનુષ્યને ઉપદેશ કરી નીતિ કે અનીતિના માર્ગે દોરે છે, તે ગુરુ કહેવાય છે. મનુષ્યમાત્રને ઉપદેશ કરવાનો માતા, પિતા, મિત્ર, વિદ્યાગુરુ, ધર્મગુરુ, આચાર્ય અને જે જે લોકો જુદાં જુદાં નામ, જુદા જુદા વેશ, જુદી જુદી વિદ્યા અને જુદા જુદા ધર્મના ઉપદેશકો હોય અને જેના વચનથી સેંકડો હજારો બલ્કે લાખો લોકો શુભ કે અશુભ, સત્ય કે અસત્ય, ઉર્ધ્વ કે અધોગતિએ વહી શકે છે તેને ગુરુ તરીકે માનવામાં આવે છે. અને ગુરુનું પદ પરમેશ્વર કરતાં પણ અધિક મનાયલું છે. જેમ કહેવામાં આવે છે કેઃ—

ગુરૂ ગોવિંદ દોનો ખડે, કીસકુ લાગુ પાય,
બલિહારી ગુરૂદેવ કી, જીને ગોવિંદ દીયો બતાય.

અથવા

शिवेरुष्टे गुरुस्त्राता, गुरौरुष्टे शिवो नहि ।

અર્થાત્ પરમેશ્વરના ક્રોધમાંથી પોતાના શિષ્યનું ગુરુ રક્ષણ કરી શકે છે, પણ જો ગુરુ અપ્રસન્ન થાય અથવા ક્રોધ કરે તો તેથી પરમેશ્વર તેનો બચાવ કરી શકે નહિ. એટલા માટે ગુરુની પદવીને ઈશ્વર કરતાં પણ ઉચ્ચતર માનીને ગુરુની સેવા ભક્તિ કરવી. એવી વ્યવસ્થામાં આખું જગત બંધાયલું હોવાથી ગુરુ કરે તે ન કરવું પણ ગુરુ કહે તે કરવું એવું માનીને જો ગુરુના કર્તવ્ય ઉપર કોઇ ટીકા કરે તો તેને ગુરુનો દ્રોહી ગણવામાં આવે છે. એક કવિ કહે છે કેઃ—

ગુરુ વચને શંકા નવ કરીએ, નવી પરમત અભિલાખ;
સાધુતણી નિંદા પરહરીએ, ફળ સંદેહ રાખ.

એટલે ગુરુ જે વચન બોલે પછી તે અદ્ભુત હોય, અથવા અસંગત હોય અથવા અવ્યવહારૂ હોય કે ગમે તે પ્રકારનું હોય તો પણ તે વચનમાં શિષ્યે શંકા ઉઠાવવી નહિ અને જે પંથમાં, સંપ્રદાયમાં, કે મતમાં વંશ પરંપરાથી જોડાયા હોઈએ તેને સત્ય અને શ્રેયસ્કર માનીને બીજા મત–પંથ–સંપ્રદાયની ઇચ્છા રાખવી નહિ. તેવી રીતે કોઈપણ જાતનો સાધુ વેશ ધારણ કરેલો મનુષ્ય હોય તો તેનાં કુકર્મો ઉઘાડાં પડે એવી નિંદા કરવી નહિ. અને ગુરુએ જે ક્રિયા, જે વ્રત, જે અનુષ્ઠાન, જે ફળની ઇચ્છાએ કરવાનું કહ્યું હોય તે ફળ મળશે કે નહિ તેમાં સંદેહ રાખવો નહિ અર્થાત્ ગુરુનું કહેલું ફળ મળશેજ એવી શ્રદ્ધા રાખી સત્યાસત્ય, યોગ્યાયોગ્ય, સંભવ અસંભવનો વિચાર કર્યા સિવાય તેમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી તે તે કાર્યો કરવા.

ગૃહસ્થો, આવી રીતના અનેક તરેહનાં બંધનોથી શિષ્ય વર્ગને બાંધી લઈને પોતાનો સ્વાર્થ સાધવાને માટે શિષ્યોની આંખે પાટા, કાને દાટા અને જીભ ખાટા રસથી દગ્ધ કરી મૂકેલી હોવાથી આજે આખી દુનીઆ ઉન્માદગામી બનેલી જણાય છે. પૂજ્યપાદ સ્વામી શ્રીમત્ દયાનંદ સરસ્વતીજીએ જ્યારે ગંભીર અને બારીક વિચાર કર્યો ત્યારે સમજાયું કે આખા જગતને અધર્મને માર્ગે દોરી અધોગતિએ લઈ જવાનો જે પ્રવાહ ચાલે છે, તેનું મૂળ સ્વાર્થી ગુરુઓજ છે. એટલા માટે "બાબા વાક્ય પ્રમાણ" એવું મનાવનારા ગુરુઓનો સંગ છોડાવી વેદાદિશાસ્ત્રો અને તે ઉપર ન્યાય તથા યુક્તિનો કાંટો સત્યાસત્યનું તોલન કરવા માટે આર્યસમાજ રૂપ ઝવેરીની વખાર ગોઠવીને મનુષ્યમાત્રને સત્યાસત્યનો વિચાર કરતા કર્યા. પણ ગુરુ પરંપરાની સ્થાપના કરી નહિ એટલું કહ્યા પછી ગુરુ કેવા હોવા જોઇએ તેનો વિચાર કરીએ.

સાધારણમાં સાધારણ માણસ એટલું તો સમજી શકે છે કે, જે વસ્તુ આપણી પાસે ન હોય તે બીજા પાસે માગવા જવી પડે છે. અને જોઈતી વસ્તુ બીજા પાસે હોય તો તે આપી શકે છે. આટલું સૂત્રરૂપે યાદ રાખીને આપણે ગુરુ શબ્દની અથવા ગુરુનું રૂપ ધારણ કરેલી વ્યક્તિની જરા તપાસ કરીએ એટલે સમજાશે કે જે વસ્તુ આપણી પાસે છે તે ગુરુની પાસે હોય અથવા ગુરુની પાસે છે તે આપણી પાસે હોય તો તે વ્યક્તિ આપણો ગુરુ થવાને લાયક નથી પણ આપણી પાસે જે વસ્તુ હોય તે ગુરુ પાસે ન હોય અને આપણી પાસે જે ન હોય તે તેની પાસે હોય તો તે ગુરુ થવાને કે ગુરુ મનાવાને લાયક થઈ શકે છે. આ ન્યાયથી આપણે વિચારવું જોઈએ કે આપણી પાસે મા, બાપ, ભાઈ, સ્ત્રી, પુત્ર, ઘર, બાર, વાડી, બંગલા, જમીન, ધન, વસ્ત્ર, અલંકાર, તથા દાસ દાસીઓ છે આપણામાં હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, લોભ, ક્રોધ, મોહ, માયા, ભય, શોક, ઇર્ષા ગ્લાનિ, ભરેલાં છે તે પૈકી જે માણસ પાસે કંઇપણ હોય નહિ પણ આપણી પાસે માત્ર જ્ઞાન નથી, આપણી પાસે માત્ર ધર્મ નથી, આપણી પાસે માત્ર દયા નથી, આપણી પાસે માત્ર નીતિ નથી. એ વગેરે જે જે અંતઃકરણની શુભ વૃત્તિઓ આપણામાં ન હોય એવી તમામ શુભ વૃત્તિઓ કે સંપૂર્ણ જ્ઞાન જેનામાં હોય જેને ધર્મ સિવાય કોઈપણ મત–પંથ–સંપ્રદાયનું અભિમાન ન હોય તેજ ગુરુ પદને અથવા ગુરુ થવાને લાયક છે. એવી રીતે ગુરુની પરીક્ષા કર્યા પછી ધર્મની પરીક્ષા કરવાની બાકી રહે છે પણ જો આપણી પાસે શારીરિક કે માનસિક, સ્થૂળ કે સૂક્ષ્મ મનમાં કે વાણીમાં જે વસ્તુ ન હોય તેજ વસ્તુઓ ગુરુમાં હોય અને આપણી પાસેની વસ્તુ તેની પાસે ન હોય તો તેવા ગુરુ જે દેવની ઉપાસના બતાવે કરાવે અથવા જે ધર્મનો ઉપદેશ કરે તે સત્યજ હોય એટલા માટે ભલે

કોઈ વચન ઈશ્વરકૃત, વેદમાં કહ્યું હોય અથવા આગમશાસ્ત્ર, નિગમશાસ્ત્ર કે દુનીઆના કોઈપણ ચાલતા ધર્મશાસ્ત્રમાં કહ્યું હોય તો પણ તે વચનમાં કોઈને પણ ભય, લજ્જા, કલેશ, દુઃખ, કે ગ્લાનિ ઉત્પન્ન થાય તે ધર્મ નથી પણ પૂરે પૂરો અધર્મ છે. એમ જાણીને ગમે તેટલા પ્રાચીન કાળથી કે વંશ પરંપરાથી સ્વીકારાયલો, મનાયલો, કે આરાધાયલો ધર્મ હોય તો પણ તેમાં ઉપર કહેલા દોષ હોય તો તેનો ત્યાગ કરવો એ આપણું કર્તવ્ય છે. અને એજ પુરુષાર્થનું ફળ છે. જગતનો પ્રવાહ જોતાં દરેક પ્રાણિમાત્રને ત્રિગુણાત્મક ભાવમાં વહેંચાવું પડયું છે અને આ સમષ્ટિ રૂપ જગતમાં ત્રિગુણાત્મક શકિત કામ કરી રહેલી છે. માટે આજનો વિષય પૂરો કરી આવતા રવિવારે ત્રિગુણાત્મક શકિતની પૂજા એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઈતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥ १ ॥

ओ३म् शान्ति : शान्ति : शान्ति :



## ભાષણ ૩૦મું.

# ત્રિગુણાત્મક શક્તિ પૂજા.

સુરત, રવિવાર તા. ૫-૯-૨૦.

ओ३म् सनः पवस्वशंगवे शंजनाय शमर्वते ॥ शंराजन्नौषधीभ्यः ॥१॥

ओ३म् शांतिः शांतिः शांतिः

कृता वेदार्थेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો !

ગયે રવિવારે દેવગુરુ ધર્મની પરીક્ષાના વિષયમાં આપણે એવું પ્રતિપાદન કર્યુ કે દેવ, આપણો દાસ અથવા આપણો નોકર કે આપણી આશા રાખનારો નહિ હોવો જોઇએ. પણ નિરાલંબ અને આશા રહિત હોવો જોઇએ. તેમ ગુરુની પરીક્ષામાં આપણે એવું પ્રતિપાદન કર્યું કે આપણી પાસે જે હોય તે ગુરુ પાસે હોવું જોઈએ નહિ અને આપણી પાસે ન હોય તે ગુરુ પાસે હોય ત્યારેજ તે સદ્‌ગુરુ કહેવાય. અને એવા સદ્‌ગુરુએ નિરાલંબ પરમાત્માને ઓળખવા માટે જાણવા માટે કે તેની સમીપ જવા માટે જે શાસ્ત્રો લખ્યાં હોય તે સત્ય ધર્મ ગણાય. તે સત્ય ધર્મને જાણવાને માટે આ દુનીઆમાં ત્રણ પ્રકારનાં શાસ્ત્રો રચાયલા છે. અને જો એ ત્રણે પ્રકારનાં શાસ્ત્રોનું મનુષ્યો બુદ્ધિપૂર્વક અને વિવેક સહ અવલોકન કરે તો તેને મેળવવાનું ધ્યેય જે ઈશ્વર તે ઇશ્વરની શકિતનું જ્ઞાન થાય. એટલા માટે આજે ત્રિગુણાત્મક શકિતપૂજા એ વિષય રાખવામાં આવ્યો છે.

ગૃહસ્થો, આખી દુનીઆનાં ધર્મશાસ્ત્રો તપાસતાં અને આખી દુનીઆના ધર્મગુરુઓના વિચાર અને શોધ તરફ જોતાં આપણને સમજાય છે કે, ઇશ્વિર ઇશ્વરની શકિત, આત્મા અને આત્માની શકિત, તથા પ્રકૃતિ અને પ્રકૃતિની

શકિતના ગુણુ–કર્મ–સ્વભાવ જાણુવા માટે જેટલો પુરુષાર્થ જેટલો શોધ અને જેટલો નિશ્ચય આપણા દેશના ઋષિ મુનિઓ અને તત્ત્વજ્ઞાનીઓ તથા ધર્મ સંસ્થાપકોએ કરેલો છે, એટલો બીજા દેશના લોકો કરી શકયા નથી. આજનો વિષય શકિતનો હોવાથી આપણે શકિતના સ્વરૂપનો પ્રથમ વિચાર કરવાની જરૂર છે.

ગૃહસ્થો, શકિતએ મૂળ પદાર્થ નથી એટલે શકિત તે દ્રવ્ય નથી પણ દ્રવ્યનો ગુણુ છે. અને આખા જગતમાં તે પર્યાયરૂપે પ્રસરીને આ દૃશ્યમાન જગત્‌રૂપે તેની ઉપલબ્ધિ થએલી છે. એટલે પ્રશ્ન થાય છે કે, શકિત કોની? કારણુકે આખા જગતમાં શકિત વિના અવતરવાનું અને મરવાનું, આરોગ્યતાનું અથવા માંદા થવાનું, બલ મેળવવું અથવા નિર્બળ થવાનું, સુખ મેળવવું અથવા દુઃખી થવાનું તમામ કાર્ય શકિત વડે થઇ શકે છે. એટલે અહંકારથી રાજસ, તામસ અને સાત્વિક એવા ત્રણુ ગુણુ ઉત્પન્ન થએલા છે. તે ત્રણુ ગુણુમાં જે શકિત રહેલી છે તેજ શકિત વડે પ્રકૃતિનું આકર્ષણુ થઇને વિવિધ રૂપવાળું જુદા જુદા ગુણુ–કર્મ–સ્વભાવવાળું આ જગત્ બનેલું છે. એ ત્રણુ ગુણુને ત્રણુ રૂપમાં વહેંચવામાં આવ્યા છે. જેને પુલિંગના રૂપમાં બ્રહ્મા-વિષ્ણુ અને રૂદ્ર કહે છે, અને સ્રીના રૂપમાં તેને સરસ્વતી, લક્ષ્મી અને કાળીના નામથી ઓળખે છે. આગલા વ્યાખ્યાનોમાં કહેવામાં આવ્યું છે કે, બીજા દેશના વિદ્વાનોએ ઇશ્વરને સ્રીરૂપ આપીને તેને માશુક એટલે પોતાની પરણેલી સ્રી નહિ પણુ પારકી સ્રી ગણીને તેના ઈશ્કમાં (મોહમાં) તેઓ ગાંડા બની ગએલા જણાય છે. પરંતુ આર્યાવર્તના ઋષિ મુનિઓએ ઇશ્વરને સ્રીનું રૂપ કલ્પીને તેને માતા રૂપ માનેલી છે. એટલે એક પુરુષ ગમે તેવી પરસ્રી હોય તેને પ્યારી, વહાલી, ગુલરૂખ, કે સનમ કહીને બોલાવે તો તેના મનમાં કામજ્વર ઉત્પન્ન થાય જેથી તે પુરુષનું ચિત્ત ભ્રમિત થવાથી સત્યાસત્યનું ભાન ભૂલી જાય. પણુ અમારા દેશના ઋષિઓએ ઇશ્વરને સ્રીરૂપ માનીને તેની માતા તરીકે ઉપાસના કરવાનું ઠરાવેલું જેથી ગમે તેવી રૂપાળી, ગમે તેવી સૌંદર્યવાન, ગમે તેવા લાલિત્યવાળી સ્રી હોય પણુ જો આપણે તેને માતા કહીને બોલાવીએ અથવા માતા ગણીને તેની પાસે ફળની ઇચ્છા કરીએ તો માતા શબ્દ બોલતાંજ માતા તરીકે પ્રાર્થના કરીને પુત્ર તરીકેના હક્ક માગતાંજ મનુષ્યનું મન ઉપાધિ રહિત અને શાન્ત થઇ જાય છે. તેણે બીજાઓની પેઠે માશુક માનીને ઇશ્કમાં તલ્લિન થઇને જિંદગી બરબાદ કરવી પડતી નથી. જંગલમાં અથડાવું પડતું નથી. સૂળીએ ચઢવું પડતું નથી, પણુ પ્રસાન્ત રીતે માતાના ખોળામાં માથું મકી નિર્ભયતાથી આનંદ ભોગવે છે, એટલે અમે જે આજે ત્રિગુણાત્મક

શક્તિની પૂજાનો વિષય કહેવા માગીએ છીએ તે ત્રણે શાક્તને માતારૂપ માનીને તેનું વર્ણન કરીએ છીએ. હવે આપણે ત્રણ દેવો પૈકી પ્રથમ રજોગુણના ધારક બ્રહ્માને લઇએ અને બ્રહ્માના રજોગુણથી જગતની ઉત્પત્તિ થએલી છે એટલે બ્રહ્માએ જગતને રચ્યું છે, અથવા બ્રહ્મા જગતને રચે છે એવું આપણે માનીએ છીએ. અને તે બ્રહ્માની શકિતને સ્ત્રીરૂપે ગણીએ તો તેને સરસ્વતિ અથવા સારદા વિદ્યા માતાના નામથી વર્ણવીએ છીએ જો જગતમાંથી રજોગુણી બ્રહ્માની શકિત સારદાને ખેંચી લેવામાં આવે તો આખા જગતનાં શારીરિક માનસિક અને આત્મિક કાર્યો અટકી પડે. અથવા જો બ્રહ્માની શકિત સરસ્વતીની ઉપાસના કરીને તે શકિતનો દુરુપયોગ કરવામાં આવે તો આખા જગતની વ્યવસ્થામાં અવ્યવસ્થા ઉત્પન્ન થાય. માટે એ શકિતની પ્રથમ પૂજા કરવી જોઈએ. દુનીઆમાં પ્રાણીમાત્ર જ્યારથી જન્મે છે ત્યારથી ઇચ્છાવાળું હોય છે. અને તે ઇચ્છિત વસ્તુ મેળવવા માટે પોતાને જે જાતનું શરીર મળ્યું હોય તે જાતની શક્તિ પ્રમાણે ફળને શોધતું રહે છે. એ ફળ મેળવવા માટે તેને સરસ્વતી–સારદા–વિદ્યા અથવા સ્વર–વ્યંજનાત્મક શબ્દોની પ્રથમ જરૂર પડે છે. અત્રે આ વિષયને અટકાવીને જરાક પશ્ચાત્ અવલોકન કરીશું તો જણાશે કે પાછળના વ્યાખ્યાનમાં પૂજા શબ્દનો અર્થ સત્કાર સિદ્ધ કરવામાં આવ્યો છે તે સાથે એવું પણ સિદ્ધ કરવામાં આવ્યું છે કે, સત્કાર એટલે જે વ્યકિતમાં જેવા ગુણ હોય તેની પાસે તેવું ફળ મેળવવાની ઇચ્છા રાખવી. અથવા જે વ્યકિત જેવા ગુણવાળી હોય તેને તેવા સ્થાનમાં પધરાવવાની વ્યવસ્થા રાખવી. એટલે તેનો સત્કાર કર્યો એમ કહેવાય અથવા એજ સત્કાર તેજ તેની પૂજા થઈ ગણાય. તે પ્રમાણે સ્વર–વ્યંજનાત્મકથી વધતાં સરસ્વતી એટલે સ્વર સહીત વાત કરવી, શારદા એટલે સારને આપવાવાળી અર્થાત્ ઘણી ગુચવણવાળી સેળભેળ થએલી વાતોમાંથી સાર-રૂપ ગ્રહણ કરવાની જે શકિત આપે તે શકિતનું નામ સારદા ગણાય. તેવો સાર ગ્રહણ કરવાનું એટલે તજવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય, માનવા યોગ્ય અને નહિ માનવા યોગ્ય, સાંભળવા યોગ્ય અને નહિ સાંભળવા યોગ્ય, ખાવા પીવા યોગ્ય. અને નહી ખાવા પીવા યોગ્ય, પોતાની દસેંદ્રિયથી કરવા યોગ્ય અને નહિ કરવા યોગ્ય અને અંતઃકરણમાં વિચારવા યોગ્ય અને નહિ વિચારવા યોગ્ય સ્થૂળ–સૂક્ષ્મ અને કારણ વસ્તુનું પરિસ્ફોટન કરીને સારનું ગ્રહણ કરવાનું જે જ્ઞાન તેને વિદ્યા કહેવામાં આવે છે. એટલે જો આપણે બ્રહ્મા એટલે રજો ગુણની શકિત સરસ્વતીની પૂજા કરવી હોય તો ઉપર કહેલા વિચાર પ્રમાણે સત્યાસત્ય પારખતાં સત્યનું ગ્રહણ કરી અસત્યનો ત્યાગ કરતાં તથા વિદ્યાનો દુરૂપયોગ નહિ કરતાં સદુપયોગ કરવો એજ તેની વિદ્યારૂપ શકિતની કહો કે સારદા માતાની અથવા સરસ્વતી દેવીની પૂજા થએલી

ગણાય. પણ જો વિદ્યા અને સારદાના સ્વરૂપને ભૂલીને માત્ર સરસ્વતીની ઉપાસના કરવામાં આવે તો આત્માની સમીપમાં રહેલા તમો ગુણ એટલે લોભને વશ થઇને અવિદ્યા એટલે અંધકારમાં ફસાઇ જવાથી જગત્‌ની વ્યવસ્થામાં અવ્યવસ્થા ઉત્પન્ન કરનારા ગણાઈએ. દાખલા તરીકે યુરોપીઅન પ્રજાએ સારદા અને વિદ્યારૂપે મનાતી શકિતની ઉપાસનાનો ત્યાગ કરીને માત્ર સરસ્વતીની ઉપાસના કરી જેને પરિણામે જેમ બને તેમ ઘણી ઝડપથી ઘણા મનુષ્યોના પ્રાણ શી રીતે લેવાય અને સામા મનુષ્યના સ્વતંત્રપણે કામ કરવાના સુખ ભોગવવાના અને જીવવાના હક્કનો નાશ કરી પોતે સુખ ભોગવવાના અને સ્વતંત્ર થવાના અથવા સત્તાધારી થવાના પ્રયત્નમાં ફળીભુત થવા માટે આકાશમાં ઉડતાં પાણીમાં તરતાં અને ડૂબતાં જમીનપર ચાલતાં જમીનની અંદર ઘુસી જતાં અને વાતાવરણમાં ફેલાતાં જીવલેણ યંત્રોનો શોધ કરીને તેના ઉપયોગથી આખી પૃથ્વીના મનુષ્યમાત્રની કહો કે પ્રાણીમાત્રની સુખશાન્તિ અને વ્યવસ્થામાં અવ્યવસ્થા ઉત્પન્ન કરી ! જો એ લોકોએ સરસ્વતિની ઉપાસના કર્યા પછી તેને સારદા, અને વિદ્યાના રૂપમાં પૂજી હોત તો આખા જગતમાં તેઓ અમારા પ્રાચીન ઋષિમુની જેવા સદ્ધર્મસ્થાપક શાન્તિમય અને ઉપાધિ રહીત રાજ વ્યવસ્થા સ્થાપક અને પ્રાણીમાત્રને પોષણ અને આનંદ મળે એવા વ્યવસ્થાપક થઇને આખા જગતને ધર્મમાર્ગે ચઢાવી ઇશ્વરની સાથે સામિપ્યમુકિતનું સુખ અપાવી શકતે. એટલા માટે અમે કહીએ છીએ કે બ્રહ્માની રજોગુણી શકિત જેને સરસ્વતિ શારદા કે વિદ્યામાતાના નામથી અમારા પૂર્વાચાર્યોએ અમને ઓળખાવી છે અને જે બ્રહ્માના ચારે મુખથી ચાર સ્વરૂપ એટલે સ્વરવ્યંજનાત્મકરૂપે, સરસ્વતીરૂપે, સારદારૂપે અને વિદ્યારૂપે જગતમાં વ્યાપીને જે મનોરથથી તેના ભક્તો તેની ઉપાસના અથવા તેની પૂજા કરે છે તેના ઇચ્છિત ફળને તે હંમેશાં આપવાને તત્પર રહે છે. એટલા માટે અમારે સરસ્વતી નામની શક્તિની યથાર્થ ઉપાસના કરવી જોઇએ.

તે સગુણ પરમાત્માના તમો ગુણ પ્રાધાન્ય સ્વરૂપ શક્તિ કે જેનું નામ લક્ષ્મી છે, અને લક્ષ્મીને વિષ્ણુની અર્ધાંગના માનેલી હોવાથી વિષ્ણુસ્વરૂપ તમો ગુણમય પ્રકૃતિની શકિત તે લક્ષ્મી સિવાય બીજી હોઈ શકે નહિ, તમો ગુણની શકિતના રૂપનું વર્ણન કરતા તેમાં અજ્ઞાન હોવાનો સંભવ છે, એટલે વિષ્ણુના એક અંશમાં તમો ગુણ અથવા માયાની કલ્પના વિષ્ણુને સાકાર ઈશ્વર માનનારા ઓએ કરેલી છે. પુરાણ કર્તાઓએ તમોગુણ પ્રાધાન્ય વિષ્ણુનું વર્ણન કરતાં જ્યારે જ્યારે દેવતાઓની ઉપર દૈત્યોના હુમલા થાય અને બળવાન દૈત્યો જ્યારે દેવતાઓના

રાજા ઇન્દ્રને ગભરાવે, અથવા શંકરની પાછળ પડે ત્યારે સર્વ દેવોને વિષ્ણુનું શરણુ લેવું પડે છે. અને વિષ્ણુ शठं प्रति शाठ्य कुर्यात् ॥ એ ન્યાયથી સંભવિત કે અસંભવિત છળ—કપટ—પ્રપંચ કરીને તે દૈત્યનો સંહાર કરી દેવતાઓનું રક્ષણ કરે છે, એટલાજ માટે વિષ્ણુને તમો ગુણી કહી શકાય છે. વિષ્ણુની લક્ષ્મી સેવા કરે છે, તે લક્ષ્મી સમુદ્રમંથન કરતાં પ્રાપ્ત થએલી છે તે લક્ષ્મી દરીઆની દીકરી છે અને તે વિષ્ણુનું વાહન ગરૂડનું છે એ અલંકારનું રહસ્ય સમજાવવા બેસીએ તો એક જુદું વ્યાખ્યાન આપવું પડે એટલા માટે અત્રે લક્ષ્મીના ધન અને લક્ષ્મી એ બે નામનું વર્ણન કરવાનું છે.

લક્ષ્મીથી આ જગતમાં લહેર થાય છે, મહેર થાય છે, કેર થાય છે, ઝેર થાય છે. એટલે લક્ષ્મી વડે બે ભાગની ક્રીયા કરી શકાય છે, જો તે લક્ષ્મીરૂપ તમો ગુણાત્મક શકિતની યથાર્થ ઉપાસના કરવામાં આવે તો તે પ્રસન્ન થઇને વિષ્ણુસ્વરૂપ વૈષ્ણવો એટલે વૈશ્યોના ઘરમાં સ્ત્રી તરીકે કામ કરે. પરંતુ જો તેની પાછળ તે માણસ પડે અને તેને ધનના રૂપમાં મેળવીને પોતાને ધન્ય માને તો તે લક્ષ્મી માતા રૂપે રહીને માત્ર તેમનું પોષણ કરે. પણ તેનાથી તેને ભોગવી શકાય નહિ. ફલિતાર્થ એ નીકળ્યો કે જે માણસને લક્ષ્મી સ્વરૂપે લક્ષ્મી મળી હોય તો તેના ઘરમાં અથવા તેના દ્વારા એ લક્ષ+અમી એટલે લાખ જાતની અમી મેળવી શકાય. અથવા અમી કહેતાં અમૃત ભરેલા લક્ષ કહેતાં તેના વિચારો થાય જેથી તે લક્ષ્મી-રૂપ શકિતનો યથાર્થ ઉપયોગ થઇ પ્રાણિમાત્રના સુખના અને આનંદના કારણરૂપ કાર્યમાં ઉતરાય. જેથી કહેવું પડયું છે કે લક્ષ્મી લહેર કરાવે છે અને લક્ષ્મી મહેર કરાવે છે. પણ જો લક્ષ્મી ધનના સ્વરૂપે આવી હોય જેને વાપરવાનો મેળવનારને હકક નહિ હોવાથી તેના ઉપર કંજુસાઈનો આરોપ મેલી લોકો તેની ઇર્ષા તથા દ્વેષ કરે છે. એટલે તે ધનરૂપ લક્ષ્મીની શકિત વડે જગતમાં કેર ઉત્પન્ન થાય છે અથવા ઝેર ઉત્પન્ન થાય છે. વર્તમાન કાળમાં આ બેઉ પ્રકારનાં લક્ષ્મીનાં સ્વરૂપ પ્રત્યક્ષ જોવામાં આવે છે. એકની લક્ષ્મી દાન અને ભોગમાં વપરાય છે. ત્યારે બીજાની નાશમાં વપરાય છે. કારણ કે લક્ષ્મીનાં શરીરની ગતિજ ત્રણ છે. દાન, ભોગ કે નાશ એટલા માટે લક્ષ્મી નામની શકિતની પૂજા ત્યારેજ થઇ કહેવાય કે જ્યારે તેનો દાન કે ભોગમાં ઉપયોગ કરવાનો અધિકાર મળે. અને આગળ કહેલી માત્ર સરસ્વતી નામની શકિતની પેઠે ઉપાસના કરવામાં આવે તો તે લક્ષ્મી એકલા લક્ષ્મીવાનનું નહિ પણ દેશોદેશના અને જન સમૂહના નાશનું કારણ ઉત્પન્ન કરીને તેનો નાશ કરી પોતે ચાલી જાય છે.

સાકાર પરમાત્માના ત્રીજા સાત્વિક ગુણ પ્રાધાન્ય કાળી નામની શકિત છે અને તે સત્વગુણી શકિત ગણાય છે. અત્રે કોઇ શંકા કરશે કે કાળી નામની

શક્તિને સાત્વિકરૂપ આપી શકાયજ નહિ કારણ કે જેના ખપ્પરમાં જે આવે તેનો તે ભક્ષ કરી જાય છે. પરંતુ એ વાતજ ખોટી છે. કેટલાક સ્વાર્થી મદ્ય-માંસાદિ પંચ મકારનું સેવન કરનારા કેવળ અંધ તામિષવૃત્તિવાળા લોકોએ કાળીનું સ્વરૂપ હિંસાયય કલ્પીને તેને નામે આખા દેશમાં પંચ મકારરૂપ ધર્મનો ફેલાવો કર્યો. પરંતુ જેમ દેશના રક્ષણ માટે ક્ષત્રિયો શત્રુના શિરચ્છેદ કરવાને જાય છે અને તેમાં પોતાના પ્રાણની આહુતી આપે છે તે જો સત્વગુણી ન હોય તો માયાનો ત્યાગ કરી પોતાનાં માથાં કપાવવા કોઈ જાયજ નહિ એટલા માટે મહાકાળી એટલે સાત્વિક શક્તિ માનવામાં આવેલી છે. અને તે શક્તિ સત્વગુણરૂપ શંકરને વરેલી છે. એ શક્તિની ઉપાસના કર્યા સિવાય સ્થૂળ, સૂક્ષ્મ કે કારણ શરીરનો દુઃખથી ષટ્ઉર્મિથી કે કર્મબંધથી મોક્ષ થઇ શકતોજ નથી અને એટલાજ માટે શંકરસ્વરૂપ સત્વગુણને યોગીના રૂપમાં કલ્પવામાં આવ્યા છે.

ગૃહસ્થો, ઉપર પ્રમાણે તપાસતાં આપણને સમજાય છે કે ત્રણે પ્રકારની શક્તિ પૈકી ગમે તે પ્રકારની શક્તિની શુભ કે અશુભ ફળ મેળવવાની ઈચ્છાએ ઉપાસના કરવામાં આવે તો જે પ્રકારની ઈચ્છાથી આપણે તેની ઉપાસના કરીએ તે પ્રકારની તે આપણી ઇચ્છા પૂર્ણ કરે. તથાપિ એટલું તો ખરૂં છે કે જે પ્રકારની ઈચ્છા પૂર્ણ કરવા માટે તે શક્તિને પસંદ કરીને તેનો આવિર્ભાવ આપણામાં કરીએ તો તે શક્તિ પોતાના પ્રભાવથી પ્રથમ ઉપાસના કરનારને અને પછી આખા દેશને તેનું ફળ આપે. જેમ આપણે આપણા દેશના લાભને ખાતર બીજા દેશનો નાશ કરવાને અથવા બીજા દેશને તાબે કરવાને અથવા બીજા દેશને દબાવવાને આપણે સરસ્વતી, અને લક્ષ્મી બેને બોલાવીએ અને તે આવીને આપણામાં પ્રવેશ કરી બીજા દેશને પાયમાલ કરવાના સાધનભુત થાય ખરી, પણ તેની સાથે તે આપણા દેશને પણ પાયમાલ કરતી જાય છે. જેનો દાખલો પ્રત્યક્ષમાં હાલનો યુરોપખંડ છે. પરંતુ રાજસ ગુણવાળી સરસ્વતી, શારદા અને વિદ્યા, તામસ ગુણવાળી લક્ષ્મી તથા ધન અને સાત્વિક ગુણવાળી કાળી એ ત્રણે શક્તિને આખી દુનીઆના કલ્યાણને માટે ઉપાસના કરી તેનો આવિર્ભાવ આખા દેશમાં કરવામાં આવે તો આખી પૃથ્વીના કલ્યાણની સાથે આપણા દેશનું પણ કલ્યાણ કરતી જાય. તેના દાખલા તરીકે વેદકાળ અને ઉપનિષદ્ કાળનું આર્યાવર્ત (હિંદુસ્તાન)છે. જેમ જેમ આર્યાવર્તના લોકોમાં સ્વાર્થવૃત્તિ ઉત્પન્ન થતી ગઈ અને બીજાના સુખને માટે નહિ પણ પોતાના સુખને માટે ઉપાસના વધતી. તેમ તેમ આપણા દેશમાંથી સુખ અને આનંદનો નાશ થતો ગયો આ આપણો આખો દેશ જે પરાધીનતા ભોગવે છે તેનું એકજ કારણ છે કે આપણે ત્રિગુણા-ત્મક શક્તિની બીજાના લાભને માટે નહિ પણ આપણા સુખને માટેજ ઉપાસના

કરીએ છીએ અને જયાં સુધી આપણે આપણા સુખની ઈચ્છાનો ત્યાગ કરી જગતમાં દુઃખ નિવારણ કરવાને માટે वसुधैव कुटुंबकम् એવી માન્યતા ઉત્પન્ન કરીને દુનીઆના કલ્યાણને માટે દુનીઆને પોતાનું કુટુંબ ગણીને તેના કલ્યાણને માટે ત્રિગુણાત્મક શકિતની પૂજા કરતાં શીખીશું ત્યારેજ તે શકિતઓ પ્રસન્ન થઈને દુનીઆના કલ્યાણની સાંથે આપણું પણ કલ્યાણ કરશે એટલું વિવેચન કર્યા પછી આ ત્રિગુણાત્મક શકિતનું બીજું સ્વરૂપ જેને આપણે હર હંમેશ ઉપયોગમાં લઇએ છીએ અને જેનાવિના આપણને ચાલતુંજ નથી એવા સ્વરૂપનું વર્ણન કરવા માટે આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે ઉત્પાદક—રક્ષક અને ભોગ્ય શક્તિ એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે–ઇતિશમ્

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवावहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्ति : शान्तिः शान्ति :



## ભાષણ ૩૧મું.

# ઉત્પાદક, રક્ષક અને ભોગ્યશક્તિ.

સુરત, રવિવાર, તા. ૧૨-૯-૨૦.

ओ३म अभयंनः करत्यन्तरिक्षमभयंद्यावा पृथिवी उभेइमे ।
अभयंपश्चाद् भयंपुरस्तादुत्तरादधरादभयंनो अस्तु ॥ १ ॥

ओ३म शान्तिः शान्तिः शान्तिः

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतेरुह ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गद्दिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!

ગયે રવિવારે ત્રિગુણાત્મક શક્તિપૂજાનો વિષય પ્રતિપાદન કરતાં એવું સિદ્ધ કરવામાં આવ્યું કે, બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રના નામથી ઓળખાતા ત્રણ દેવોના રજો, તમો અને સત્વ એ ત્રણ ગુણો છે અને એ ત્રણ ગુણે કરીને તેને જો સ્ત્રીલિંગમા ગણીએ તો જગત્‌માં માતારૂપે સરસ્વતી લક્ષ્મી અને પાર્વતી અથવા કાળીના રૂપને ઓળખી શકાય છે. એટલે એ વ્યાખ્યાનમાં ત્રિગુણાત્મક શક્તિની પૂજા જો યથાર્થ રીતે કરવામાં આવે તો તેનુ યથેચ્છ ફળ મળે. અને જેમ હાલમાં તેના ગુણ વિરૂદ્ધ કર્મથી પૂજા કરવામાં આવે છે, તેથી તે દેવીઓ આપણાથી રીસાઈને દેશમાંથી અંતર્ધાન થઈ ગઇ છે જેને લીધે આપણો દેશ શક્તિહીન, વિદ્યાહીન, લક્ષ્મીહીન અને વિચારહીન થઇ ગએલો છે, જેથી આર્યપ્રજામાં નથી રહ્યો રજોગુણ નથી રહ્યો તમોગુણ નથી રહ્યો સત્વગુણ કે તે ગુણને જોઈને સરસ્વતી, લક્ષ્મી અથવા કાળી આર્યાવર્તના લોકોની સમીપમાં આવે તેનું સ્વરૂપ સમજાવવાને માટે આજે ઉત્પાદક શક્તિ, રક્ષક શક્તિ અને ભોગ્ય શક્તિ એ વિષયપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

ગૃહસ્થો, જ્યારે જ્યારે જે જે દેશમાં અથવા જે જે પ્રદેશમાં શુદ્ધ રજોગુણી નેતાઓ ઉત્પન્ન થાય અને તે નેતાઓ તમોગુણી પ્રજાને રજોગુણ તરફ ખેંચી લાવે ત્યારે તે રજોગુણીના અધિષ્ટાનમાં રહેલી તમોગુણી પ્રજામાં ઉત્પાદક

કેત ઉત્પન્ન થાય છે. પરંતુ તે રજોગુણી નેતાઓના અંતઃકરણમાં તમોગુણ કે ત્વગુણનો લેશ પણ હોવો જોઈએ નહિ. કારણ કે તે ઉત્પાદકશકિતનો એવો નિયમ કે, જગતમાં પ્રાણીમાત્રના નિર્વાહને માટે જોઇતી તમામ વસ્તુઓ ઉત્પન્ન કરે. તેમાં તમોગુણનું અત્યંત પ્રાધાન્ય વધી પડે તો ઉત્પાદકશકિતએ ઉત્પન્ન લી વસ્તુઓનું યથાર્થ સ્વરૂપ ખીલવી શકે નહિ. અને જો તેમાં સત્વગુણી કેતનું મિશ્રણ થાય તો તે પ્રજા આળસુ અને નિરૂદ્યોગી બની જાય, એટલા ટે રજોગુણી એટલે બ્રાહ્મણ નેતાઓએ ઉપદેશ કરીને તમોગુણી એટલે વૈશ્ય જાને એવો ઉપદેશ કરવો જોઇએ કે જેના જેનામાંથી જેટલે જેટલે અંશે મોગુણ ઘટતો જાય તેમાં તેટલે તેટલે અંશે રજોગુણ વધીને ઉત્પાદકશક્તિ વધતી ય. એક દાખલો આપી શું કે, માર્ગમાં રખડતાં થોડાંક કપાસના બીજ હાથ લાગે ને જોઈને રજોગુણી એટલે વિદ્યાના ઉપાસકો કે જે બ્રાહ્મણના નામથી ઓળખાતા ા તેને તેના દ્રવ્ય ગુણ પર્યાયનું પૃથક્કરણ કરી પ્રત્યક્ષ અનુમાન ઉપમાન . શબ્દ પ્રમાણથી સિદ્ધ કરે કે આ કપાસનું બી છે તે જમીનમાં વાવવાથી ો એવી શક્તિવાળું છે. ઉગ્યા પછી તેના ઉપર કપાસ આવવાનો છે માટે ોગુણી પ્રજામાંથી વૈશ્યવૃત્તિના કૃષિકારને સમજાવીને તે બીજને જમીનમાં પીને તેનાં ઝાડ ઉગ્યા પછી તેના ઉપર કપાસ લાગેલો હોય તે લઇ લેતાં ીની ઉત્પાદક શકિત પેલા કૃષિકારને આપે, રજોગુણી મહાત્મા જાણે છે કે આ ાસમાં રેષા હોવાથી જેમ ઝાડની રેષાવાળી છાલને છુંદીને તેને વસ્ત્રના જેવી નાવીને શરીરને આચ્છાદન કરવાના કામમાં વપરાય છે તેમ આ રેષાને યથાર્થ યોગમાં લીધા હોય તો તે તમામ મનુષ્યોને આચ્છાદાનના કામમાં આવે. ટલા માટે તમોગુણી વૈશ્ય પ્રકૃતિના મનમાં એટલે સુધી રજોગુણની ઉત્પાદક કેત ઉત્પન્ન કરે કે એક મનુષ્ય તે કપાસમાંથી રૂ જુદું પાડે, બીજો તેના ાને એક સરખા કરવા તેને પીંજે, ત્રીજો તેની પુણી વણે; ચોથો તેને કાંતે ચમો તેને કાંતવા માટે રેંટીઓ ઘડે, છઠ્ઠો તેનું સુતર બનાવવા માટે તરાક ાવે સાતમો તે સુતરનો તાણો પુરે, આઠમો તેને પાંજણી પાય, નવમો તેને ણુવાની સાળ સાથે જોડે, દશમો તેનું કપડું વણે અગિઆરમો તે કપડાં ને ધુએ ને બારમો તે કપડાંને વેચે. આ કામમાં અગિયાર મનુષ્યો રજોગુણ પ્રાધાન્ય ઇને વસ્તુને ઉત્પન્ન કરે અને તે ઉત્પન્ન કરતાં જે સમય વીતે તે સમયમાં ોગુણી ઉત્પાદક શકિતવાળા મનુષ્યો જે ઉત્પાદક શક્તિની ખાસ ઉપાસના કરી ા છે તેને તેનો નિર્વાહ ચલાવવા પૂરતો ખોરાક, બારમો મનુષ્ય એટલે તૈયાર લું કાપડ વેચનારો કરે. આવી રીતે જ્યારે જ્યારે દેશમાં જે જે દેશની પાદક શકિતને રજોગુણી પ્રજા એટલે બ્રાહ્મણો ઉત્પન્ન કરે ત્યારે ત્યારે તે તે

દેશના તમોગુણી ગણાતા વૈશ્યલોકો તે શક્તિની ઉપાસના પાછળ મંડયા રહે એટલે જે દેશમાં ઉત્પાદક શક્તિનું બળ હોય તેને પરાધીનપણું ભોગવવામાં આવે નહિ. પરંતુ બીજા દેશની તમોગુણી પ્રજામાં ઉત્પાદક શક્તિ નહિ હોવાંથી પોતાના તમોગુણ એટલે અજ્ઞાનને લીધે ઉત્પાદક શક્તિનો નાશ કરવા માટે અથવા ઉત્પાદક શક્તિથી મેળવેલી વસ્તુઓનો ભોગ ભોગવવા માટે રજોગુણી પ્રજા ઉપર આક્રમણ કરી રજોગુણથી ઉત્પન કરેલા ફળને લૂટી જવાની કોશીશ કરે, તે વખતે દેશની રજોગુણી પ્રજાએ ઉપદેશ કરીને તૈયાર કરેલી સત્વગુણી પ્રજા કે જેનામાં રક્ષકશક્તિ પ્રાધાન્યપણે ઉત્પન્ન થએલી હોય છે તે પોતાના સત્વગુણને લીધે સ્થૂળ શરીરનો મોહ તજીને સ્થૂળ ઇન્દ્રિયોની લાલસા તજીને સ્થૂળ રજોગુણથી અને તમોગુણથી મેળવેલી સમૃદ્ધિની સ્પૃહા તજીને બાહેરથી આવેલા તમોગુણી લૂટારાઓથી પોતાના દેશની રજોગુણી અને તમોગુણી પ્રજાનું પોતાના શિરને સાટે, જાનને જોખમે રક્ષણ કરે. એટલે ફલિતાર્થ એ થયો કે ઉત્પાદકશક્તિ એટલે કોઇનાપણ દબાણ વિના, કોઇપણ જાતની પરાધીનતા વિના, કોઈપણ જાતની વસ્તુને જગત્માં વસતા પ્રાણીમાત્રની જિંદગીની જરૂરીઆતો પૂરી પાડવા માટે જોઇતી વસ્તુઓ ઉત્પન્ન કરે તે ઉત્પાદકશક્તિ કહેવાય છે. અને પોતાના સત્વગુણે કરીને જગત ઉપરની મમતા તજીને કોઈપણ જાતના સ્વાર્થ-વિના ઉત્પાદકશક્તિનું રક્ષણ કરવા માટે પોતાનો પ્રાણ અર્પણ કરવો એવી જે શક્તિ તે રક્ષક શક્તિ કહેવાય છે અને ભોગ્ય શક્તિ તે કહેવાય છે કે પોતાને જરૂરની વસ્તુ મેળવ્યા પછી પોતપોતાના જ્ઞાન પ્રમાણે અથવા પોત પોતાની બુદ્ધિ પ્રમાણે અથવા પોતાની વિદ્યા કળા પ્રમાણે મેળવેલી વસ્તુનો યથાર્થ ઉપયોગ કરે. આટલું વિવેચન કર્યા પછી આપણે એવા વિચારપર આવી શકીએ છીએ કે, દેશમાં દરેક સ્થળમાં, દરેક સમયમાં, અને દરેક મનુષ્યમાં ઉત્પાદક શક્તિ, ભોગ્ય શક્તિ અને રક્ષકશક્તિ રહેલી છે. પરંતુ એ ત્રણે શક્તિઓના ઉપાસકો પોતપોતાની શક્તિમાતા પાસે બીજી શક્તિના ઉપાસકોના કલ્યાણ માટે વરદાન માગે તો તેઓ પોતે સુખી થઇ બીજા ઉપાસકોને પણ સુખી કરી શકે.

આપણા દેશમાં પ્રાધાન્યપણે ઉત્પાદક શક્તિરૂપ જમીન છે અને તે જમી-નમાંથી ભોગ્યશક્તિ ઉત્પન્ન કરવા માટેની ઉપાસના કૃષિકારો, વેપારીઓ અને કારીગરો મળીને ભોગ્ય શક્તિ ઉત્પન્ન કરે છે તે ભોગ્યશક્તિની ઇચ્છા રાખનાર રાજ્યકર્મચારીઓ એટલે ક્ષાત્રવર્ગો તેનું રક્ષણ કરે છે. પરંતુ જો ક્ષાત્રવર્ગ એમ માને કે ઉત્પાદક શક્તિવાળાઓને ભોગ્યશક્તિની કંઈ જરૂર નથી. એતો હમે જે વસ્તુને નિરસ ગણી, નકામી ગણી તજી દઇએ તે વસ્તુનોજ

ભોગ ભોગવવાને અધિકારી છે તેથી વેપારી અને ખેડુત વર્ગને પરાધીનપણામાં રાખીને તેની ભોગ્યશકિતનો નાશ કરે. એટલે ભોગ્યશક્તિનો નાશ થવાથી ભોગ્યશકિતની ઇચ્છાવાળા . અનુત્સાહી થઈને, ઉત્પાદક શકિતની યથાર્થ ઉપાસના કરે નહિ એટલે ભોગ્યશકિત કે રક્ષકશકિતને ક્રોધ ઉત્પન્ન થાય. તે ક્રોધને લીધે મોહ ઉત્પન્ન થાય, તે મોહને લીધે બુદ્ધિનું આચ્છાદન થવાથી પોતાના સત્વગુણ પ્રાધાન્ય વ્યવસાયને ભૂલી જઈ પોતે તમોગુણમાં નિમગ્ન થઈ અજ્ઞાનાંધકારમાં માર્ગ ભૂલી ઉન્માર્ગે ચઢી જાય છે, તેથી રક્ષકશકિત વિના ભોગ્યશકિત નકામી દેખાય છે અને ભોગ્યશકિત વિના ઉત્પાદકશકિત નિષ્ફળ થાય છે. એટલા માટે જો દેશમાં ઉત્પાદકશકિત, ભોગ્યશકિત તથા રક્ષકશકિતને, અને ભોગ્યશકિત, રક્ષકશકિત તથા ઉત્પાદકશકિતને અને ઉત્પાદકશકિત ભોગ્યશકિત તથા રક્ષકશકિતને પરસ્પર જોઇતી સહાય આપે તો જેમ વાયુ, પિત્ત અને કફની સમાનતાથી શરીર આરોગ્ય રહે. જેમ રજ, તમ અને સત્વની સમાનતાથી વાતાવરણ વિશુદ્ધ રહે, તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના એટલે રજો, તમો અને સત્વના અથવા ઉત્પાદક, રક્ષક અને ભોગ્યશકિતના સામ્યપણાથી સંસાર આનંદમય થઇ રહે. પરંતુ તેવો આનંદ અથવા કહો કે યથાર્થ આનંદ આપણને મળતો નથી અથવા બીજાને મળતો હોય એમ સંભળાતું કે જોઇ શકાતું નથી. તેનું કારણ એટલુંજ શોધવામાં આવ્યું છે કે આખી પૃથ્વી ઉપર વસતા પ્રાણી માત્રને અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થામાં અથવા વ્યવસ્થામાં સંયુકત થવું પડયું છે. જેથી આજનો વિષય પૂરો કરી આવતે રવિવારે અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થા કે વ્યવસ્થા એ વિષય ઉપર વ્યાખ્યાન આપવામાં આવશે. ઇતિશમ્.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥
तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



## ભાષણ ૩૨મું.

# અંત:કરણ વિરૂદ્ધ અવસ્થા કે વ્યવસ્થા.

સુરત, રવિવાર તા. ૧૯-૯-૨૦.

ओ३म् व्रतेनदीक्षा माप्नोतिदीक्षयाप्नोति दक्षिणाम् ।
दक्षिणा श्रद्धामाप्नोति श्रद्धावा सत्यमाप्यते ॥१॥

ओ३म् शांति : शांति : शांति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गर्वितम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો,

ગયાને પેલે રવિવારે ત્રિગુણાત્મક શકિતની પૂજા તથા ગયા રવિવારે ઉત્પાદકશકિત, ભોગ્યશકિત, અને રક્ષકશકિત એ વિષય પર બોલતાં એવું સિદ્ધ કર્યું હતું કે, જે જે દેશ સરસ્વતીની ઉપાસના વિધિપૂર્વક કરે છે, તે દેશમાં ઉત્પાદકશકિત ઉત્પન્ન થાય છે, જે દેશ લક્ષ્મીની યથાર્થ ઉપાસના કરે છે તે દેશમાં ભોગ્યશકિત ઉત્પન્ન થાય છે અને જે દેશ કાળિની ઉપાસના યથાર્થ રીતે કરે છે તે દેશમાં રક્ષકશકિત ઉત્પન્ન થાય છે. પરંતુ એ ત્રણ શકિત પૈકી માત્ર એકજ શકિતની ઉપાસના કરે તો તે દેશ અધોગતિને પામે છે. એટલા માટે ત્રિગુણાત્મક શકિતની ઉપાસના કરીને ત્રણે શકિત પોતાના દેશમાં ઉત્પન્ન કરવાને દરેક દેશવાસીઓ પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ પોતાના અંતઃકરણમાં ધારેલી ઇચ્છા અથવા મેળવવાની શકિત ઉત્પન્ન કરવામાં જે નિષ્ફળતા મળે છે, તેનું કારણ અવસ્થા અને વ્યવસ્થા બેનો ઉલટો પ્રવાહ છે. એટલા માટે આજે અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થા કે વ્યવસ્થા એ વિષય ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

ગૃહસ્થો, મનુષ્યનું અંતઃકરણ કેવું છે, તે જાણવાને માટે મનુષ્ય શકિતમાન નથી. તેમ મનુષ્યના અંતઃકરણમાં જે ઇચ્છા ઉત્પન્ન થાય છે, તે ઇચ્છા પૂર્ણ

કરવાને કોઈ શકિતમાન નથી. કારણ કે કોઇ ઠેકાણે અવસ્થાની ખામી હોય તો કોઇ ઠેકાણે વ્યવસ્થાની ખામી હોય. એટલા માટે આપણે પ્રથમ અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થાનો વિચાર કરીએ. અવસ્થાનો એટલોજ અર્થ કરી શકાય છે કે, પોતાની ઉમ્મર, પોતાની શકિત, પોતાનું જ્ઞાન અને પોતાના સહયોગીઓ, આ ચારે બાબતને અવસ્થામાં ગણી શકાય અથવા એ ચારે બાબત જેવા રૂપમાં હોય તેવી અવસ્થા કહી શકાય. અંતઃકરણમાં એવી ઇચ્છા ઉત્પન્ન થાય કે મારે એક બળવાન, આરોગ્યવાન, શ્રીમાન અને ધીમાન પુત્રની જરૂર છે, અને તે પુત્ર ઉત્પન્ન કરવાને માટે સ્ત્રીની જોઇએ તેવી સગવડ પણ છે. પરંતુ સ્ત્રી યુવાવસ્થામાં છે અને પુરૂષ બાલ્યાવસ્થામાં છે. અથવા સ્ત્રી યુવાવસ્થામાં છે અને પુરૂષ વૃદ્ધાવસ્થામાં છે. એટલે બાલ્યાવસ્થાવાળો અથવા વૃદ્ધાવસ્થાવાળો પુરૂષ પોતાના અંતઃકરણમાં પુત્રની ઇચ્છા કરે પરંતુ તે અંતઃકરણથી વિરૂદ્ધ અવસ્થામાં છે. બીજી રીતે ઉપર કહ્યું તે પ્રમાણેનીજ ઈચ્છા અંતઃકરણમાં ઉત્પન્ન થાય અને સ્ત્રી તથા પુરુષ બેઉ સમાન વયનાં, સમાન વિચારનાં અને યુવાવસ્થામાં હોય પરંતુ સ્ત્રી કે પુરુષને ક્ષય રોગ લાગુ પડ્યો હોય અથવા પુરુષ કોઈપણ પ્રકારના ષંઢત્વને પામેલો હોય તો પણ એ અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થામાં ગણાય. એક મનુષ્યના અંતઃકરણમાં એવી ઇચ્છા હોય કે મારે સારા સારા વસ્ત્રાલંકારથી શણગારાઈને રાજાના લગ્નમાં જવું છે. અને જેમ બીજા લોકો જાય છે તેમ મારે પણ જવાની ઇચ્છા છે પરંતુ તે એવો દરિદ્રી છે કે જેની પાસે ઓઢવા પહેરવા જેટલાં સાધારણ કપડાં પણ નથી તો એ તેના અંતઃકરણની વિરૂદ્ધ અવસ્થા ગણી શકાય, અથવા અંતઃકરણમાં કોઇપણ બીજા માણસે તૈયાર કરેલી અમુક વસ્તુને જોઈને આશ્ચર્ય પામતાં એવો વિચાર કરે કે જેવી રીતે આ ચીજ બનેલી છે તેવી રીતે હું કાં ન બનાવી શકું ? કારણ કે ઉદ્યોગથી અને પુરુષાર્થથી તે વસ્તુ બનેલી છે અને હું પણ તેવો પુરુષાર્થ કરૂં તો તેવી વસ્તુ બનાવી શકું એવો વિચાર કરે પણ તે વસ્તુ બનાવવાનું જ્ઞાન, તે વસ્તુ બનાવતાં જેટલો જોઇએ તેટલા ધનનો અભાવ. એટલે મૂર્ખાવસ્થા અને દારિદ્ર્યાવસ્થા એ બે અવસ્થાને લીધે તે મનુષ્ય કંઈપણ કામ કરી શકે નહિ પણ ઉલટો દુઃખી થાય. ચોથી અવસ્થા સહયોગીઓની છે કે જો સહયોગી સારા હોય તો તમામ અવસ્થા અનુકુળ થાય છે પરંતુ સહયોગીને અનુકુળ કરવાની શકિત જેનામાં ન હોય અથવા સહયોગીની વ્યવસ્થા કરવાની શકિત જેનામાં નહિ હોય અથવા કયા કયા સહયોગી પાસે કયું કયું કામ કરાવવું અને તે કામ સોંપવામાં સહયોગીની એવી ખાતરી હોવી જોઇએ કે આ માણસે જે કામ આરંભેલું છે, અને તેને લગતું જે કાર્ય સંપાદન કરવાને માટે અમારી યોજના કરવાની ઇચ્છા રાખે છે. અને જો અમે તેને મદદ કરીએ તો

તેના અંતઃકરણમાં ધારેલી ઇચ્છા પ્રમાણે તે માણસ ફળ ઉત્પન્ન કરી શકશે પરંતુ એવી અવસ્થા પોતાની નહિ હોવાથી તેના સહયોગીઓ મદદ કરતા નથી. અને પોતે પોતાના અંતઃકરણના વિચારને ફેરવી શકતો નથી. એટલા ઉપરથી આપણે એવા સાર ઉપર આવી શકીએ કે જગતમાં દરેક મનુષ્ય સુખની, સારાં કામ કરવાની કીર્તિ મેળવવાની અને જગતનું તારણ કરવાની અથવા જગતને સુખી કરવાની, અથવા પોતે સુખી થવાની ઇચ્છાવાળા હોવા છતાં અને તેને માટે અંતઃકરણની યાચના કરવા છતાં અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થાને લીધે તેઓ દરેક કાર્યમાં નિષ્ફળ નીવડે છે. બીજી તરફ આપણે વિચાર કરતાં જોઇ શકીએ છીએ કે કેટલાંક કામો અંતઃકરણ વિરૂદ્ધ વ્યવસ્થાને લીધે થઇ શકતાં નથી. જેનું વર્ણન આપણે કરીએ.

ગૃહસ્થો, અવસ્થા કરતાં પણ વ્યવસ્થાની ભારે જરૂર છે. એક તરફ અવસ્થા સંપૂર્ણ રૂપમાં હોય પણ વ્યવસ્થા અંતઃકરણ વિરૂદ્ધ હોય તો કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. અવસ્થાના પ્રકરણમાં આપણી અવસ્થાને લીધે આપણે ઉત્તમ પ્રકારની સંતતિ ઉત્પન્ન કરી શકીએ નહિ. પરંતુ સ્ત્રી અને પુરૂષ યોગ્ય ઉમ્મરના, સમાન વિચારનાં, દામ્પત્ય પ્રેમવાળા અને પુત્ર ઉત્પન્ન કરવામાં સમાન ઇચ્છાવાળાં હોય તો પણ તે બેઉને એવી વ્યવસ્થાએ ગુંચવ્યાં હોય કે તેનો યોગ મળવો કઠીન થઇ પડે, ધારો કે બેઉની સમાન ઇચ્છા છે, અને આગામી ઋતુ પછી ગર્ભાધાન કરવાનો યોગ છે તે ઋતુ સ્નાત થવાને આગલે દિવસે તે સ્ત્રીને મા બાપ કે ભાઇના મંદવાડની ખબર આવે અને તેને પીઅર જવું પડે અથવા પુરુષને કોઇ દૂરના પ્રદેશમાં ઘણાજ જરૂરી કામસર જવું પડે અને ત્યાં એવી ગુંચવણમાં આવી પડે કે પોતાની સ્ત્રીને ગર્ભાધાન આપવાનો સમય વીતી જાય એટલું નહિ પણ તે વાતજ ભૂલી જાય. અમે એક દાખલો આપીશું કે એક પુરુષ પોતાના પુત્રના લગ્નને માટે મુંબઇથી સવારની ગાડીમાં બેસીને સુરત આવવા નીકળે, ગાડી સુરતમાં ચારવાગે આવે અને ગાડીમાંથી ઉતરીને પોતાના ઘરની ગાડીમાં બેસીને આનંદના વિચાર કરતો પોતાને ઘેર આવે પરંતુ ઘરમાં પેસતાંજ તેને ખબર મળે કે જે પુત્રનાં લગ્ન કરવાં માટે તમે મુંબઈથી આવ્યાં છો, તે પુત્રને કોલેરા થયો છે. એ વાત સાંભળીને સવારનો ભૂખ્યો તરસ્યો મુસાફરીમાં થાકેલો, તાપ તડકામાં તપેલો, હોવા છતાં, દાકતરો ઉપર દાકતરો લાવવાની દોડધામમાં અને છોકરાની સારવારમાં સગાવહાલાં અને મિત્રોની અવર જવરમાં એવો ગુંથાઈ જાય કે પોતે ભૂખ્યો છે, કે ખાધું છે તેનું ભાન જતું રહે. એવી રીતે દોડધામ કરતાં બીજે દિવસે સવારના દશ વાગતાં તે છોકરાનું મરણ નીપજે એટલે તે માણસ રડવા કૂટવામાં છોકરાને સ્મશાનમાં અગ્નિ સંસ્કાર

કરવામાં અને લૌકીક વ્યવહાર સાચવવામાં રોકાઈ સ્મશાનની ક્રિયા પૂર્ણ કરી હોય અફસોસ ! કરતો પોતાને ઘેર આવવા નીકળે અને શહેરમાં પગ મૂકે કે તરત તેને ખબર મળે કે તમારા ઘરમાં આગ લાગી છે. તે સાંભળીને તે મનુષ્ય અંતઃકરણની બે બાકળી અવસ્થામાં પુત્રમરણના શોકને ભૂલી જઈ આગ બુજાવવા અને બળતા ઘરમાંથી જે બચે તેને બચાવવાના પ્રયત્નમાં જોડાય તે આગની શાન્તિ થઈ બચવાનું હોય એટલું બચે અને બળવાનું હોય એટલું બળી ગયા પછી તેને ભાન આવે કે હું ત્રણ દિવસનો ભૂખ્યો છું. અર્થાત્ મનુષ્યો જ્યારે અંતઃકરણથી ઉલટી વ્યવસ્થામાં સપડાઇ જાય છે, રોકાઇ જાય છે, બંધાઇ જાય છે ત્યારે તે કશુંજ કામ કરી શકતો નથી. આ દાખલો આપ્યા પછી આપણે બીજો વિચાર કરીએ કે એક મનુષ્યમાં વિદ્યા ભણવાની અત્યંત શકિત છે, કામ-કરવાની અત્યંત શકિત છે, ધન કમાવાની અત્યંત શક્તિ છે અને તે શક્તિ પ્રમાણે તેના અંતઃકરણમાં ઇચ્છા પણ છે છતાં વિદ્યા ભણવા માટે સ્કૂલની અવ્યવસ્થા છે. કામ કરવાંની ઈચ્છા છતાં કામ કરાવનાર અવ્યવસ્થિત છે અને ધન કમાવાની સંપૂર્ણ ઇચ્છા તથા શકિત છતાં પરદેશ જઈને ધન કમાવાના સ્થાનમાં પરદેશીઓએ એવી વ્યવસ્થા કરેલી છે કે ત્યાં તે માણસ જઇ શકતો નથી તથા રહી શકતો નથી એટલે આ પ્રમાણે અંતઃકરણ વિરુદ્ધ વ્યવસ્થા હોવાથી તે માણસ ધનનું ઉપાર્જન કરી શકતો નથી. એજ પ્રમાણે પોતાના જ્ઞાનનો ફેલાવો કરવા માટે જગતને ઉપદેશ કરવા તૈયાર થાય પણ એ સાંભળનારાઓની અવસ્થા એવી હોય કે સાંભળવા જેટલી વ્યવસ્થા કરી શકે નહિ, અને છેલ્લે પોતાના સહયો-ગીની સાથે રહીને કામ કરવાની શકિત પોતામાં હોવા છતાં સહયોગી એવા અવ્યવસ્થિત હોય કે તે અવ્યવસ્થાને લીધે તેના અંતઃકરણનું ધાર્યું થાય નહિ

ગૃહસ્થો આગળ કહેલી અવસ્થા અને વ્યવસ્થાને માટે જેટલો જેટલો લાંબો વિચાર કરીએ તેટલો તેટલો ચમત્કાર દેખાય છે. અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થા કે વ્યવસ્થાનો વિચાર કર્યા વિના જે કામનો આરંભ કરીએ તે કામમાં ફળિભુત થઈ શકીએ નહિ. જ્યારે પોતાના કુટુંબને પોતાની ન્યાતને, પોતાના ગામને, કે પોતાના દેશને સુખ કરવાની ઇચ્છા અંતઃકરણમાં ઉત્પન્ન થાય ત્યારે જે મનુષ્ય પોતાની અવસ્થા અને ગોતાની ઇચ્છામાં ધારેલા કામની વ્યવસ્થાનો વિચાર કર્યા સિવાય અથવા અવસ્થા અને વ્યવસ્થાને સમાન્તર ભાગમાં ગોઠવ્યા સિવાય એમાંથી એકની પણ ખામી હોય છતાં તે કાર્ય કરવામાં ઉતાવળ કરે તો તેમાં તે નિષ્ફળ નીવડે એ નિસ્સંશય છે.

ગૃહસ્થો, આર્યસમાજના સંસ્થાપક પૂજ્યપાદ સ્વામીશ્રીના અંતઃકરણમાં આર્યાવર્તનો, આર્યપ્રજાનો ઉદ્ધાર કરી તે પ્રજાને આર્યધર્માવલંબી અથવા આર્યધર્માનુયાયી બનાવવાની ઈચ્છા ઉત્પન્ન થઇ અને તે ઇચ્છા પૂર્ણ કરવા જેટલી સ્વામીશ્રીની અવસ્થા પણ હતી પરંતુ વ્યવસ્થા અનુકુળ નહિ થઈ શકશે એટલા માટે તેણે દેશમાંથી અજ્ઞાનના, અનાચારના, દુઃખના પરાધીનતાના, હીનત્વના, અને અધર્મના વેગમાં વહ્યા જતા આર્યલોકોનો ઉદ્ધાર કેવી વ્યવસ્થાથી થશે તેનું ઝાંખું ચિત્ર દોરીને તેની રૂપરેખા અને હદ બતાવીને પોતે નિર્વાણ પામી ગયા અને તે રૂપ રેખા પ્રમાણે આર્યસમાજ તેના આલેખેલા ચિત્રના ખોખામાં રંગ પૂરી રહી છે અને જેટલો જેટલો રંગ ખીલતો જાય છે તેટલી તેટલી શારીરિક, માનસિક અને આત્મિક, ધાર્મિક, સામાજીક અને રાજકીય વ્યવસ્થા બંધાતી જાય છે અને તે વ્યવસ્થામાં આર્યપ્રજા દિન પર દિન આગળ વધતી જાય છે. તેનું અવલોકન કરતાં આપણને સમજાય છે કે વર્તમાન કાળમાં આપણે અંતઃકરણ વિરૂદ્ધ અવસ્થામાં અને વ્યવસ્થામાં બંધાયલા છીએ તેમાંથી છૂટીને અનુકુળ અવસ્થા અને વ્યવસ્થામાં આવી શકીશું. ત્યારેજ આપણે ધર્મ અર્થ, કામ અને મોક્ષ અને મોક્ષ એ ચારે પદાર્થ મેળવી શકીશું.

ગૃહસ્થો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વિષયો અને ચાર વિષયના અંતર્ગત જુદા જુદા વિષયો ગોઠવીને બે વખતની વ્યાખ્યાન માળાઓમાં ગુથ્યા પ્રમાણે એકંદરે ત્રેપન વ્યાખ્યાન આ સમાજમાં મેં આપ્યાં તેનો પ્રભાવ પ્રડવો કે ન પડવો એ મારા બોલવાની શકિત અને શ્રોતાઓની સાંભળવાની જિજ્ઞાસા ઉપર આધાર રાખે છે. આ વ્યાખ્યાન માળામાં મેં કોઇપણ મત–પંથ–સંપ્રદાયની વ્યકિતગત નિંદા કરી નથી કારણ કે જે દોષ હું તેઓના જોઇ શકું છું તે તે દોષથી હું પોતે મુકત નથી તેમ સુરતની આર્યસમાજ પણ મુકત નથી. એટલે આ વ્યાખ્યાન માળામાં પ્રતિપ્રક્ષીના દોષ જોવા કરતાં આપણા પોતાના દોષ ઉપર વધારે ધ્યાન આપવામાં આવ્યું છે. જ્યાં સુધી આપણે આપણા દોષથી શુદ્ધ નહિ થઇએ ત્યાં સુધી પ્રતિપક્ષીના દોષ કાઢવા એ અઘટીત ગણાય એમ મારૂં જાણવું છે, તેમ માનવું પણ છે. અને તેથી મારા આત્મદોષની પદ્ધતિ ઉપર થએલા વ્યાખ્યાનને લીધે કોઇપણ આર્યબંધુને પોતાના ઉપર આક્ષેપ થએલો લાગે અથવા લાગ્યો હોય તો તેની ક્ષમા માગી આજનો વિષય પૂરો કરી મને સોંપાયલી વ્યાખ્યાનમાળા પૂર્ણ કરી અંતે તે પરમકૃપાળુ પરમાત્માની સવિનય યાચના કરૂં છું કે, હે પરમાત્મા આ વ્યાખ્યાનમાળામાં કહેલા દુર્ગુણો પૈકી જે દુર્ગુણો અમારામાં હોય અથવા જે ખામીઓ અમારામાં હોય, અથવા જેટલી

ન્યૂનતા અમારામાં હોય અથવા જેટલી પશુવૃત્તિ અમારામાં હોય અથવા જેટલું અનાર્યત્વ અમારામાં હોય તે સર્વ દોષોને જીતીને, સુધારીને, દૂર કરીને અમે ખરેખરા મનુષ્ય ખરેખરા આર્ય અને ખરેખરા ધર્મી બની ધર્મ અર્થ કામ અને મોક્ષરૂપ ચારે પદાર્થનું સુખ મેળવવા શક્તિમાન થઇએ. તથાસ્તુ.

ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु माविद्विषावहै ॥१॥

ओ३म् शान्तिः शान्तिः शान्तिः



મુંબાઇ આર્યસમાજમાં આશરે દશ વર્ષ ઉપર આપેલું ભાષણ.

# અમારા દેશને થએલો સન્નિપાત અને તેનો અકસીર ઈલાજ

ओ३म् अभयंमित्रा दभयममित्रा दभयंज्ञातादभयं परोक्षात् ॥
अभयं नक्तमभयं दिवानः सर्वाआशाममित्रं भवन्तु ॥१॥
ओ३म् शान्ति : शान्ति : शान्ति :

कृता वेदायेन भ्रम रहित सत्यार्थ निलया ॥
निरस्तं व्याख्यानं कृत ममति धूर्तैः श्रुतिषुयत् ॥
पुराणः सिद्धान्तः मुनिगुण गणांनाञ्च गदिताम् ।
दयानन्दंवंदे तम खिलधराऽनंद करणम् ॥

**મહેરબાન પ્રમુખ સાહેબ સદ્‌ગૃહસ્થો! અને સન્નારીઓ,**

આજે આ મુંબઇ આર્યસમાજમાં વ્યાખ્યાન કરવાને માટે હું ઉભો છું, તે વ્યાખ્યાનની શરૂઆત કરતા પહેલાં મારે જણાવવું જોઇએ કે હું વકતા નથી, પંડિત નથી, શાસ્ત્રી નથી, ઉપદેશક નથી અને વિદ્વાન્ પણ નથી છતાં માત્ર બહુ શ્રુત છું. તેથી મારા સાંભળેલાં તથા વાંચેલા અને મનન કરેલા વિષયને મુંબઇ ઇલાકાની મુખ્ય સમાજના શ્રોતાઓની સમક્ષ જેમ એક વિદ્યાર્થી પરીક્ષા આપવાને તૈયાર થાય તેમ આપ જેવા પરીક્ષકોની રૂબરૂ હું મારો વિષય રજુ કરૂં છું. આપલોકોએ મોટા મોટા પંડિતો શાસ્ત્રીઓ અને વકતાઓના પ્રગલ્ભ વ્યાખ્યાનો સાંભળેલાં છે, જેમાં વસ્તુનું પ્રતિપાદન, વાણીનું ગાંભીર્ય, ભાષાનું લાલિત્ય અને વ્યાખ્યાનના વિષયાનુકુળ અભિનય, જોયલા છે, એટલે મારો વિષય અથવા મારૂં વ્યાખ્યાન નિરસ લાગે એ સ્વાભાવિક છે. પરંતુ એટલો તો દાવો કરી શકું છું કે આજ સુધીમાં આપ લોકોએ જે જે વ્યાખ્યાનો સાંભળ્યાં તે વ્યાખ્યાનની વસ્તુથી મારા વ્યાખ્યાનની વસ્તુ અલૌકિક છે. કારણ કે આજ સુધીનાં વ્યાખ્યાનો ધર્મ સંબંધી છે અને મારૂં વ્યાખ્યાન ધર્મી સંબંધે છે. જ્યારે ધર્મી પોતાના ધર્મને છોડી દે છે, ત્યારે તેનું વિપરીત ફળ ભોગવવું પડે છે. જ્યારે મનુષ્ય શરીરમાં વાયુ, પિત્ત અને કફ એ ત્રણે ધાતુ દુષિત થઈને કોપને પામે છે. ત્યારે તેને ત્રિદોષ થાય છે અને તે ત્રિદોષમાં જો હીનવાત, મધ્યકફ અને પ્રવૃદ્ધપિત્ત હોય તો તે મનુષ્યને સન્નિપાત થાય છે. જેમ મનુષ્યને સંન્નિપાત થવાથી જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયોની

વ્યવસ્થા ઉલટાઇ જાય છે, જેથી તે શરીર કોઈ પણ જાતનું કર્મ કે અનુષ્ઠાન કરી શકતું નથી; તેવી રીતે જ્યારે દેશમાં હીનવાત, એટલે રજોગુણ ઘટી જાય, મધ્યકફ એટલે તમોગુણ મધ્યમસર થાય અને પ્રવૃદ્ધ પિત્ત એટલે સત્વગુણ પ્રાધાન્ય-પણું ભોગવે જેથી આખા દેશમાં કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રણ ધાતુઓ દોષને પામી દેશને સન્નિપાત કરે છે. અથવા જ્ઞાન ઉપાસના અને કર્મ ત્રણેની વિપરીત દશા થવાથી દેશને સંન્નિપાત થયો છે એમ કહી શકાય છે.

ગૃહસ્થો, મારો ધંધો વૈદ્યનો હોવાથી હું સ્વાભાવિક રીતે ધાતુને દોષ અને દોષને મળરૂપે થતા જોઇ શકું છું જેથી જ્યાં જ્યાં ત્રિદોષને કોપેલા દેખું ત્યાં ત્યાં સન્નિપાત થયો છે, અથવા સંન્નિપાત થશે એવી કલ્પના કરવાનો મારો સ્વભાવ હોવાથી અને તેનો ઇલાજ કરવાની ટેવ પડેલી હોવાથી આજે અમારા દેશને થએલો સન્નિપાત અને તેનો અકસીર ઇલાજ એ વિષય પર વ્યાખ્યાન આપવા આપ સભ્ય જનોની સન્મુખ ઉભો રહ્યો છું. મને આશા છે કે આપ લોકો મારી ભાષા તરફ અથવા મારી વિષય સંકલના તરફ ધ્યાન નહિ આપતાં હું જે વિષય રજુ કરવાનો છું તેની વસ્તુ સ્થિતિ તરફ ધ્યાન આપશો; એવી આશા રાખીને હું મારો વિષય આગળ ચલાવું છું.

ગૃહસ્થો, આયુર્વેદ અથવા આર્યધર્મશાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે કારણ વિના કાર્ય ઉત્પન્ન થતું નથી અને કાર્ય ઉત્પન્ન થયા વિના તેનો પ્રતિકાર શોધી શકાતો નથી અથવા કરી શકાતો નથી, જ્યારે પૂજ્યપાદ સ્વામી દયાનંદ સરસ્વતીજીએ આખા આર્યાવર્તને સન્નિપાત થએલો જોયો અને તેના કારણની તપાસ કરી તો જણાયું કે આયુર્વેદમાં કહેલા સંપૂર્ણ કારણોની ઉપસ્થિતિ થવાથી ભારતવર્ષને સન્નિપાત થયો છે. આયુર્વેદમાં સન્નિપાત થવાનાં કારણ એટલે સન્નિપાતનું નિદાન આવી રીતે શોધવામાં આવ્યું છે.

જે મનુષ્ય ઘણું ખાટુ ખાનારો, ઘણું ચીકણું ખાનારો ઘણું ઉનું ખાનારો, ઘણું તીખું ખાનારો, ઘણું કડવું ખાનારો, ઘણું મીઠું ખાનારો, ઘણો દારૂ પીનારો, ઘણા તાપમાં ફરનારો, ઘણા કષાય રસનું સેવન કરનારો, ઘણા કામનું સેવન કરનારો, ઘણો ક્રોધ કરનારો, ઘણા લૂખા પદાર્થ ખાનારો, ઘણા ભારે પદાર્થ ખાનારો, ઘણું માંસ ખાનારો ઘણું ટાઢું ખાનારો, ઘણો શોક કરનારો, ઘણી કસરત કરનારો, ઘણી ચિંતા કરનારો, પોતાના ગૃહમાં રહીને સ્ત્રીની સાથે અત્યંત પ્રસંગ કરનારો, એવા જે પુરુષ હોય તેને ઉપર કહેલા કારણોમાંથી કેટલાક કારણનું સેવન કરવાથી ચૈત્રમાસમાં, શરદઋતુમાં, અને વર્ષાઋતુમાં સન્નિપાત થાય છે. એ પ્રમાણે આયુર્વેદના નિદાનશાસ્ત્રે સન્નિપાત થવાનું કારણ શોધી કાઢયું છે. અને તેજ કારણથી આખા દેશને સન્નિપાત થએલો જણાય છે.

જે કારણથી મનુષ્યને સન્નિપાત થાય છે, તેજ કારણોથી આખા દેશને સન્નિપાત થાય છે. જે દેશ વાયુની પ્રકૃતિના સેવનને લીધે, રજો ગુણ એટલે ઉત્પાદક શક્તિવાળો હોય, જે દેશ પિત્ત કરવાવાળા પદાર્થોના સેવનથી રક્ષકશકિતવાળો હોય, અને જે દેશ કફપ્રકૃતિના સેવનથી ભોગ્ય શક્તિવાળો હોય, એટલે જ્યાં સુધી ઉત્પાદકશક્તિને, રક્ષકશક્તિને અને ભોગ્યશક્તિને સમાન ભાવે ખીલવવામાં આવે ત્યાં સુધી રજો તમો અને સત્વ ગુણના વિર્યથી તે દેશ ધાતુપુષ્ટીવાળો બળવાન ગણાય. પણ જ્યારે રક્ષકશક્તિ ઘટી જાય એટલે ત્રણે શકિત ધાતુરૂપમાં હતી તે દોષરૂપ બને અને તે દોષરૂપે પરસ્પર વિરુદ્ધ ક્રિયા કરીને મળનું રૂપ પકડે એટલે ત્રણે દોષ કોપને પામે જેથી સન્નિપાત થાય. જ્યારે દેશમાં ભોગ્ય શકિત વધી જાય છે ત્યારે ઉત્પાદક શકિત એટલે રજો ગુણ અને રક્ષક શકિત એટલે સત્વગુણ એ બન્ને ગુણો દબાઈ જવાથી ભોગ્યશકિત વધી પડે છે. તેના કારણમાં ઉપર કહેલી હકીકત કે જેથી ત્રણે દોષ કોપે છે. તેનો વિચાર કરીએ. જ્યાં સુધી કષાય ભોજન, શોક, વ્યાયામ, ચિન્તા, સ્ત્રીનો પ્રસંગ, પરસ્ત્રીગમન લૂખો અને ટાઢો ખોરાક એ યોગ્ય પ્રમાણમાં હોય ત્યાં સુધી દેશમાં રજો ગુણ એટલે ઉત્પાદકશકિતમાં ખામી આવે નહિ, પણ જ્યારે એ રજો ગુણનું અત્યંત સેવન થાય ત્યારે રજો ગુણને લીધે વાયુ વધીને તમો ગુણ એટલે તમો ગુણી કફ પ્રકૃતિનું શોષણ કરે, બીજી બાજુ પર જેમજેમ તમો ગુણ વધતો જાય તેમ તેમ સત્વગુણ ઘટતો જાય એટલે દેશમાં ભોગ્ય શકિત વધતી જાય અને રક્ષક શકિત ઘટતી જાય. જેથી દેશને સન્નિપાત થાય. આપણા દેશને સન્નિપાત થવાનું એજ કારણ છે. કારણ કે ઉત્પાદક શકિતમાં અતિયોગ થવાથી ભોગ્યશક્તિમાં વધારો થયો. એટલે રક્ષકશકિત ઘટતી ગઈ. આપણે પ્રત્યક્ષ પ્રમાણમાં જોઈ શકીએ છીએ કે, આખી દુનીઆની ભોગ્ય શક્તિ કરતાં આપણા દેશની ભોગ્ય શકિત પોતાની હદ કુદાવી ગએલી છે. આખી દુનીઆમાં ભોગ્ય શકિતના અહાર અને વિહાર એવા બેજ માર્ગ છે. આપણા દેશના અહારને પહોંચી વળવાને માટે દુનીઆમાં કોઇપણ દેશ શકિતમાન નથી. માત્ર આપણો દેશ એવો છે કે જ્યાં છપ્પનભોગની રસોઈ બનાવનારા તથા ખાનારા છે, જ્યાં છપ્પન મસાલાવાળી પાનની બીડી ખાનારા છે. જ્યાં પાંન અને એલચી, લવેંગ અને સોપારી, ઉપર વળગાડીને દરવર્ષે લાખો રૂપીઆનું સુન્નુરૂપું ખાનારા છે, ગરીબમાં ગરીબ માણસ પણ ખોરાકના કામમાં છએ રસનું સેવન કરવાની ક્રિયા જાણે છે. એટલે ખાનપાનના વિષયમાં આપણો દેશ સર્વોપરિપણું ધરાવે છે. બીજો ભાગ વિહારનો રહ્યો તેમાં પણ આપણો પહેલો નંબર છે, દરેક મનુષ્ય પોતપોતાના ઘરમાં વિહારની વસ્તુઓ હોવા છતાં ઘણા વેશ્યાગામી હોય છે, ઘણા વ્યભિચારી હોય છે, ઘણા અભક્ષાભક્ષી હોય છે, ઘણા અપેયાપેયી હોય છે. જેથી તમોગુણની વૃદ્ધિ એટલે

ભોગ્યશકિત વધી પડી છે. ભોગ્યશક્તિ વધવાથી નિર્બળતા, આળસ, અને મંદાગ્નિ વધે છે. તેને લીધે રક્ષકશકિત ઘટે છે. જેથી આખો દેશ અહારવિહારમાં, મેળાખેળામાં, જાન જાગરણમાં, લગ્ન મરણમાં, મોજ મઝામાં, વાડી ગાડીમાં, આળસ અને પ્રમાદમાં તલ્લીન થએલો પણ પોતાને સુખી અને આનંદી માનતો હોય છે. પરંતુ તે દોષ ઉપર રક્ષકશકિતવાળા સત્વગુણી લોકો પોતાની રક્ષકશકિત વધારવાને માટે ઉત્પાદકશકિતનું હરણ કરવાને હુમલો લાવે છે. જેથી પ્રમાદમાં ડૂબેલા અને રક્ષકશક્તિ વિનાના પોતાની ઉત્પાદક-શક્તિનું રક્ષણ કરી શકે નહિ એટલે ગ્રીષ્મઋતુ જેવો પરિતાપ પામીને, વર્ષાઋતુની રેલમાં ઘસડાઇને, શરદઋતુની શરદીમાં અકડાઈને આખા દેશને ઝેરી તાવ ઉત્પન્ન થાય છે, જેમાં કુપથ્ય કરવાથી તેને સન્નિપાત થાય છે. અને તે સન્નિપાતનાં લક્ષણ આપને હું જણાવું છું. જેને સન્નિપાત થયો હોય તેને ક્ષણમાં દાહ થાય છે, ક્ષણમાં શીત લાગે છે હાડકાં સાંધા અને માથામાં પીડા થાય છે. લોહીનો બિગાડ થાય છે, આંખે વિપરીત દેખાય છે, શ્વાસ ચઢે છે. કાનમાં પીડા થાય છે, ગળું સુકાય છે, અને તંદ્રા, મોહ પ્રલાપ, કાશ, શ્વાસ અરૂચિ તથા ભ્રમ થાય છે, જાણે દાઝી ગઇ હોય એવી અને સુકાઈ ગએલી જીભ થાય છે, લોહી અને પિત્ત મળેલું થૂંકે છે, માથુ ધૂણે છે, તરસ લાગે છે, નિંદ્રાનો નાશ થાય છે, હૃદયમાં વ્યથા થાય છે, અને તેને સ્વેદ મૂત્ર અને ઝાડો ઘણે કાળે થોડો ઉતરે છે. શરીર પુષ્ટ દેખાય છે, અને ગળું બોલે છે તેમ શરીર ઉપર રાતાં મંડળ દેખાય છે. મૂંગો થઇ જાય છે, કાન પાકે છે, પેટ ભારી થઈ જાય છે, અને એ દોષો ઘણે લાંબે કાળે પાકે છે એટલે સમાય છે, જેને સન્નિપાત થયો છે, એમ કહી શકાય છે. મનુષ્ય શરીરમાં ત્રિદોષના કોપથી આ પ્રમાણેનાં લક્ષણવાળો, સન્નિપાત થાય છે. તેવાજ લક્ષણવાળો સન્નિપાત અમારા દેશને થયો છે.

આપણા દેશમાં પરદેશી રાજ્ય હોવાથી રાજ તરફથી નવા નવા હુકમો પ્રકટ થવાથી ઘડીમાં શાન્તિ અને ઘડીમાં પરિતાપ ઉત્પન્ન થઈ રહેલો છે અને તેથી શરીરના હાડકાં રૂપ ખેતીકારો, સાંધારૂપ જુદા જુદા દેશના લોકો માથારૂપ વિદ્વાનોમાં પીડા ઉત્પન્ન થાય છે. હિંસક વૃત્તિવાળી ભોગ્ય શક્તિને લીધે આખા દેશમાં લોહીનો બગાડ થઇ રહ્યો છે, જેથી સર્વની આંખે, સત્યમાં અસત્ય અને અસત્યમાં સત્ય એવું વિપરીત દેખાય છે. એટલે એવી અવસ્થામાં કાનમાં પીડા એટલે સત્ય વાત સંભળાતી નથી, ગળું સુકાય છે એટલે વચનામૃત પીવાતું નથી. જેથી આખી પ્રજાને તંદ્રા (અર્ધ જાગૃત પણું) મોહ (બેભાનપણું) પ્રલાપ (બકબકારો) શ્વાસ (અશકતપણું) અરૂચિ (વિરસત્વ) ભ્રમ એટલે સર્વનાં મન ભ્રમિત થએલાં છે. જેથી આખા દેશની વાણી દગ્ધ એટલે નકામી

થએલી છે. જેથી વાણી ક્રોધ, અને નિરાશારૂપી લોહી અને ફીણવાળું થૂંકે છે માથું ધૂણે છે એટલે વિદ્વાનોનાં માથાં સ્થિર રહેતાં નથી જેથી તેઓના હૃદયમાં વ્યથા થાય છે, જો કે આખો દેશ ઉપર ઉપરથી પુષ્ટ દેખાય છે, પણ તેના શરીર ઉપર ઠામ ઠામ રક્તમંડળ એટલે લોહીના પ્રવાહ ચાલે છે. જેને લીધે કેટલાક મૂંગા થઇ ગયા છે, કેટલાક બહેરા થઇ ગયા છે. અને કેટલાકને અફસોસને લીધે અન્ન પચતું નથી. જેથી જે વસ્તુ નથી તેને જુએ છે. જે વસ્તુ છે તે દેખાતી નથી. નહિ બોલેલા શબ્દો સાંભળે છે અને ખરા હિતના શબ્દો સંભળાતા નથી. નહિ કરવાનું કર્યાં જાય છે. અને ખરૂં કર્તવ્ય કરતા નથી એવાં લક્ષણ દેખાવાથી તેને એટલે આખા દેશને સન્નિપાત થયો છે એમ કહેવામાં અડચણ નથી. સન્નિપાતમાં જુદાંજુદાં લક્ષણ ભેદે કરીને તેર ભાગ પાડવામાં આવ્યા છે અને જે સન્નિપાતમાં જે દોષનો વધારો હોય તે ઉપરથી તેનું નામ પાડવામાં આવે છે. એટલે આગળ ચાલતાં આગળ કહેલાં સામાન્ય લક્ષણ પૈકી અમુક લક્ષણ પ્રાધાન્યપણું ભોગવીને દેશના કયા કયા ભાગમાં અથવા કયા કયા રૂપમાં, અથવા કયા કયા લોકોમાં કયો કયો સન્નિપાત થએલો જણાય છે તે વિષય ઉપર હવે હું આવું છું તે તેર પ્રકારના સન્નિપાતનાં નામ આ પ્રમાણે છે.

(૧) સંધિક. (૨) અંતક (૩) રૂગ્દાહ (૪) ચિત્તવિભ્રમ (૫) શીતાંગ (૬) તંદ્રિક (૭) રક્તષ્ટીવી (૮) કંઠકુબ્જ (૯) કર્ણક (૧૦) પ્રલાપક (૧૧) જીહ્વક (૧૨) અભિન્યાસ (૧૩) ભુગ્નનેત્ર. એ પ્રમાણે સન્નિપાતના પ્રકૃતિભેદે કરીને તેરનામ પાડવામાં આવ્યાં છે. તેનું વર્ણન જુદું જુદું કરવામાં આવે છે.

(૧) સંધિક સન્નિપાત–આ સન્નિપાતમાં શરીરના સાંધા દુખે છે, કફ અને વાયુની વેદના વધે છે. ગળું સુકાય છે, પરિતાપ થાય છે, ઉંઘ આવતી નથી. એટલા લક્ષણવાળાને સંધિક સન્નિપાત થયો છે એમ જાણવું.

ગૃહસ્થો, અમારા દેશને પણ સંધિક સન્નિપાતને લીધે સાંધે સાંધા દુઃખે છે. એટલે આખા શરીરના મુખ્ય ચાર અવયવ એટલે માથું, હાથ, જાંગ અને પગરૂપ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્ર. તેમાં જ્ઞાતિભેદરૂપી એટલા કટકા પડી ગયા છે કે, જેની ગણતરી કરવી એ કઠીન કામ છે. જેમ એક આંગળીમાં ચાર સાંધા હોય અને તે ચારેમાં દરદ થતું હોય તો મન વિકળ થઈ જાય છે તો પછી દેશમાં એક એક વર્ણરૂપ અંગમાં નહિ ગણાય એટલા સાંધા હોઇને તે પરસ્પર એક બીજાને તિરસ્કારની નજરથી જુએ છે. તેઓ એક બીજાને સહાય કરતા નથી તેમ એક બીજાની સહાય લેતા પણ નથી એવા જ્ઞાતિઓના સાંધામાં થતા દુઃખથી આખા દેશનું ગળું સુકાય છે કફ વાયુથી સુકાઇ ગયો છે એટલે

કફરૂપ સ્નેહ સ્વાર્થરૂપ વાયુથી સુકાઇ ગયો છે જેને લીધે શાન્તિરૂપ પાણીનો શોષ પડવાથી ગળું સુકાય છે. જેની વેદનાથી દિન પર દિન દેશનું બળ ઘટતું જાય છે. અને એ સન્નિપાતની અવધિ સાત દિવસની છે એટલે જ્યાં સુધી શરીરની સાતે ધાતુમાં અથવા દેશમાં ચાલતા સાત પ્રકારના ધર્મમાં સ્નેહ ઉત્પન્ન થાય નહિં ત્યાં સુધી શોષ કે સાંધાનો દુઃખાવો મટે નહિ. એ પ્રમાણે અમારા દેશને પ્રથમ સંધિક સન્નિપાત થએલો છે.

(૨) અંતકઃ—અંતક સન્નિપાતમાં શરીરમાં દાહ થાય છે, મનમાં પરિતાપ થાય છે, બેભાન થાય છે, માથું કંપે છે, હીચકી આવે છે, અને કફમાં વૃદ્ધિ થાય છે. જેને અંતક નામનો બીજો સન્નિપાત કહેવામાં આવે છે.

ગૃહસ્થો; અમારા દેશને કોઈપણુ ઠેકાણે શીતળ શાન્તિ નહિ વળવાથી દાહ થઇ રહેલો છે. અને તે દાહને લીધે અત્યંત સંતાપ વેઠતાં વેઠતાં તે બેભાન બની ગયો છે. જેથી દેશનું મસ્તકરૂપ બ્રહ્મત્વ કંપી ઉઠયું છે. અને જેને હીચકી એટલે આચકા આવે છે. જેની દશા જોઇને મોટા મોટા ચિકિત્સકો પણુ તેને જીવવાની આશા મૂકે છે.

(૩) રૂગ્દાહઃ—રૂગ્દાહ સન્નિપાતમાં લવારો થાય છે, દર્દી બેભાન બને છે અંગ શીથીલ થાય છે, ચક્કર આવે છે, ગળું અને દાઢીમાં વેદના થાય છે, ઘડી ઘડી તૃષા લાગે છે શ્વાસ કાસ અને હેડકીનું જોર વધે છે.

ગૃહસ્થો, એવીજ રીતનો રૂગ્દાહ સન્નિપાત અમારા દેશને થયો છે, અમારા દેશમાં કામ કરવાને અશક્ત પણુ બોલવાને ચાલાક ગણુાવાની ટેવ પડી ગઇ છે એટલે સત્યાસત્યનો વિચાર કર્યા વિના બે ભાન અવસ્થાની પેઠે જેમ ફાવે તેમ આખા દેશના લોકો લવારો કર્યા જાય છે. જેથી દિનપર દિન દેશના શરીરમાં શીથીલતા આવતી જાય છે. તેને લીધે આખો દેશ ભ્રમિત એટલે ચક્કરે ચઢેલો છે. તેનું ગળું અને દાઢી રૂપ વાણીમાં વેદના થવાથી જાણુતા છતાં સાચી વાત કહી શકાતી નથી. જેથી આખા દેશને મુંઝવણુ એટલે અમુંઝણુથી શ્વાસ ભરાઇ જાય છે અને તરેહવાર જાતના આંચકા આવે છે. ચિકિત્સકો આ સન્નિપાતને અસાધ્ય ગણે છે.

ચિત્ત વિભ્રમઃ—જેમ ધંતુરાનું વિષ ખાધું હોય એવો વૈકલ્ય દેખાય પરીતાપ થાય, ભાન ભૂલે, વ્યાકુળ થાય, આંખો ચડી જવાથી વિકાળ દેખાય ઘડીમાં હસે, ગાય' નાચે રડે, ધૂણે અને બકવાદ કરે આવા લક્ષણુવાળા રોગીને ચિત્ત વિભ્રમ સન્નિપાત કહે છે.

ગૃહસ્થો, અમારા દેશને પરદેશી ચમત્કારી વસ્તુઓનું એવું વિષ ચડયું છે કે ચાંદીના સિક્કા આપીને લોખંડનાં પાત્ર ખરીદવા તરફ મન દોરાય છે. એટલે ધંતુરો ખાધા જેવા ચાળા તે કરી રહ્યો છે. ધનને સાટે ધૂળ ખરીદવાથી તે પોતાનું ભાનભૂલીને જયારે વિચાર આવે છે ત્યારે વ્યાકુળતાથી સંતાપ કરે છે. અને પોતાના દેશની કારીગરીનો નાશ થતો જોઈને તેની આંખો ફાટીને વિકરાળ બની જાય છે. એવી અવસ્થામાં જરાક કોઇ મશ્કરીને ખાતર પણ મદદ કરવાનું કહે છે તો તેને હસવું આવે છે, કોઇ મશ્કરીને ખાતર તેનાં વખાણ કરી ચઢાવે છે, ત્યારે તે નાચવા અને ગાવા મંડી પડે છે. અને પોતાની સ્વપ્ન સૃષ્ટિમાં જે વસ્તુ નથી તેને જુએ છે અને જે શબ્દ નથી બોલાતા તેને સાંભળે છે. એટલે પોતાનું ચિત્ત વિભ્રમ થવાથી તે યદ્વા તદ્વા બકે છે જેથી અમારા દેશને પૂરેપૂરો ચિત્તવિભ્રમ સંન્નિપાત થયો છે એમ કહેવામાં અડચણ નથી.

(૫) **સીતાંગ સન્નિપાતઃ**–જેનું શરીર ઠંડુ પડી જાય, જેને કંપ, શોષ અને હેડકી થાય આખું અંગ બાફેલા પાંદડાં જેવું લૂલું થઇ જાય અંતઃકરણમાં ઘણી મુંઝવણ થાય ઉધરસ, ઉલટી તથા ઝાડો થાય જેથી અત્યંત સંતાપ થાય એટલે એ સન્નિપાત શીતાંગ કહેવાય.

ગૃહસ્થો, આગળના ચાર સન્નિપાતમાં અમારા દેશના બ્રાહ્મણો બગડવાથી જે જ્ઞાનેન્દ્રિય અથવા રજોગુણ કે ઉત્પાદક શકિતનો નાશ અથવા અવ્યવસ્થા સૂચવે છે, તેમ આ શીતાંગ સન્નિપાત અમારા દેશના સત્વગુણી રક્ષક શકિતવાળા ક્ષત્રિયોને લાગુ પડે છે. કારણકે રાજયની વ્યવસ્થાથી પરસ્પરના કલહને લીધે જુદા જુદા ભાગમાં ઈર્ષા અને દ્વેષ, કામ અને ક્રોધના આવેશથી સદોદિત તેઓ ગળાના શોષ, શરીરનો કંપારો અને નિર્વાહને માટે આચકા એટલે હીચકી ખાઇ ખાઇને પોતાનું ગરમ લોહી ઠંડું પડી જવાથી આખો સમૂહ ઠંડો ગાર થઇ રહ્યો છે. અને તેનું આખું અંગ બાફેલા પાંદડા જેવું લુલું એટલે નકામું થઈ ગયું છે. જેથી તેઓના અંતઃકરણમાં ઘણી મુંઝવણ થાય છે, કામ વગર થાકેલા જણાય છે. જેને ઉલટી તથા ઝાડાનું એટલે આગળથી કે પાછળથી કયું તત્ત્વ નીકળતું જાય છે તેનું ભાન પણ નથી એટલે આ શીતાંગ સન્નિપાતથી. ભલે તેઓ જીવે છે પણ મરણની નજીક આવતા જાય છે.

(૬) તંદ્રિક સન્નિપાતઃ—આ સન્નિપાતમાં આંખનાં પોપચાં મીચાયલાં રહે છે શૂળથી, તાવથી, કફથી અને તરસથી રોગીને ઘણી પીડા થાય છે. જીભ ફાટેલી અને કઠણ બની જાય છે. અને ઝાડો, શ્વાસ, ગ્લાનિ, કાનમાં પીડા,

કંઠમાં પીડા સાથે રાત દિવસ ઉંઘતો હોય એમ જણાય છે, જેને તંદ્રિક સન્નિપાત કહેવામાં આવે છે.

ગૃહસ્થો, અમારા દેશને વિવિધ પ્રકારના દેશી અને પરદેશી પીવાના પદાર્થને લીધે તેને તંદ્રા એટલે ઘેન ચઢેલું જણાય છે. અને તે ભૂખમરાને લીધે શૂળથી, અજીર્ણને લીધે તાવથી, અને ક્રોધને લીધે તરસથી પિડાય છે. અત્યંત માદક પદાર્થના પીવાથી આખા દેશની જીભ એટલે વાણી ફાટી ગઇ છે અથવા ચિરાઇ ગઇ છે. બહારની વાતો સાંભળવાથી કાનમાં શૂળ મારે છે. ખોરાક ગળે ઉતરતો નથી તેઓ નિશામાં ને નિશામાં રાત દિવસ નિંદ્રાવસ્થામાંજ ગુજારે છે જેથી અમારો દેશ તંદ્રિક સન્નિપાતમાં નિમગ્ન થએલો છે.

(૭) કંઠકુબ્જ સન્નિપાતઃ—જેમાં માથું અને ગળું દુખે છે, શરીરમાં આગ બળે છે, ભાન ભૂલે છે, તાવ અને કંપ હોય છે, વાયુથી લોહી સુકાઇ ચામડી બહેરી થાય છે, દાઢ ભીડાઇ જાય છે, સંતાપ, લવારો અને મૂર્છા થાય તેને કંઠકુબ્જ સન્નિપાત કહેવામાં આવે છે.

ગૃહસ્થો, અમારા દેશને પરદેશી પવન લાગવાથી તેનું લોહી સુકાઇ જઇને તેની ચામડી બહેર મારી ગઇ છે જેથી તેનું સ્પર્શ જ્ઞાન જતું રહ્યું છે અને ખાવાનું બદલાઈ જવાથી દાઢો ભીડાઇ ગઇ છે જેથી આખા દેશના તમામ મનુષ્યરૂપી શરીરમાં આગ ઊઠી રહી છે જેથી તેઓ કંપી રહ્યા છે, જ્વરથી તપી રહ્યા છે, સંતાપથી બકવાદ કરતા થયા છે અને છેલ્લે મૂર્છાવસ્થામાં લીન થતા જાય છે. એટલે અમારા દેશના કંઠનું રૂંધન થવાથી તેને કંઠકુબ્જ સન્નિપાત થયો છે એમ કહી શકાય છે.

(૮) કર્ણક સન્નિપાતઃ—જેમાં રોગી લવારો કરે છે, કાને બહેરો થાય છે, ગળું પકડાઇ જાય છે, આખા શરીરમાં પીડા થાય છે, શ્વાસ અને ઉધરસ વધીને મોઢામાંથી લાળ ગળે છે, તાવ અને સંતાપ થાય છે એટલે એવા સન્નિપાતવાળાને કર્ણક કહેવામાં આવે છે.

ગૃહસ્થો, અમારા દેશને પણ આ કર્ણક સન્નિપાત થએલો જણાય છે. કારણ કે ઘણાકાળથી દેશ કાને બહેરો થએલો છે એટલે શારીરીક, માનસિક કે આત્મિક, ધાર્મિક, સામાજિક કે રાજકીય, કોઈપણ પ્રકારની પોતાની ભૂલને માટે ધર્મ ગુરુ, આચાર્ય કે દેશના આગેવાન નેતાઓ કોઈપણ જાતનો ઉપદેશ કરે તો તે ઉપદેશને અમારો દેશ સાંભળી શકતો નથી. અને પછી જ્યારે

વિદ્યાશકિત, બળશકિત, કે ધનશકિતથી અશક્ત થાય છે ત્યારે આખો દેશ દુઃખથી પિડાય છે, અને તેને લીધે તરેહ વાર જાતના સંતાપને ભોગવી રહ્યો છે. જેથી દેશને કર્ણુંક સન્નિપાત થયો છે એમ કહી શકાય છે.

(૯) ભુગ્નનેત્ર સન્નિપાતઃ—જે રોગી તાવથી અશકત થઇ જાય છે. સ્મૃતિ જતી રહે છે, જેની દૃષ્ટિ કામ કરતી નથી, જે બેભાન, બકવાદ, ભ્રમણા, કંપ, તથા સોજાથી પિડાય છે તેને ભુગ્નનેત્ર સન્નિપાત થયો છે એમ કહેવાય છે.

ગૃહસ્થો, અમારા દેશની આંખોમાં એટલે દૃષ્ટિમાં એવો વિકાર થયો છે કે જે વસ્તુ જ્યાં નથી છતાં તે વસ્તુ ત્યાં દેખે છે, જે વસ્તુ જૂઠી અને નિરૂપયોગી છે, તેને સાચી અને ઉપયોગી માને છે. નાની વસ્તુને મોટી અને મોટીને નાની, સારીને નઠારી અને નઠારીને સારી, ઘણી વસ્તુને એક અને એક વસ્તુને ઘણી જોવાથી તે પોતાનું ભાન ભૂલી રહ્યો છે અને તેને ભ્રમણા થવાથી તે બકવાદ કરે છે, ધ્રુજે છે તથા તેનાં બુદ્ધિરૂપી રકતનો ફરવાનો ક્રમ અવ્યવસ્થિત થવાથી આખા દેશની સ્પર્શેન્દ્રિયમાં વેદના યુકત સોજો ઉત્પન્ન થયો છે, જેથી તે પોતાનું હિત કે અહિત જોઈ નહિ શકવાથી તેને ભુગ્નનેત્ર સન્નિપાત થયો છે. એમ કહી શકાય છે.

(૧૦) રકતષ્ઠીવી સન્નિપાતઃ—જે રોગીને મોંઢામાંથી થૂંકની સાથે લોહી નીકળે, તાવ ચઢે, ઉલટી થાય, તરસ લાગે, મૂર્છા થાય, શુળ ફુટે પેટમાં અમળાય હિક્કા થાય, પેટ ચઢે, ફેર આવે, શરીરમાં ઝઝણી થાય, કોઈને ઓળખી નહિ શકે, જીભ કાળી અને રાતારંગની થાય આવાં લક્ષણ જેને થાય તેને રકતષ્ઠીવી સન્નિપાત થયો છે એમ જાણવું.

ગૃહસ્થો, અમારા દેશને પણ બહારથી અને ભીતરથી એવો માર પડે છે કે તેની છાતી ઉપરથી લોહી તૂટી પડે છે. એટલે લોહી કહેતાં ધનની ઉલટી થવાથી એટલે નકામું ધન વપરાઇ જવાથી તાવ ચઢે છે, એટલે શરીર તપી જાય છે, ધનની શાંન્તિ વિના તરસ લાગે છે, તે ધન નહિ મળવાથી મૂર્છા આવે છે, ધંધાને માટે અફળાવા કે અથડાવાથી શરીરમાં શૂળો ફૂટે છે. પેટપુર કે પથ્ય ખોરાક નહિ મળવાથી પેટમાં દૂખે છે અને પેટ ચઢે છે. સેંકડો જાતની ઉપાધિના વિચાર કરવાથી મગજમાં ચક્કર આવે છે. અને તે વિચાર શૂન્ય થવાથી કોઇ પણ માણસને કે તેની નિશાનીને ઓળખી શકતો નથી. સ્વાર્થને વશ થવાથી જીભ બગડી ગઈ છે, અને ખાવાના લોલુપીપણાને લીધે જીભ કાળી થયલી દેખાય છે. અર્થાત્ પોતાના દેશમાં અને પોતાના ઘરમાં તૈયાર થએલા ખોરાક કરતાં ઘરની બહારનો કે દેશની બહારનો તૈયાર ખોરાક

ખાવાની લાલસા વધી જવાથી આખા દેશની જીભ ઉપરથી રસ ઘટી ગયો છે જેથી જીભ ઉપર કુંડાળાં પડયાં છે. એટલે અમારા દેશને રક્તષ્ટીવી નામનો સન્નિપાત થયો છે. એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

(૧૧) પ્રલાપક સન્નિપાતઃ—જે રોગીને કંપારી, લવારી, સંતાપ, કપાળનો દુખાવો, મોટી મોટી વાતો, સ્વચ્છતા પર અત્યંત પ્રીતિ, બીજાની ફીકર, બુદ્ધિનો નાશ, ગભરામણુ અને ઢંગધડા વિનાનો બકબકાટ એવા લક્ષણુવાળા રોગીને પ્રલાપક સન્નિપાત થયો છે. એમ જાણુવું.

ગૃહસ્થો, અમારા દેશને પણુ એવી ટેવ પડી ગઇ છે કે અમારા પૂર્વજો આવા હતા અને તેવા હતા એવી મોટી મોટી વાતો કરવાની ટેવ છે, પોતાના અંતઃકરણુમાં ગમે તેટલા પાપને લીધે અપવિત્રતા હોય તો પણુ પાણીમાં નહાવાથીજ પવિત્રતા આવી જાય છે જેથી જયાં પાણીનો પ્રવાહ હોય ત્યાં દોડતા ફરે છે, પોતાનું ગમે તેમ થવાનું હોય તેની ચિંતા નહિ રાખતાં, પારકાની પીડા વ્હોરીને તેની ફીકરમાં રહે છે. અને જયારે બુદ્ધિનો નાશ થાય ત્યારે કંપે છે, સંતાપ કરે છે, માથામાં દુઃખાવો થાય છે. અને અંતઃકરણુની ગભરામણુથી આજે આખો દેશ સામાજીક, ધાર્મિક, અથવા રાજકીય બાબતમાં ઢંગધડા વિનાનો બકબકાટ કરી રહ્યો છે. એટલે અમારા દેશને પ્રલાપક નામનો સન્નિપાત થયો છે એમ કહેવાને અડચણુ નથી.

(૧૨) જીંવ્હક સન્નિપાતઃ—જે રોગીને ઉધરસ થાય છે, શ્વાસ ચઢે છે, તે સંતાપથી વિવ્હલ થાય છે. જીભ કઠણુ થએલી તેના ઉપર કાંટા ફૂટે છે અથવા જીભ ટુંકી થઇને તેને મૂગાપણું આવે છે. કાને બહેરો થાય છે, અને શરીર અશક્ત થાય છે તેને નિદાનશાસ્ત્રમાં જીંવ્હકસન્નિપાત થયો છે એમ કહ્યું છે.

ગૃહસ્થો, અમારા આખા દેશને તરેહવાર જાતનાં ખાનપાન ખાવાનો પછી તે પ્રકૃતિને અનુકુળ કે પ્રતિકુળ હોય, શરીરને પથ્ય કે અપથ્ય હોય પણુ શોખ વધી ગયો છે. તેથી પ્રતિકુળ ખોરાક ખાવાથી રજોગુણુની વૃદ્ધિ થઇને વાયુને લીધે જીભ સુકાઇ જાય છે અથવા જીભ પર કાંટા પડયા છે તેથી બોલવાનું કંઈ હોય છે અને બોલાઇ કંઈ જાય છે. તથા કેટલાકને વાયુને લીધે જીભ ટૂંકી થઇ જવાથી મનમાં ગમે તે હોય પણુ મૂંગાં થવું પડે છે. તેથી જે ગભરામણુ થાય છે, તેને લીધે શ્વાસ રૂંધાઈ જાય છે કાન બહેરા થઈ જવાથી કોઇનું હિતવચન સંભળાતું નથી. અર્થાત્ જીભની અત્યંત લોલુપતા ને લીધે જીભ એવી બગડી ગઇ છે કે તેણે પોતાની રસના ઇન્દ્રિય અને વાગેન્દ્રિયનો ધર્મ ગુમાવ્યો છે.

જેથી સ્વાદવાળા અને પથ્ય ખાનપાન નિરસ લાગે છે અને અભક્ષાભક્ષ તથા અપેયાપેય એવાં ખાનપાન પ્રિય લાગે છે. તેમ વાણીનો ધર્મ છૂટી જવાથી તે કોઇને પોતાના મનમાં થતી મુંઝવણ કહી શકતો નથી. એટલે અમારા દેશને જીંહ્‌ક સન્નિપાત થયો છે એમ કહીએ તો ખોટું નથી.

(૧૩) અભિન્યાસ સન્નિપાતઃ—જે રોગીને વાયુ, પિત્ત અને કફના વિકારથી મોઢાપર તેજ વધે છે, ઉંઘ આવતી નથી નેત્રો વિકળ થઈ જાય છે ચેન પડતું નથી, હાલવા ચાલવાની શક્તિ જતી રહે છે, નથી બોલાતું કે નથી ખવાતું અને સ્વાસની ગતિ મંદપડતિ જાય છે તેને અભિન્યાસ સન્નિપાત કહે છે.

ગૃહસ્થો, અમારા દેશમાં રજોગુણ વાયુ, સત્વગુણ પિત્ત અને તમોગુણ કફના કોપને લીધે, અમારી ભોગ્ય શકિત વધી પડવાથી રક્ષકશકિતનો નાશ થયો છે. જેથી ઉત્પાદક શકિત અદૃશ્ય થઈ છે. અને ભોગ્યશકિત એટલે કફના પ્રકોપને લીધે અમારી ચામડીમાં એટલે આખા દેશના કપડામાં ચળકાટ દેખાય છે પણ અમારા દેશને ચિંતા તથા ભયને લીધે ઉંઘ આવતી નથી અને બેચેન થઇને રાત્રિ કાઢવી પડે છે. અમારા ધર્મશાસ્ત્રમાં બંધન હોવાથી પરદેશ જતા નથી અને જો જાય છે તો ત્યાં પરદેશમાં કાયદા થવાથી ત્યાં દાખલ થઇ શકાતું નથી જેથી અમારા દેશનું હાલનચાલન બંધ થવાથી આખો દેશ અચેતન અવસ્થામાં પડેલો જણાય છે. કેટલીક બાબતમાં સત્યવાત પણ મહા મહેનતે બોલી શકાય છે. તેમ શારીરિક, માનસિક, અને આત્મિક શકિત જતી રહેલી હોવાથી ચાલતો શ્વાસ બંધ થઇ થોડી ક્ષણમાં અથવા થોડા સમયમાં મૃત્યુ થશે એવી દશા અમારા દેશની થતી હોવાથી તેને અભિન્યાસ સન્નિપાત થયો છે એમ કહી શકાય છે.

ગૃહસ્થો, આર્યાવર્તરૂપ આપણા દેશમાં જેમ મનુષ્ય શરીરમાં જુદી જુદી ઇન્દ્રિયો, જુદા જુદા ગુણ ધર્મવાળી તથા શકિતવાળી છે તથાપિ તે પૈકીની એક ઇન્દ્રિયમાં પોતાના ધર્મનો હીનયોગ, અતિયોગ, કે મિથ્યાયોગ થાય છે ત્યારે આખા શરીરની બહાર અને ભીતરની તમામ ઇન્દ્રિયો અને તેની તન્માત્રામાં વિકળતા ઉત્પન્ન થાય છે એટલે એક અંગ બગડવાથી આખું અંગ અવ્યવસ્થિત થાય છે તેમ આપણા દેશમાં જુદી જુદી જાતના, જુદા જુદા રીતરિવાજવાળા, જુદા જુદા રંગના, જુદી જુદી ભાષા બોલવાવાળા અને જુદા જુદા ધર્મના લોકો વસતા હોવાથી સામાન્ય સન્નિપાત સર્વત્ર દેખાય છે, પરંતુ પ્રકૃતિ ભેદે કરીને અથવા દેશકાળ, વયવન્હિના ભેદે જુદા જુદા ભાગમાં જુદા જુદા લક્ષણવાળા આ તેરે સન્નિપાત વિદ્યમાન દેખાય છે. જેથી અમારા દેશને સાધ્ય, અસાધ્ય અને કષ્ટસાધ્ય એવા ત્રણ પ્રકૃતિવાળા તેરે સન્નિપાત થએલા છે.

એવું જ્યારે રોગી થએલા દેશની નાડી ધન્વંતરિ સ્વરૂપ પૂજ્યપાદ શ્રીમત્સ્વામિ દયાનંદ સરસ્વતીએ જોઈ ત્યારે એવું નિદાન કર્યું કે જ્યાં સુધી દોષની શાન્તિ થાય નહિ ત્યાં સુધી આ સન્નિપાત મટે નહિ. અને જો સન્નિપાત નહિ મટે તો આર્યાવર્તરૂપ દેશનો અંતિમ કાળ પાસે આવ્યો છે. એટલે તે નક્કી મરણને શરણ થઈ હતો નહતો થઈ જશે અથવા પંચત્વને પામશે. એટલા માટે સન્નિપાતના દર્દીને જો હિરણ્યગર્ભની માત્રા આપવામાં આવે અને તે જો તેને ગળે ઉતરીને પેટમાં પહોંચે તો તરતજ તેને ભાન આવી તે દર્દી બચી જાય એવો વિચાર કરીને સ્વામિશ્રીએ હિરણ્યગર્ભની માત્રા બનાવી.

ગૃહસ્થો ખરી હિરણ્યગર્ભની માત્રા ઘણી મૂલ્યવાન હોવાં છતાં ઘણી મહેનતે તૈયાર થાય છે, તો પણ ધન્વંતરી સ્વરૂપ મહર્ષિને કોઇ વસ્તુ અસાધ્ય હોતી નથી એટલા માટે હિરણ્યગર્ભમાં મુખ્ય પદાર્થ તરીકે પારો, ગંધક, સુવર્ણ અને તામ્રભસ્મ આવે છે, તેમ આ ચાર પદાર્થને ઠેકાણે તેમણે શુદ્ધ અને સંસ્કારિત કરીને ચારવેદનું ગ્રહણ કર્યું. તે પછી, મોતી, પ્રવાળ, માણેક અને પાનાની ભસ્મોને ઠેકાણે ચાર ઉપવેદનું ગ્રહણ કર્યું તે પછી, સુંઠ મરી, પીપર, અને વછનાગને ઠેકાણે શતપથ, ગોપથ, આદિ ચાર બ્રાહ્મણગ્રંથોનું ગ્રહણ કરીને તેને અષ્ટાધ્યાયી મહાભાષ્યના વૈયાકરણથી શુદ્ધ કરીને યાસ્કમુનિકૃત નિરૂક્ત અને નિઘંટુરૂપ ખલ પત્થરથી વાટીને તેનું એક રસ ચૂર્ણ થયા પછી તેના ઉપર બાર ઉપનિષદ્ રૂપ આદુનાં રસના બાર પુટ આપી તેને સાંખ્યઆદિ ષટ્શાસ્ત્રરૂપ પાનના રસના છપુટ આપી તે માત્રાને પરિપક્વ અને પરિપૂર્ણ વિધિપૂર્વક તૈયાર કરી તે પછી દેશમાં ઠામે ઠામ આર્યસમાજરૂપ દવાખાનાં (ઈસ્પીતાલ)ની સ્થાપના કરીને તે સમાજોમાં ઉપદેશક ડોકટરો અથવા કહો કે આયુર્વેદજ્ઞ પંડિતવૈદ્યરાજોની નીમણુક કરીને તેને ફરમાવવામાં આવ્યું કે તમારે વૈદ્યના પાછળના ત્રણ ધર્મને ધારણ કરીને આ સન્નિપાત થએલા આપણા દેશની ચિકિત્સા કરવી. પાછળના ત્રણ ગુણ એટલે કોઇપણ જાતની સ્પૃહાવિના, ધીરજથી અને કૃપાળુ બનીને દવા આપવી. જો તમે માત્ર વૈદ્યનો આડંબર કરીને દર્દીની પાસે જવાની મોટી મોટી ફી લેવાનું ઠેરવીને અથવા રોગ મટયા પછી ઇનામ મેળવવાની આશાથી અથવા એકંદરે કહો કે કોઇપણ બહાને પ્રજાનાધનને ચૂસીને ધનવાન થવાની લાલસાથી આ માત્રા વાપરશો તો સન્નિપાત મટશે નહિ પણ ઉલટો દોષ કોપશે. અને તમે અપયસને પાત્ર થશો. કારણ કે જો વૈદ્યમાંલોભ હોય તો ગરીબ સ્થિતિના રોગીને આવી મૂલ્યવાન દવા આપી શકાય નહિ. જેમ હાલમાં હિરણ્યગર્ભની માત્રા જેની પાસે નથી છતાં વૈદ્યનો આડંબર કરીને વૈદ્યનું રૂપ ધારણ કરીને રોગીનો રોગ મટાડવા માટે કેટલાક ધર્મ ગુરુ રૂપ વૈદ્યો માત્ર રોગીના રોગને વધારી

તેમાંજ પોતાનું શ્રેય માની તેનું ધન હરણ કરીને પોતે મોજ મઝા કરે છે અને એક તરફ દેશનો રોગ વધતો જાય છે. તેમ તમારે કરવાનું નથી પણ તમારે તો નિસ્પૃહતાથી જેમ બને તેમ છૂટે હાથે અને ઉદારતાથી કૃપાળુ થઇને આ હિરણ્યગર્ભની માત્રાનો બહોળો ઉપયોગ કરવાનો છે. અને તેમાં તમારે કૃપાળુ થવાની ખાસ જરૂર છે. કારણ કે રોગીને સન્નિપાત થયો છે, સન્નિપાતવાળા રોગીની પાસે જનારા વૈદ્યરાજને રોગી વખતે ગાળો દે છે, તેના ઉપર થૂંકે છે, તેને લાત કે તમાચો મારે છે છતાં વૈદ્યે કૃપાળુપણાથી તેની સ્થિતિ ઉપર દયા લાવીને તેને માત્રા પાવાને પ્રયત્ન કરવાનોછે. તેમ કરવા છતાં પણ કેટલાક રોગીઓ પાએલી માત્રાને થૂંકી નાખે છે, ઉલટીથી કાઢી નાખે છે, થોડી ઘણી માત્રા ગળે ઉતરે તો પણ તેનામાં જોઇતો ફેરફાર જણાતો નથી તેથી વૈદ્ય એમ સમજે છે, કે મારી માત્રા નિષ્ફળ જાય છે પરંતુ તેમ ધારવાનું કંઇ કારણ નથી, કેમકે વૈદ્યનો ત્રીજો ગુણ ધીરજ રાખવાનો છે એટલે ધીરજથી અને કૃપાળુપણાથી તેમ નિર્લોભતાથી વારંવાર માત્રા ઘસીને પાયાજ કરવી. આવો ઉપદેશ આપીને અમારા દેશની ચિકિત્સા કરવાનું કામ આરંભવામાં આવ્યું છે. જો કે કોઈપણ સ્વાર્થ વિના કોઇ પણ આડંબર વિના, કોઈપણ લાલચ વિના ઉપદેશકરૂપે વૈદ્યરાજો અથવા ડૉકટરો પોતાની માત્રા પાઇને અસાધ્ય રોગને મટાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે છતાં સન્નિપાત થએલાં રોગીઓમાંના કેટલાક તેઓને ગાળો દે છે, કેટલાક પથરા મારે છે, કેટલાક નિંદા કરે છે, અને કેટલાક મશ્કરી કરે છે છતાં ઉપદેશક રૂપ વૈદ્યરાજો પોતાની માત્રાને ઘસી ઘસીને વારે વારે પાયાજ કરે છે તેમાંથી કેટલાક થૂંકી નાંખે છે, કેટલાક ઉલટી કરી નાંખે છે અને કેટલાક માત્રા ગળે ઉતરવાજ દેતા નથી. અને પોતાની મરજીમાં આવે તેમ બકવાદ કરે છે, મરજીમાં આવે એવા ચાળા કરે છે છતાં જેના ગળામાંથી એ માત્રા ઉતરીને હૃદયના કફને ભેદીને, સમાનવાયૂમાં જઇને વાયુનું શોષણ કરે છે કે તુરત મગજ ઉપર ચઢેલું પિત્ત શાન્ત થઇ રોગી ભાનમાં આવી જાય છે. અને જેમ જેમ ઘણા રોગીઓને ભાન આવતું જાય છે, તેમ તેમ વૈદ્યોનો એટલે ઉપદેશકોનો ઉત્સાહ વધતો જાય છે, જેથી આશા રાખી શકાય છે કે જ્યારે દેશના તમામ સન્નિપાતના દર્દીઓના પેટમાં આ હિરણ્યગર્ભની માત્રા દાખલ થશે ત્યારે તેના તેરે પ્રકારના સન્નિપાતનું સાંત્વન થઇ તેના ચારવર્ણરૂપ શરીરનાં ચારે અંગો સુધરશે અને ચાર આશ્રમરૂપ ચાર અંતઃકરણ એટલે મન–બુદ્ધિ–ચિત્ત અને અહંકાર વ્યવસ્થિત રીતે કામ કરતાં થશે એટલે જુદા જુદા ગુણ–કર્મ–સ્વભાવવાળી જુદા જુદા દેશની પ્રજારૂપ દશે ઇન્દ્રિયો સુશોભિત દેખાશે અને ત્યારેજ દેશ જે હાલમાં મળરૂપ બની ગયો છે તેના દોષની શુદ્ધિ થઇને તે શુદ્ધ ધાતુરૂપ બનીને

પોતાની ત્રિગુણાત્મકશક્તિથી ઉત્પાદકશક્તિ, ભોગ્યશક્તિ અને રક્ષકશક્તિથી સુશોભિત થઇ આખી દુનીઆને શોભારૂપ બનાવશે. એટલું કહીને મારા લાંબા વ્યાખ્યાનને આપલોકોએ શાન્તિથી સાંભળ્યું અને શ્રીમાન પ્રમુખ સાહેબે હમેશના નિયમ કરતાં મને વધારે સમય આપ્યો તેથી હું મારો વિષય પ્રતિપાદન કરી શક્યો. જેથી પરીક્ષકના મોઢા આગળ જેમ એક વિદ્યાર્થી પોતાની પરીક્ષા આપે અને પરીક્ષક તેની કેટલી માર્ક આપે કે જેથી વિદ્યાર્થી પાસ થાય તેવી રીતે મારી પરીક્ષાના જે ગુણ–દોષ હોય તે ઉપર વિચાર કરી પ્રમુખ સાહેબ. જે સર્ટિફીકેટ અથવા માર્ક આપશે તે ઉપર સંતોષ માનીને આપ સર્વનો આભાર માનીને બેસી જવા રજા લઉં છું. ઇતિશમ્.

**ओ३म् सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवा वहै ॥**
**तेजस्विना वधीतमस्तु माविद्विषा वहै ॥१॥**
**ओ३म् शान्ति : शान्ति: शान्ति :**

